

# श्रीपंचरत्नगीता

## गुजराती सरलार्थ सहित


सस्तु साहित्य वर्धक कार्यालय

અમદાવાદ અને મુંબઈ-૨

અમદાવાદમાં પાકું પૂઠું ૦ાા. કાચું ૦ાાત
બહારગામવાળા ૦)ત વધુ લેશે.

# गीता विषे जाणवा जेवा विचार-१

"કોઇ પણ જાતિને ઉન્નતિને શિખરે ચઢાવવામાં ગીતાનો ઉપદેશ અદ્વિતીય છે." **વૉરન હેસ્ટિંગ્સ**

"ગીતાગ્રંથ બુદ્ધિની પ્રખરતા, આચારની ઉત્કૃષ્ટતા અને ધાર્મિક ઉત્સાહનું અપૂર્વ મિશ્રણ રજુ કરે છે." **ડૉ૦ મેકનિકલ**

"રાષ્ટ્રીય ધર્મગ્રંથ ગણાવામાં જે જે નિયમો જરૂરી છે તે બધા ભગવદ્‌ગીતામાં મળે છે; એટલુંજ નહિ પણ ભાવી વિશ્વધર્મનો એ એક સર્વોત્કૃષ્ટ ધર્મગ્રંથ છે." **એફ. ટી. બ્રુક્સ**

"[illegible]બલનો મેં યથાર્થ અભ્યાસ કર્યો છે. × × એમાં જે લખ્યું છે તે માત્ર ગીતાના સારરૂપે છે. × × જે જ્ઞાન
ગીતામાં ર
આશ્ચર્ય
સુધા વિ
પાશ્ચાત્ય
નિર્દય અ
વિદેશી
એ સ્વાથી
ગુલામીમ
જ છે.
ખરીદી
બાજનો

"
તેના લ
બીજે એ
સરખામણ
લાગે છે.
ગીતારૂપી પવિત્ર જળમાં સ્નાન કરાવું છું." **મહાત્મા થૉરો**

"સંસારના બધા ગ્રંથોમાંથી ક્યાંય પણ ભગવદ્‌ગીતા જેવા સૂક્ષ્મ અને ઉન્નત વિચારો મળતા નથી." **વિ૦ હુમ્બોલ્ટ**

"આ ગ્રંથ માત્ર હિંદુઓનોજ નહિ પરંતુ સમસ્ત માનવજાતિનો છે." **મહેરબાબાજી**

"તે પુરુષ અને સ્ત્રી મહાભાગ્યશાળી છે કે જેમને આ સંસારના અંધકારથી ભરેલા સાંકડા માર્ગોમાં પ્રકાશ આપનાર આ નાનકડો પરંતુ અખૂટ તેલથી ભરેલો ધર્મપ્રદીપ પ્રાપ્ત થયો છે."

**મદનમોહન માલવીયા**

"એક વાર મારો અંતકાળ પાસે જણાયો ત્યારે ગીતા મને બહુજ આશ્વાસનરૂપ થઇ હતી." **મહાત્મા ગાંધીજી**



# श्रीपंचरत्नगीता

## गुजराती सरलार्थ सहित


सस्तु साहित्य वर्धक कार्यालयने माटे

संपादक अने प्रकाशकः भिक्षु–अखंडानंद

અમદાવાદ–અને મુંબઇ–૨

આવૃત્તિ ત્રીજી, સં. ૧૯૮૭, પ્રત ૫૩૦૦, કુલ ૧૪૩૦૦

અમદાવાદમાં પાકું પૂંઠું ૦।।। શણિયું ૦।।।=

બહારગામવાળા ૦)= વધુ લેશે.

# समर्पण

नमोऽस्त्वनन्ताय सहस्रमूर्तये
सहस्रपादाक्षिशिरोरुबाहवे ।
सहस्रनाम्ने पुरुषाय शाश्वते
सहस्रकोटी युगधारिणे नमः ॥

असितगिरिसमं स्यात् कज्जलं सिन्धुपात्रे
सुरतरुवरशाखा लेखिनी पत्रमुर्वी ।
लिखति यदि गृहीत्वा शारदा सर्वकालं
तदपि तव गुणानामीश पारं न याति ॥

त्वमेव माता च पिता त्वमेव
त्वमेव बंधुश्च सखा त्वमेव ।
त्वमेव विद्या द्रविणं त्वमेव
त्वमेव सर्वं मम देवदेव ॥

कायेन वाचा मनसेन्द्रियैर्वा
बुद्ध्यात्मना वा प्रकृतेः स्वभावात् ।
करोमि यद्यत्सकलं परस्मै
नारायणायेति समर्पयामि ॥

# સમર્પણનો ભાવાર્થ

હજારો રૂપવાળા; હજારો ચરણ, આંખો, મસ્તકો, સાથળો અને બાહુઓવાળા; હજારો નામવાળા; સહસ્ર કોટી યુગોને ધારણ કરનારા અને સદાય શાશ્વત એવા આપ અનાદિ–અનંત પરમ પુરુષને નમસ્કાર હો.

જો નીલપર્વત જેટલું કાજળ હોય; મહાસાગર જેવડો ખડીઓ હોય; કલ્પવૃક્ષના ડાળની કલમ હોય; પૃથ્વી જેવડો કાગળ હોય અને એ બધું લઈને તેનાવડે સાક્ષાત્ સરસ્વતી સદાકાળ લખ્યા કરે, તોપણ હે નાથ! આપના દિવ્ય ગુણોનો પાર આવે નહિ.

હે દેવોના દેવ! મારે માતા પણ આપ છો અને પિતા પણ આપજ છો; બંધુ પણ આપ છો અને મિત્ર પણ આપજ છો; વિદ્યા પણ આપ છો અને દ્રવ્ય પણ આપજ છો; ટુંકમાં હે સર્વેશ્વર! મારૂં તો સર્વ કાંઈ એક આપજ છો.

માટે કાયાવડે, વાણીવડે, મનવડે, ઇંદ્રિયોવડે, બુદ્ધિવડે, ચિત્તવડે, અહંકારવડે અથવા પ્રકૃતિના સ્વભાવવડે જે જે કંઇ કરૂં છું; તે સર્વ હે પરબ્રહ્મ નારાયણ! આપના ચરણકમળમાં સમર્પણ કરૂં છું.

# જયસચ્ચિદાનંદ

જે ભવ્યાત્માને
આમાંનું જ્ઞાન સમજવા-પાળવામાં
કાંઇ પણ પ્રીતિ પ્રકટી હોય
તેમને સવિનય સાધુવાદ;
અને જેઓ નિત્યપ્રતિ
આમાંનો જ્ઞાન-પ્રકાશ
હૃદયમાં પાડ્યા કરી
મોહરૂપી અંધકારને
તેના પરિવાર સાથે
હાંકી કહાડવા
મથતા હોય
તે તે સાધક
બંધુઓને
વંદનપૂર્વક
**જયસચ્ચિદાનંદ**

# શુદ્ધિપત્ર

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૮ | ૨૬ | निष्क्रीय को | निष्क्रयी को |
| ૯૦ | ૧૮ | માલન | મલિન |
| ૯૪ | ૮ | સંચારચક્ર | સંસારચક્ર |
| ૯૪ | ૨૯ | શ્રતિ | તિ |
| ૧૦૯ | ૧૩ | આપે | આપો |
| ૧૨૧ | ૩ | सुखं | न सुखं |
| ૧૨૪ | ૨૯ | ફળન | ફળને |
| ૧૨૭ | ૭ | લેપાતું, નથી | લેપાતું નથી, |
| ૧૨૮ | ૧૮ | लोकोभ्यो | लोकेभ्यो |
| ૧૮૮ | ૯ | તોના | ભૂતોના |
| ૧૯૮ | ૧૦ | ઇચ્છું. | ઇચ્છું છું. |
| ૨૧૧ | ૧૪ | તારી | મારી |
| ૨૧૯ | ૧૯ | મન | માન |
| ૨૫૫ | ૩૦ | પ્રમાણભત | પ્રમાણભૂત |
| ૨૫૯ | ૧૬ | છૂડયો | છૂટયો |
| ૩૧૬ | ૨૦ | મહાદ્યતિ | મહાદ્યુતિ |
| ૩૮૨ | ૧૫ | તે કામાત્માને | કામાત્માને |
| ૪૦૩ | ૧૨ | ब्राह | ब्रूहि |
| ૪૧૬ | ૩ | દેવા | દેવ ! |
| ૪૪૪ | ૨૭ | નાતન | સનાતન |

# પ્રકાશકનું નિવેદન

આ "પંચરત્નગીતા"માં શ્રીમદ્ ભગવદ્ગીતા, શ્રીવિષ્ણુસહસ્રનામ, શ્રીભીષ્મસ્તવરાજ, શ્રીઅનુસ્મૃતિ અને શ્રીગજેન્દ્રમોક્ષ, એ પાંચ ગ્રંથરત્ન સમાયલાં છે. આ રત્નોની દિવ્યતા અને ઉપકારકતા આથી પણ સમજી શકાય કે, મહાભારતરૂપી મહાસાગરમાં રહેલાં અનેકાનેક રત્નોમાંથી અતિ મહત્ત્વના રત્નતરીકે ગીતાજીની પસંદગી જે આપણા સમર્થ ધર્મોદ્ધારક ભગવાન શંકરાચાર્યે કરી હતી; તેમણેજ બીજાં ચાર દિવ્ય રત્નો ચૂંટી કાઢીને ધર્મપ્રેમી જિજ્ઞાસુઓ અને મુમુક્ષુઓ માટે આ ગીતાદિ પાંચ ગ્રંથરત્નો જનસમાજ આગળ મૂકયાં હતાં.

આ પંચરત્ન માટે પણ સંસ્થાની શરૂઆતથી વિચાર હતો; પરંતુ સસ્તાપણાની સાથે સારાપણું પણ ઇષ્ટ હોવાથી ઈશ્વરેચ્છાથી એવો સુયોગ મળી આવતાં આ ગ્રંથ પ્રસિદ્ધ થયો છે. આમાંનો અનુવાદ સરલ, સ્પષ્ટ અને ભાવવાહી બનાવવા યોજકે યથાશક્ય યત્ન કર્યો છે; પણ નિર્દોષ તો એક પરમાત્માજ હોવાથી સુયોગ્ય જનોને વિનતિ કે, એમાં દોષાદિ જણાય તે સુધારી મોકલી પુનરાવૃત્તિમાં તેનો યથામતિ સદુપયોગ કરવા સગવડ આપે.

આમાં ભગવદ્ગીતાનો અનુવાદ મુખ્યત્વે શ્રીધરી ટીકા અનુસાર યોજાયો છે. યોજકને એમાં મૂળ શ્રીધરી ટીકા ઉપરાંત વેદધર્મ સભાએ તથા સ્વ૦ઇચ્છારામ સૂર્યરામ દેશાઇએ જે શ્રીધરી ટીકા અનુસાર અનુવાદવાળી ગીતાઓ કહાડેલી, તે પણ ઠીક ઉપયોગી થઇ હતી. બાકીનાં ચાર રત્નોના અનુવાદમાં પાંચ સ્થળનાં પંચરત્નો સહાયભૂત થયાં હતાં. એમાં બે પંચરત્નો ઉપરોક્ત બે સ્થળનાં, ત્રીજું 'ગીતા પંચરત્ન' સદ્ગત ભટ્ટ બલદેવરામ કૃષ્ણુરામવાળું, ચોથું 'ગીતાદિ પંચરત્ન' મ૦ નથ્થુરામ શર્માજીનું, અને પાંચમું 'ગીતાદિ પંચરત્ન' સદ્ગત ખેમરાજ શ્રીકૃષ્ણુદાસે પ્રસિદ્ધ કરેલું તે. આ સર્વ પંચરત્નોના અનુવાદક અને પ્રકાશક સજ્જનોનો આભાર માની ઇચ્છિવાનું કે, હજી આથી વધુ સરલ, સ્પષ્ટ, ભાવવાહી અને સ્વલ્પ મૂલ્યવાળા અનુવાદો યોજાઇ પ્રચાર પામે.

આ નિવેદન પછી ગીતાની વિગતવાર અનુક્રમણિકા, ગામઠી ગીતા, ગીતાનો ઉપયોગ અને ઉપકારકતા, ગીતાજી વિષે નિવેદન, ગીતામાં સંબોધાયલાં નામોના અર્થ, ગીતાજયંતિની જરૂર, શ્રીગીતામાહાત્મ્ય તથા ગીતામંત્રનાં ન્યાસ, ધ્યાન, ઇ૦ અપાયું છે તે તો પાઠક સજ્જનો વાંચશેજ; પરંતુ એ સિવાય આ ગ્રંથની છેવટે ટીકાકાર શ્રીધરસ્વામી, ગીતાજીનાં ગુણગાન ઇત્યાદિ બાબતો અપાઈ છે તે પણ ખાસ વાંચવા અને ફેલાવવા યોગ્ય હોવાથી અપાઈ છે. શુદ્ધિપત્ર મુજબ સુધારીનેજ વાંચવું જોઇએ. આગલી બે આવૃત્તિઓ ૧૯૮૫માં નીકળી હતી.

ॐतत्सत् સંવત ૧૯૮૭-પોષ માસ — ભિક્ષુ-અખંડાનંદ

# पंचरत्न गीतानी अनुक्रमणिका

# भगवद्गीतानी विगतवार अनुक्रमणिका

# ગામઠી ગીતા

(સારાંશરૂપે)

**ધરતયડો કે છે:-**

ધરમ છેતરમાં ને કુરુ છેતરમાં, એ ઘડીકમાં બાઝી મરે-
હંજયડા ઘડીકમાં બાઝી મરે; મારાં છૈયાં ને મારા ભાઇનાં સોકરાં (૨)
ભેળાં થઇને હું કરે- હંજયડા ભેળાં થઇને હું કરે?

**અરજણિયો કે છે:-**

નાંનાંએ મારવાં ને મ્હોટાંએ મારવાં, મારવાને નાં મળે આરો—
કરહણિયા મારવાનો નાં મળે આરો; એવું તે રાજ કેદીક નાંરે કર્યું તો(૨)
ચીયો ગીગો રહી જીયો કુંવારો? કરહણિયા હું તો નથી લડવાનો.

**કરહણિયો કે છે:-**

અજરાંમર છે અલ્યા મનખાંનો આતમો, ને માર્યો નાં કોથી મરાય-
અરજણિયા માર્યો નાં કોથી મરાય;એવું હમજીને અલ્યા દીધે તું રાછયને (૨)
તારા બાપાનું હું જાય,- અરજણિયા મેલ્યને મુરખાવેડા.
મલક બધો તારી કરવાનો ઠેકડી, ને હું તો કહી કહીને થાક્યો-
અરજણિયા હું તો કહી કહીને થાક્યો; ખતરીના કુરમેં ચ્યાંથી તું આવો(૨)
ઉંધા તે પાંનિયાનો પાક્યો,-અરજણિયા મેલ્યને મુરખાવેડા.
અલ્યા જુધમાં જીતેશ તો રાજ કરેશને, મરેશ તો જાશ ઓલ્યા હરગે-
અરજણિયા મરેશ તો જાશ ઓલ્યા હરગે; અલ્યા તારો તે દી જો ધેરજ
હોય તો (૨) આવો તે લાગ શીદ ચૂકે? અરજણિયા મેલ્યને મુરખાવેડા.
મોટા મોટા મહાત્યમા ને મોટા પુરુખ, જીણે વાસનામાં મેલ્યો પૂળો-
અરજણિયા વાસનામાં મેલ્યો પૂળો; અલ્યા એવા જગતહાટુ કરમ હૈહઇડે(૨)
પછે તુ તે ચેઈ વાડીનો મૂળો,- અરજણિયા મેલ્યને મુરખાવેડા.
કરમની વાત બધી આપડા હાથમાં, ને ફળની નહિ એક કણી—
અરજણિયા ફળની નહિ એક કણી; ઇમ ના હોય તો બધાય થઇ બેહે (૨)
ઓલ્યા દલ્લી તે શહેરના ધણી,-અરજણિયા મેલ્યને મુરખાવેડા.
(માટે) ઉંધુ ઘાલીને જા કરમ દહૈડ્યને ફળની કર્ય માં ફકર-
અરજણિયા ફળની કર્ય માં ફકર; ફળનો દેનારો ઓલ્યો બેઠો પરભૂડાચો (૨)
તે નથી તારા બાપનો નોકર,-અરજણિયા મેલ્યને મુરખાવેડા.

**અરજણિયો કે છે:-**

ભરમ ભાજ્યો ને મારો સાંસ્યો ટર્યો છે, ને ગન્યાંન લાધ્યુ મને હાચુ-
કરહણિયા ગન્યાંન લાધ્યુ મને હાચુ; તું મારો મદારી ને હું તારો માંકડો(૨)
નચાવે ત્યમ હું નાચુ,- કરહણિયા હું તો હવે લડવાનો.

**હંજયડો કે છે:-**

જોગી કરહણિયો ને ભડ અરજણિયો, ઇ બે જ્યાં થાચે ભેળા-
ધરતયડા ઇ બે જ્યાં થાચે ભેળા; મારૂ દલકુ તો ઇમ શાખ્ય પૂરે છે (૨)
તિહાં દૂહાડી ઉડે ઝી ચેળાં, ધરતયડા દૂહાડી ઉડે ઝી ચેળાં.

---



यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत।
अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम् ॥
परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम्।
धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे ॥



महावीर अर्जुन अने योगेश्वर श्रीकृष्ण

# ગીતાનો ઉપયોગ અને ઉપકારકતા

ખરેખર ગીતાના જેવો દિવ્ય સંદેશ પહોંચાડનારો ગ્રંથ આજસુધી બીજો નથીજ રચાયો. ગીતાના સંબંધમાં માનવજાતિએ એટલી બધી આલોચના-પ્રત્યાલોચના કરી છે કે જેટલી આજસુધી બીજા કોઇ પણ ગ્રંથની થઇ નથી. ગીતાના કેવળ અંતરંગ રૂપ ઉપરજ એટલું બધું લખાયું છે કે, જો તે બધાનો સંગ્રહ કરવામાં આવે તો મહાભારત જેવડા કેટલાય ગ્રંથ ભરાઈ જાય.

ગીતાના **કાવ્યમાધુર્ય** ઉપર કવિ વિમુગ્ધ થાય છે; ગીતાના **સાર્વભૌમ નીતિશાસ્ત્ર** ઉપર નીતિજ્ઞ ગળગળો થઇ જાય છે; ગીતાના **નિષ્કામ કર્મયોગ** ઉપર કર્મયોગી આફરીન થાય છે અને ગીતાની **વીર વાણી** ઉપર દૃઢપ્રતિજ્ઞ માનવી આસક્ત થાય છે. કોઈ ગીતાને **જ્ઞાનનો સાગર** કહે છે, તો કોઈ તેને **ઉપનિષદોનું હૃદય** કહે છે. કોઇ એને **કર્મયોગશાસ્ત્ર** કહે છે, તો કોઈ **ભક્તિસૂત્ર** કહે છે. વાસ્તવમાં ગીતા એ નટવર **શ્રીકૃષ્ણચંદ્રની** એક એવી **અલૌકિક ઝોળી** છે અને એવું **સ્વર્ગનું કલ્પવૃક્ષ** છે, કે જેનાવડે માનવી જે કંઇ જોઇએ તે મેળવી શકે છે. જો એમ ન હોત તો ગીતામાંથી લોકોની ભિન્ન ભિન્ન રુચિ અનુસાર કર્મયોગ, ભક્તિયોગ, જ્ઞાનયોગ, પ્રવૃત્તિ, નિવૃત્તિ વગેરે ચિત્રવિચિત્ર ફળો ક્યાંથી નીકળી શકત?

એક દિવસે રોમન જાતિનું નામ સાંભળતાંજ યુરોપની જાતિઓ ભીંજાયલી બિલ્લીની પેઠે ધ્રૂજતી હતી; એક સમયે બેબીલોનિયનોના ડરથી યુરોપીયનો થરથર કંપતા હતા; એક જમાનામાં યુરોપ, એશિયા અને આફ્રિકામાં ઇજીપ્શિયનોનો દમામ ચાલતો હતો અને એક કાળમાં ગ્રીકોની ધાક સમસ્ત યુરોપમાં ફેલાઈ ગઇ હતી; પરંતુ એ જોરાવર જાતિઓ પણ કાળરૂપી સમુદ્રમાં ક્યાંની ક્યાંય વિલીન થઇ ગઇ; અને આ હિંદુજાતિ-કે જે કાસ્પિયન, ગ્રીસ, બલ્ક, હિરાત અને ત્રિવિષ્ટપ(તિબેટ)માંની આગલી જાતિઓથી ઘણા કાળ પહેલાં ધર્મક્ષેત્ર કુરુક્ષેત્રમાં સુરસ શ્રુતિમંત્રોની લહરિમાં અવગાહન કરતી હતી તે-આજપર્યંત ટકી રહી છે એનું શું કારણ? અમારા અભિપ્રાય પ્રમાણે એનું જબરદસ્ત કારણ તેનું ઉદાત્ત સાહિત્ય (અને એ સર્વોત્તમ સાહિત્યના પાલન તથા કથાકીર્તનાદિ વડે તેનો પ્રચાર કર્યા કરનારાઓ) છે. વળી આ વાત પણ સત્ય છે કે, એ મહાન સાહિત્યનું મંથન કરીને તેનું હૃદય ગીતામાં યોગેશ્વર શ્રીકૃષ્ણચંદ્રે એવી તો અજબ રીતે અને સુંદર રીતે ગોઠવી દીધું છે, કે જેથી આપણી આ હિંદુજાતિની પ્રતિષ્ઠા અને મહિમાનો સર્વત્ર પ્રચાર કરનારો એના જેવો બીજો એક પણ ગ્રંથ સમગ્ર સંસારમાં નથી.

આજે હિંદુજાતિ ગુલામ છે, દરીદ્ર છે, છિન્નભિન્ન છે અને

ધૂર્ત જાતિઓ તો તેને "કપિલા ગાય" જેવી ભલી અને ભોળી માને છે; પરંતુ જ્યારે એ કપિલા ગાય–એ હિંદુજાતિ–ગીતાની અભય વાણી તરફ કાન માંડે છે, ત્યારે તેઓ એને ભૂખ્યા વાઘ જેવી ભયંકર જુએ છે અને તેમનાં એકે એક ગાત્ર ઢીલાં ઢબ થઈ જાય છે! જ્યારે એ જાતિઓ જુએ છે કે, એ ગરવી ગીતાના અનુવાદ ફૈઝીએ ફારસીમાં, અબુ સુલેહે અરબીમાં, સ્લેગને લેટિન-માં, ડિમિટ્રિયસે ગ્રીકમાં, બર્નુફે ફ્રેન્ચમાં, લોરિંજરે જર્મનમાં, સ્તાનિસલસ ગેટીએ ઇટાલિમાં અને ટૉમ્સન, આર્નોલ્ડ, ડેવિસ, બીસેન્ટ તથા ચાર્લ્સ વિલ્કિન્સને અંગ્રેજી ભાષામાં કરીને ઘણી ખરી નીતિશૂન્ય જાતિઓમાં આ **સદાચારશાસ્ત્રનો** પ્રકાશ ફેલાવવાનો પ્રયત્ન કર્યો છે; ત્યારે એ પ્રજાઓ શરમાઈ જઇને હિંદુજાતિને મસ્તક નમાવે છે અને તેને આદિગુરુ, આદિસભ્ય, આદિવીર, આદિનીતિજ્ઞ અને આદિશાસક તરીકે માને છે. ચાર્લ્સ વિલ્કિન્સને ગીતાનો જે અનુવાદ કર્યો છે, તેની ભૂમિકા વૉરન હેસ્ટિંગ્સ સાહેબે લખી છે. એ ભૂમિકામાં તેમણે મુક્તકંઠે સ્વીકાર્યું છે કે "**કોઇ પણ જાતિને ઉન્નતિના શિખરે ચઢાવવામાં ગીતાનો ઉપદેશ અદ્વિતીય છે.**" અમેરિકાનો સર્વશ્રેષ્ઠ સાહિત્યકાર એમર્સન તો ગીતાના પુસ્તકને પોતાની દૃષ્ટિ સમક્ષજ રાખતો હતો. કેમકે ગીતાને તે **સમગ્ર વિશ્વના સાહિત્યમાં સર્વોત્તમ ગ્રંથ,** માનવના **ચિંતનની સર્વશ્રેષ્ઠ સામગ્રી** તથા અનુભવની **સૌથી મહાન સંપત્તિ** માનતો હતો. જ્યારે તે ગીતાનો **'सर्वभूतेषु चात्मानं सर्वभूतानि चात्मनि'** એ શ્લોક વાંચતો ત્યારે તેનું આખું શરીર પુલકિત થઇ જતું; તેનું હૃદય નાચી ઉઠતું અને તે કલાકોના કલાકો સુધી આનંદાશ્રુ વહાવતો! તે પોતાના ગીતા પુસ્તકને ઈષ્ટદેવની મૂર્તિસમાન ગણતો અને તે પુસ્તક હજીસુધી ન્યુયૉર્કની એક લાયબ્રેરીમાં સુરક્ષિત છે. ચીની ભાષામાં ગીતાનો અનુવાદ કરનાર ચીનો માણસ તો શ્રીકૃષ્ણના જ્ઞાન ઉપર એટલો બધો મુગ્ધ હતો કે તે દરરોજ તેનું વાચનમનન કરીને ત્રણ ચાર વાર પ્રેમરુદન કરતો હતો! ચીનાઓએ તો તેનું નામ 'કિપનજી' (કૃષ્ણજી) પાડયું હતું! હજી પણ ત્યાં તે એજ નામથી ઓળખાય છે અને તેનું અસલ નામ લુપ્ત થઇ ગયું છે!

બાલી અને જાવા બેટમાં ગીતાના કેટલાયે ગદ્યપદ્ય અનુવાદ છે અને ફિલ્મોમાં ગીતાનાં બધાં દૃશ્યો દેખાડવામાં આવે છે. આ વિશાળ ભારતમાં તો વેદો કરતાં પણ ગીતાની પ્રતિષ્ઠા વધારે છે.

આપણે ત્યાંની તો વાતજ જુદી છે. અહીં તો જેણે ગીતા ઉપર કંઇ પણ લખ્યું ન હોય તે સમર્થ આચાર્યજ ગણાતો નથી. કેમકે તેમનો કોઈ પણ મત કે સિદ્ધાંત એવો હોતો નથી, કે જેનું તેમણે ગીતાથી સમર્થન ના કર્યું હોય. એજ કારણથી અદ્વૈતવાદી

શંકરાચાર્ય, વિશિષ્ટાદ્વૈતવાદી રામાનુજાચાર્ય, વિશુદ્ધાદ્વૈતવાદી વલ્લભાચાર્ય, દ્વૈતવાદી મધ્વાચાર્ય અને દ્વૈતાદ્વૈતવાદી નિમ્બાર્કાચાર્ય વગેરેએ અને તેમના અનુયાયીઓએ ગીતા ઉપર એટલાં ભાષ્યો, વ્યાખ્યાઓ, વૃત્તિઓ, વિવૃત્તિઓ, ટીકાઓ, ટિપ્પણીઓ, આલોચનો, રહસ્યો અને વિવરણો સંસ્કૃતમાં લખ્યાં છે કે એ બધું જો કોઈ વાંચવા માગે, તો તેની પાછળ માણસને બે-ચાર જન્મ તો લેવાજ પડે! આ સાંપ્રદાયિક વિવેચનો ઉપરાંત ગીતા ઉપર સેંકડો સ્વતંત્ર વ્યાખ્યાગ્રંથો પણ સંસ્કૃતમાં લખાયા છે. ભારતની પ્રાકૃત ભાષાઓમાં પણ શ્લોકાનુવાદ, ભાવાનુવાદ, છાયાનુવાદ, આલોચના, અંતરંગ વિવરણ અને બહિરંગ સમાલોચનાના અગણિત ગ્રંથો નીકળ્યા છે. એમાં લોકમાન્ય તિલક, હીરેન્દ્રનાથ દત્ત અને અરવિંદ ઘોષના ગ્રંથો સર્વોત્તમ ગણાય છે.

તુલસીકૃત રામાયણ સિવાય ભારતવર્ષની કોઈ પણ ભાષામાં એવો કોઇ પણ ગ્રંથ નથી કે જેનો ગીતાના જેટલો પ્રચાર હોય. પ્રત્યેક ધર્મપ્રેમી હિંદુ તેનો નિત્યપાઠ કરે છે. મરણ વખતે પણ ગીતોપદેશ સંભળાવવાની અત્યંત પ્રાચીન પરિપાટી આપણે ત્યાં છે. વધારે તો શું, ભારતના જડ ચેતન સર્વમાં ગીતોપદેશના સંસ્કારો ભર્યા પડયા છે. અલબત્ત, તે અવ્યક્ત છે, વ્યક્ત નથી; સૂઈ રહેલા છે, જાગ્રત નથી.

ગીતાના આ દિવ્ય કિંતુ અવ્યક્ત અને સૂઈ રહેલા ઉપદેશને વિકાસ અને જાગૃતિના નવીન સ્વાંગ સજાવવા એ હિંદુજાતિનું હાલનું પરમ આવશ્યક કર્તવ્ય છે. આપણે ગીતા વાંચીએ છીએ, પરંતુ તેનો સદુપયોગ કરવાનું જાણતા નથી. આપણે "**निर्वैरः सर्व भूतेषु**" નો પાઠ કરીએ છીએ, પરંતુ ઘરમાંજ વેરઝેરના દાવાનળ સળગી રહ્યા હોય છે. આપણે "**युध्यस्व विगतज्वरः**"નું રટણ કરીએ છીએ, પરંતુ ધર્મ અને જાતિની રક્ષાર્થે રણાંગણમાં કૂદી પડતાં ડરીએ છીએ! આપણે "**क्लैब्यं मा स्म गमः पार्थ**"નું પારાયણ કરીએ છીએ, પરંતુ મા-બહેનોની આબરૂ લૂંટાતી જોવા-જાણવા છતાંયે નપુંસકતા દર્શાવીએ છીએ! આપણે "**सुखिनः क्षत्रियाः पार्थ लभंते युद्धमीदृशम्**" નો દમ મારીએ છીએ, પરંતુ દેશની સ્વાધીનતાના સંગ્રામમાં નાગી તલવારોની ધારો ઉપર નાચતાં ડરીએ છીએ! આપણે "**क्षुद्रं हृदयदौर्बल्यं त्यक्त्वोत्तिष्ठ परंतप**"ની બુલંદ ગર્જના કરીએ છીએ, પણ વ્યવહારમાં તો હીજડાઓની પેઠે માર ખાયા કરીએ છીએ! આપણે "**नैनं छिन्दन्ति शस्त्राणि नैनं दहति पावकः**" ની બડાઇ હાંકયા કરીએ છીએ; પરંતુ ધર્માત્માઓના તનતોડ પરિશ્રમ છતાંયે આત્મબળ ખીલવીને સંસારને ચકિત કરી શકતા નથી!

ગીતાનો નિત્યપાઠ કરો, તેને સમજો અને તે પ્રમાણે આચરણ કરો. જો તમે એ પ્રમાણે કરો, જો ગીતાનો વ્યાવહારિક ઉપયોગ કરો, તો તો એનો એકાદ શ્લોક પણ તમારી નસોમાં ચેતના

જગવવાને પૂરતો છે. ગીતાનો એક એક શબ્દ અભયવાણીનો એક એક એવો અજબ નમુનો છે, કે જે અભય વાણીનો ભક્ત આદરી બેસે તો કૃતાંત કાળને પણ ધૂળભેગો કરી શકે તેમ છે; તો પછી મનુષ્યોના તે શા હિસાબ ? હકીકત આવી હોવાથી પ્રત્યેક દેશાભિમાનીએ આ અભય વાણીને પોતાના હૃદયપટ ઉપર સુવર્ણાક્ષરે લખી લેવી જોઇએ. હિંદુસંગઠનના નિશામાં મસ્ત રહેનાર વ્યક્તિઓએ એવો પ્રખર પ્રયત્ન કરવો જોઇએ, કે જેથી પ્રત્યેક હિંદુગૃહમાં આ **અભય વાણીનું–આ ગીતાપનિષદ્નું** રામનામની પેઠે રટણ થતું રહે. જેઓ સંસ્કૃતમાં ગીતા સમજી શકતા નથી તેઓ પોતાની માતૃભાષામાં વાંચે, અને જેઓ માતૃભાષા પણ જાણતા નથી તેઓ બીજાઓ પાસે વંચાવીને સાંભળે. આ રીતે જે દિવસે બધા હિંદુઓ ગીતાભક્ત થઈ તેનો વ્યાવહારિક ઉપયોગ કરીને (અથવા કરવા માટે) હિંદુ-જાતિ સમક્ષ જાગૃતિનો શંખનાદ ગજાવશે; તે દિવસે આ ભૂમંડળમાં એવી કોઇ પણ જાતિ નહિ રહે કે જે આપણી સામે આંખ પણ ઉંચી કરી શકે ! જે દિવસે આપણે ધર્મરક્ષણ અને દેશાભિમાનને ખાતર વીરવ્યાઘ્ર અર્જુનની પેઠે ત્રિલોકવિજયી ગાંડીવનો વિજયટંકાર કરીશું, તે દિવસે આ સંસારમાં એવી તે કઇ પ્રબળ શક્તિ છે કે જે ઘુંટણીએ પડીને શિર નમાવે નહિ ? ગીતા–સિદ્ધાંતના પાયા ઉપર જે દિવસે આપણે સંગઠન કરી લઇશું, તે દિવસે વિશ્વની પ્રભુતામત્ત શક્તિઓ પણ ધ્રૂજી ઉઠશે અને મહાભયંકર કૃતાંત કાળ પણ કંપી ઉઠશે. (કલકત્તાના "હિંદૂપંચ" ઉપરથી)

---

## मनहर छंद

मोह को मिटाती प्रकटाती आत्मबोध शुद्ध।
भीरुता भगाती युद्धवीरता जगाती है॥
क्षणमें छुडाती अकर्मण्यता से निष्क्रीय को।
कौन तू है, विश्व क्या है, तथ्य समझाती है॥
प्यारीयोगियोंकी औ वियोगियोंकीभोगियोंकी।
मरणोपरान्त मोक्षद्वार दिखलाती है॥
जीवनमें विश्वविजयी का है पढाती पाठ।
शान्ति सुखदात्री एक गीता कहलाती है॥

(શ્રી. વિદ્યાભાસ્કર શુક્લ)

---

# ગીતાજી વિષે નિવેદન

ગૌરવવંતુ ગીતાજ્ઞાન, જેના ગાયક શ્રીભગવાન;
સીધે પંથ સધાવે શ્રેય, વ્યવહારે પણ મોક્ષજ ધ્યેય.
તે ભૂલી ભારતસંતાન, ભૂલ્યાં ભવ્ય ધર્મનું ભાન;
ધર્મ કર્મથી થઇને ભ્રષ્ટ, સર્વ પ્રકારે પામે કષ્ટ.
તેહતણી સેવાને કાજ, સુલભ થાવા ગ્રંથ સમાજ;
સુજનોના પુણ્યે સૌ થાય, કર્તા ધર્તા શ્રીહરિરાય.

આ સંસ્થાની સરલાર્થવાળી ગીતાઓના નિવેદનમાં જે વિચારો તેની (સંવત ૧૯૭૦ વાળી) પાંચમી આવૃત્તિથી રજુ થતા આવ્યા છે; તે અહીં પણ (થોડા શોધન સાથે) રજુ કર્યા છે.

બાઇબલ સોસાઇટી અને ખ્રિસ્તી મિશનોદ્વારા ભારતવાસીઓને ખ્રિસ્તીઓ બનાવવા વગેરે માટે દર વર્ષે જે કરોડોનાં ફંડ ક્રિશ્ચિયન ધનિકો વહેવરાવતા આવ્યા છે; એવા બુદ્ધિમાન દાતાઓ અને સ્વાર્થ-ત્યાગી કાર્ય કરનારાઓ આ દેશમાંથી નીકળી આવે અને દેશમાંના અગ્રેસરો, ધનિકો, ધર્મગુરુઓ વગેરે એવી તેવી અનેકવિધ સાદી સીધી ઉપકારક બાબતો સમજતા થાય, ત્યારની વાત ત્યારે.

અસામાન્ય પૂર્વજોની જયંતીઓ સ્થળે સ્થળે જગવીને સૂતેલા સુસંસ્કારો જગાડનારા, કર્મયોગમય જીવનકથનદ્વારા પ્રબળ પ્રવાહ ફુંકનારા, અનેકાનેક દીન અનાથ બાળકોને દેશની દુર્દશા વધારતાં રોકીને એવાઓમાંથી ( ખ્રિસ્તીઓની પેઠે ) પોતાના દેશ અને ધર્મ માટે થોકબંધ સ્વયંસેવકો–બ્રહ્મચારીઓ–પંડિતો–કથાકારો–ઉપદેશકો—દેશભકતો–સાક્ષરો–શિક્ષકો–પ્રચારકો–વૈદ્યો અને સૈનિકો ઇત્યાદિ પ્રકટાવવાની ધગશ ધરાવનારા, તથા એવી બાબતો પાછળ સર્વભાવે એકનિષ્ઠ અને સમર્પણ થઇ જઇને બહુ બાબતો-ના બડેખાં બનવાના કીર્તિલોભથી બચી જાણનારા, એવા સાવ સાચા કર્મવીર અને ધર્મવીર ભારતવર્ષમાં કયાં ? અને કેટલા ? જ્યાં ધનિકોનાં છોકરાંને સરકારનું કે સરકારને મળતું શિક્ષણ આપીને અથવા તેમાં મદદ કરનારી શાળાઓ અને બોર્ડિંગો કાઢીને દેશનું ઘર ઘાલવા છતાં તેમાં દેશસેવા મનાયા કરતી હોય, ત્યાં પાયાભૂત મતિ–ગતિ અથવા ગરજ–ફરજ જાગવી, એ તો કોઇ મહાભાગી વિરલ માનવીનાજ નશીબમાં હોય. બાકી ભલેને પરધર્મીઓના વિઘાતક, વિશાળ અને ગુપચૂપ હુમલા ગમે તેટલા ચાલ્યા કરે; ભલેને લાખો વિધવાઓના આંતરિક આર્તનાદો હિંદુજાતિને રસાતળમાં પહોંચાડી દે ! ભલેને બધાય અંત્યજો અને કાળી પરજને વિધર્મીઓ અપનાવી

લે ! ભલેને ધર્મને નામે ગમે તેટલી લૂંટ અને દુરાચાર ચાલ્યા કરે! ભલેને બધા હિંદુઓ આર્યપ્રજા મટી કુરકુરિયાંની પ્રજા બની જાય કે ભલેને તેનાં નામનિશાન પણ ઉખડી જાય ! પણ એવું તેવું વિચારવા સંભાળવાની પડી છેજ કોને ? જાણે કે એવી તેવી બાબતોમાં પણ વિદેશી સરકાર ને વિદેશી વસ્તુઓજ આડી આવતી હોયને ! આર્ય-સમાજી કે બીજાઓ એવું તેવું કાંઇ પણ કરતા કારવતા હોય તેમને ઉત્સાહ આપવા જેટલી પણ જ્યાં અક્કલ ન હોય ત્યાં સહાયતાની તો વાતજ શી !

ધનિકવર્ગ પણ જ્યાંસુધી આવી તેવી દેશકાળને અનુસરતી અનેક બાબતો નહિ સમજતાં દાનપુણ્યની બાબતમાં માત્ર ગાડરીઆ પ્રવાહે-નુકસાનકારક રસ્તે-તણાયા કરશે; જ્યાંસુધી વિદેશી વિધર્મી સરકાર માબાપ રાજી થઇ જઇ એકાદ ઇલ્કાબનું પૂંછડું વળગાડી દે, એવાંજ કામો કરવા જેટલી અક્કલ ને આવડત રહેશે; જ્યાંસુધી ધર્મગુરુઓ પોતાની રાજસ-તામસ વૃત્તિઓને પોષવા માટે શિષ્યવર્ગનું તન-મન-ધન પોતાનાજ શ્રીચરણમાં સમર્પાવ્યા કરશે; જ્યાંસુધી તેઓ પોતે ખરી નિષ્કામતા ધારણ કરીને સાત્ત્વિક દાનના દેશકાળને અનુસરતા પ્રકારો અમલમાં મૂકવા-મૂકાવવાની અક્કલ મેળવશે નહિ; જ્યાંસુધી "**વૃથા વૃષ્ટિ સમુદ્રેષુ**" કર્યા કરનારા અંધશ્રદ્ધાળુ શિષ્યો સ્વાર્થસાધુ ગુરુ બાપલિયાઓના બાહ્ય દાદ અથવા વાણીકૌશલ્યથી અંજાયા કરીને તેઓની સ્વાર્થલોલુપતા સમજવા જેટલી અક્કલ મેળવશે નહિ; જ્યાંસુધી અગ્રેસરો દેશની અનેકવિધ દુર્દશાને માટે બહારનાઓને દોષ આપ્યા કરશે; અને ખુદ પોતામાં, ઘરમાં, જ્ઞાતિમાં ને સમાજમાં વ્યાપી રહેલા અવળા અને ઉપલકિયા આચારવિચારોને, વિઘાતક શાળા-શિક્ષણોને અને અયોગ્ય રૂઢિ-રિવાજોને ખરા કારણરૂપે સમજી એવી તેવી બાબતોને ટાળવા-સુધારવાના પ્રબળ પ્રયત્ન કરશે નહિ; જ્યાંસુધી તાત્કાલિક કીર્તિવિનાનું અને અધિક શ્રમસાધ્ય એવું સ્વાર્પણનું અમોઘ સત્ત્વ ધરાવનારા અનેકાનેક ધનિકો, ધર્મગુરુઓ અને અગ્રેસરો પાકશે નહિ; જ્યાંસુધી દયાદાન, જ્ઞાનભક્તિ, સમભાવ, સત્યાગ્રહ, દેશાભિમાન, નિડરતા, વિદ્વત્તા, દુરાચારવિરોધ, સત્યોપદેશ, સાદું જીવન, સર્વાર્પણ અને સહનશીલતા વગેરે દૈવી સંપત્તિના ભંડારરૂપ શતાવધિ વીરાત્માઓ ભારતની ગરીબ ઝુંપડીઓમાંથી ઉદ્ભવીને દેશના ખૂણેખૂણાને જ્ઞાન-ચારિત્રના પ્રખર પ્રકાશથી ભરી કાઢશે નહિ; ત્યાંસુધી તો દેશમાં ઉંડી જડ ઘાલી બેઠેલો અજ્ઞાનાંધકાર તથા તેનાં બાળબચ્ચાંરૂપ દુઃખ-દુર્ગુણો અને તેનાં ફળ ભોગવાવનારાં અનેકવિધ બાહ્યનિમિત્તો વગેરે દૂર થવાં મુશ્કેલ છે.

યુનિવર્સિટીની પરીક્ષામાં પાસ થનારા નવયુવકોને પદવીની

સાથે ક્રિશ્ચિયનો તરફથી બક્ષીસ અપાતી બાઈબલની ભપકાદાર બુકો કયા ધનવાને પોતાનાં સંતાનોને મળેલી નહિ જોઇ હોય ? અને તે છતાં પણ અફસોસ ! ઓ ધર્મપ્રેમી હિંદુ સંતાનો ! તમારા સર્વોત્તમ ગીતા-રામાયણાદિ ધર્મગ્રંથોવિષે એવા તેવા કોઈ વિચાર તમને કેમ નથી આવતા ? એકાદ મૂર્ખ પણ સમજી શકે અને પરોપકારના પુણ્ય સાથે કીર્તિ પણ મળી રહે એવી બાબતો સમજી અને સાધી શકો, એટલાં તમારાં હૃદયકપાટ હજી કેમ ખુલી શકતાં નથી ? શું હજી પણ તે બંધજ રહેશે ?

બંધુઓ ! હવે તો લોકોની ખરી સ્થિતિ અને હાજતોને બંધબેસતા પરોપકારના સન્માર્ગોએ તમારે વળવું ઘટે છે. તમારા, તમારી સંતતિના અને સર્વના સાચા હિત માટે પ્રભુ તમને તેમ કરવાની બુદ્ધિ આપો.

મહાન અવતારો, આચાર્યો અને ઋષિમુનિઓથી ઉતરી આવેલા સનાતન આર્યધર્મના સારભૂત સિદ્ધાંતો અને ધર્માજ્ઞાઓ સમજાવીને વ્યવહાર તથા પરમાર્થને રૂડે પ્રકારે સાધવાનો સાચો માર્ગ દર્શાવનારા જે ગીતા-રામાયણાદિ ધર્મગ્રંથો, તેને નિત્યપાઠ માટે ગ્રહણ કરીને તથા દાન કે ભેટ આપીને સર્વ હિંદુ-આર્ય સંતાનો પોતાનો હાથ પવિત્ર કરે; પાઠ કરીને વાણી પવિત્ર કરે; ઉદ્દેશ અને રહસ્ય સમજી હૃદય પવિત્ર કરે; અને પરિપાલનરૂપે કર્મયોગ (નિષ્કામ પરોપકાર) તથા આંતરિક સાધના સાધીને સદાકાળ માટેની સાચી "સ્વારાજ્યસિદ્ધિ" પણ પ્રાપ્ત કરે; એવી ભિક્ષા-યાચનાપૂર્વક ૐ तत्सत्

કહે તેવું કરવાને બદલે પરોપદેશે પાંડિત્ય
જેવું લખે, તેથી ગાળોના દાવનો
**ખરાબ ભિક્ષુ-અખંડાનંદ**



# गीतामां संबोधायलां नामोना अर्थ

## श्रीकृष्ण भगवानना नामोना अर्थ

**अनंतरूपः**=જેનાં રૂપો અનંત છે તે અનંત રૂપોવાળા.

**अच्युतः**=જેનો કદી પણ ક્ષય કે અધોગતિ નથી તે.

**अरिसूदनः**=ગુણીજનોના દુશ્મનનો નાશ કરનારા.

**कृष्णः**=કૃષ–એ સત્તાવાચક શબ્દ છે, અને ણ–એ આનંદ-વાચક શબ્દ છે. એ સત્તા અને આનંદ બંનેની એકતાસૂચક પરબ્રહ્મ પણ કૃષ્ણ કહેવાય છે.

**केशवः**=ક–બ્રહ્મા અને ઈશ એટલે શિવને વશ રાખનારા.

**केशिनिषूदनः**=અશ્વાકારના કેશી દૈત્યનો નાશ કરનારા.

**कमलपत्राक्षः**=કમળપત્ર જેવી સુંદર વિશાળ આંખોવાળા.

**गोविंदः**=ગો–વેદાંતવાકયો દ્વારા જાણી શકાતા પરમાત્મા.

**जगत्पतिः**=જગતના પતિ.

**जगन्निवासः**=જગતનો નિવાસ જેની અંદર છે તે, અથવા જે જગતમાં સર્વત્ર વસી રહ્યા છે તે.

**जनार्दनः**=દુષ્ટોને અને ભક્તજનોના શત્રુને પીડનારા.

**देवदेवः**=દેવતાઓના પૂજ્ય. દેવોના દેવ.

**देववरः**=દેવતાઓમાં શ્રેષ્ઠ.

**पुरुषोत्तमः**=ક્ષર ને અક્ષર, એ બંને પુરુષોથી અથવા પદાર્થો-થી જે ઉત્તમ છે તે. અથવા શરીરરૂપી પુરમાં રહેનારા જીવ પુરુષોથી જે ઉત્તમ, પર અને વિલક્ષણ છે તે.

**भगवान्**=ઐશ્વર્ય, ધર્મ, યશ, લક્ષ્મી, વૈરાગ્ય અને મોક્ષ, એ છએ પદાર્થના અખૂટ સાગરરૂપ, અને જે માગી જાણે તેને સદા સર્વદા છૂટથી આપ્યા કરનાર. અથવા સર્વ ભૂતોની ઉત્પત્તિ, પ્રલય, જન્મ, મરણ, વિદ્યા અને અવિદ્યાને જાણનાર.

**भूतभावनः**=સર્વ ભૂતોને ઉત્પન્ન કરનાર.

**भूतेशः**=સર્વ ભૂતોના ઈશ્વર–માલિક.

**मधुसूदनः**=મધુ નામના દૈત્યને મારનાર.

**महाबाहुः**=નિગ્રહ અને અનુગ્રહ કરવામાં સમર્થ હાથવાળા.

**माधवः**=માયાના-લક્ષ્મીના પતિ.

**यादवः**=યાદવકુળમાં જન્મેલા.

**योगवित्तमः**=યોગને જાણનારાઓમાં શ્રેષ્ઠ.

**वासुदेवः**=વસુદેવના પુત્ર.

**वार्ष्णेयः**=વિષ્ણુગોત્રમાં ઉત્પન્ન થયેલા.

**विष्णुः**=સર્વવ્યાપક.

**हृषीकेशः**=ઇંદ્રિયોના ઈશ-સ્વામી-માલિક-અધિપતિ.

**हरिः**=સર્વ પ્રકારનાં દુઃખ અને પાપને હરનાર.

---

## अर्जुननां नामोना अर्थ

**अनघः**=પાપરહિત-નિષ્પાપ.

**कपिध्वजः**=જેની ધ્વજા ઉપર કપિ-હનુમાન-છે તે.

**कुरुश्रेष्ठः**=કુરુકુળમાં ઉત્પન્ન થયેલાઓમાં શ્રેષ્ઠ.

**कुरुनंदनः**=કુરુવંશના રાજાનો પુત્ર.

**कुरुप्रवीरः**=કુરુકુળમાં જન્મેલાઓમાં વિશેષ તેજસ્વી.

**कौंतेयः**=કુંતીનો પુત્ર.

**गुडाकेशः**=નિદ્રાને જીતનારા. નિદ્રાના સ્વામી. અથવા ગુડાંક એટલે શિવજી જેના સ્વામી છે તે.

**धनंजयः**=દિગ્વિજયમાં સર્વ રાજાઓને જીતનારો.

**धनुर्धरः**=ધનુષ્યને ધારણ કરનારો.

**परंतपः**=પરમ તપસ્વી, અથવા શત્રુઓને બહુ તપાવનારો.

**पार्थः**=પૃથાનો-એટલે કુંતીનો પુત્ર.

**पुरुषव्याघ्रः**=પુરુષોમાં વાઘ જેવો.

**पुरुषर्षभः**=પુરુષોમાં ઋષભ એટલે શ્રેષ્ઠ.

**पांडवः**=પાંડુનો પુત્ર.

**भरतश्रेष्ठः**=ભરતના વંશજોમાં શ્રેષ્ઠ.

**भरतसत्तमः**=ભરતવંશીઓમાં અતિ શ્રેષ્ઠ.

**भरतर्षभः**=ભરતવંશીઓમાં શ્રેષ્ઠ.

**भारतः**=ભા-બ્રહ્મવિદ્યામાં પ્રેમવાળો. ભરતનો વંશજ.

**महाबाहुः**=મોટા હાથવાળો.

**सव्यसाचिन्**=ડાબા હાથે પણ ધનુષ્ય સંધાન કરનારો.

# ગી ાજયંતીની જ ૂર

પૂનાના ગીતાધર્મ મંડળે માગશર સુદ ૧૧ નો દિવસ સમસ્ત ભારતવર્ષમાં ગીતા-દિવસતરીકે ઉજવવાનો નિશ્ચય કર્યો છે. એજ દિવસે મહાભારતવાળું સંસારમાં સૌથી મહાન યુદ્ધ શરૂ થયું હતું અને આપણે પણ ધર્મના રક્ષણાર્થે એજ દિવસથી મહાભારત શરૂ કરવાની આવશ્યકતા છે. આ તિથિ લોકમાન્ય તિલકે નક્કી કરેલી છે અને કેટલાંક વર્ષોથી આ પુણ્યદિવસ ઉજવાય પણ છે. આ દિવસે સમસ્ત દેશમાં ગીતાપ્રવચનો, ગીતાવ્યાખ્યાનો, ગીતોપદેશ-સંબંધી લેખો, ગીતા-પાઠ અને ગીતા-સમાલોચનાઓ કરવાની એ મંડળે સૂચનાઓ કરેલી છે. એ મંડળ ઇચ્છે છે કે, તે દિવસે પ્રત્યેક હિંદુ કમમાં કમ ગીતાના એક અધ્યાયનો પાઠ અવશ્ય કરે અથવા સાંભળે. હિંદુ મહાસભાના દિલ્હીવાળા અધિવેશનમાં પણ એવો ઠરાવ પસાર થયો હતો.

વાસ્તવમાં ઉપરોક્ત મંડળની એ યોજનાની જેટલી સ્તુતિ કરીએ તેટલી ઓછી છે. એમાં તો શંકાજ નથી કે, આ પદ્ધતિથી જનતામાં ગીતાનો કંઇ પણ પ્રચાર વધશે; અને જેટલો પ્રચાર વધશે તેટલો સંગઠનનો કિલ્લો મજબૂત થતો જશે. અમને તો વિચાર કરતાં મહા આશ્ચર્ય થાય છે કે, જે જાતિમાં ગીતા જેવો જ્વલંત ઉપદેશક ગ્રંથ છે, તેનું સંગઠન થતાં આટલી બધી વાર શા સારૂ થાય છે ! પરંતુ એ તો ત્યારેજ થઇ શકે, કે જ્યારે ગીતાનો રામનામની પેઠે પ્રચાર થાય અને તેના ઉપદેશોનો આચાર-વ્યવહારમાં ઉપયોગ થવા લાગે. તેથી આ ગીતા-દિવસને મહાન મહોત્સવનું રૂપ અપાવું જોઇએ. તે દિવસે **"तस्मादुत्तिष्ठ कौंतेय युद्धाय कृतनिश्चयः"** ના તુમુલ નિનાદથી ભારતવર્ષના વાયુમંડળને ભરપૂર કરી દેવું જોઇએ. એ દિવસે બલુચિસ્તાનથી આસામ અને હિમાલયથી કન્યાકુમારી સુધી **"तस्मात्त्वमुत्तिष्ठ यशो लभस्व जित्वा शत्रून् भुंक्ष्व राज्यं समृद्धम्"** ની એવી બુલંદ ગર્જના થવી જોઇએ, કે જેથી વિરાટ હિંદુજાતિનાં ફેફસાંમાં ગરમ લોહી ધસી આવે અને સંગઠનનો સુદૃઢ દુર્ગ રચવાને બુદ્ધિપૂર્વક આગળ ધસે.

( "હિંદૂપંચ"ના એક અગ્રલેખને આધારે )

# श्रीगीतामाहात्म्य

॥ श्रीगणेशाय नमः ॥

श्रीधरोवाच । શ્રીપૃથ્વીદેવી પૂછે છેઃ—

**भगवन्परमेशान भक्तिरव्यभिचारिणी ।**
**प्रारब्धं भुज्यमानस्य कथं भवति हे प्रभो ॥१॥**

હે ભગવન્! હે પરમેશ્વર! હે પ્રભો! પ્રારબ્ધને ભોગવી રહેલા મનુષ્યના હૃદયમાં અનન્ય ભક્તિ કયા ઉપાયથી ઉત્પન્ન થાય? ૧

श्रीविष्णुरुवाच । શ્રીવિષ્ણુ ભગવાન બોલ્યાઃ—

**प्रारब्धं भुज्यमानो हि गीताभ्यासरतः सदा ।**
**स मुक्तः स सुखी लोके कर्मणा नोपलिप्यते ॥२॥**

પ્રારબ્ધને ભોગવનારો જે મનુષ્ય સદા ગીતાના અભ્યાસમાં રત રહેતો હોય, તે આ લોકમાં ને પરલોકમાં મુક્ત અને સુખી થઈ કર્મથી લેપાતો નથી. ૨

**महापापादिपापानि गीताध्यानं करोति चेत् ।**
**क्वचित्स्पर्शं न कुर्वंति नलिनीदलमंबुवत् ॥३॥**

જેમ કમળપત્રને જળનો સ્પર્શ થતો નથી, તેમ જે ગીતાજ્ઞાનનું ધ્યાન કરે છે, તેને મહાપાપાદિ પાપો કદી સ્પર્શ કરતાં નથી. ૩

**गीतायाः पुस्तकं यत्र यत्र पाठः प्रवर्तते ।**
**तत्र सर्वाणि तीर्थानि प्रयागादीनि तत्र वै ॥४॥**

જ્યાં ગીતાનું પુસ્તક હોય અને જ્યાં તેનો પાઠ પ્રવર્તતો હોય, ત્યાં પ્રયાગાદિ સર્વ તીર્થો રહે છે. ૪

**सर्वे देवाश्च ऋषयो योगिनः पन्नगाश्च ये ।**

गोपाला गोपिका वापि नारदोद्धवपार्षदैः ।
सहायो जायते शीघ्रं यत्र गीता प्रवर्तते ॥५॥

જ્યાં ગીતા પ્રવર્તે છે ત્યાં સર્વ દેવો, ઋષિઓ, યોગીઓ, નાગો, પાર્ષદો, ગોવાળો, ગોપીઓ, નારદ તથા ઉદ્ધવ પણ છે અને સહાયતા શીઘ્ર આવી મળે છે. ૫

यत्र गीताविचारश्च पठनं पाठनं श्रुतम् ।
तत्राहं निश्चितं पृथ्वि निवसामि सदैव हि ॥६॥

જ્યાં ગીતા સંબંધી વિચાર ચાલે છે તથા જ્યાં ભણવું-ભણાવવું અને શ્રવણ ચાલે છે, ત્યાં હે પૃથ્વિ! હું નક્કીપણે અને સદૈવ નિવાસ કરું છું. ૬

गीताश्रयेऽहं तिष्ठामि गीता मे चोत्तमं गृहम् ।
गीताज्ञानमुपाश्रित्य त्रींल्लोकान्पालयाम्यहम् ॥७॥

હું ગીતાના આશ્રયે વસું છું, ગીતા મારું ઉત્તમ ગૃહ છે; અને ગીતાના જ્ઞાનનો આશ્રય લઈને હું ત્રણે લોકનું પાલન પોષણ કરું છું. ૭

गीता मे परमा विद्या ब्रह्मरूपा न संशयः ।
अर्धमात्राक्षरा नित्या स्वानिर्वाच्यपदात्मिका ॥८॥

ગીતા એ મારી પરમ શ્રેષ્ઠ અને બ્રહ્મરૂપિણી વિદ્યા છે; અવિનાશી અર્ધમાત્રારૂપ છે; નિત્ય છે ને અવર્ણ-નીય પદોવાળી છે એમાં સંશય નથી. ૮

चिदानंदेन कृष्णेन प्रोक्ता स्वमुखतोऽर्जुनम् ।
वेदत्रयी परानंदा तत्त्वार्थज्ञानसंयुता ॥९॥

વળી તે સચ્ચિદાનંદઘન શ્રીકૃષ્ણે સ્વમુખે અર્જુનને કહેલી છે, ત્રણે વેદરૂપ છે, પરમાનંદ આપનારી છે તથા જ્ઞાનના તત્ત્વાર્થથી ભરપૂર છે. ૯

योऽष्टादशजपो नित्यं नरो निश्चलमानसः ।

ज्ञानसिद्धिं स लभते ततो याति परं पदम् ॥१०॥

જે મનુષ્ય સ્થિર મનથી નિત્ય ગીતાના અઢારે અધ્યાયનો જપ કરે છે, તે જ્ઞાનની સિદ્ધિને પામે છે અને તેથી પરમપદને પ્રાપ્ત થાય છે. ૧૦

पाठेऽसमर्थः संपूर्णे ततोऽर्धं पाठमाचरेत् ।
तदा गोदानजं पुण्यं लभते नात्र संशयः ॥११॥
त्रिभागं पठमानस्तु गंगास्नानफलं लभेत् ।
षडंशं जपमानस्तु सोमयागफलं लभेत् ॥१२॥

સંપૂર્ણ પાઠ કરવાને અસમર્થ હોય તો તેથી અર્ધો પાઠ કરે તોપણ ગોદાન જેટલું પુણ્ય લાભે છે, એમાં સંશય નથી. (૧૧) ત્રીજા ભાગનો પાઠ કરનાર ગંગાસ્નાનના ફળને લાભે છે અને છઠ્ઠા ભાગનો પાઠ કરનાર સોમયાગનું ફળ લાભે છે. ૧૨

एकाध्यायं तु यो नित्यं पठते भक्तिसंयुतः ।
रुद्रलोकमवाप्नोति गणो भूत्वा वसेच्चिरम् ॥१३॥

જે પુરુષ ભક્તિપૂર્વક નિત્ય એક અધ્યાયનો પણ પાઠ કરે છે, તે રુદ્રલોકને પામે છે અને ત્યાં શિવજીનો ગણ થઈને ઘણો કાળ વસે છે. ૧૩

अध्यायं श्लोकपादं वा नित्यं यः पठते नरः ।
स याति नरतां यावन्मन्वंतरं वसुंधरे ॥१४॥

જે મનુષ્ય એક અધ્યાય, એક શ્લોક અથવા એક ચરણનો પણ નિત્યપ્રતિ પાઠ કરે છે, તે પણ હે પૃથ્વિ! મન્વંતર સુધી મનુષ્યદેહ પામે છે. ૧૪

गीतायाः श्लोकदशकं सप्त पंच चतुष्टयम् ।
द्वौ त्रीनेकं तदर्धं वा श्लोकानां यः पठेन्नरः ॥१५॥
चंद्रलोकमवाप्नोति वर्षाणामयुतं ध्रुवम् ।

गीतापाठसमायुक्तो मृतो मानुषतां व्रजेत् ॥१६॥
गीताभ्यासं पुनः कृत्वा लभते मुक्तिमुत्तमाम् ।
गीतेत्युच्चारसंयुक्तो म्रियमाणो गतिं लभेत् ॥१७॥

ગીતાના દશ, સાત, પાંચ, ચાર, બે, ત્રણ, એક કે અર્ધા શ્લોકનો પણ જે મનુષ્ય નિત્ય પાઠ કરે છે; તે દશહજાર વર્ષસુધી ચંદ્રલોકને પામે છે. ગીતાના પાઠ-સંયુક્ત મરનારો પાછો મનુષ્યદેહને પામે છે અને ત્યાં ફરીથી ગીતાનો અભ્યાસ કરીને ઉત્તમ મુક્તિ પામે છે. વળી "ગીતા" એવા ઉચ્ચારસહિત મરનારો ઉત્તમ ગતિ પામે છે. ૧૫-૧૭

गीतार्थश्रवणासक्तो महापापयुतोऽपि वा ।
वैकुंठं समवाप्नोति विष्णुना सह मोदते ॥१८॥

મહાપાપવાળો પણ ગીતાર્થશ્રવણમાં આસક્ત થાય તો વૈકુંઠને પામી વિષ્ણુ સાથે આનંદે છે. ૧૮

गीतार्थं ध्यायते नित्यं कृत्वा कर्माणि भूरिशः ।
जीवन्मुक्तः स विज्ञेयो देहांते परमं पदम् ॥१९॥

અનેક કર્મો કરતો છતો જે મનુષ્ય નિત્ય ગીતાના અર્થનું ધ્યાન કરે છે; તે વિશેષ જ્ઞાની અને જીવન્મુક્ત થઇને દેહાંતે પરમ પદને પામે છે. ૧૯

गीतामाश्रित्य बहवो भूभुजो जनकादयः ।
निर्धूतकल्मषा लोके गीता याताः परं पदम् ॥२०॥

ગીતાના જ્ઞાનનો આશ્રય કરીને જનકાદિ ઘણા રાજાઓ પાપરહિત થયા છે અને લોકમાં ગવાતા થકા પરમ પદને પ્રાપ્ત થયા છે. ૨૦

गीतायाः पठनं कृत्वा माहात्म्यं नैव यः पठेत् ।
वृथा पाठो भवेत्तस्य श्रम एव ह्युदाहृतः ॥२१॥

જે મનુષ્ય ગીતાનો પાઠ કરીને માહાત્મ્યનો પાઠ કરતો નથી, તેનો પાઠ વૃથા થાય છે અને શ્રમ પણ વૃથા કહ્યો છે.

**एतन्माहात्म्यसंयुक्तं गीताभ्यासं करोति यः ।**
**स तत्फलमवाप्नोति दुर्लभां गतिमाप्नुयात् ॥२२॥**

આ માહાત્મ્યસહિત ગીતાનો જે અભ્યાસ કરે છે તે પૂર્વોક્ત ફળને પ્રાપ્ત થઇ દુર્લભ ગતિ પામે છે. ૨૨

**सूत उवाच ।** સૂત કહે છે:—

**माहात्म्यमेतद्गीताया मया प्रोक्तं सनातनम् ।**
**गीतांते च पठेद्यस्तु यदुक्तं तत्फलं लभेत् ॥२३॥**

જે મનુષ્ય ગીતાના પાઠને અંતે મેં કહેલા આ ગીતાના સનાતન માહાત્મ્યનો પાઠ કરે છે; તેજ ઉપર જે કહ્યું તે ફળ પામે છે. ૨૩

**इति श्रीवाराहपुराणे श्रीगीतामाहात्म्यं* संपूर्णम् ॥**

---

* ગીતાનો રહસ્યાર્થ સમજી તે પ્રમાણે વર્તવાથીજ એવું મહાન ફળ મળે છે, એ ધ્યાનમાં રાખવું.

**ખાસ સૂચના**—ગીતાઓ સાથે સામાન્ય રીતે ઉપર મુજબનું માહાત્મ્ય છપાય છે. પરંતુ વારાહપુરાણમાં બીજું જે મોટું ગીતામાહાત્મ્ય છે, તેમાં ઉપલા તથા એને મળતા શ્લોકો ઉપરાંત બીજા પણ જાણવા જેવા અનેક શ્લોક હતા; તેથી તે આ પછી વધારારૂપે જુદા અપાયા છે. આશા છે કે, સમજુ ગીતાપાઠકોને તે પણ ગમશે; અને દર વખતે નહિ તો કોઈ વાર પણ વાંચશે અને વિચારશે. ગીતાના વિશેષ પ્રેમીઓને તો એ વધારો આ માહાત્મ્યની પેઠે હરહમેશ વાંચવા–સાંભળવા જેવો લાગે એ પણ સ્વાભાવિક છે.

# गीतामाहात्म्यनुं अनुसंधान

॥ श्रीगणेशाय नमः ॥

शौनक उवाच । શૌનક ઋષિ કહે છે:—

गीतायाश्चैव माहात्म्यं यथावत्सूत मे वद ।
पुराणमुनिना प्रोक्तं व्यासेन श्रुतिनोदितम् ॥१॥

હે સૂત પૌરાણિક! મુનિશ્રેષ્ઠ શ્રીવ્યાસજીએ શ્રુતિ-ઓમાં વર્ણવેલું ગીતાજીનું માહાત્મ્ય મને યથાવત્ કહેવા કૃપા કરો. ૧

सूत उवाच । સૂતજી બોલ્યા:—

पृष्टं वै भवता यत्तन्महद्गोप्यं पुरातनम् ।
न केन शक्यते वक्तुं गीतामाहात्म्यमुत्तमम् ॥२॥

આપે જે પુરાતન અને ઉત્તમ ગીતામાહાત્મ્ય પૂછ્યું તે મોટે ભાગે ગુપ્ત હોવાથી યથાવત્ તો કોઇથી વર્ણવી શકાય તેમ નથી. ૨

कृष्णो जानाति वै सम्यक् क्वचित्कौंतेय एव च ।
व्यासो वा व्यासपुत्रो वा याज्ञवल्क्योऽथ मैथिलः ॥

વાસ્તવમાં ગીતાનું માહાત્મ્ય પૂરેપૂરૂં તો ભગવાન શ્રીકૃષ્ણ જાણે છે; સહેજસાજ અર્જુન જાણે છે; તેથી થોડું વ્યાસજી, તેથી થોડું શુકદેવજી અને તેથીયે થોડું યાજ્ઞવલ્કય તથા જનકરાજા જાણે છે. ૩

अन्ये श्रवणतः श्रुत्वा लोके संकीर्तयन्ति च ।
तस्मात्किंचिद्वदाम्यद्य व्यासस्यास्यान्मयाश्रुतं ॥४॥

બીજાઓએ તે કર્ણપરંપરાથી સાંભળીને લોકોમાં વર્ણવેલું છે, તેથી શ્રીવ્યાસજીના મુખારવિંદથી મેં જે સાંભળ્યું છે તેમાંનું કેટલુંક આજે તમને કહું છું. ૪

गीता सुगीता कर्तव्या किमन्यैः शास्त्रसंग्रहैः ।
या स्वयं पद्मनाभस्य मुखपद्माद्विनिःसृता ॥५॥

જે ગીતા સાક્ષાત્ પદ્મનાભ વિષ્ણુ ભગવાનના મુખારવિંદમાંથી નીકળેલી છે; તે ગીતાનું રૂડે પ્રકારે ગાન કરવું એજ કર્તવ્ય છે; અન્ય શાસ્ત્રોના સંગ્રહનું પ્રયોજન શું ? ૫

यस्माद्धर्ममयी गीता सर्वज्ञानप्रयोजिका ।
सर्वशास्त्रमयी गीता तस्माद्गीता विशिष्यते ॥६॥

ગીતાગ્રંથ સર્વોત્તમ ધર્મ-કર્મના ઉપદેશોથી ભરપૂર હોવાથી શ્રેષ્ઠ છે; સર્વ શાસ્ત્રમય છે; અને એ ઉપદેશોનો ઉપયોગ સર્વ પ્રકારનાં જ્ઞાનોમાં થઈ શકે છે. ૬

संसारसागरं घोरं तर्तुमिच्छति यो जनः ।
गीतानावं समारुह्य परं यातु सुखेन सः ॥७॥

જે મનુષ્ય આ મહાઘોર સંસારસાગરને તરી જવા ઇચ્છતો હોય તે આ ગીતારૂપી વહાણપર ચઢીને સુખેથી પાર પહોંચી જાય છે. ૭

गीताशास्त्रमिदं पुण्यं यः पठेत् प्रयतः पुमान् ।
विष्णोः पदमवाप्नोति भयशोकादिवर्जितः ॥८॥

જે પુરુષ આ પુણ્ય-પવિત્ર ગીતાશાસ્ત્રને પ્રયત્નપૂર્વક ભણે છે; તે સર્વ પ્રકારના ભયશોકાદિથી મુક્ત થઈ વિષ્ણુપદને પામે છે. ૮

गीताज्ञानं श्रुतं नैव सदैवाभ्यासयोगतः ।
मोक्षमिच्छति मूढात्मा याति बालकहास्यताम् ॥९

ગીતાનું જ્ઞાન જેણે સાંભળ્યું નથી અને સદા અભ્યાસયોગથીજ મોક્ષની ઇચ્છા રાખે છે; તે મૂઢ માણસ બાળકોની પેઠે ઉપહાસજ પામે છે. ૯

ये शृण्वंति पठंत्येव गीताशास्त्रमहर्निशम् ।
न ते वै मानुषा ज्ञेया देवा एव न संशयः ॥१०॥

જે મનુષ્ય અહર્નિશ ગીતાશાસ્ત્ર ભણે છે; અથવા તેનો પાઠ કરે છે કિંવા સાંભળે છે; તેને મનુષ્ય નહિ, પણ નિઃસંશય દેવજ× જાણવો. ૧૦

मलनिर्मोचनं पुंसां जलस्नानं दिने दिने ।
सकृद्गीतांभसि स्नानं संसारमलनाशनम् ॥११॥

જેમ પ્રત્યેક દિવસે કરાતું જળનું સ્નાન મનુષ્યના શરીરનો મેલ દૂર કરે છે; તેમ ગીતાજ્ઞાનરૂપી જળમાં સ્નાન નિત્યપ્રતિ કરવાથી સંસારમળનો નાશ કરે છે.

गीताशास्त्रस्य जानाति पठनं नैव पाठनम् ।
परस्मान्न श्रुतं ज्ञानं नैव श्रद्धा न भावना ॥१२॥
स एव मानुषे लोके पुरुषो विड्वराहकः ।
यस्माद्गीतां न जानाति नाधमस्तत्परो जनः ॥१३॥

× આ પ્રમાણે ગીતાપ્રેમીને જે ઉપમાઓ અપાય છે અને ગીતાપાઠનું જે મહત્ ફળ દર્શાવ્યું છે; તે ગીતાના ઉપદેશ મુજબ વર્તનાર માટે છે. "ચેલા તેરા, પણ કહ્યા કરૂં નહિ" તેની પેઠે માત્ર ઉપલક અને દેખાડવા પૂરતોજ પાઠ કરે અથવા બાહ્યાચાર રાખે, અને અંદરથી તો "એરણની ચોરી ને સોયનું દાન" કરવાવાળો કિંવા પરોપકારને નામે સ્વાર્થ અને ધર્મને નામે ધૂર્તવેડા કરનારો હોય; અભેદવાદને નામે દુરાચાર સેવનારો હોય; એવા બગભકતો અથવા શુષ્કવેદાંતી ધર્મઠગો માટે તો નરકદ્વારજ ખુલ્લાં સમજવાં. એવા બિચારાઓને એટલું પણ નથી સમજાતું કે, બાહ્યાચાર અને મીઠા શબ્દોથી માણસો ઠગાશે, પણ સર્વજ્ઞ નિયંતા તો નહિજ ઠગાય. હા, ઈશ્વરનું અસ્તિત્વ જેને ન સમજાયું પણ હોય અને ચાર્વાકની પેઠે "કોઇ પણ રીતે મેળવવું અને ભોગવવું" અથવા "सर्वे गुणाः कांचनमाश्रयंते" એજ જેને સ્વધર્મરૂપ કે સર્વસ્વરૂપ લાગતું હોય તે તો એટલો પણ વિચાર શા માટે લાવે! લિ૦ **ખરાબ ભિક્ષુ**

જે મનુષ્ય પોતે ગીતાશાસ્ત્રનું પઠન કરવું કરાવવું જાણતો નથી, બીજા પાસેથી સાંભળતો નથી, તેમ જેનામાં શ્રદ્ધાયે નથી અને ભાવના પણ નથી; તે ગીતાને નથી જાણતો તેથી ગામમાં ભટકતા ભુંડ જેવો હોઇને તેનાથી નીચ બીજા કોઈ નથી. ૧૨,૧૩

धिक् तस्य ज्ञानमाचारं व्रतं चेष्टां तपो यशः ।
गीतार्थपठनं नास्ति नाधमस्तत्परो जनः ॥१४॥

જે મનુષ્ય (માત્ર ગીતા વાંચે છે, પણ) ગીતાના અર્થનું પઠન કરતો નથી, તેના એવા (પોપટિયા) જ્ઞાનને, (દેખાડવામાત્રના) આચારને, વ્રતને, ચેષ્ટાને, તપને અને યશને (કીર્તિને) ધિક્કાર છે. એનાથી અધમ બીજો કોઇ નથી. ૧૪

गीतागीतं न यज्ज्ञानं तद्विद्ध्यासुरसंज्ञकम् ।
तन्मोघं धर्मरहितं वेदवेदांतगर्हितम् ॥१५॥

જે જ્ઞાન ગીતામાં ગવાયું નથી, તે જ્ઞાનને વેદમાં અને વેદાન્તમાં નિંદેલું હોઇ તેને નિષ્ફળ, ધર્મરહિત અને આસુરી જ્ઞાન જાણવું. ૧૫

योऽधीते सततं गीतां दिवारात्रौ यथार्थतः ।
स्वपन्गच्छन्वदंस्तिष्ठच्छाश्वतं मोक्षमाप्नुयात्॥१६॥

રાતદિવસ સૂતાં, બોલતાં, ફરતાં અને ઉભા રહેતાં પણ જે મનુષ્ય ગીતાનું યથાર્થ રીતે અધ્યયન (અભ્યાસ, શ્રવણ, મનન) સતતપણે કર્યા કરે છે; તે શાશ્વત મુક્તિને પામે છે. ૧૬

योगिस्थाने सिद्धपीठे शिष्टाग्रे सत्सभासु च ।
यज्ञे च विष्णुभक्ताग्रे पठन्याति परां गतिम् ॥१७॥

યોગીના સ્થાનમાં, સિદ્ધોના સ્થાનમાં, શ્રેષ્ઠ પુરુષો આગળ, સંતસભામાં, યજ્ઞસ્થાનમાં અથવા વિષ્ણુ-

ભક્તો આગળ પાઠ કરવાથી મનુષ્ય પરમ ગતિ પામે છે.

गीतापाठं च श्रवणं च यः करोति दिने दिने।
क्रतवो वाजिमेधाद्या कृतास्तेन सदक्षिणाः ॥१८॥

ગીતાનો પાઠ કે શ્રવણ જે નિત્યપ્રતિ કરે; તેણે દક્ષિણા-સહિત અશ્વમેધાદિક (યજ્ઞો) કર્યા છે એમ સમજવું. ૧૮

गीताऽधीता च येनापि भक्तिभावेन चेतसा।
तेन वेदाश्च शास्त्राणि पुराणानि च सर्वशः ॥१९॥

જેણે ભાવભક્તિપૂર્વક તથા એકાગ્રચિત્તે ગીતાનું અધ્યયન કર્યું, તેણે સર્વ વેદો, શાસ્ત્રો અને પુરાણોનો અભ્યાસ કર્યો (એમ સમજવું). ૧૯

यः शृणोति च गीतार्थं कीर्तयेच्च स्वयं पुमान्।
आवये च परार्थं वै स प्रयाति परं पदम् ॥२०॥

જે મનુષ્ય પોતે ગીતાર્થને સાંભળે, ગાય અને પરોપ-કારાર્થે અન્યને સંભળાવે, તે પરમપદને પામે છે. ૨૦

नोपसर्पंति तत्रैव यत्र गीतार्चनं गृहे।
तापत्रयोद्भवा पीडा नैव व्याधिभयं तथा ॥२१॥

જે ઘરમાં ગીતાનું પૂજન-અર્ચન થાય છે ત્યાં ત્રિવિધ દુઃખ (દૈહિક, દૈવિક અને આધિભૌતિક) પ્રવેશી શકતાં નથી તથા વ્યાધિઓનો પણ ભય રહેતો નથી. ૨૧

न शापं नैव पापं च दुर्गतिं न च किंचन।
देहेऽरयः षडेते वै न बाधंते कदाचन ॥२२॥

વળી તેને કોઇનો શાપ લાગતો નથી, પાપ લાગતું નથી, જરા પણ દુર્ગતિ થતી નથી; તેમ શરીરના ષડ્-રિપુઓ (કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને ઈર્ષા) પણ કદી બાધા કરતા નથી. ૨૨

भगवत्परमेशाने भक्तिरव्यभिचारिणी।

जायते सततं तत्र यत्र गीताभिनंदनम् ॥२३॥

જ્યાં નિરંતર ગીતાનો આનંદ વર્તે છે, ત્યાં ભગવાન પરમેશ્વરમાં અવ્યભિચારિણી–અનન્ય–એકનિષ્ઠ ભક્તિ ઉપજે છે. ૨૩

स्नातो वा यदि वाऽस्नातःशुचिर्वा यदिवाऽशुचिः।
विभूतिं विश्वरूपञ्च संस्मरन्सर्वदा शुचिः ॥२४॥

સ્નાન કર્યું હોય વા ન કર્યું હોય, પવિત્ર હોય વા અપવિત્ર હોય, તોપણ જો તે (ગીતામાં કહેલી) પરમાત્માની વિભૂતિનું અને વિશ્વરૂપનું સંસ્મરણ કરે તો તેને સદા પવિત્ર જાણવો. ૨૪

सर्वत्र प्रतिभोक्ता च प्रतिग्राही च सर्वशः।
गीतापाठं प्रकुर्वाणो न लिप्यते कदाचन ॥२५॥

સર્વત્ર ભોજન કરનાર અને સર્વ પ્રકારનો પ્રતિગ્રહ કરનાર (દાન લેનાર) પણ જો ગીતાપાઠ કરતો હોય તો તે તેનાથી કદી પણ લેપાતો નથી.૨૫

यस्यांतःकरणं नित्यं गीतायां रमते सदा।
सर्वाग्निकः सदाजापी क्रियावान्स च पंडितः ॥२६॥
दर्शनीयः स धनवान्स योगी ज्ञानवानपि।
स एव याज्ञिको ध्यानी सर्ववेदार्थदर्शकः ॥२७॥

જેનું ચિત્ત સદા ગીતામાંજ રમ્યા કરે છે; તેને સદાય અગ્નિહોત્રી, જપ કરનારો, ક્રિયાવાન, ધનવાન, પંડિત, યાજ્ઞિક, જ્ઞાની, ધ્યાની, યોગી, સર્વ વેદોના અર્થ જાણનારો અને દર્શન કરવા યોગ્ય સમજવો. ૨૬, ૨૭

गीतायाः पुस्तकं यत्र नित्यं पाठे प्रवर्तते।
तत्र सर्वाणि तीर्थानि प्रयागादीनि भूतले ॥२८॥

આ પૃથ્વીપર ગીતાનું પુસ્તક જ્યાં પણ નિત્યપ્રતિ પાઠ કરવામાં વપરાતું હોય, ત્યાં પ્રયાગાદિક સર્વ તીર્થ

આવી વસેલાં સમજવાં. ૨૮

निवसंति सदा गेहे देहदेशे सदैव हि ।
सर्वे देवाश्च ऋषयो योगिनः पन्नगाश्च ये ॥२९॥

વળી તે ઘરમાં, અને દેહરૂપી દેશમાં સર્વ દેવો, ઋષિઓ, યોગીઓ અને પન્નગો સદાસર્વદા રહે છે.

गीता गंगा च गायत्री सीता सत्या सरस्वती ।
ब्रह्मविद्या ब्रह्मवल्ली त्रिसंध्या मुक्तगेहिनी ॥३०॥
अर्धमात्रा चिदानंदा भवघ्नी भयनाशिनी ।
वेदत्रयी पराऽनंता तत्त्वार्थज्ञानमञ्जरी ॥३१॥
इत्येतानि जपेन्नित्यं नरो निश्चलमानसः ।
ज्ञानसिद्धिं लभेच्छीघ्रं तथांते परमं पदम् ॥३२॥

ગીતા, ગંગા, ગાયત્રી, સીતા, સત્યા, સરસ્વતી, બ્રહ્મવિદ્યા, બ્રહ્મવલ્લી, ત્રિસંધ્યા, મુક્તગેહિની, અર્ધમાત્રા, ચિદાનંદા, ભવઘ્ની, ભયનાશિની, વેદત્રયી, પરા, અનંતા અને તત્ત્વાર્થજ્ઞાનમંજરી (તત્ત્વરૂપી અર્થના જ્ઞાનનો ભંડાર), એ ગીતાનાં અઢાર નામનો સ્થિર મનથી જે નિત્ય જપ કરે; તે જ્ઞાનની સિદ્ધિને શીઘ્ર પામે છે અને તેના પરિણામે પરમપદરૂપ મોક્ષ પણ પામે છે. ૩૦-૩૨

यद्यत्कर्म च सर्वत्र गीतापाठं प्रकीर्तयेत् ।
तत्तत्कर्म च निर्दोषं कृत्वा पूर्णमवाप्नुयात् ॥३३॥

જે જે કર્મ કરે તે સર્વમાં ગીતાપાઠનું સ્મરણ કરે, તે તે કર્મ નિર્દોષ રીતે કરાય છે અને નિર્વિઘ્ને પૂરૂં થાય છે.

पितॄनुद्दिश्य यः श्राद्धे गीतापाठं करोति वै ।
संतुष्टाः पितरस्तस्य निरयाद्यांति सद्गतिम् ॥३४॥
गीतापाठेन संतुष्टाः पितरः श्राद्धतर्पिताः ।
पितृलोकं प्रयांत्येव पुत्राशीर्वादतत्पराः ॥३५॥

જે મનુષ્ય શ્રાદ્ધમાં પિતૃઓના નિમિત્તે ગીતાનો પાઠ કરે, તેના પિતૃઓ સંતુષ્ટ થાય અને નરકમાં હોય તો ત્યાંથી પણ સદ્દગતિ પામે છે; અને ગીતાપાઠથી પ્રસન્ન થયેલા તથા શ્રાદ્ધથી તર્પિત થયેલા એ પિતૃઓ પુત્રને આશીર્વાદ દેતા થકા પિતૃલોકમાં જાય છે. ૩૪,૩૫

**लिखित्वा धारयेत्कंठे बाहुदंडे च मस्तके ।**
**नश्यंत्युपद्रवाः सर्वे विघ्नरूपाश्च दारुणाः ॥३६॥**

જે માણસ ગીતાને લખીને ગળામાં, હાથ ઉપર કે મસ્તકે ધારણ કરે છે; તેના વિઘ્નોરૂપી સર્વ દારુણ ઉપદ્રવો પણ નાશ પામે છે. ૩૬

**देहं मानुषमाश्रित्य चातुर्वर्ण्येषु भारते ।**
**न शृणोति पठत्येव गीताममृतरूपिणीम् ॥३७॥**
**हस्तात्त्यक्त्वाऽमृतं प्राप्तं कष्टात्क्ष्वेडं समश्नुते ।**
**पीत्वा गीतामृतं लोके लब्ध्वा मोक्षं सुखी भवेत् ॥**

ભારતભૂમિમાં કોઇ પણ વર્ણમાં મનુષ્યદેહ પામવા છતાં જે મનુષ્ય અમૃતરૂપિણી ગીતાને ભણે કે સાંભળે નહિ, તે હાથમાં આવેલું અમૃત તજીને દુઃખથી વિષનું પાન કરે છે; અને જે ગીતારૂપી અમૃતનું પાન કરે છે તે આ સંસારમાં સુખી થઇને દેહાંતે મોક્ષ પામે છે. ૩૭,૩૮

**जनैः संसारदुःखार्तैर्गीताज्ञानं च यैः श्रुतम् ।**
**संप्राप्तममृतं तैश्च गतास्ते सदनं हरेः ॥३९॥**

સંસારનાં દુઃખોથી દુઃખી થયેલા જે મનુષ્યે ગીતાનું જ્ઞાન સાંભળ્યું છે તેને અમૃત પ્રાપ્ત થયું જાણવું; અને તે વૈકુંઠને પ્રાપ્ત થયો છે, એમ જાણવું. ૩૯

**गीतासु न विशेषोऽस्ति जनेषूच्चावचेषु च ।**
**ज्ञानेष्वेव समग्रेषु समा ब्रह्मस्वरूपिणी ॥४०॥**

ગીતા સમજવામાં ઉચ્ચ–નીચનો ભેદ નથી;

કેમકે ગીતા બ્રહ્મસ્વરૂપિણી હોવાથી તેનું જ્ઞાન સૌ કોઇને માટે સમાન છે. ૪૦

**यः श्रुत्वा नैव गीतार्थं मोदते परमादरात्।**
**नैवाप्नोति फलं लोके प्रमादाच्च वृथा श्रमम् ॥४१॥**

(આવા અતિઉપકારક) ગીતાગ્રંથનો અર્થ વાંચવા કે સાંભળવા છતાં પણ જેને પરમઆદર અને આનંદ ઉપજતો નથી, તે મનુષ્યના પ્રમાદને લીધે (અર્થાત્ તે ચિત્ત પરોવીને ગીતાર્થ વાંચતો–સાંભળતો નથી, અથવા તો ગીતાના ઉપદેશ પ્રમાણે વર્તતો નથી તેથી) તેનો એ સર્વ (ઉપરચોટીઓ) શ્રમ કાંઈ પણ ફળ નહિ આપતાં વૃથા જાય છે. ૪૧

**गीतायाः पठनं कृत्वा माहात्म्यं नैव यः पठेत्।**
**वृथा पाठफलं तस्य श्रम एव हि केवलम् ॥४२॥**

ગીતાનો પાઠ કરીને જે માહાત્મ્યનો પાઠ કરતો નથી તેને પાઠનું ફળ મળતું નથી અને તેનો પાઠનો શ્રમ કેવળ વૃથાજ જાય છે. ૪૨

**एतन्माहात्म्यसंयुक्तं गीतापाठं करोति यः।**
**श्रद्धया यः शृणोत्येव दुर्लभां गतिमाप्नुयात् ॥४३॥**

આ ગીતાનો પાઠ જે માહાત્મ્યસહિત કરશે અને જે શ્રદ્ધાપૂર્વક સાંભળશે (અને ગીતાના જ્ઞાન મુજબ વર્તશે) તે દેવદુર્લભ મોક્ષગતિને પામશે. ૪૩

**माहात्म्यमेतद्गीताया मया प्रोक्तं सनातनम्।**
**गीतांते च पठेद्यस्तु यदुक्तं तत्फलं लभेत् ॥४४॥**

જે મનુષ્ય ગીતાના પાઠને અંતે મેં કહેલા ગીતાના આ સનાતન માહાત્મ્યનો પાઠ કરે છે; તે ઉપર જે કહ્યું તે ફળ પામે છે. ૪૪

# ગીતામંત્રના ન્યાસ, ધ્યાન ઇત્યાદિ

ઋષિ, છંદ, દેવતા, બીજ, શક્તિ અને કીલક

ॐ अस्य श्रीमद्भगवद्गीतामालामंत्रस्य भगवान्वेदव्यास ऋषिः ॥ अनुष्टप् छंदः ॥ श्रीकृष्णः परमात्मा देवता ॥ ×अशोच्यानन्वशोचस्त्वं प्रज्ञावादांश्च भाषस इति बीजम् ॥ *सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रजेति शक्तिः ॥ *अहं त्वा सर्व पापेभ्यो मोक्षयिष्यामि मा शुच इति कीलकम् ॥

અર્થાત્ આ શ્રીમદ્ ભગવદ્‌ગીતારૂપી માળામાં મણકાતરીકે સમાયલા શ્લોકોમાં શ્રીકૃષ્ણ ભગવાનનો જે દિવ્ય ઉપદેશ સમાયલો છે; તે પરમાત્મપ્રેરિત વેદ ઉપનિષદ્ અને શાસ્ત્રોના સારરૂપ, ધર્મમય અને પરમપદદાયક હોવાથી મંત્રરૂપજ છે. આવા મહાઉપકારક સેંકડો મંત્રમણિઓથી ગુંથવામાં આવેલી આ ભગવદ્‌ગીતારૂપી મંત્રમાળાના ઋષિ÷ ભગવાન વેદવ્યાસ છે. છંદ અનુષ્ટુપ છે અને દેવતા શ્રીકૃષ્ણ પરમાત્મા છે. "જે શોક કરવા યોગ્ય નથી, તેનો તું શોક કરે છે અને વાતો બુદ્ધિમાનના જેવી બોલે છે×" એ વચન ગીતામંત્રનું બીજ–એટલે કે આરંભનું કારણ છે; "સર્વ

× જુઓ અ૦ ૨, શ્લોક ૧૧. * જુઓ અ૦ ૧૮, શ્લોક ૬૬.

÷ મંત્રના ઋષિ એટલે કે પરમાત્મદર્શનપૂર્વક જીવનમુક્ત થયેલા એવા જે વેદશાસ્ત્રસંપન્ન અને પરમસિદ્ધ મહાજ્ઞાનીએ આ પ્રવચનોથી અથવા અંતર્યામીની પ્રેરણાથી જે જે દિવ્ય સિદ્ધાંત, રહસ્ય અને ધર્મકર્માદિ જાણ્યાં તથા અનુભવ્યાં હોય; અને પછી જેણે તેના દ્રષ્ટાતરીકે રહીને તેને પરમપદદાયક લોકહિતાવહ સ્તોત્રરૂપે કે મંત્રરૂપે યોજ્યાં હોય તે.

ધર્મોનો પરિત્યાગ કરીને એક મારે (પરમાત્માને)જ શરણે આવ×" (અર્થાત્ બીજું-ત્રીજું જવા દઇને સર્વભાવથી એક મારૂં પરમાત્માનુંજ શરણ લે-મારા ઉપદેશને અનુસર)આ મંત્ર ગીતાના સર્વ મંત્રોમાં શક્તિરૂપ છે; અને "હું તને સર્વ પાપોથી મુક્ત કરીશ, તું શોક ન કર×" એ મંત્ર આ ગીતારૂપી મંત્રમાળાનો કીલક એટલે આધાર, ખીલો અથવા સ્તંભ છે-અર્થાત્ આ ગીતાગ્રંથનો સર્વ ભાર-આધાર આ કીલક ઉપર છે.

ન્યાસ વિષે સમજણ

હરકોઈ મંત્રનો પાઠ કે જપ કરવા પહેલાં શરીરની બાહ્યશુદ્ધિ કરવા ઉપરાંત આંતરિક શુદ્ધિ અને જ્ઞાનની દૃઢતા અર્થે હાથ ઇત્યાદિ અંગોમાં સામાન્યરૂપે રહેલા જીવાત્માને વિશેષરૂપે રહેલો કલ્પીને તેનું મહત્ત્વ સુચવનારા તે તે મુખ્ય મંત્રોનો વિધિપૂર્વક ન્યાસ (એટલે જમાવ ) કરવો; (અર્થાત્ તે તે મંત્રોમાં સમાયલી સાવ સાચી અને આંતરિક દૃઢતા તથા નિડરતાને આપનારી સમજણને અધિકાધિક મજબૂત કરવા માટે નિત્યપ્રતિ તે તે માન્યતા પ્રમાણેનો દૃઢ સંકલ્પ તે તે અંગોદ્વારા પોતાના અંતઃકરણમાં જમાવતા રહેવું-જગાડતા રહેવું-મજબૂત કરતા રહેવું;) અને પોતાના એ દિવ્ય અને અમર જીવાત્માને એવી રીતે તે તે અંગમાં તે તે ગુણોની મૂર્તિરૂપે રહેલો કલ્પીને તે તે અંગદ્વારા તે આત્માને નમન કરવું. આવીરીતે પાઠ કરનારે પ્રથમ મંત્રરૂપ બનવું એને 'ન્યાસ' કર્યો, એમ કહે છે. આ ક્રિયા હરહમેશ ઉંડી સમજણપૂર્વક અને નિયમિત રીતે થવાને પરિણામે પાઠકના જ્ઞાનમાં દૃઢતા થાય, અને તેના પરિણામે ચારિત્રબળ પણ કેવું ખીલી ઉઠે એ તદ્દન સ્પષ્ટ વાત છે. અનુભવી ઋષિમુનિઓએ યોજેલી આવી અનેકવિધ

×-જુઓ અ૦ ૧૮, શ્લોક ૬૬

ક્રિયાઓ અને વિધાઓની ખુબી નહિ સમજવાથી તેને ધતિંગ કહેનારા પણ હોય છે. ન્યાસની આ ક્રિયાઓ લપ કાઢવાની પેઠે જેમ તેમ કરાતી જોઇને જોનારને અભાવ ઉપજે, એ પણ સ્વાભાવિક છે. માટે તે પૂરી સમજણ-પૂર્વક, શાન્તિપૂર્વક અને ન આવડતી હોય તેણે એ ક્રિયા કોઈ પાસે બરાબર શીખી લેવી જોઇએ તથા વિધિપૂર્વક અને એકચિત્તે દર વખતે કરવી જોઇએ. આ ન્યાસના બે વિભાગ છેઃ–કરન્યાસ અને અંગન્યાસ. ગીતાનો પાઠ કરનારે પ્રથમ ઉપરોક્ત ગીતામંત્રના ઋષિ, છંદ ઈત્યા-દિનું સ્મરણ કરીને પછી એ ન્યાસ નીચે પ્રમાણે કરવા.

કરન્યાસનો વિધિ

***नैनं छिन्दंति शस्त्राणि नैनं दहति पावक इत्यंगुष्ठाभ्यां नमः ॥**

અર્થાત્ "આ જીવાત્માને શસ્ત્રો છેદી શકતાં નથી અને અગ્નિ બાળી શકતો નથી" એ મંત્ર ભણીને તથા બંને હાથના અંગુઠાને બંને હાથની તર્જનીઓ (અગુંઠા પાસેની આંગળીઓ) વડે સ્પર્શ કરીને अंगुष्ठाभ्यां नमः એમ બોલીને નમસ્કાર કરવા.

***न चैनं क्लेदयंत्यापो न शोषयाति मारुत इति तर्जनीभ्यां नमः ॥**

અર્થાત્ "આ જીવાત્માને પાણી પલાળી શકતું નથી અને પવન સૂકવી શકતો નથી" એ મંત્ર ભણીને બંને હાથની તર્જનીઓને અંગુઠાઓથી સ્પર્શ કરીને तर्जनी-भ्यां नमः કહીને તેને નમસ્કાર કરવા.

**×अच्छेद्योऽयमदाह्योऽयमक्लेद्योऽशोष्य एव चेति मध्यमाभ्यां नमः ॥**

* જુઓ અધ્યાય ૨, શ્લોક ૨૩. × જુઓ અ૦ ૨ શ્લોક ૨૪

અર્થાત્ "આ જીવાત્મા છેદી શકાય નહિ એવો, બાળી શકાય નહિ એવો, ભીંજવી શકાય નહિ એવો અને સૂકવી શકાય નહિ એવો છે" એ મંત્ર ભણી બંને હાથની મધ્યમા (વચલી આંગળીઓ)નો અંગુઠાઓથી સ્પર્શ કરીને તેને मध्यमाभ्यां नमः એમ બોલીને નમસ્કાર કરવા.

*नित्यः सर्वगतः स्थाणुरचलोऽयं सनातन इत्यनामिकाभ्यां नमः ॥

અર્થાત્ "આ જીવાત્મા નિત્ય, સર્વવ્યાપક, સ્થિર, અચળ અને સનાતન (જગત ઉપજ્યું ત્યારથી) છે" એ મંત્ર ભણીને બંને હાથની અનામિકાઓ(ટચલીની પાસેની આંગળીઓ)ને અંગુઠાઓથી સ્પર્શ કરીને તેને अनामिकाभ्यां नमः એમ બોલીને તેને નમસ્કાર કરવા.

×पश्य मे पार्थ रूपाणि शतशोऽथ सहस्रश इति कनिष्ठिकाभ्यां नमः ॥

અર્થાત્ "હે અર્જુન! મારાં સેંકડો અને હજારો રૂપોને જો" એ મંત્ર ભણીને તથા બંને હાથની ટચલી આંગળીઓને અંગુઠાઓથી સ્પર્શ કરીને कनिष्ठिकाभ्यां नमः એમ બોલીને તેને નમસ્કાર કરવા.

×नानाविधानि दिव्यानि नानावर्णाकृतीनि चेति करतलकरपृष्ठाभ्यां नमः ॥

અર્થાત્ "આપનાં રૂપ અનેક પ્રકારનાં, દિવ્ય તથા અનેક વર્ણ અને આકારનાં છે" એ મંત્ર ભણીને બંને હાથની હથેળીઓથી તેના પાછલા ભાગોનો યથાક્રમ સ્પર્શ કરી करतलकरपृष्ठाभ्यां नमः બોલી તેને નમસ્કાર કરવા. પછી હૃદયાદિ અંગન્યાસ આવે છે.

---

* જુઓ અ૦ ૨, શ્લોક ૨૪. × જુઓ અ૦ ૧૧, શ્લોક ૫.

હૃદયાદિ અંગન્યાસનો વિધિ

×नैनं छिंदंति शस्त्राणि नैनं दहति पावक इति हृदयाय नमः ॥

અર્થાત્ "આ જીવાત્માને શસ્ત્રો છેદી શકતાં નથી અને અગ્નિ બાળી શકતો નથી" એ મંત્ર ભણીને हृद-याय नमः એમ બોલીને જમણા હાથની પાંચે આંગળી-ઓના છેડાઓથી હૃદયને સ્પર્શ કરીને તેને (હૃદયદ્વારા આત્માંને) નમસ્કાર કરવા.

§न चैनं क्लेदयंत्यापो न शोषयति मारुत इति शिरसे स्वाहा ॥

અર્થાત્ "એને પાણી ભીંજવી શકતું નથી અને પવન સૂકવી શકતો નથી" એ મંત્ર ભણીને शिरसे स्वाहा (માથાને સ્વાહા) એમ બોલીને જમણા હાથની પાંચે આંગળીઓના છેડાવડે મસ્તકને સ્પર્શ કરવો.

*अच्छेद्योऽयमदाह्योऽयमक्लेद्योऽशोष्य एव चेति शिखायै वषट् ॥

અર્થાત્ "આ આત્મા છેદી શકાય નહિ એવો, બાળી શકાય નહિ એવો, ભીંજવી શકાય નહિ એવો અને સૂકવી શકાય નહિ એવો છે" એ મંત્ર ભણીને शिखायै वषट् (શિખાને વષટ્) બોલીને જમણા હાથની પાંચે આંગળીઓના છેડાવડે શિખાનો સ્પર્શ કરવો.

*नित्यः सर्वगतः स्थाणुरचलोऽयं सनातन इति कवचाय हुम् ॥

અર્થાત્ "આ આત્મા નિત્ય, સર્વવ્યાપક, સ્થિર, અચળ અને સનાતન છે" એ મંત્ર ભણીને તથા कवचाय

× જુઓ અ૦ ૨, શ્લોક ૨૩ § જુઓ અધ્યાય ૨, શ્લોક ૨૩

* જુઓ અ૦ ૨, શ્લોક ૨૪

હુમ્ એમ બોલી બંને હથેળીઓ બંને ખભાને અડાડી અદબ વાળીએ તેમ કરવું. આથી કવચ પહેર્યાની ભાવના થાય છે.

×पश्य मे पार्थ रूपाणि शतशोऽथ सहस्रश इति नेत्रत्रयाय वौषट् ॥

અર્થાત્ "હે પાર્થ ! મારાં સેંકડો અને હજારો રૂપોને જો" આ મંત્ર ભણીને તથા नेत्रत्रयाय वौषट् ( ત્રણે નેત્રોને વૌષટ) એમ બોલીને જમણા હાથની આંગળીઓના અગ્રભાગ વડે બંને ચક્ષુઓને અને બંને ભ્રમરો વચ્ચે ગુપ્ત રહેલા ત્રીજા જ્ઞાનચક્ષુને સ્પર્શ કરવો.

×नानाविधानि दिव्यानि नानावर्णाकृतीनि चेति अस्त्राय फट् ॥

અર્થાત્ "આપનાં રૂપ અનેક પ્રકારનાં, દિવ્ય તથા અનેક વર્ણનાં છે" આ મંત્ર ભણીને अस्त्राय फट् એમ બોલીને જમણા હાથને માથાની આસપાસ પ્રદક્ષિણાથી ઉલટી રીતે ફેરવીને તેની પહેલી બે આંગળીઓવડે ડાબી હથેળીમાં તાળી વગાડવી.

इति अंगन्यास समाप्त ।

વિનિયોગ

श्रीकृष्णप्रीत्यर्थे पाठे विनियोग इति संकल्पः ॥

અર્થાત્ દરેક પ્રકારે શ્રીકૃષ્ણ પરમાત્માના ઉપદેશ પ્રમાણે ચાલીને તેમની કૃપા પામવા અર્થે આ ગીતારૂપી મંત્રાવલિનો પાઠ કરવામાં [ અર્થાત્ મારૂં કર્તવ્ય–પ્રાપ્તવ્ય સમજવામાં ] મારો વિનિયોગ કરૂં છું ( એટલે કે તનમનથી એકચિત્તે જોડાઉં છું) એવો દૃઢ સંકલ્પ ન્યાસ-

× જુઓ અ૦ ૧૧, શ્લોક ૫.

ની છેવટે કરવો;* અને તે પછી ગીતામંત્રના ઋષિ અને દેવતાનું નીચે મુજબ ધ્યાન–વંદન કરવું અને તે પછી-જ ગીતાનો પાઠ શરૂ કરવો.

શ્રીમદ્ ભગવદ્ગીતાનું ધ્યાન–વંદન

ॐपार्थाय प्रतिबोधितां भगवता नारायणेन स्वयं।
व्यासेन ग्रथितां पुराणमुनिना मध्ये महाभारतम्॥
अद्वैतामृतवर्षिणीं भगवतीमष्टादशाध्यायिनीमंब
त्वामनुसंदधामि भगवद्गीते भवद्वेषिणीम् ॥१॥

ॐ ભગવાન નારાયણે પોતે અર્જુનને ઉપદેશેલી, પ્રાચીન મહામુનિ શ્રીવેદવ્યાસજીએ મહાભારત મધ્યે ગુંથેલી, અદ્વૈતજ્ઞાનામૃતને વર્ષાવનારી, અષ્ટાદશ અધ્યાયવાળી અને આ અસત્, જડ તથા દુઃખરૂપ અસાર સંસાર ઉપરથી મોહમમતા ટાળનારી એવી હે ભગવતિ ભગવદ્ગીતે! હે માતા! હું આપનું ધ્યાન ધરૂં છું. ૧

મહર્ષિ વ્યાસ ભગવાનનું ધ્યાન–વંદન

नमोऽस्तु ते व्यास विशालबुद्धे फुल्लारविंदायतपत्रनेत्र। येन त्वया भारततैलपूर्णः प्रज्वालितो ज्ञानमयः प्रदीपः ॥२॥

હે વિશાળ બુદ્ધિવાળા અને ખીલેલા કમળ જેવાં

---

* ન્યાસની છેવટે આ સંકલ્પ પણ અધ્યાત્મવિદ્યાના નિયમો સમજી લઇને ભાવભક્તિપૂર્વક કરવામાં આવે તો (જેમ પંખો હલાવવારૂપે કે ખુલ્લી જગામાં જવારૂપે મનુષ્યયત્ન થવાથી હવાનો લાભ વિશેષરૂપે મળે છે તેમ) સર્વવ્યાપક પરમાત્મદેવની સર્વવ્યાપી કૃપાનો લાભ પણ જરૂર મળી શકે–અર્થાત્ પ્રભુકૃપા પામવી કે નહિ પામવી એનું કારણ કાંઇ પ્રભુમાં મનુષ્યોના જેવો પક્ષપાત, સ્તુતિલોભ કે સ્વચ્છંદતા હોવાનું નથી, પણ 'મનુષ્યયત્ન' છે. કેમકે પ્રભુ પોતે જેમ સદાય સર્વત્ર છે, તેમ પ્રભુકૃપા પણ સદા સર્વત્ર અને સર્વ માટે રહેલી છે.

વિશાળ નેત્રવાળા વ્યાસ ભગવાન ! આપને નમસ્કાર હો. મહાભારતરૂપી તેલ પૂરીને આપેજ આ ગીતા-જ્ઞાનરૂપી દીપક (અમને ધર્મકર્મનો ખરો માર્ગ દર્શાવવા સારૂ) પ્રગટાવ્યો છે. ૨

શ્રીકૃષ્ણ પરમાત્માનું ધ્યાન-વંદન

प्रपन्नपारिजाताय तोत्रवेत्रैकपाणये ।
ज्ञानमुद्राय कृष्णाय गीतामृतदुहे नमः ॥३॥

શરણ થનાર ભક્તોને કલ્પવૃક્ષ પેઠે ઇચ્છિત ફળ આપનારા, એક હાથમાં ચાબુક ધારણ કરનારા, જ્ઞાનમુદ્રાયુક્ત અને ગીતારૂપી અમૃતનું દોહન કરનારા એવા હે શ્રીકૃષ્ણ ! આપને નમસ્કાર હો. ૩

सर्वोपनिषदो गावो दोग्धा गोपालनंदनः ।
पार्थो वत्सः सुधीर्भोक्ता दुग्धं गीतामृतं महत् ॥४

સર્વ ઉપનિષદોરૂપી ગાયો છે; તેના દોહનારા ગોપાલ-નંદન શ્રીકૃષ્ણ ભગવાન છે; અર્જુનરૂપી વત્સ છે; મહાન ગીતાઅમૃતરૂપી દૂધ છે અને બુદ્ધિશાળી પુરુષો તેના ભોકતા (પીનારા) છે. ૪

वसुदेवसुतं देवं कंसचाणूरमर्दनम् ।
देवकीपरमानंदं कृष्णं वंदे जगद्गुरुम् ॥५॥

વસુદેવના પુત્ર, દિવ્ય રૂપવાળા, કંસ અને ચાણૂર દૈત્યોનો નાશ કરનારા અને દેવકીને પરમ આનંદ આપ-નારા હે શ્રીકૃષ્ણ ! હે જગદ્દગુરો ! હું આપને વંદન કરૂં છું.

भीष्मद्रोणतटा जयद्रथजला गांधारनीलोपला ।
शल्यग्राहवती कृपेण वहनी कर्णेन वेलाकुला ॥
अश्वत्थामाविकर्णघोरमकरा दुर्योधनावर्तिनी ।
सोत्तीर्णा खलु पांडवै रणनदी कैवर्तकः केशवः ॥

ભીષ્મ અને દ્રોણરૂપી કિનારાઓવાળી, જયદ્રથરૂપી

જળવાળી, શકુનીરૂપી નીલ પથ્થરવાળી, શલ્યરૂપી ઝૂડવાળી, કૃપાચાર્યરૂપી પ્રવાહવાળી, કર્ણરૂપી મોજાંવાળી, અશ્વત્થામા અને વિકર્ણરૂપી ભયાનક મગરમચ્છવાળી અને દુર્યોધનરૂપી ધુમરીવાળી જે યુદ્ધરૂપી નદી, તેને આપ શ્રીકૃષ્ણરૂપી સુકાની મળ્યા તેથીજ પાંડવો તરી ગયા છે. ૬

पाराशर्यवचः सरोजममलं गीतार्थगंधोत्कटं ।
नानाख्यानककेसरं हरिकथासंबोधनाबोधितम् ॥
लोके सज्जनषट्पदैरहरहः पेपीयमानं मुदा ।
भूयाद्भारतपंकजं कलिमलप्रध्वंसिनः श्रेयसे ॥७॥

ગીતાના અર્થરૂપ ઉત્કટ સુગંધવાળું, નાના પ્રકારનાં આખ્યાનોરૂપી કેસરવાળું, હરિકથાના ઉપદેશવડે પ્રફુલ્લ થયેલું, જગતમાંના સજ્જનરૂપી ભમરાઓ નિરંતર આનંદપૂર્વક જેના રસનું પાન કરે છે એવું, કલિકાળનાં પાપનો વિનાશ કરનારૂં અને પરાશરના પુત્ર શ્રીવ્યાસ મુનિના વાણીરૂપી વિશાળ સરોવરમાં ઉગેલું એવું મહાભારતરૂપી વિશાળ કમળ અમારૂં કલ્યાણ કરનારૂં થાઓ. ૭

मूकं करोति वाचालं पंगुं लंघयते गिरिम् ।
यत्कृपा तमहं वंदे परमानंदमाधवम् ॥८॥

જેમની કૃપા મુંગાને વાચાળ કરે છે અને પાંગળાને પર્વત ઉલ્લંઘાવે છે; તે પરમાનંદ સ્વરૂપ માધવને હું વંદન કરૂં છું. ૮

यं ब्रह्मावरुणेंद्ररुद्रमरुतः स्तुन्वंति दिव्यैः स्तवैर्वेदैः सांगपदक्रमोपनिषदैर्गायंति यं सामगाः ॥
ध्यानावस्थिततद्गतेन मनसा पश्यंति यं योगिनो ।
यस्यांतं न विदुः सुरासुरगणा देवाय तस्मै नमः ॥

બ્રહ્મા, વરુણ, ઇંદ્ર, રુદ્ર અને મરુત્ (વાયુ) વગેરે દેવતાઓ દિવ્ય સ્તોત્રોવડે જેમની સ્તુતિ કરે છે; સામવેદનું ગાન કરનારા મુનિઓ અંગ, પદ, ક્રમ અને ઉપનિષદ્‌સહિત વેદોવડે જેમની સ્તુતિ ગાય છે; તેમનામાં પરોવાયલા ચિત્તવડે ધ્યાનમાં સ્થિર થયેલા યોગીઓજ જેમનાં દર્શન કરી શકે છે; અને દેવો તેમજ અસુરો જેમના પારને જાણી શકતા નથી; એવા પરમાત્મદેવને નમસ્કાર હો. ૯





# श्रीमद् भगवद्गीता

### શ્રીધરી ટીકાનુસાર અર્થસહિત

## अध्याय १ लो—अर्जुनविषादयोग

धृतराष्ट्र उवाच। ધૃતરાષ્ટ્ર કહે છેઃ—

**धर्मक्षेत्रे कुरुक्षेत्रे समवेता युयुत्सवः।**
**मामकाः पांडवाश्चैव किमकुर्वत संजय॥१॥**

હે સંજય! ધર્મભૂમિ એવા કુરુક્ષેત્રમાં મારા પુત્રોએ તથા પાંડુના પુત્રોએ યુદ્ધની ઇચ્છાથી ભેગા થઇને પછી શું કર્યું? તે કહે. ૧

संजय उवाच। સંજય કહે છેઃ—

**दृष्ट्वा तु पांडवानीकं व्यूढं दुर्योधनस्तदा।**
**आचार्यमुपसंगम्य राजा वचनमब्रवीत्॥२॥**

પાંડવોની સેનાને વ્યૂહના આકારમાં ગોઠવાયલી જોઇ તે વેળા રાજા દુર્યોધન દ્રોણાચાર્ય પાસે ગયો અને આવું વચન બોલ્યો. ૨

દુર્યોધનની એ વાત હવેના નવ શ્લોકમાં આવે છે.

**पश्यैतां पांडुपुत्राणामाचार्य महतीं चमूम्।**
**व्यूढां द्रुपदपुत्रेण तव शिष्येण धीमता॥३॥**

હે આચાર્ય! પાંડુપુત્રોની આ મોટી સેના જુઓ, કે જે આપના બુદ્ધિમાન શિષ્ય અને દ્રુપદપુત્ર ધૃષ્ટદ્યુમ્ને વ્યૂહના આકારમાં ગોઠવેલી છે. ૩

अत्र शूरा महेष्वासा भीमार्जुनसमा युधि।
युयुधानो विराटश्च द्रुपदश्च महारथः ॥ ४॥

આ સેનામાં મોટા ધનુર્ધારી તથા યુદ્ધ કરવામાં બહુ પ્રખ્યાત એવા ભીમ, અર્જુન અને તેમના જેવા બીજા પણ અનેક શૂરવીરો છે. જેમકે સાત્યકિ, વિરાટ રાજા અને મહારથી* દ્રુપદરાજા. ૪

धृष्टकेतुश्चेकितानः काशिराजश्च वीर्यवान्।
पुरुजित्कुंतिभोजश्च शैब्यश्च नरपुंगवः ॥५॥
युधामन्युश्च विक्रांत उत्तमौजाश्च वीर्यवान्।
सौभद्रो द्रौपदेयाश्च सर्व एव महारथाः ॥६॥

વળી ધૃષ્ટકેતુ, ચેકિતાન, પરાક્રમી કાશીરાજ, ઘણાને જીતનારો કુંતિભોજ રાજા, પુરુષોમાં શ્રેષ્ઠ શૈબ્યરાજા, પરાક્રમી યુધામન્યુ રાજા, વીર્યવાન ઉત્તમૌજા, સુભદ્રાનો પુત્ર અભિમન્યુ તથા દ્રૌપદીના પાંચ પુત્રો, એ બધાજ મહારથીઓ છે. ૫,૬

अस्माकं तु विशिष्टा ये तान्निबोध द्विजोत्तम।
नायका मम सैन्यस्य संज्ञार्थं तान्ब्रवीमिते ॥७॥

હે દ્વિજોમાં ઉત્તમ! હવે આપણામાં બળપરાક્રમાદિને લીધે પ્રસિદ્ધ એવા જે મારા સૈન્યના નાયકો છે, તે સારી રીતે આપની જાણમાં આવે તે સારૂ તેમનાં નામ કહું છું, તે સાંભળો. ૭

भवान्भीष्मश्च कर्णश्च कृपश्च समितिंजयः।

* જે એકલો દશહજાર ધનુર્ધારીઓ સાથે યુદ્ધ કરે તથા શસ્ત્રમાં અને શાસ્ત્રમાં પ્રવીણ હોય તે 'મહારથી' છે. ઘણા યોદ્ધાઓ સાથે યુદ્ધ કરી શકે તે 'અતિરથી', એકની સાથે લડી શકે તે 'રથી' અને એથી ન્યૂન હોય તે 'અર્ધરથી' કહેવાય છે.

अश्वत्थामा विकर्णश्च सौमदत्तिस्तथैव च ॥८॥
अन्ये च बहवः शूरा मदर्थे त्यक्तजीविताः ।
नानाशस्त्रप्रहरणाः सर्वे युद्धविशारदाः ॥९॥

આપ (દ્રોણાચાર્ય), ભીષ્મપિતામહ કર્ણ, યુદ્ધમાં જય મેળવનાર કૃપાચાર્ય, અશ્વત્થામા, વિકર્ણ, સોમદત્તનો પુત્ર ભૂરિશ્રવા તેમજ બીજા પણ ઘણા શૂરવીરો છે, કે જે સર્વ મારે માટે જીવ આપવા તૈયાર થયા છે, મારવાનાં વિવિધ શસ્ત્રો ધારણ કરે છે તથા યુદ્ધવિષે કુશળ છે.

अपर्याप्तं तदस्माकं बलं भीष्माभिरक्षितम् ।
पर्याप्तं त्विदमेतेषां बलं भीमाभिरक्षितम् ॥१०॥

આપણું સૈન્ય ઉપર કહેલા વીર પુરુષોથી યુક્ત છે અને ભીષ્મથી રક્ષાયલું છે તોપણ અપૂર્ણ છે; તથા એ પાંડવોનું સૈન્ય તો ભીમથી રક્ષાયલું હોવાથી આપણી સાથે લડવાને સમર્થ છે. ૧૦

ભાવાર્થ કે:—ભીમ કરતાં પણ ભીષ્મ વધારે બળવાન છે, પણ તે કૌરવો અને પાંડવોને સમાન ગણે છે તેથી પોતાનું સૈન્ય તેમનાથી રક્ષાયલું છતાં પણ જીતવામાં અસમર્થ છે; અને પાંડવોનું સૈન્ય ભીમથી રક્ષાયલું છે તોપણ તે પાંડવપક્ષનો હોવાથી તેના જેટલી લાગણીથી ભીષ્મ યુદ્ધ નહિ કરે; એ હેતુથી દુર્યોધને આ શંકા કરી છે.

अयनेषु च सर्वेषु यथाभागवस्थिताः ।
भीष्ममेवाभिरक्षंतु भवंतः सर्व एव हि ॥११॥

આપ સર્વે વ્યૂહમાં પેસવાના સઘળા માર્ગો ઉપર પોતપોતાને ઠેકાણે ઉભા રહીને સર્વ તરફથી ભીષ્મ-પિતામહનીજ રક્ષા કરો. કારણ કે આપણું જીવિત ભીષ્મ-નાજ બળ ઉપર આધાર રાખે છે. ૧૧

એવી રીતે દુર્યોધનનું માનપૂર્વક બોલવું સાંભળીને પછી

ભીષ્મપિતાએ શું કર્યું તે વાત સંજય કહે છે.

तस्य संजनयन्हर्षं कुरुवृद्धः पितामहः।
सिंहनादं विनद्योच्चैः शंखं दध्मौ प्रतापवान् ॥१२॥

પછી તે પ્રતાપી અને કુરુકુળમાં વૃદ્ધ એવા ભીષ્મ-પિતામહે દુર્યોધનને હર્ષ ઉપજાવતાં મોટો સિંહનાદ કરીને શંખ વગાડયો.૧૨

એવી રીતે સેનાપતિ ભીષ્મનો યુદ્ધોત્સાહ જોઈ બધાને યુદ્ધનો ઉત્સાહ થયો એ વાત હવે સંજય કહે છે.

ततः शंखाश्च भेर्यश्च पणवानकगोमुखाः।
सहसैवाभ्यहन्यंत स शब्दस्तुमुलोऽभवत् ॥१३॥

ત્યાર પછી શંખો, નગારાં, મૃદંગ, ઢોલ અને રણ-શિંગાં આદિ રણનાં વાજીંત્ર એકસાથે વાગવા લાગ્યાં અને એ સર્વનો ઘણો મોટો શબ્દ થયો. ૧૩

તે પછી પાંડવોના સૈન્યનો યુદ્ધોત્સાહ વર્ણવે છે.

ततः श्वेतैर्हयैर्युक्ते महति स्यंदने स्थितौ।
माधवः पांडवश्चैव दिव्यौ शंखौ प्रदध्मतुः ॥१४॥

કૌરવસૈન્યનો વાજીંત્રોનો કોલાહલ થયા પછી, ધોળા ઘોડાવાળા મોટા રથમાં બેઠેલા શ્રીકૃષ્ણ તથા અર્જુને પણ દિવ્ય શંખો વગાડ્યા. ૧૪

पांचजन्यं हृषीकेशो देवदत्तं धनंजयः।
पौंड्रं दध्मौ महाशंखं भीमकर्मा वृकोदरः ॥१५॥

ઇંદ્રિયોના સ્વામી શ્રીકૃષ્ણ ભગવાને પાંચજન્ય શંખ વગાડ્યો; અર્જુને દેવદત્ત નામનો શંખ વગાડ્યો તથા ભયંકર કર્મ કરનારા ભીમસેને પૌંડ્ર નામનો મોટો શંખ વગાડયો. ૧૫

अनंतविजयं राजा कुंतीपुत्रो युधिष्ठिरः।
नकुलः सहदेवश्च सुघोषमणिपुष्पकौ ॥१६॥

કુંતીના પુત્ર રાજા યુધિષ્ઠિરે અનંતવિજય નામનો શંખ વગાડ્યો તથા નકુલ અને સહદેવે સુઘોષ અને મણિપુષ્પક નામના શંખો વગાડ્યા.૧૬

काश्यश्च परमेष्वासः शिखंडी च महारथः ।
धृष्टद्युम्नो विराटश्च सात्यकिश्चापराजितः ॥१७॥
द्रुपदो द्रौपदेयाश्च सर्वशः पृथिवीपते ।
सौभद्रश्च महाबाहुः शंखान्दध्मुः पृथक् पृथक् ॥१८

હે મહારાજ ! ઉત્તમ ધનુષ્યવાળા કાશીરાજા, મહારથી શિખંડી, ધૃષ્ટદ્યુમ્ન, વિરાટ, અજિત સાત્યકી, દ્રુપદ, દ્રૌપદીના પાંચ પુત્રો તથા સુભદ્રાનો મોટા હાથવાળો પુત્ર અભિમન્યુ, એ બધાએ પોતપોતાના જુદા જુદા શંખો વગાડ્યા. ૧૭,૧૮

स घोषो धार्तराष्ट्राणां हृदयानि व्यदारयत् ।
नभश्च पृथिवीं चैव तुमुलो व्यनुनादयन् ॥१९॥

આકાશ અને પૃથ્વીને ગજાવી દેતા એવા એ તુમુલ અવાજે કૌરવોનાં હૃદયને ચીરી નાખ્યાં. સારાંશ કે, એ શંખનાદથી તેમનાં હૃદય કંપી ઉઠ્યાં.૧૯

अथ व्यवस्थितान्दृष्ट्वा धार्तराष्ट्रान्कपिध्वजः ।
प्रवृत्ते शस्त्रसंपाते धनुरुद्यम्य पांडवः ॥२०॥
हृषीकेशं तदा वाक्यमिदमाह महीपते ।

હે રાજા ! પછી લડવાને તૈયાર થઈ ઉભેલા તમારા પુત્રોને જોઇને, જે સમયે એકબીજા ઉપર શસ્ત્રોનો ઘા કરવાની તૈયારી થઈ ચૂકી છે તે સમયે, જેની ધ્વજામાં કપિવર હનુમાન છે એવા અર્જુને પોતાનું ધનુષ્ય ઉગામીને ભગવાનને કહ્યું કેઃ—૨૦

अर्जुन उवाच। અર્જુન કહે છેઃ—

सेनयोरुभयोर्मध्ये रथं स्थापय मेऽच्युत ॥२१॥
यावदेतान्निरीक्ष्येऽहं योद्धुकामानवस्थितान् ।
कैर्मया सह योद्धव्यमस्मिन् रणसमुद्यमे ॥२२॥
योत्स्यमानानवेक्षेऽहं य एतेऽत्र समागताः ।
धार्तराष्ट्रस्य दुर्बुद्धेर्युद्धे प्रियचिकीर्षवः ॥२३॥

હે અચ્યુત ! આ રણના સમારંભમાં જેઓ લડવાની ઇચ્છાથી આવીને ઉભા છે, તેઓમાં મારે કોની સાથે યુદ્ધ કરવાનું છે તથા દુષ્ટ બુદ્ધિવાળા દુર્યોધનનું યુદ્ધમાં પ્રિય કરવાની ઇચ્છાથી અહીં આવેલા લડનારા કોણ કોણ છે તેઓને હું જોઈ લઉં, ત્યાંસુધી મારો રથ બંને સેનાની વચ્ચે લઈ જઈ ઉભો રાખો. ૨૧–૨૩

संजय उवाच। સંજય કહે છેઃ—

एवमुक्तो हृषीकेशो गुडाकेशेन भारत ।
सेनयोरुभयोर्मध्ये स्थापयित्वा रथोत्तमम् ॥२४॥
भीष्म द्रोण प्रमुखतः सर्वेषां च महीक्षिताम् ।
उवाच पार्थ पश्यैतान्समवेतान्कुरूनिति ॥२५॥

હે રાજા! નિદ્રાને જીતનારા અર્જુને એ પ્રમાણે શ્રીકૃષ્ણને કહ્યું, ત્યારે ભગવાને બેઉ સેનાની વચમાં ભીષ્મ, દ્રોણ તથા બધા રાજાઓની સન્મુખ રથ ઉભો રાખ્યો અને કહ્યું કે, હે અર્જુન! આ એકઠા થયેલા કૌરવોને તું જો. ૨૪,૨૫

तत्रापश्यत्स्थितान्पार्थ पितॄनथ पितामहान् ।
आचार्यान्मातुलान्भ्रातॄन् पुत्रान्पौत्रान्सखींस्तथा ।
श्वशुरान्सुहृदश्चैव सेनयोरुभयोरपि ॥२६॥

પછી અર્જુને પોતાના કાકા વગેરેને, પિતામહોને,

આચાર્યોને, મામાઓને, દુર્યોધન આદિ ભાઇઓને, પુત્રો તથા પૌત્રોને, મિત્રોને, સસરાઓને તથા પોતાની ઉપર ઉપકાર કરનારાં સુહૃદ પુરુષોને બન્ને સેનાઓમાં આવી ઉભેલા જોયા. ૨૬

तान्समीक्ष्य स कौंतेयः सर्वान्बंधूनवस्थितान्।
कृपया परयाविष्टो विषीदन्निदमब्रवीत्॥२७॥

આ પ્રમાણે તે સર્વ બંધુ ઇત્યાદિને પોતાની સન્મુખ ઉભેલા જોઇને, જેના મનમાં અત્યંત દયા ઉત્પન્ન થયેલી છે એવા અર્જુને મનમાં ગ્લાનિ પામીને આ પ્રમાણે કહ્યું:-

अर्जुन उवाच। અર્જુન કહે છેઃ-

दृष्ट्वेमं स्वजनं कृष्ण युयुत्सुं समुपस्थितम्।
सीदंति मम गात्राणि मुखं च परिशुष्यति॥२८॥
वेपथुश्च शरीरे मे रोमहर्षश्च जायते।
गांडीवं स्रंसते हस्तात्त्वक्चैव परिदह्यते॥२९॥

હે કૃષ્ણ! આ મારા બંધુઓને યુદ્ધની ઇચ્છાથી સન્મુખ ઉભેલા જોઇને મારાં ગાત્ર ઢીલાં થઇ જાય છે; મુખ સૂકાય છે; શરીરમાં કંપ થાય છે; રૂવાડાં ઉભાં થાય છે; હાથમાંથી ગાંડીવ ધનુષ પડી જાય છે અને ચામડીમાં દાહ થાય છે. ૨૮,૨૯

न च शक्नोम्यवस्थातुं भ्रमतीव च मे मनः।
निमित्तानि च पश्यामि विपरीतानि केशव॥३०॥

અહીં સ્થિરતાથી હું ઉભો રહી શકતો નથી; મારૂં મન જાણે ભમે છે અને હે કેશવ! હું અનિષ્ટ સૂચવનારા અપશુકનો પણ જોઉં છું. ૩૦

न च श्रेयोऽनुपश्यामि हत्वा स्वजनमाहवे।
न कांक्षे विजयं कृष्ण न च राज्यं सुखानि च॥३१

વળી યુદ્ધમાં સ્વજનને હણવામાં હું કલ્યાણ પણ

જોતો નથી. એટલે કદી આપ વિજયાદિક ફળ ધારતા હો તોપણ હે કૃષ્ણ! હું એ વિજય, રાજ્ય તથા સુખોને ઇચ્છતો નથી. ૩૧

किं नो राज्येन गोविंद किं भोगैर्जीवितेन वा।
येषामर्थे कांक्षितं नो राज्यं भोगाः सुखानि च ॥
त इमेऽवस्थिता युद्धे प्राणांस्त्यक्त्वा धनानि च ।
आचार्याः पितरः पुत्रास्तथैव च पितामहाः॥३३
मातुलाः श्वशुराः पौत्राः श्यालाः संबंधिनस्तथा ।
एतान्न हंतुमिच्छामि घ्नतोऽपि मधुसूदन ॥३४॥

કારણ કે હે ગોવિંદ! જેઓને માટે અમે રાજ્ય, ભોગ તથા સુખો ઇચ્છીએ, એવા આ અમારા આચાર્યો, કાકાઓ, પુત્રો, પૌત્રો, પિતામહો, મામાઓ, સસરાઓ, સાળાઓ તથા સંબંધીઓ ઇત્યાદિ તો પ્રાણ અને ધનનો મોહ ત્યજીને આ યુદ્ધભૂમિમાં આવી ઉભા છે. માટે અમે તેમની સાથે લડીને મેળવેલા રાજ્યને, ભોગને તથા જીવિતને શું કરીએ? હે મધુસૂદન! આપ કદી એમ કહેશો કે, જો તું દયા લાવીને તેમને નહિ મારે, તો હુયે ધનાદિ તો રાજ્યલોભને લીધે તને માર્યા વિના રહેવાના નથી, માટે તુંજ તેમને મારીને રાજ્ય ભોગવ; તો તેનો ઉત્તર એ છે કે, કદી તેઓ મને મારે તોપણ તેમને મારવા હું ઇચ્છતો નથી. ૩૨–૩૪

अपि त्रैलोक्यराज्यस्य हेतोः किं नु महीकृते ।
निहत्य धार्तराष्ट्रान्नः का प्रीतिः स्याज्जनार्दन॥३५

હે જનાર્દન! ત્રણે લોકનું રાજ્ય મળતું હોય તોપણ તેમને મારૂં નહિ, તો પછી માત્ર આ પૃથ્વીને માટે તો કેમજ મારૂં? એ ધૃતરાષ્ટ્રના પુત્રોને મારવાથી મને શો આનંદ થવાનો છે? ૩૫

पापमेवाश्रयेदस्मान्हत्वैतानाततायिनः। तस्मान्नार्हा वयं हंतुं धार्तराष्ट्रान्स्वबांधवान्। स्वजनं हि कथं हत्वा सुखिनः स्याम माधव ॥३६॥

એ દુર્યોધન આદિ આતતાયીઓ* છે, તોપણ તેમને મારવાથી તો અમને પાપજ લાગે; માટે અમારાબાંધવો જે ધૃતરાષ્ટ્રના પુત્રો તેમને મારવા અમારે યોગ્ય નથી. વળી હે માધવ! સ્વજનોને મારીને અમે સુખી પણ ક્યાંથી થઇએ? ૩૬

કુટુંબ આદિના વધનો દોષ તો તમારે ને દુર્યોધનાદિને પણ સરખોજ છે; છતાં તેઓ પણ બંધુવધનો મહાન દોષ વહોરીને યુદ્ધમાં ઉતર્યા છે તો પછી તમે પણ યુદ્ધ કરો; ખેદ શામાટે કરો છો? એમ ભગવાન કહેવા ધારતા હશે, એમ ધારીને અર્જુન આ પછીના બે શ્લોકવડે તેનો ઉત્તર આપે છે.

यद्यप्येते न पश्यंति लोभोपहतचेतसः।
कुलक्षयकृतं दोषं मित्रद्रोहे च पातकम् ॥३७॥
कथं न ज्ञेयमस्माभिः पापादस्मान्निवर्तितुम्।
कुलक्षयकृतं दोषं प्रपश्यद्भिर्जनार्दन ॥३८॥

---

* अग्निदो गरदश्चैव शस्त्रपाणिर्धनापहः।
क्षेत्रदारापहर्ता च षडेते आततायिनः॥

અર્થાત્ અગ્નિ લગાડનાર, ઝેર આપનાર, હાથમાં શસ્ત્ર લઇ સામો થનાર, ધનનો નાશ કરનાર અને જમીન તથા સ્ત્રી લઇ લેનાર, એ છ આતતાયી કહેવાય છે. દુર્યોધનાદિએ તો એ છએ પ્રકારનાં કર્મ કરેલાં હોવાથી તેઓ સર્વ પ્રકારે આતતાયી છે એટલે તેમને તો મારવા ઉચિતજ છે. કારણ કે શાસ્ત્રમાં કહ્યું છે કેઃ—

आततायिनमायान्तं हन्यादेवाविचारयन्।
नाततायिवधे दोषो हंतुर्भवति कश्चन॥

અર્થાત્ જો આતતાયી મારવા આવે, તો કશા પણ વિચારવિના તેને હણવો. એથી જરા પણ દોષ લાગતો નથી; માટે તું આ દુર્યોધનાદિને હણ એવો ભગવાનનો અભિપ્રાય ધારીને અર્જુને ઉપર પ્રમાણે કહ્યું છે.

*હે જનાર્દન ! એ દુર્યોધન આદિકનું ચિત્ત રાજ્ય-લોભથી ભ્રષ્ટ થયેલું છે તેથી તેઓ કુલક્ષય કરવાથી તથા મિત્રદ્રોહ કરવાથી થતું પાતક જોઈ શકતા નથી; પણ અમે તો કુળનાશથી તથા મિત્રદ્રોહથી લાગતા પાતકને જાણીએ છીએ એટલે અમારે આ પાપથી અટકવાનો વિચાર શા માટે ન કરવો? ૩૭,૩૮

અર્જુન હવે કુલક્ષયથી થતા દોષો દેખાડે છે.

**कुलक्षये प्रणश्यंति कुलधर्माः सनातनाः ।**
**धर्मे नष्टे कुलं कृत्स्नमधर्मोऽभिभवत्युत ॥३९॥**
**अधर्माभिभवात्कृष्ण प्रदुष्यंति कुलस्त्रियः ।**
**स्त्रीषु दुष्टासु वार्ष्णेय जायते वर्णसंकरः ॥४०॥**

કુળનો નાશ થવાથી પરંપરાથી ચાલ્યા આવતા કુળધર્મો નાશ પામે છે; કુળધર્મોનો નાશ થવાથી આખા કુળમાં અધર્મ પ્રસરી જાય છે; કુળમાં અધર્મ પ્રસરવાથી કુળની સ્ત્રીઓ દુરાચારી થાય છે; અને હે શ્રીકૃષ્ણ! સ્ત્રીઓ દુરાચારી થવાથી પ્રજા વર્ણસંકર થાય છે—અર્થાત્ ઉચ્ચ જાતિની સ્ત્રીમાં નીચ જાતિના પુરુષથી અથવા નીચ જાતિની સ્ત્રીમાં ઉચ્ચ વર્ણના પુરુષથી જે પ્રજા

---

* આતતાયીને મારવાની છૂટ છતાં અર્જુને ઉપર કહ્યું કે "તેઓ આતતાયી છતાં પણ તેમને મારવાથી અમને પાપજ લાગે" તે એવા અભિપ્રાયથી કે, ઋષિઓનાં અર્થશાસ્ત્રરૂપે અને ધર્મશાસ્ત્ર-રૂપે બે પ્રકારનાં વચન છે. તેમાં ધર્મશાસ્ત્ર કરતાં અર્થશાસ્ત્રનાં વચન પ્રબળ ગણાય છે; માટે આચાર્યાદિ આતતાયીઓને મારવા એ તો અધર્મજ છે. મહર્ષિ યાજ્ઞવલ્કયે કહ્યું છે કેઃ—

स्मृत्योर्विरोधे न्यायस्तु बलवान् व्यवहारतः ।
अर्थशास्त्रात्तु बलवद्धर्मशास्त्रमिति स्थितिः ॥

અર્થાત્ બે સ્મૃતિઓ વચ્ચે વિરોધ જણાતાં વ્યાવહારિક રીતે જે ન્યાય જણાય તેને બળવાન જાણવો અને અર્થશાસ્ત્ર કરતાં ધર્મશાસ્ત્રને વધારે બળવાન જાણવું, આવી મર્યાદા છે.

ઉત્પન્ન થાય તે વર્ણસંકર કહેવાય છે. ૩૯,૪૦

**संकरो नरकायैव कुलघ्नानां कुलस्य च।**
**पतंति पितरो ह्येषां लुप्तपिंडोदकक्रियाः ॥४१॥**

એવી વર્ણસંકર પ્રજા કુળનો નાશ કરનારાઓને તથા કુળને નરકમાંજ નાખે છે–અર્થાત્ કુળનો નાશ કરનારાઓ અને સંકરદોષવાળાઓ નરકમાં પડે છે, અને તેમના સ્વર્ગવાસી પિતૃઓને પિંડદાન તથા જલાંજલિ આપવાની ક્રિયાનો લોપ થવાથી તેઓ પણ નરકમાં પડે છે. ૪૧

**दोषैरेतैः कुलघ्नानां वर्णसंकरकारकैः।**
**उत्साद्यंते जातिधर्माः कुलधर्माश्च शाश्वताः ॥४२॥**

વળી એ કુળઘાતક મનુષ્યોના એવા વર્ણસંકર કરનારા દોષોને લીધે સનાતન જાતિધર્મો તથા કુળધર્મો નાશ પામે છે. ૪૨

**उत्सन्नकुलधर्माणां मनुष्याणां जनार्दन।**
**नरके नियतं वासो भवतीत्यनुशुश्रुम ॥४३॥**

અને હે જનાર્દન! જે મનુષ્યોનો જાતિધર્મ તથા કુળધર્મ નાશ પામે છે, તેઓનો નિયત કાળ સુધી નરકવાસ થાય છે, એમ અમે સાંભળ્યું છે.૪૩*

**अहो बत महत्पापं कर्तुं व्यवसिता वयम्।**
**यद्राज्यसुखलोभेन हंतुं स्वजनमुद्यताः ॥४४॥**

છતાં પણ અહો! ખેદની વાત છે કે, અમે એવું

---

* प्रायश्चित्तमकुर्वाणाः पापेषु निरताः नराः।
अपश्चात्तापिनः कष्टान्निरयान् यांति दारुणान्॥

અર્થાત્ જે પાપ કરવામાં પ્રીતિવાળા છે, જે પાપનું પ્રાયશ્ચિત્ત કરતા નથી અને જેમને પાપને માટે પશ્ચાત્તાપ પણ થતો નથી તેઓ મહાદુઃખદાયી દારુણ નરકમાં જાય છે.

મહાન પાપ કરવા તૈયાર થયા છીએ! કેમકે રાજ્ય-સુખના લોભથી અમે સ્વકુટુંબીઓને હણવા તૈયાર થયા છીએ. ૪૪

**यदि मामप्रतीकारमशस्त्रं शस्त्रपाणयः ।**
**धार्तराष्ट्रा रणे हन्युस्तन्मे क्षेमतरं भवेत् ॥४५॥**

એ કરતાં તો હાથમાં હથિયારવાળા ધૃતરાષ્ટ્રના પુત્રો જો મને પ્રતીકાર (બચાવ) નહિ કરનારને તથા શસ્ત્રવગરનાને રણમાં હણી નાખે, તો તેથીજ મારૂં વધારે હિત થાય. ૪૫

संजय उवाच । સંજય કહે છેઃ—

**एवमुक्त्वार्जुनः संख्ये रथोपस्थ उपाविशत् ।**
**विसृज्य सशरं चापं शोकसंविग्नमानसः ॥४६॥**

જેનું મન શોકમાં ડૂબેલું છે, એવો અર્જુન આ યુદ્ધ-ને પ્રસંગે એ પ્રમાણે કહીને તથા બાણસહિત ધનુષ્ય મૂકી દઇને રથ ઉપર બેસી ગયો. ૪૬

हरिः ॐ तत्सदिति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु
ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे
अर्जुनविषादयोगो नाम प्रथमोऽध्यायः ॥१॥

ઈતિ શ્રીમદ્ ભગવદ્ગીતા વિષે અર્જુનવિષાદયોગ નામનો
પહેલો અધ્યાય સંપૂર્ણ.





# अध्याय २ जो—सांख्ययोग

संजय उवाच। સંજય કહે છેઃ—

**तं तथा कृपयाविष्टमश्रुपूर्णाकुलेक्षणम्।**
**विषीदंतमिदं वाक्यमुवाच मधुसूदनः ॥१॥**

એ પ્રમાણે આંસુવડે ભરેલાં તથા ગભરાયલાં નેત્રવાળા અને શોક કરતા દયાયુક્ત અર્જુનને મધુસૂદન શ્રીકૃષ્ણ ભગવાને આ વાક્ય કહ્યું. ૧

श्रीभगवानुवाच। શ્રીભગવાન કહે છેઃ—

**कुतस्त्वा कश्मलमिदं विषमे समुपस्थितम्।**
**अनार्यजुष्टमस्वर्ग्यमकीर्तिकरमर्जुन ॥२॥**

હે અર્જુન! આવા સંકટને સમયે, આર્યજનોએ નહિ સેવેલો, ધર્મરહિત તથા અપયશ કરનારો આ મોહ તને ક્યાંથી થયો? ૨

**क्लैब्यं मास्म गमः पार्थ नैतत्त्वय्युपपद्यते।**
**क्षुद्रं हृदयदौर्बल्यं त्यक्त्वोत्तिष्ठ परंतप ॥३॥**

હે અર્જુન! તું એમ બીકણ થા નહિ. તારા જેવાને એ બીકણપણું છાજતું નથી, માટે હે શત્રુને તપાવનારા! હૃદયનું તુચ્છ દુર્બળપણું ત્યજી દઈને તું યુદ્ધને માટે ઉભો થા. ૩

હું કંઈ બીકથી યુદ્ધ ત્યજી દેતો નથી, પણ ન્યાયથી ઉલટું છે માટે ત્યજી દઉં છું, એ વાત હવે અર્જુન કહે છે.

अर्जुन उवाच। અર્જુન કહે છેઃ—

**कथं भीष्ममहं संख्ये द्रोणं च मधुसूदन।**

इषुभिः प्रतियोत्स्यामि पूजार्हावरिसूदन ॥४॥

હે મધુસૂદન! પૂજા કરવા યોગ્ય એવા ભીષ્મ અને દ્રોણ સામે હું બાણોવડે લડુંજ કેમ! સારાંશ કે, એમની સાથે "હું લડીશ" એમ કહેવું પણ યોગ્ય નથી તો પછી લડી તો કેમજ શકું? ૪

લડીશ નહિ તો તારા શરીરનો નિર્વાહ નહિ થાય એમ જો કૃષ્ણ કહે, તો અર્જુન કહે છે.

गुरूनहत्वा हि महानुभावान् श्रेयो भोक्तुं भैक्ष्यमपीह लोके। हत्वार्थकामांस्तु गुरूनिहैव भुंजीय भोगान्रुधिरप्रदिग्धान् ॥५॥

ગુરુનો વધ એ નરકની પ્રાપ્તિ કરાવે છે; માટે મહાન પ્રભાવવાળા દ્રોણ અને ભીષ્મ આદિ ગુરુજનોની હિંસા કરવા કરતાં તો આ લોકમાં ભિક્ષાનું અન્ન ખાવું ઠીક છે. કેમકે ધનની તૃષ્ણાવાળા* ગુરુઓને મારીને પરલોકના દુઃખ ઉપરાંત આ લોકમાં પણ લોહીથીજ ખરડાયલા વૈભવ ભોગવવા પડે એ બહુ દુઃખદાયક છે. ૫

વળી અમે કદાચ અધર્મને સ્વીકારીએ તોપણ અમારો જય થશે કે પરાજય થશે એ નક્કી નથી, એટલે પણ લડવું વૃથા છે, એ વાત હવે અર્જુન કહે છે.

---

* આ ઠેકાણે અર્જુને ગુરુજનોને 'ધનની તૃષ્ણાવાળા' કહ્યા તે એવા અભિપ્રાયથી કે, ધનની તૃષ્ણાને લીધે ભીષ્મ વગેરે તો યુદ્ધથી નહિજ અટકે તેથી તેમને મારવાનો પ્રસંગ આવવાનોજ. વળી ભીષ્મ ધનના લોભી હતા એ તો તેમણેજ યુધિષ્ઠિરને એક પ્રસંગે કહ્યું હતું:-

अर्थस्य पुरुषो दासो दासस्त्वर्थो न कस्यचित्।
इति सत्यं महाराज बद्धोस्म्यर्थेन कौरवैः॥

અર્થાત્ માણસ ધનનો દાસ છે, ધન કોઇનો દાસ નથી, એજ વાત ખરી છે. હે રાજા યુધિષ્ઠિર! ધનને લીધે (એટલે કે કૌરવોએ ભીષ્મ તરફ ધનની ખૂબ છૂટ રાખેલી તેને લીધે) હું કૌરવો સાથે બંધાઇ ગયો છું.

**न चैतद्विद्मः कतरन्नो गरीयो यद्वा जयेम यदि वा नो जयेयुः। यानेव हत्वा न जिजीविषामस्तेऽवस्थिताः प्रमुखे धार्तराष्ट्राः ॥६॥**

વળી અમે જીતીશું કે તેઓ અમને જીતશે ? એ પણ અમે જાણતા નથી; છતાં કદી અમે જીત્યા, તો તે જય પણ અમારો પરાજય થવા બરાબર છે. કારણકે જેમને મારીને અમે જીવવા ઇચ્છીએ નહિ, તે આ ધૃતરાષ્ટ્રના પુત્રો તો સામેજ ઉભેલા છે ! ૬

ઉપરોક્ત વાત સાંભળીને શ્રીકૃષ્ણ ભગવાન રખેને એમ કહે કે "એમ છે તો તુંજ વિચાર કરીને ઠીક લાગે તેમ કર" તેથી અર્જુન સરળભાવે કહી દે છે કે:-

**कार्पण्यदोषोपहतस्वभावः पृच्छामि त्वां धर्मसंमूढचेताः। यच्छ्रेयः स्यान्निश्चितं ब्रूहि तन्मे शिष्यस्तेऽहं शाधि मां त्वां प्रपन्नम् ॥७॥**

"બંધુઓને મારીને પછી અમે પણ કેમ જીવી શકીએ !" એ જાતની દીનતા તથા કુળનો નાશ કરવાથી થતો દોષ, એ બે કારણોથી મારો શૌર્યાદિ ક્ષાત્રસ્વભાવ અત્યારે જતો રહ્યો છે; તથા યુદ્ધ કરવાનું ત્યજીને ભિક્ષાન્નથી જીવવું એ અમારા ગુણકર્મસ્વભાવ જોતાં અમારો સ્વધર્મ છે કે પરધર્મ અથવા અધર્મ છે, એ વિષે પણ મારા મનમાં સંદેહ થયો છે; તેથી હું આપને પૂછું છું. માટે મારા ગુણસ્વભાવાદિનો વિચાર કરીને જે કાંઈ મારો સ્વધર્મ હોય-વાસ્તવિક રીતે મારે જે કરવું ઘટિત હોય-તે આપજ મને કહો. હું આપના શિક્ષણને યોગ્ય છું અને આપને શરણે આવેલો છું, માટે આપ મને શિક્ષા આપો. ૭

**न हि प्रपश्यामि ममापनुद्याद् यच्छोकमुच्छो-**

षणामिंद्रियाणाम् । अवाप्य भूमावसपत्नमृद्धं राज्यं सुराणामपि चाधिपत्यम् ॥८॥

શત્રુવિનાનું અને સમૃદ્ધિથી ભરપૂર હોય એવું આખી પૃથ્વીનું રાજ્ય, તથા દેવોનું આધિપત્ય એટલે સ્વર્ગનું રાજ્ય પણ મેળવવાથી મારો આ ઇંદ્રિયોને સૂકવી નાખનારો શોક દૂર થાય એવો કશોજ ઉપાય હું દેખતો નથી. ૮

संजय उवाच । સંજય કહે છેઃ—

एवमुक्त्वा हृषीकेशं गुडाकेशः परंतपः ।
न योत्स्य इति गोविंदमुक्त्वा तूष्णीं बभूव ह ॥९॥

હે શત્રુઓને તપાવનારા ધૃતરાષ્ટ્ર! અર્જુન એ પ્રમાણે કહીને તથા 'હે ગોવિંદ! હું યુદ્ધ નહિ કરૂં" એમ કહીને ચૂપ રહ્યો. ૯

तमुवाच हृषीकेशः प्रहसन्निव भारत ।
सेनयोरुभयोर्मध्ये विषीदंतमिदं वचः ॥१०॥

હે ભરતવંશી ધૃતરાષ્ટ્ર! એ પ્રમાણે બન્ને સેનાની વચ્ચે અર્જુનને ખેદ કરતો જોઇને ઇંદ્રિયોના સ્વામી શ્રીકૃષ્ણ ભગવાને હસતા હોય એવા પ્રસન્ન મુખથી આવું વચન કહ્યું. ૧૦

દેહથી આત્મા જુદો છે, એવું જ્ઞાન નહિ હોવાથીજ અર્જુનને એ પ્રમાણે નાશવંત શરીરોનો શોક થાય છે માટે શ્રીભગવાન હવે તે વાત સમજાવે છે.

श्रीभगवानुवाच । શ્રીભગવાન બોલ્યાઃ—

अशोच्यानन्वशोचस्त्वं प्रज्ञावादांश्च भाषसे ।
गतासूनगतासूंश्च नानुशोचंति पंडिताः ॥११॥

જેમનો શોક કરવો યોગ્ય નથી તેમનો તેં "મારા સંબંધીઓને સામા ઉભેલા જોઇને મારાં અંગો ઢીલાં થાય છે" ઇત્યાદિ વચનોવડે શોક કર્યો છે, અને મેં તને

કહ્યું છે કે "આ સંકટના સમયમાં આર્ય પુરુષોએ નહિ સેવેલો એવો આ ધર્મરહિત મોહ તને ક્યાંથી ઉપજ્યો?" છતાં પણ "ભીષ્મ અને દ્રોણ જેવા ગુરુજનોને હું કેમ મારૂં ?" ઇત્યાદિ પંડિતોના જેવા શબ્દો તું બોલે છે; માટે તું પંડિત નથી. કારણ કે પંડિતો કાંઈ મુએલા બંધુઓનો તથા જીવતાઓનો શોક કરતા નથી. ૧૧

न त्वेवाहं जातु नासं न त्वं नेमे जनाधिपाः ।
न चैव न भविष्यामः सर्वे वयमतः परम् ॥१२॥

જો કે લીલાવડે ધારણ કરાતાં મારાં શરીરોનો પણ આવિર્ભાવ અને તિરોભાવ તો થાય છેજ, પરંતુ તે પરથી કાંઈ હું પોતે (પરમાત્મારૂપે સદાય સર્વત્ર રહેલો છું તે) પણ કોઈ દિવસ નહોતો એવું ન હતું, પણ અનાદિ ને અનંત હોવાથી હતોજ; અને એજ પ્રમાણે તું પોતે પણ આગળ દેહ છૂટવાને લીધે નહિ હતો (એટલે કે મટી ગયો હતો) એવું ન હતું. એજ પ્રમાણે વાસ્તવ દૃષ્ટિથી જોતાં આ બધા રાજાઓ પણ આત્મભાવે કોઈ સમયે ન હતા કે મટી ગયા હતા એવું ન હતું; અને હવે પછી પણ કોઈ સમયે તેઓ તથા આપણે બધા નહિ હોઇએ એમ પણ બનવાનું નથી–અર્થાત્ આત્મભાવે તો આપણે બધા સદાસર્વદા હતા અને હોઇશું જ; અને એ પ્રમાણે આત્મારૂપે સર્વ કોઇ જન્મમરણ રહિત હોવાથી કોઇનો પણ શોક કરવો યોગ્ય નથી. ૧૨

હે શ્રીકૃષ્ણ ! ઇશ્વરરૂપે આપને જન્મમરણ ન હોય, પરંતુ જીવોનાં જન્મમરણ પ્રસિદ્ધ છે તે પણ નથી એમ શી રીતે મનાય? એવી શંકાનો હવે ઉત્તર આપે છે.

देहिनोऽस्मिन्यथा देहे कौमारं यौवनं जरा ।
तथा देहांतरप्राप्तिर्धीरस्तत्र न मुह्यति ॥१३॥

મનુષ્યની બાલ્યાવસ્થા ગયા પછી જ્યારે તેને યુવા-

વસ્થા પ્રાપ્ત થાય છે ત્યારે પણ "જે હું બાળક હતો તેજ હું જુવાન થયો છું" એવી રીતે બેય અવસ્થાઓમાં પોતાનું અસ્તિત્વ અને એકપણું તેને જણાઈ રહે છે. માટે દેહાભિમાની જીવની બાલ, યુવા તથા વૃદ્ધાવસ્થામાં જે ફેર જણાય છે તે તો માત્ર શરીરની અવસ્થા બદલાવાથી જણાય છે, આત્મા બદલાવાથી નહિ. એજ પ્રમાણે બીજું શરીર પ્રાપ્ત થવું એ પણ આગલા દેહના નાશને લીધે છે; પૂર્વશરીરમાં રહેલા આત્માનો નાશ થવાથી નહિ. વળી તુરતના જન્મેલા બાળકની સ્તનપાનમાં પ્રવૃત્તિ થાય છે તે પણ પૂર્વજન્મના સંસ્કારને લીધે થાય છે. માટે બુદ્ધિમાન પુરુષ શરીરનો નાશ થવાથી આત્માનો નાશ માનતો નથી, તેમ અજ્ઞાનીની પેઠે શોક પણ કરતો નથી.

હું કાંઇ મરનારાં કે જીવતાંનો શોક કરતો નથી, પણ તેમના વિયોગાદિથી મને થનારાં દુઃખો વિચારીને મારો પોતાનોજ શોક કરૂં છું; એમ અર્જુન કદી કહે તો હવે તેનો ઉત્તર ભગવાન પ્રથમથી કહી દે છે.

**मात्रास्पर्शास्तु कौंतेय शीतोष्णसुखदुःखदाः ।**
**आगमापायिनोऽनित्यास्तांस्तितिक्षस्वभारत॥१४**

હે કુંતાપુત્ર! ઇંદ્રિયોનો તેમના વિષયોની સાથે સંબંધ થાય છે; તેથીજ મનુષ્યને ટાઢ, તડકો, સુખ તથા દુઃખ લાગે છે. પરંતુ એ વિષયો અને એ સંબંધો તો ઉત્પત્તિ અને નાશવાળા હોવાથી અસ્થિર છે; માટે હે ભારત! તેમને તું સહન કર. ૧૪

ભાવાર્થ કે—જેમ દેશકાળને લીધે વરસાદ અથવા તડકાનો સંબંધ થવાથી માણસને સ્વાભાવિક રીતેજ ટાઢ અથવા ગરમી લાગે છે; તેમ ઇષ્ટ કે અનિષ્ટ પદાર્થનો સંયોગ કે વિયોગ થવાથી સુખદુઃખ પણ થાય છે. પરંતુ એ લૌકિક પદાર્થ અને સુખદુઃખાદિ અસ્થાયી

હોવાથી તારે તેમને સહન કરી લેવાં જોઇએ; અને એવા ઉત્પત્તિ-નાશવાળા દેહાદિ પદાર્થોમાટે તથા તેનાથી થતાં સુખદુઃખાદિ માટે હર્ષ કે શોક કરવો જોઇએ નહિ.

**यं हि न व्यथयंत्येते पुरुषं पुरुषर्षभ ।**
**समदुःखसुखं धीरं सोऽमृतत्वाय कल्पते ॥१५॥**

હે પુરુષશ્રેષ્ઠ! એ પ્રમાણે જેને વિષયોના સંયોગ કે વિયોગથી હર્ષ કે શોક થતા નથી તથા સુખ અને દુઃખ જેને સમાન છે તેજ ધીરજવાન છે; અને એવો ધીર પુરુષજ મોક્ષનો અધિકારી થાય છે. ૧૫

તોપણ અત્યંત દુઃસહ ટાઢ, તડકો ઈત્યાદિ કેમ સહન કરવાં? કેમકે અત્યંત સહેતાં તો શરીર છૂટી જાય; એવી શંકા અર્જુનને થાય તો, તત્ત્વજ્ઞાનના વિચારવડે બધું સહન થઇ શકે છે, એ વાત હવે કહે છે.

**नासतो विद्यते भावो नाभावो विद्यते सतः ।**
**उभयोरपि दृष्टोऽन्तस्त्वनयोस्तत्त्वदर्शिभिः ॥१६॥**

ટાઢ, તડકો ઈત્યાદિ આત્માનો ધર્મ નહિ હોવાથી તે અસત્ છે અને તેમની આત્મા ઉપર કશી સત્તા નથી, તેમ આત્મા સત્ય સ્વભાવવાળો હોવાથી તેનો કોઈ કાળે નાશ પણ થતો નથી. આ પ્રમાણે આત્માનું યથાર્થ સ્વરૂપ જાણનારા મહાપુરુષોએ સત્ તથા અસત્ પદાર્થો-વિષે નિર્ણય કર્યો છે; માટે તું એ સુખદુઃખાદિ સહન કર.

અવિનાશી વસ્તુને સત્ય સ્વભાવવાળી સામાન્ય રીતે દર્શાવી-ને હવે તે વિસ્તારથી દર્શાવે છે.

**अविनाशी तु तद्विद्धि येन सर्वमिदं ततम् ।**
**विनाशमव्ययस्यास्य न कश्चित्कर्तुमर्हति ॥१७॥**

આ સઘળા ઉત્પત્તિનાશના સ્વભાવવાળા દેહાદિક પદાર્થોની અંદર અને બહાર જે આત્મા સાક્ષીરૂપે વ્યાપી રહેલ છે, તે આત્માનું સ્વરૂપ નાશરહિત છે

એમ જાણવું; કારણ કે ક્ષય તથા વૃદ્ધિ આદિ છએ વિકારથી રહિત હોવાથી આ આત્માનો નાશ કરવાને કોઈ પણ સમર્થ નથી. ૧૭

હવે અસ્થિર સ્વભાવવાળા પદાર્થોવિષે કહે છે.

**अंतवंत इमे देहा नित्यस्योक्ताः शरीरिणः ।**
**अनाशिनोऽप्रमेयस्य तस्माद्युध्यस्व भारत ॥१८॥**

સદાય એકરૂપ રહેનાર, નાશરહિત તથા અમાપ અને સર્વવ્યાપક એવા શરીરધારી આત્માનાં આ જે સુખદુઃખાદિક ધર્મવાળાં શરીરો છે તેજ માત્ર નાશવાન છે અને એ આત્માનો તો કોઈ કાળે નાશ પણ થતો નથી અને તેનો સુખદુઃખાદિ સાથે સંબંધ પણ કોઈ કાળે થતો નથી, એમ તત્ત્વવેત્તાઓએ કહ્યું છે. માટે હે અર્જુન! તું પણ એ પ્રમાણે સમજીને મોહથી થયેલો શોક ત્યજી દે; યુદ્ધ કર અને સ્વધર્મને છોડી દે નહિ. ૧૮

ઉપર પ્રમાણે ભીષ્મ આદિના મૃત્યુથી થનારા શોકનું સમાધાન કર્યું. હવે "ભીષ્મ આદિને મારવા હું ઇચ્છતો નથી" ઇત્યાદિ વચનોવડે અર્જુને હણનારતરીકેના મિથ્યાભિમાનને લીધે જે શોક કર્યો, તે પણ નિરર્થક છે એમ કહે છે.

**य एनं वेत्ति हंतारं यश्चैनं मन्यते हतम् ।**
**उभौ तौ न विजानीतो नायं हंति न हन्यते ॥१९**

આ આત્માને જે મારનારો માને છે તથા જે આ આત્માને બીજાથી મરાયલો માને છે; તે બન્ને અજ્ઞાની છે. કારણ કે આ આત્મા કોઈને મારતો પણ નથી અને કોઈથી મરાતો પણ નથી. ૧૯

પ્રત્યેક પદાર્થ જન્મ, સત્તા, વૃદ્ધિ, પરિણામ, ક્ષીણતા અને નાશ, એ છ વિકારને પામે છે; પણ એ વિકારો આત્મામાં નથી તેથી તે અવિનાશી છે; એમ દૃઢ કરવાને હવે કહે છે.

**न जायते म्रियते वा कदाचिन्नायं भूत्वा भविता**

**वा न भूयः। अजो नित्यः शाश्वतोऽयं पुराणो न हन्यते हन्यमाने शरीरे ॥२०॥**

આ આત્મા કોઈ કાળે જન્મતો પણ નથી અને મરતો પણ નથી; માટે તે "જન્મ" તથા "નાશ"ના વિકારોથી રહિત છે. વળી તે કાંઈ ઉત્પન્ન થઇને કે જન્મીને અસ્તિત્વ (હયાતી) ભોગવતો નથી, પણ પ્રથમથીજ પોતે સત્‌રૂપ છે, કારણ કે તે અજન્મા છે. જે અજન્મા છે તે કાંઈ જન્મીને હયાતીમાં આવતો નથી, પણ જે જન્મે છે તેજ જન્મીને હયાતી પામે છે. માટે એ આત્મા બીજા કશાથી સત્તા (હોવાપણું-અસ્તિત્વ-હયાતી) નથી પામતો પણ પોતે સત્તારૂપ છે તેથી તે 'સત્તા'ના વિકારથી રહિત છે. વળી એ આત્મા જે કંઈ છે અને જેવો છે, તેવેજ રૂપે સદા એકરસ રહે છે તથા જરા પણ વધતો કે ઘટતો નથી; તેથી તે "વૃદ્ધિ"ના તથા "ક્ષીણતા"ના વિકારથી રહિત છે. વળી તે અનાદિકાળથીજ નવીન છે- અર્થાત્ તે પ્રથમ જે રૂપે હતો, તેમાંથી બીજારૂપે પરિણામ પામીને (એટલે કે બીજા રૂપમાં ફેરવાઈ જઇને) નવા સ્વરૂપે થયો નથી; તેથી "પરિણામ"ના વિકારથી પણ રહિત છે. આ પ્રમાણે એ છએ વિકાર આત્મામાં નથી તેથી શરીરનો નાશ થવાથી તેનો નાશ થતો નથી. ૨૦

**वेदाविनाशिनं नित्यं य एनमजमव्ययम् । कथं स पुरुषः पार्थ कं घातयति हंति कम् ॥२१॥**

હે અર્જુન ! એ પ્રમાણે જે કોઈ આ આત્માને છએ વિકારથી રહિત (અજન્મા, અવિનાશી ઇત્યાદિ) જાણે છે તે પુરુષ કોને મારે છે, કેવી રીતે મારે છે તથા બીજા પાસે કોનો નાશ કરાવે છે ? અર્થાત્ તે એમાંનું કાંઈ પણ કરતો કે કરાવતો નથી. ૨૧

ભાવાર્થઃ-ઉપલા છેલ્લા વચનથી કૃષ્ણ ભગવાને

એમ સૂચવ્યું કે, હું આ બધાઓને મારવા પ્રેરૂં છું અને મરાવું છું, એવી દોષદૃષ્ટિ હે અર્જુન ! તારે મારા ઉપર કરવી નહિ.

આત્મા ભલે અવિનાશી છે, પણ તેનાં શરીરોનો નાશ થાય છે, તેથી તે શરીરોનો શોક કરૂં છું; એમ જો અર્જુન કહે તો તેનો ઉત્તર આપે છે.

**वासांसि जीर्णानि यथा विहाय नवानि गृह्णाति नरोऽपराणि । तथा शरीराणि विहाय जीर्णान्य-न्यानि संयाति नवानि देही ॥२२॥**

માણસ જેમ જૂનાં વસ્ત્ર તજી દઇને બીજાં નવાં વસ્ત્ર ગ્રહણ કરે છે; તેમ જીવાત્મા પણ કર્માધીન એવાં જૂનાં શરીરોને તજી દઇને બીજા નામરૂપવાળાં નવાં શરીરોને ધારણ કરે છે. ૨૨

ભાવાર્થ કે, પ્રારબ્ધ પૂરૂં થતાં કર્માનુસાર બીજું શરીર તો મળવાનુંજ. માટે એવા કર્માધીન જીર્ણ શરીરના નાશનો શોક કરવો ઘટે નહિ.

હવેના શ્લોકમાં, એ આત્માનો વધ કશાથી થાય તેમ નથી, એમ દર્શાવતાં તેનું અવિનાશીપણું સ્પષ્ટ કરે છે.

**नैनं छिंदंति शस्त्राणि नैनं दहति पावकः ।**
**न चैनं क्लेदयंत्यापो न शोषयति मारुतः ॥२३॥**

આ આત્માને શસ્ત્રો છેદી શકતાં નથી; આ આત્માને અગ્નિ બાળી શકતો નથી; આ આત્માને પાણી પલાળી શકતું નથી અને આ આત્માને વાયુ સૂકવી શકતો નથી.

આત્માનું છેદનાદિ નહિ થવાનું કારણ કહે છે.

**अच्छेद्योऽयमदाह्योऽयमक्लेद्योऽशोष्य एव च ।**
**नित्यः सर्वगतः स्थाणुरचलोऽयं सनातनः ॥२४॥**
**अव्यक्तोऽयमचिंत्योऽयमविकार्योऽयमुच्यते ।**
**तस्मादेवं विदित्वैनं नानुशोचितुमर्हसि ॥२५॥**

આ આત્માને સદાકાળ રહેનારો, સર્વત્ર રહેનારો, સ્થિર રહેનારો–અર્થાત્ રૂપાંતર નહિ પામનારો, અચળ–અર્થાત્ કશાથી ચલિત નહિ થતાં મૂળસ્વરૂપમાંજ રહેનારો, સનાતન (અનાદિ), ઈંદ્રિયોવડે દેખાય નહિ એવો, મનથી એકસાથે પૂરેપૂરો ચિંતવી શકાય નહિ એવો તથા વિકારોથી રહિત કહે છે; તેથી એને અચ્છેદ્ય, અદાહ્ય, અકલેદ્ય અને અશોષ્ય કહ્યો તે પણ યોગ્યજ છે. તે માટે એ આત્માને એવા પ્રકારનો જાણીને એનો પણ તારે શોક કરવો યોગ્ય નથી. ૨૪,૨૫

એમ છતાં કદાચ તું શરીરની સાથે એ આત્માને પણ જન્મ તથા મરણાદિ પામતો માને, તો તે દૃષ્ટિથી પણ તારે શોક કરવો ઘટતો નથી, એ વાત હવે કહે છે.

अथ चैनं नित्यजातं नित्यं वा मन्यसे मृतम् ।
तथापि त्वं महाबाहो नैनं शोचितुमर्हसि ॥२६॥
जातस्य हि ध्रुवो मृत्युर्ध्रुवं जन्म मृतस्य च ।
तस्मादपरिहार्येऽर्थे न त्वं शोचितुमर्हसि ॥२७॥

વળી શરીરના જન્મ સાથે એ આત્મા પણ સદા જન્મ્યા કરે છે, ને મરણ સાથે મર્યા કરે છે, એમ તું માનતો હોય; તોપણ હે મહાબાહો! તારે એનો શોક કરવો યોગ્ય નથી. કારણ કે જન્મનારનાં પ્રારબ્ધ કર્મોનો નાશ થતાં તેનું મરણ અવશ્ય થવાનું છે; અને મરનારાનો જન્મ પણ આગલા શરીરવડે કરેલાં સંચિત કર્મોને લીધે અવશ્ય થવાનો છે; તેથી એ ટાળ્યાં ટળે નહિ એવાં જન્મમરણનો તારા જેવા વિદ્વાને શોક કરવો યોગ્ય નથી.૨૬,૨૭

अव्यक्तादीनि भूतानि व्यक्तमध्यानि भारत ।
अव्यक्तनिधनान्येव तत्र का परिदेवना ॥२८॥

વળી હે અર્જુન! શરીરનું પૂર્વરૂપ તો અવ્યક્ત-

એટલે અદૃશ્ય અથવા માયારૂપજ હોય છે; અને વચમાં એ શરીર સ્પષ્ટ દેખાય છે તે પણ મરણ થતા પાછું અદૃશ્ય થઈ માયામાં લય પામે છે. માટે એવાં અનિત્ય શરીરોનો શોક શામાટે કરવો? ૨૮

ભાવાર્થઃ—સ્વપ્નમાં મળેલા પદાર્થ જાગ્રતમાં ન જોવાથી જાગેલો મનુષ્ય તેનો શોક કરતો નથી; તેમ તારે પણ દેહાદિકનો શોક કરવો ઘટે નહિ.

તો પછી વિદ્વાનો પણ શાથી તેનો શોક કરે છે? તેનું કારણ 'આત્માનું અજ્ઞાન' છે, એ વાત હવે કહે છે.

आश्चर्यवत्पश्यति कश्चिदेनमाश्चर्यवद्वदति तथैवचान्यः । आश्चर्यवच्चैनमन्यः शृणोति श्रुत्वाप्येनं वेद न चैव कश्चित् ॥२९॥

આચાર્ય તથા શાસ્ત્રનો ઉપદેશ સાંભળવા છતાં પણ કોઈ પુરુષ તો એ આત્માને આશ્ચર્યની પેઠે જુએ છે—એટલે કે તેનામાં અસંભાવના દોષ હોવાથી ગુરુ તથા શાસ્ત્રે ઉપદેશેલા સર્વવ્યાપક, તથા સત્ય જ્ઞાન ને આનંદસ્વરૂપ એવા અલૌકિક આત્મસ્વરૂપને તે ઇંદ્રજાળની પેઠે અસંભવિત માને છે. બીજો કોઈ વાચાળ વક્તા, તેણે કોઈ આશ્ચર્યકારક કલ્પિત વાત સાંભળી હોય તેનીજ પેઠે એ આત્માવિષે બોલે છે; તો બીજો સાંભળનાર પણ કોઈ આશ્ચર્યકારક કલ્પિત વાત સાંભળતો હોય તેનીજ પેઠે એ આત્માની વાત સાંભળે છે; અને બીજો કોઈ ડોળી મનુષ્ય તો ચિત્ત પરોવ્યા સિવાય માત્ર દેખાવ માટેજ સાંભળે છે, તેથી સાંભળવા છતાં પણ એ આત્માને જરા પણ જાણી શકતો નથી; તથા વક્તા પોતે પણ (માત્ર પોથાંપંડિત—સ્વાર્થસાધક વક્તા—હોય છે તો) એ આત્માનું કથન કરવા છતાં તે આત્માના સ્વરૂપને યથાવત્ સમજતો નથી. ૨૯

આ રીતે દુર્બોધ એવા પરમાત્મતત્ત્વને સંક્ષેપમાં ઉપદેશીને હવે એનો શોક નહિ કરવા કહે છે.

**देही नित्यमवध्योऽयं देहे सर्वस्य भारत।**
**तस्मात्सर्वाणि भूतानि न त्वं शोचितुमर्हसि ॥३०॥**

હે ભારત ! સર્વ શરીરોનો વધ થવા છતાં આ આત્માનો તો કદી નાશજ થઈ શકતો નથી; માટે તારે આ સર્વ પ્રાણીઓનો શોક કરવો યોગ્ય નથી. ૩૦

'મારૂં શરીર કંપે છે, રૂંવાડાં ઉભાં થાય છે' ઇ૦ અર્જુને કહેલું તેમ પણ થવું યોગ્ય નથી, તે હવે કહે છે.

**स्वधर्ममपि चावेक्ष्य न विकंपितुमर्हसि।**
**धर्म्याद्धि युद्धाच्छ्रेयोऽन्यत्क्षत्रियस्य न विद्यते ॥३१॥**

આત્માને એવો અમર સમજીને તારે કંપવું યોગ્ય નથી; તેમ તારા સ્વધર્મનો પણ વિચાર કરીને તારે કંપવું યોગ્ય નથી. જો તું એમ કહે કે, સ્વજનોને મારવામાં હું શ્રેય જોતો નથી; તો તેનો ઉત્તર એ છે કે, તારે ક્ષત્રિયને માટે તો અત્યારે આ ધર્મયુદ્ધવિના બીજું કશું કલ્યાણકારી નથી. ૩૧

આવું તારી પ્રકૃતિને અનુસરતું—સ્વધર્મના પાલનરૂપ જે મહા-કલ્યાણકારી સાધન તે તને સહજ રીતે પ્રાપ્ત થયેલું છે, તે વખતે તું ઉલટો કંપે છે શાથી? એ વાત હવે કહે છે.

**यदृच्छया चोपपन्नं स्वर्गद्वारमपावृतम्।**
**सुखिनः क्षत्रियाः पार्थ लभंते युद्धमीदृशम् ॥३२॥**

કારણ કે માગ્યા વિના દૈવેચ્છાથી મળેલું અને સ્વર્ગના ખુલ્લા દ્વાર જેવું આવું ધર્મયુદ્ધ, હે અર્જુન! ભાગ્યવાન ક્ષત્રિયોનેજ મળે છે. ૩૨

ભાવાર્થઃ—સ્વજનોને હણીને કેમ સુખી થઇએ? એવી શંકા તેં દર્શાવેલી તે પણ વૃથા છે.

**अथ चेत्त्वमिमं धर्म्यं संग्रामं न करिष्यसि।**

**ततः स्वधर्मं कीर्तिं च हित्वा पापमवाप्स्यसि ॥३३**

એમ છતાં પણ જો તું આ ધર્મયુદ્ધ નહિ કરે, તો તું ક્ષત્રિયનો ધર્મ તથા મેળવેલી કીર્તિ ગુમાવી દઇને કેવળ પાપનોજ ભાગી થઇશ. ૩૩

**अकीर्तिं चापि भूतानि कथयिष्यंति तेऽव्ययाम् ।**
**संभावितस्य चाकीर्तिर्मरणादतिरिच्यते ॥३४॥**

વળી એથી જગતમાં સર્વ લોકો તારી સદા અપકીર્તિ ગાશે; તે તારા જેવા પ્રતિષ્ઠા પામેલાને તો મરવા કરતાં પણ વધારે દુઃખદાયક છે. ૩૪

**भयाद्रणादुपरतं मंस्यंते त्वां महारथाः ।**
**येषां च त्वं बहुमतो भूत्वा यास्यसि लाघवम् ॥३५॥**

વળી જે મહારથીઓએ તને બહુ ગુણવાન માનેલો છે તેઓ તને ભયભીત થઇને રણમાંથી નાસી ગયેલો માનશે; અને જેઓમાં તું ઘણું માન પામ્યો છે, તેઓમાં પણ તું હલકાઇને પામીશ. સારાંશ કે, સર્વ કોઈ તને હલકો ગણશે. ૩૫

**अवाच्यवादांश्च बहून्वदिष्यंति तवाहिताः ।**
**निंदंतस्तव सामर्थ्यं ततो दुःखतरं नु किम् ॥३६॥**

વળી તારા સામર્થ્યને નિંદનારા તારા શત્રુઓ તો તારે માટે ન બોલવા જેવાં અનેક વેણ બોલશે અને તેનાથી વધારે દુઃખ બીજું કયું ? ૩૬

"અમારૂં હિત જયમાં રહેલું છે કે પરાજયમાં" એમ અર્જુને કહેલું તેનો હવે ઉત્તર આપે છે.

**हतो वा प्राप्स्यसि स्वर्गं जित्वा वा भोक्ष्यसे महीम् ।**
**तस्मादुत्तिष्ठ कौंतेय युद्धाय कृतनिश्चयः ॥३७॥**

યુદ્ધમાં જો તું મરાઇશ તો સ્વર્ગમાં જઇશ અને જય મેળવીશ તો પૃથ્વીનું રાજ્ય ભોગવીશ. માટે હે

કૌંતેય ! તું જે યુદ્ધ કરવાનો નિશ્ચય કરી ચૂકયો છે, તે યુદ્ધ કરવાને હવે ઉભો થા. ૩૭

ગુરુજનો સાથે યુદ્ધ કરવાથી અમને પાપજ લાગે, એવું જે અર્જુને કહેલું તેનો હવે ભગવાન ઉત્તર આપે છે.

**सुखदुःखे समे कृत्वा लाभालाभौ जयाजयौ ।**
**ततो युद्धाय युज्यस्व नैवं पापमवाप्स्यसि ॥३८॥**

સુખદુઃખને સરખાં ગણીને, તથા તેના કારણરૂપ લાભહાનિને સરખાં ગણીને, અને તેના કરણભૂત જય-પરાજયને પણ સમાન ગણીને હવે તું યુદ્ધ કરવાને તૈયાર થા. કારણ કે લૌકિક સુખવૈભવાદિકની કામના છોડીને "પોતાનો સ્વધર્મ છે-પોતાનું કર્તવ્ય છે" એવી બુદ્ધિથી પ્રભુપ્રીત્યર્થે યુદ્ધ કરવાથી તને પાતક લાગશે નહિ. ૩૮

ઉપદેશ કરેલા જ્ઞાનયોગનો એ પ્રમાણે ઉપસંહાર કરીને હવે તેમાં સાધનભૂત એવો કર્મયોગ કહે છે.

**एषा तेऽभिहिता सांख्ये बुद्धिर्योगे त्विमां शृणु ।**
**बुद्धया युक्तो यया पार्थ कर्मबंधं प्रहास्यसि ॥३९**

ઉપલી બુદ્ધિ તને જ્ઞાનયોગની દૃષ્ટિથી કહી છે. (અર્થાત્ આત્મા અને દેહાદિ વિષે કેવી બુદ્ધિ કરવી એ વાત તને કહી છે) પરંતુ તને એ આત્માનો સાક્ષાત્કાર થયેલો નથી; એટલે અંતકરણની શુદ્ધિદ્વારા તેનો સાક્ષાત્કાર કરવા માટે તને કર્મયોગ વિષેની બુદ્ધિ કહું તે હવે સાંભળ. એ બુદ્ધિને જાણવાથી હે અર્જુન ! તું તારાં કર્મો પરમેશ્વરને અર્પણ કરતો ચાલી કર્મબંધનનો સંપૂર્ણ નાશ કરી શકીશ; વધારે શુદ્ધ અંતઃકરણવાળો થઇ પરમાત્મકૃપા વિશેષ પામીશ; તથા અપરોક્ષ જ્ઞાન-પરમાત્મસાક્ષાત્કાર પામીને આ અસાર સંસારથી સર્વથા છૂટી શકીશ. ૩૯

જેમ ખેડ વગેરેમાં વધારે વિધ્ન આવે તો અન્નરૂપી ફળ થતું

નથી; તેમ યજ્ઞયાગાદિક કર્મોમાં વધારે વિઘ્ન આવવાથી અથવા મંત્રાદિ અંગ અપૂર્ણ રહેવાથી ફળ નહિ થતાં યજમાન દોષભાગી થાય છે. માટે કેવાં કર્મોથી અને શા કારણથી કર્મબંધન છૂટે છે એ વાત હજી વધારે સ્પષ્ટ કરે છે.

**नेहाभिक्रमनाशोऽस्ति प्रत्यवायो न विद्यते ।**
**स्वल्पमप्यस्य धर्मस्य त्रायते महतो भयात् ॥४०॥**

સકામ યજ્ઞયાગાદિકની પેઠે આ નિષ્કામ કર્મયોગમાં પ્રભુપ્રીત્યર્થે કરેલો કર્મનો આરંભ નિષ્ફળ જતો નથી; તેમ તેમાં વિઘ્ન આવવાથી કે અપૂર્ણતા રહેવાથી દોષ પણ લાગતો નથી. વળી ઇશ્વરને ઉદ્દેશીને કરેલાં કર્મોમાં વિઘ્નનો કે અપૂર્ણતાનો સંભવ એટલા માટે નથી કે, પ્રભુ પોતે એને નિર્વિઘ્ન ને સંપૂર્ણ કરે છે. માટે આ નિષ્કામ કર્મયોગરૂપી ધર્મ થોડો પણ આચર્યો હોય છે, તો તે ( તેના પ્રમાણમાં ) ઘણા મોટા ભયથી તારે છે.૪૦

ભાવાર્થ:-નિષ્કામ કર્મ પોતાની શક્તિ પ્રમાણે થોડાં બને તો થોડાં પણ દરેકે અવશ્ય કરવાં જોઇએ. કેમકે એથી નિઃસ્વાર્થપણું, હૃદયબળ, સાચી પવિત્રતા, અનુભવ અને નિરભિમાનપણું ઇત્યાદિ ખીલતાં ચાલે છે અને પરિણામે જન્મમરણરૂપી અતિ મહાન ભયથી પણ તારે છે.

સકામ તથા નિષ્કામ બંને પ્રકારની બુદ્ધિ તથા કર્મ વચ્ચે બીજો જે મોટો ભેદ રહેલો છે, તે હવે સમજાવે છે.

**व्यवसायात्मिका बुद्धिरेकेह कुरुनंदन ।**
**बहुशाखा ह्यनंताश्च बुद्धयोऽव्यवसायिनाम् ॥४१॥**

હે કુરુવંશી રાજપુત્ર! આ ઇશ્વરની આરાધનારૂપ કર્મયોગમાં કર્મો કરનારાની બુદ્ધિ (સમજણ) 'હું કર્મયોગરૂપી પ્રભુભક્તિવડે અવશ્ય સંસારને તરીશ' એવી એકજ નિશ્ચયવાળી હોય છે; (તેથી તે મનુષ્ય પોતાના કર્તવ્યમાં અને પ્રભુમાં એકનિષ્ઠ રહી શકીને પ્રાપ્તવ્ય સત્વર પામી શકે છે; ) ત્યારે એવા એક નિશ્ચયવગરના

જે અજ્ઞાની અને સકામ પુરુષો, તેમની બુદ્ધિઓ તો (પ્રત્યેક કર્મના ગુણભેદને લીધે તે તે કર્મનાં ફળ પણ અનેક પ્રકારનાં મળે છે તેથી) ઘણાજ ફાંટાવાળી તથા જેનો છેડો આવે નહિ એવી લોક પરલોકની અનંત ઇચ્છાઓવાળી હોય છે અને થતી ચાલે છે. ૪૧

ત્યારે એ સકામ પુરુષો પણ અનેક પ્રકારની કામનાઓ ત્યજી દઇને એક નિશ્ચયવાળી નિષ્કામ બુદ્ધિ કેમ નહિ કરતા હોય? એવી શંકાનો હવે ઉત્તર આપે છે.

**यामिमां पुष्पितां वाचं प्रवदंत्यविपश्चितः ।**
**वेदवादरताः पार्थ नान्यदस्तीति वादिनः ॥४२॥**
**कामात्मानः स्वर्गपरा जन्मकर्मफलप्रदाम् ।**
**क्रियाविशेषबहुलां भोगैश्वर्यगतिं प्रति ॥४३॥**

હે અર્જુન! "ચાતુર્માસ્ય યજ્ઞ કરનારને અક્ષય પુણ્ય પ્રાપ્ત થાય છે, અમે સોમરસ પીને અમર થયા છીએ" ઇત્યાદિ વેદના અર્થવાદો સાંભળીને સકામ કર્મ કરવાને લલચાયલા; તથા "કર્મના ફળરૂપે પ્રાપ્ત કરવા જેવું તો માત્ર એક સ્વર્ગ છે, તે સિવાય બીજું (પરમ-ધામ કે સચ્ચિદાનંદમય મોક્ષ જેવું) કશું નથી" એવું બોલનારા; લૌકિક કામનાઓને લીધે વ્યાકુળ ચિત્તવાળા તથા સ્વર્ગનેજ શ્રેષ્ઠ પુરુષાર્થ માનનારા એવા જે અજ્ઞા-ની અને વિષયલોલુપ મનુષ્યો; તેઓ તો માત્ર એવીજ વાણીઓ બોલ્યા કરે છે કે જે લૌકિક સુખવૈભવાદિ અસાર અનિત્ય કર્મફળને દર્શાવનારી હોય છે તથા જેમાં ભોગ અને ઐશ્વર્યના સાધનરૂપ અનેક ક્રિયાઓ કહેલી હોય છે. પણ એવી વાણી સુશોભિત પુષ્પોવાળી વિષ-વેલીની પેઠે ઉપરથીજ રમણીય હોઇને અંદરથી તો સ્વર્ગ આદિનાં વિષ જેવાં વિષયસુખોનેજ સર્વોત્તમ અમૃતરૂપે તથા પરમપ્રાપ્તવ્યરૂપે સમજાવનારી અને તેનાજ તરફ પ્રેરનારી હોય છે. ૪૨, ૪૩

**भोगैश्वर्यप्रसक्तानां तयापहृतचेतसाम् ।**
**व्यवसायात्मिका बुद्धिः समाधौ न विधीयते ॥४४**

એવી આકર્ષક વાણીથી જેમનું ચિત્ત ભોગ અને ઐશ્વર્ય તરફ ખેંચાઇને આસક્ત થયેલું હોય છે; તેમના અંતઃકરણમાં (ઉપર કહી તેવી) પરમ કલ્યાણના એકજ નિશ્ચયવાળી અને એકનિષ્ઠ "યોગબુદ્ધિ" ઉપજી શકતી નથી. (અથવા પરમાત્મસમાધિમાં એકાગ્ર થઈ શકતી નથી.) ૪૪

વેદોનું પરમ પ્રયોજન સ્વર્ગ આદિ ન હોય તો તે સ્વર્ગ આદિના સાધનભૂત સકામ કર્મોનું વિધાન શામાટે કરે છે? એ શંકાનો હવે ભગવાન ઉત્તર આપે છે.

**त्रैगुण्यविषया वेदा निस्त्रैगुण्यो भवार्जुन ।**
**निर्द्वंद्वो नित्यसत्त्वस्थो निर्योगक्षेम आत्मवान् ॥**

સકામ કર્મ કરનારાઓનેજ કર્મનાં ત્રિગુણાત્મક ફળો સાથે સંબંધ છે, એમ વેદો કહે છે; માટે હે અર્જુન! તું એ ત્રિગુણાત્મક ફળોની ઈચ્છાવગરનો થા; જયપરાજય તથા સુખદુઃખાદિ જોડકાંઓપ્રત્યે રાગદ્વેષવિનાનો થા; સદાય સાત્ત્વિક આહાર, વિહાર, કર્મ અને સહવાસાદિક કરનારો થા; તથા લૌકિક પદાર્થોના યોગ અને ક્ષેમને માટે–એટલે કે અપ્રાપ્ત લૌકિક વસ્તુની પ્રાપ્તિ માટે તથા પ્રાપ્ત વસ્તુના સંરક્ષણ માટે–ઈચ્છા, ચિંતા કે પ્રયત્નવગરનો થઈને માત્ર એક તે સર્વેશ્વર અને પરમ ઉદાર પરમાત્મામાંજ પ્રીતિ, કામના અને પ્રયત્ન કરનારો થા; કારણ કે જે મનુષ્ય સુખદુઃખ આદિક દ્વંદ્વો પ્રત્યેના રાગદ્વેષથી વ્યાકુળ રહેતો હોય; જે પોતાના યોગક્ષેમ માટે ચિંતા ને ઉદ્યોગ કર્યા કરતો હોય; અથવા જે પ્રમાદી અને ધીરજરહિત હોય; તે મનુષ્ય નિષ્કામ યોગી થઈ શકતો નથી. ૪૫

વેદે કહેલાં અનેક પ્રકારનાં લૌકિક ફળોથી ઉપરામ કરીને જે બુદ્ધિ કેવળ ઈશ્વરનીજ આરાધનામાં જોડે; તેનેજ કુબુદ્ધિ કેમ ન ગણવી ? એનો હવે ઉત્તર આપે છે.

**यावानर्थ उदपाने सर्वतः संप्लुतोदके ।**
**तावान्सर्वेषु वेदेषु ब्राह्मणस्य विजानतः ॥४६॥**

જેમ વાવ, કૂવા આદિક નાનાં જળાશયોમાં જવાથી સ્નાનપાન આદિનો જેટલો અર્થ સરે છે, તે બધોજ અર્થ ચોતરફ પાણીથી ભરેલા એક મોટા જળાશયમાં જવાથી પણ સરે છે; તેમ સઘળા વેદોમાં સકામ કર્મોનાં જે જે ફળ કહ્યાં છે, તે બધાં ફળ પૂર્વે કહેલી નિશ્ચયાત્મક બુદ્ધિવાળા બ્રહ્મનિષ્ઠ પુરુષને પણ અવશ્ય મળે છે.

ભાવાર્થઃ—एतस्यैवानन्दस्यान्यानि भूतानि मात्रामुपजीवन्ति અર્થાત્ "અન્ય પ્રાણીઓ તો માત્ર આ મહાન આનંદની એકજ માત્રાવડે જીવે છે." એવું શ્રુતિ કહે છે, તેમાં પણ એજ હેતુ છે કે, સર્વ લૌકિક આનંદનો સમાવેશ બ્રહ્માનંદમાં થઈ જાય છે. તથા બધાં લૌકિક સુખો કરતાં અનંતગણો, અમાપ ને અચળ છે. માટે બ્રહ્માનંદ નિષ્કામ કર્મરૂપી ઇશ્વરારાધનમાં તત્પર રહેનારી નિશ્ચયાત્મક બુદ્ધિજ સદ્બુદ્ધિ કહેવાય છે.

જો એમ હોય તો "ઇશ્વરારાધનાર્થી સર્વ કર્મનાં ફળ મળશે" એમ સમજીને ઈશ્વરની માત્ર આંતરિકજ આરાધના કરવી જોઇએ. બાહ્ય કર્મોની શી જરૂર ? તે વિષે હવે કહે છે.

**कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन ।**
**मा कर्मफलहेतुर्भूर्मा ते संगोऽस्त्वकर्मणि ॥४७॥**

તું એ પરબ્રહ્મપ્રાપ્તિની ઇચ્છાવાળો હોવાથી પ્રાપ્ત કરવાની યોગ્યતા પણ તારે મેળવવી જોઇએ; અને તે યોગ્યતા મેળવવા માટે હવે તારો અધિકાર પણ પ્રભુપ્રીત્યર્થ કર્મ કરવા જેટલો થયેલો છે. તું હવે જન્મમરણમાં બાંધી રાખનારાં લૌકિક કર્મફળ ઇચ્છે એવો અધિકાર-

હીન (મંદબુદ્ધિવાળો) કોઈરીતે રહ્યો નથી; તેમ નિષ્કામ બાહ્યકર્મ છોડી દઈ માત્ર આંતરિક સાધનામાં જોડાઈ રહે એટલો વધારે યોગ્ય પણ થયો નથી. માટે હવે તો તારે લૌકિક ફળના હેતુથી કર્મ કરવાં જોઇએ નહિ; તેમ "કર્મ બંધન કરશે તો?" એવા ભયથી સ્વધર્મને અનુસરતાં નિષ્કામ કર્મ નહિ કરવાનો પણ તારે નિશ્ચય કરવો જોઇએ નહિ. ૪૭

એ નિષ્કામ કર્મો કેવી રીતે કરવાં તે હવે કહે છે.

**योगस्थः कुरु कर्माणि संगं त्यक्त्वा धनंजय ।**
**सिद्ध्यसिद्ध्योः समो भूत्वा समत्वं योग उच्यते ॥**

પણ હે ધનંજય! કર્મોનો કર્તા હું છું, એવું અભિમાન ત્યજીને તથા કર્મની સિદ્ધિ અને અસિદ્ધિમાં સમાન બુદ્ધિ રાખીને તું એકમાત્ર પ્રભુપરાયણ (ઇશ્વરનેજ પરમશ્રેષ્ઠ ને પરમપ્રાપ્તવ્ય માનનારો) થઇને પ્રભુપ્રીત્યર્થે કર્મો કર. કારણકે એમ સમાન બુદ્ધિથી તથા ફળેચ્છા ત્યજીને સ્વધર્માનુસાર કર્તવ્ય કર્મ કરવાં; તેનેજ સત્પુરુષો "નિષ્કામ કર્મ" અથવા "કર્મયોગ" કહે છે. ૪૮

કામ્ય કર્મ તો અત્યંત હલકાં છે એ વાત હવે કહે છે.

**दूरेण ह्यवरं कर्म बुद्धियोगाद्धनंजय ।**
**बुद्धौ शरणमन्विच्छ कृपणाः फलहेतवः ॥४९॥**

હે અર્જુન! વિજ્ઞાનના સાધનભૂત નિષ્કામ કર્મો કરતાં અન્ય કામ્ય કર્મો તો પરમહિત સાધવાથી દૂરજ રહેનારાં–અર્થાત્ નકામાંજ છે; માટે એ પરમ શ્રેય પામવા માટે તો તું નિષ્કામ બુદ્ધિનો આશ્રય લઇને પ્રભુપ્રીત્યર્થે ઈશ્વરાર્પણ કર્મો કર. કારણકે (નિષ્કામ કર્મને પરિણામે પ્રભુકૃપા ને ચિત્તશુદ્ધિ થવાથી જે અનુપમ પરમપદ પામી શકાય છે; તે મેળવવાનો વિચાર નહિ કરતાં જેઓ તુચ્છ લૌકિક ફળોજ મેળવવા ઇચ્છે છે એવા) લૌકિક ફળના સકામ હેતુથી કર્મ કરનારા તો (પોતાનું જ્ઞાન–સમજ-

ણુ-બુદ્ધિ-એને સુધારવા વધારવામાં અત્યંત કૃપણુ-કંજુસ-મૂર્ખ-હોવાથી પોતાનું મહાન હિત પણુ સમજવામાં તથા સાધવામાં) અત્યંત કૃપણુ (કંજુસ-મૂર્ખ) હોય છે.*૪૯

**बुद्धियुक्तो जहातीह उभे सुकृतदुष्कृते ।**
**तस्माद्योगाय युज्यस्व योगः कर्मसु कौशलम् ॥५०**

એ મોક્ષના સાધનભૂત નિષ્કામબુદ્ધિવાળો યોગી કુકર્મ તો પ્રથમથીજ છોડી ચૂકેલો હોઈ શુભ કર્મમાં જોડાયલો હોય છે; પરંતુ પછી તે (કર્મયોગદ્વારા તેનું અંતઃકરણ આંતરિક સાધનામાટે વધારે યોગ્ય થતાં-જેમ રમતમાં પડેલો બાળક ભૂખ લાગતાં રમવાનું છોડી દઇ જમવા માંડે તેમ-શુભ કર્મ પણ આપોઆપ છોડી દે છે અને એવી રીતે તે) સુકૃત તથા દુષ્કૃત એ બેઉ પ્રકારનાં બાહ્યકર્મ આ ને આ જન્મમાંજ તજી દે છે. (તથા અંતરંગ સાધનામાં સર્વભાવે એકનિષ્ઠ થઇને પરમપદને પામે છે.) માટે હે અર્જુન ! તું "કર્મયોગ" એટલે કે "નિષ્કામ કર્મ" કરવાને પ્રવૃત્ત થા. કેમકે તુચ્છ ફળવાળાં તથા બંધનકારક એવાં સકામ કર્મોમાં આયુષ્ય અને શકિત ગુમાવવાનું જવા દઈ મોક્ષદાયક એવા નિષ્કામ કર્મરૂપ ઇશ્વરારાધનામાં વાપરવાની કુશળતા (આવડત-ચતુરાઇ)મેળવવી એનેજ યોગ જાણુવો.૫૦

હવે નિષ્કામ કર્મ મોક્ષનું સાધન શાથી છે, તે વાત કહે છે.

* શ્રુતિ પણ કહે છે કે यो वा एतदक्षरमाविदित्वा गार्ग्यस्माल्लोकात्प्रैति स कृपणः। અર્થાત્ હે ગાર્ગિ !(પોતાની જે શક્તિવડે લોકો લૌકિક પદાર્થ પાછળ મથ્યા કરે છે, તેજ શક્તિવડે તેઓ પરમકલ્યાણુ સાધી શકે તેમ છે; છતાં) જે મનુષ્ય આ અવિનાશી પરમાત્માને જાણ્યા વિના-સાક્ષાત્કાર પામ્યા વિના આ લોકમાંથી મરણુ પામે છે, તેને (પોતાનું શકય અને સદાનું પરમકલ્યાણુ સાધવામાં) કૃપણુ જાણુવો.

**कर्मजं बुद्धियुक्ता हि फलं त्यक्त्वा मनीषिणः ।**
**जन्मबंधविनिर्मुक्ताः पदं गच्छंत्यनामयम् ॥५१॥**

આ પ્રમાણે જે મનુષ્યો કર્મજન્ય ફળની ઇચ્છા તજી દઇને નિષ્કામ બુદ્ધિપૂર્વક કર્મ કરે છે; તેજ પૂરી ચિત્તશુદ્ધિદ્વારા વિજ્ઞાન (પરમાત્મસાક્ષાત્કાર) પામીને સર્વ વિકારરહિત એવા પરમ સચ્ચિદાનંદમય મોક્ષ-પદને પામે છે; તથા જન્મમરણરૂપી મહાન બંધનથી સદાને માટે છૂટે છે. ૫૧

એ પરમ પદ ક્યારે પ્રાપ્ત થાય ? તે હવે સમજાવે છે.

**यदा ते मोहकलिलं बुद्धिर्व्यतितरिष्यति ।**
**तदा गंतासि निर्वेदं श्रोतव्यस्य श्रुतस्य च ॥५२॥**

એવી રીતે નિષ્કામ કર્મરૂપે ઇશ્વરારાધન કરીને જ્યારે તારી બુદ્ધિ મોહરૂપી કાદવ-કચરો તજી દેશે; ત્યારેજ તું સાંભળેલી તથા સાંભળવાયોગ્ય ભાસતી એવી સર્વ લૌકિક વસ્તુઓની અનિત્યતા, જડરૂપતા તથા દુઃખરૂપતા પૂરેપૂરી સમજી શકીને તેના ઉપર પ્રબળ વૈરાગ્ય પામીશ—અર્થાત્ એ બધું છેક અગ્રાહ્ય લાગવાથી લૌકિક પદાર્થ આવી મળશે તોપણ લેવા ઇચ્છીશ નહિ.

**श्रुतिविप्रतिपन्ना ते यदा स्थास्यति निश्चला ।**
**समाधावचला बुद्धिस्तदा योगमवाप्स्यसि ॥५३॥**

નાના પ્રકારના લૌકિક તથા વૈદિક અર્થોજ વધારે સાંભળવાથી તારી બુદ્ધિ વિક્ષેપ પામેલી છે તે જ્યારે (ઉપર કહ્યું તેમ બીજા પદાર્થો તરફ નહિ જતાં) કેવળ પરમેશ્વર પ્રત્યેજ સ્થિર થઇને રહેશે; ત્યારેજ તું એ યોગના ફળરૂપે વિશેષ ચિત્તશુદ્ધિ અને પરમાત્મ-સાક્ષાત્કારને પામીશ. ૫૩

એવા પરમાત્મામાં સ્થિર બુદ્ધિવાળા બ્રહ્મનિષ્ઠ પુરુષનાં લક્ષણ કેવાં હોય, તે હવે અર્જુન પૂછે છે.

अर्जुन उवाच। અર્જુન પૂછે છેઃ—

**स्थितप्रज्ञस्य का भाषा समाधिस्थस्य केशव।**
**स्थितधीः किं प्रभाषेत किमासीत व्रजेत किम्॥**

હે કેશવ! એવા પરમાત્મસમાધિમાં સ્થિતિ પામેલા સ્થિતપ્રજ્ઞ (સ્થિર બુદ્ધિવાળા) પુરુષનાં લક્ષણ કેવાં હોય? એ સ્થિર બુદ્ધિવાળો કેવી રીતે બોલે? કેવી રીતે બેસે? તથા કેવી રીતે ચાલે? ૫૪

કલ્યાણપ્રાપ્તિને માટે સાધકને જે જે સાધનો સાધ્ય કરવાનાં, તે સાધનો સિદ્ધ પુરુષમાં સ્વાભાવિક બની રહ્યાં હોય છે; માટે સિદ્ધાત્માનાં લક્ષણો સાથે સાધક માટે જરૂરી જે અંતરંગ સાધનો તે પણ અધ્યાય પૂરો થતાં સુધી કહે છે. તેમાં પહેલા પ્રશ્નનો ઉત્તર બે શ્લોકથી આપે છે.

श्रीभगवानुवाच। શ્રીભગવાન કહે છેઃ—

**प्रजहाति यदा कामान्सर्वान्पार्थ मनोगतान्।**
**आत्मन्येवात्मना तुष्टः स्थितप्रज्ञस्तदोच्यते॥५५॥**

હે પાર્થ! મનુષ્ય જ્યારે મનમાં રહેલી અન્ય સર્વ લૌકિક પદાર્થોની કામનાઓ તજી દે છે અને સચ્ચિદાનંદઘન પરમાત્મસ્વરૂપમાંજ સંતુષ્ટ રહે છે, ત્યારે તે મુનિ સ્થિતપ્રજ્ઞ કહેવાય છે. ૫૫

**दुःखेष्वनुद्विग्नमनाः सुखेषु विगतस्पृहः।**
**वीतरागभयक्रोधः स्थितधीर्मुनिरुच्यते॥५६॥**

વળી દુઃખને વખતે જે ઉદ્વેગરહિત રહે છે; જે લૌકિક સુખોમાં ને પદાર્થોમાં સ્પૃહારહિત રહે છે; તથા જેના રાગ, દ્વેષ, ભય ને ક્રોધ જતા રહ્યા છે; તે મુનિ સ્થિર બુદ્ધિવાળો કહેવાય છે. ૫૬

હવે એ સ્થિર બુદ્ધિવાળો કેવી રીતે રહે છે તે ઇ૦ કહે છે.

**यः सर्वत्रानभिस्नेहस्तत्तत्प्राप्य शुभाशुभम्।**
**नाभिनंदति न द्वेष्टि तस्य प्रज्ञा प्रतिष्ठिता॥५७**

જેને સ્ત્રીપુત્રાદિ લૌકિક પદાર્થોમાં સ્નેહ નથી; જે અનુકૂળ વસ્તુ મળતાં ખુશી થતો નથી ને પ્રતિકૂળ વસ્તુ મળતાં દ્વેષ કરતો નથી પણ બ્રાહ્મણની પેઠે સ્થિર રહે છે; તેની બુદ્ધિ સ્થિર છે. ૫૭

**यदा संहरते चायं कूर्मोऽगानीव सर्वशः ।**
**इंद्रियाणींद्रियार्थेभ्यस्तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥५८॥**

જેમ કાચબો પોતાનાં હાથપગાદિ સર્વ અંગોને સ્વભાવથી સંકોચી લે છે; તેમ જે સર્વ ઇંદ્રિયોને વિષયોમાંથી ખેંચી લે છે, તેની બુદ્ધિ સ્થિર છે. ૫૮

રોગી તથા ઉપવાસી પણ વિષયોમાં પ્રવૃત્ત થતા નથી; માટે વિષયોમાં ઇંદ્રિયોની પ્રવૃત્તિ ન થવી એ સ્થિતપ્રજ્ઞનું લક્ષણ કહેવાય નહિ. એ શંકાનો હવે ઉત્તર આપે છે.

**विषया विनिवर्तन्ते निराहारस्य देहिनः ।**
**रसवर्जं रसोऽप्यस्य परं दृष्ट्वा निवर्तते ॥५९॥**

જો કે વિષયોને નહિ સેવનારા સાધકને તથા રોગીને પણ વિષયોનો અનુભવ થતો અટકે છે; પણ તેથી કંઈ તેના મનમાં રહેલી વિષયાસક્તિ જતી નથી. અને સ્થિતપ્રજ્ઞ સિદ્ધ પુરુષને તો સચ્ચિદાનંદરૂપ પરમાત્માનો સાક્ષાત્કાર થવાથી તેના અંતઃકરણમાંની વિષયાસક્તિ જતી રહે છે. ૫૯

આ શ્લોકનો એવો પણ અર્થ થાય કે, ઉપવાસી પુરુષ ભૂખે તપવાથી તેની ઇંદ્રિયો શાંત પડી જાય છે; પરંતુ મનમાં તો ખાનપાનાદિકના રસાસ્વાદની ઇચ્છા રહે છેજ. પણ સ્થિતપ્રજ્ઞને તો સર્વ રસોના રસરૂપ અને સુખોના સુખરૂપ પરમાત્માનો સાક્ષાત્કાર થવાથી રસાસ્વાદની ઇચ્છા પણ આપોઆપ ટળી જાય છે.

ઇંદ્રિયો વશ કર્યા વિના એ સ્થિતપ્રજ્ઞપણું સંભવે નહિ; માટે સાધકે તો ઇંદ્રિયો જીતવા મોટો પ્રયત્ન કરવો જોઇએ તે વાત હવે કહે છે.

**यततो ह्यपि कौन्तेय पुरुषस्य विपश्चितः ।**
**इंद्रियाणि प्रमाथीनि हरंति प्रसभं मनः ॥६०॥**

હે કુંતીના પુત્ર! મોક્ષમાટે પ્રયત્ન કરનારા એવા જ્ઞાની સાધકના પણ મનને ક્ષોભ પમાડનારી એ ઇંદ્રિયો પરાણે વિષયો તરફ ખેંચી જાય છે. ૬૦

**तानि सर्वाणि संयम्य युक्त आसीत मत्परः ।**
**वशे हि यस्येंद्रियाणि तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥६१॥**

માટે સાધક યોગીએ તો એ સઘળી ઇંદ્રિયોને સ્વાધીન રાખવા ઉપરાંત મનવડે પણ (પરમાત્મવિષયક ધ્યાન-ચિંતન, કથા-કીર્તન, શ્રવણ-મનન, ભજન-પૂજન ઇત્યાદિમાંની અનુકૂળ પડે તે તે સાધનામાં મનને જોડતા રહીને) સદા મારે પરાયણ રહેવું. કારણકે એવી રીતે જેની ઇંદ્રિયો મન સહિત પોતાને વશ હોય છે તેનીજ બુદ્ધિ સ્થિર થાય છે. ૬૧

બાહ્ય ઇંદ્રિયોને વશ નહિ રાખવાથી થતા દોષ કહ્યા. હવે મનને વશ નહિ રાખવાથી થતા દોષ કહે છે.

**ध्यायतो विषयान्पुंसः संगस्तेषूपजायते ।**
**संगात्संजायते कामः कामात्क्रोधोऽभिजायते ॥६२**

જે મનુષ્ય માત્ર ઇંદ્રિયોનેજ રોકે છે અને મનને છૂટું રાખે છે; તેને તો સ્વાભાવિક રીતેજ વિષયોના વિચાર અને ચિંતન થયા કરે; ચિંતનથી વિષયોમાં આસક્તિ થાય છે; આસક્તિને પરિણામે કામના-ઇચ્છા-થાય છે અને કામનામાં વિઘ્ન આવવાથી ક્રોધ થાય છે. ૬૨

**क्रोधाद्भवति संमोहः संमोहात्स्मृतिविभ्रमः ।**
**स्मृतिभ्रंशाद्बुद्धिनाशो बुद्धिनाशात्प्रणश्यति ॥६३**

ક્રોધમાંથી મોહ ઉપજે છે; (અર્થાત્ કાર્ય અકાર્યનો વિવેક નાશ પામે છે;) સંમોહથી ગુરુ તથા શાસ્ત્રના ઉપ-

દેશની સ્મૃતિમાં ભ્રમ થાય છે; સ્મૃતિભ્રમથી બુદ્ધિનો નાશ થાય છે અને બુદ્ધિનો નાશ થવાથી જ્ઞાની સાધક અધોગતિને પામે છે. ૬૩

વિષયો તરફ વળવાનો ઇંદ્રિયોનો સ્વભાવ હોવાથી તેને રોકીને એ દોષ ટાળી શકાય તેમ નથી; તો પછી સ્થિતપ્રજ્ઞપણું ક્યાંથીજ થાય? એનું હવે સમાધાન કરે છે.

रागद्वेषवियुक्तैस्तु विषयानिंद्रियैश्चरन् ।
आत्मवश्यैर्विधेयात्मा प्रसादमधिगच्छति ॥६४॥
प्रसादे सर्वदुःखानां हानिरस्योपजायते।
प्रसन्नचेतसो ह्याशु बुद्धिः पर्यवतिष्ठते ॥६५॥

સ્વાધીન મનવાળો સાધક પોતાની રાગદ્વેષરહિત તથા મનને આધીન એવી ઇંદ્રિયોવડે વિષયોમાં વિચરે તોપણ પરમાત્માનો પ્રસાદ પામે છે; પરમાત્મકૃપાથી એનાં સર્વ વિઘ્નો અને દુઃખો નાશ પામે છે તથા તે પ્રસન્ન ચિત્તવાળો થઈ તેની બુદ્ધિ પણ શીઘ્ર સ્થિર થાય છે.

नास्ति बुद्धिरयुक्तस्य न चायुक्तस्य भावना ।
न चाभावयतः शांतिरशांतस्य कुतः सुखम् ॥६६

જેણે મનસહિત ઇંદ્રિયોને વશ કરી નથી એવા અયોગી મનુષ્યને કર્મયોગની નિષ્કામબુદ્ધિ પણ થતી નથી; કર્મયોગરૂપી ઇશ્વરારાધન વિના પરમાત્મધ્યાનની પણ ભાવના થતી નથી; ભાવનાવગરનાને શાંતિ પણ મળતી નથી અને અશાંત મનુષ્યને બ્રહ્માનંદનું સુખ તો ક્યાંથીજ મળે? ૬૬

હવે ઇંદ્રિયાધીન મનુષ્યને જ્ઞાન નહિ થવાનું કારણ કહે છે.

इंद्रियाणां हि चरतां यन्मनोऽनुविधीयते ।
तदस्य हरति प्रज्ञां वायुर्नावमिवांभसि ॥६७॥

વશ નહિ થયેલું મન વિષયોમાં ભટકતી ઇંદ્રિયોમાં-ની એક પણ ઇંદ્રિય સાથે જોડાઇને વિષય તરફ જાય છે;

તો તે એક ઇંદ્રિય પણ, જેમ અસાવધ નાવિકના વહાણ-ને સમુદ્રમાં પવન જ્યાં ત્યાં ભમાવે તેમ પુરુષની બુદ્ધિને વિક્ષેપવાળી કરીને વિષયોમાં ભમાવે છે; તો પછી વિષયાધીન બધી ઇંદ્રિયો બુદ્ધિને વિક્ષેપ કરીને વિષયોમાં ભમાવે એમાં તો કહેવુંજ શું ? ૬૭

**तस्माद्यस्य महाबाहो निगृहीतानि सर्वशः ।**
**इंद्रियाणीन्द्रियार्थेभ्यस्तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥६८॥**

માટે હે મહાબાહો ! મન ઉપરાંત જેની સર્વ ઇંદ્રિયો પણ પોતપોતાના વિષયોથી રોકેલી હોય છે, તેનીજ બુદ્ધિ પ્રતિષ્ઠિત (સ્થિર) થઈ શકે છે. ૬૮

નિદ્રાવશ મનુષ્યની પેઠે ઇંદ્રિયોના દર્શનાદિક વ્યાપારથી રહિત હોય એવો મનુષ્ય આ જગતમાં જણાતો નથી, માટે ઉપર કહેલું સ્થિતપ્રજ્ઞપણાનું લક્ષણ અસંભવિત છે; એવી શંકાનું હવે ભગવાન સમાધાન કરે છે.

**या निशा सर्वभूतानां तस्यां जागर्ति संयमी ।**
**यस्यां जाग्रति भूतानि सा निशा पश्यतो मुनेः ॥**

જેમની બુદ્ધિ અજ્ઞાનરૂપી અંધકારથી ઢંકાઈ ગઈ છે, એવાં સર્વ પ્રાણીઓને તો એવી યોગબુદ્ધિ અને આત્મ-નિષ્ઠા રાત્રિ જેવી (એટલે કે નહિ જાણવાજેવી–નહિ જાગવા જેવી–નહિ પાળવા જેવી)જ ભાસે છે; પરંતુ ઇંદ્રિયોનો નિગ્રહ કરનાર યોગી પુરુષ તો એ યોગબુદ્ધિ-માં અને આત્મનિષ્ઠામાંજ જાગ્રત રહે છે. તથા સામાન્ય મનુષ્યો લૌકિક વિષયોના જ્ઞાનમાં અને પ્રયત્નમાં જાગ્રત રહે છે, તે પ્રકારના જ્ઞાન અને પ્રયત્નને તે સાધક મુનિ રાત્રિ જેવાં (નહિ જાગવા–જાણવા–જેવાં) જાણે છે. ૬૯

ભાવાર્થ:–છતા દિવસે આંખો મીંચી ઘુવડ અંધારૂં-જ જુએ છે; તેમ સંયમી, વિષયોમાં વિચરે તોપણ તેના તરફ વૃત્તિ નહિ રાખતાં પરમાત્મા તરફ રાખે છે. માટે સ્થિતપ્રજ્ઞનું ઉપરનું લક્ષણ અસંભવિત નથી.

**आपूर्यमाणमचलप्रतिष्ठं समुद्रमापः प्रविशंति यद्वत्। तद्वत्कामा यं प्रविशंति सर्वे स शांतिमाप्नोति न कामकामी ॥७०॥**

ગંગા, યમુના, સિંધુ આદિ અનેક નદીઓના પ્રવાહોથી સદાકાળ પૂરાવા છતાં જેણે મર્યાદા મૂકી નથી એવા સમુદ્રમાં બીજાં—વરસાદનાં પણ પુષ્કળ પાણી આવી ભળે છે ત્યારે પણ તે પોતાની નિર્ણિત મર્યાદા છોડતો નથી; તેની પેઠે જે સંયમી મુનિ, તેને કેવા પણ અને કેટલા પણ ભોગ્ય પદાર્થ આવી મળે તોપણ તેનાથી ચલિત થતો નથી; તેજ પરમ શાંતિરૂપ મોક્ષને પામે છે, ભોગની ઇચ્છાવાળો નહિજ. ૭૦

**विहाय कामान्यः सर्वान्पुमांश्चरति निःस्पृहः। निर्ममो निरहंकारः स शांतिमधिगच्छति ॥७१॥**

એટલુંજ નહિ પણ જે મનુષ્ય પ્રાપ્ત થયેલા સર્વ ભોગ્ય પદાર્થોની ઉપેક્ષા કરીને નિઃસ્પૃહ, મમતારહિત તથા નિરભિમાની થઇને વિચરે છે, તેજ સચ્ચિદાનંદમય મોક્ષપદને પ્રાપ્ત થાય છે એમ જાણવું. ૭૧

**एषा ब्राह्मी स्थितिः पार्थ नैनां प्राप्य विमुह्यति। स्थित्वास्यामंतकालेऽपि ब्रह्मनिर्वाणमृच्छति ॥७२॥**

હે પાર્થ! આ (કંઈ સામાન્ય સુખશાન્તિની વાત નથી,પણ અપાર સચ્ચિદાનંદમય એવા પરમપદને પામી ચૂકેલા બ્રહ્મદર્શીની) બ્રાહ્મી સ્થિતિની વાત છે. કર્મયોગરૂપ ઇશ્વરારાધનથી શુદ્ધ થયેલા અંતઃકરણવાળો મનુષ્ય એ બ્રાહ્મી સ્થિતિને પામ્યા પછી આ સંસારમાં પણ મોહ પામતો નથી; તથા અંતકાળે પણ એજ નિષ્ઠામાં રહીને (ફરી જન્મમરણાદિ દુઃખોમાં કોઇ કાળે આવવું પડે નહિ એવા) બ્રહ્મનિર્વાણને પામે છે. ૭૨

શ્રીમદ્ ભગવદ્ગીતાનો સાંખ્યયોગ નામનો બીજો અધ્યાય સંપૂર્ણ.



# अध्याय ३ जो—कर्मयोग

ગયા અધ્યાયમાં "अशोच्यानन्वशोचस्त्वं" ઇત્યાદિ વાકયોવડે દેહથી આત્માના ભિન્નપણાનું જ્ઞાન મોક્ષનું સાધન છે એ વાત કહી; અને તે પછી एषा तेभिहितासांख्ये बुद्धिर्योगेत्विमां शृणु ઇત્યાદિ શ્લોકવડે કર્મને અપરોક્ષજ્ઞાનનું–પરમાત્મસાક્ષાત્કારનું–સાધન કહ્યું; પરંતુ તે પછી એ બેમાંથી મુખ્ય સાધન કયું તથા ગૌણ સાધન કયું એ વાત નહિ કહેતાં સ્થિતપ્રજ્ઞપણું, નિષ્કામપણું, નિરભિમાનપણું તથા જિતેંદ્રિયપણું ઇત્યાદિ ધર્મો કહ્યા તથા ઉપસંહારમાં एषा ब्राह्मी स्थितिः पार्थ એ શ્લોકવડે બ્રહ્મનિષ્ઠાની પ્રશંસા કરી. એ ઉપરથી ભગવાન કર્મ કરતાં જ્ઞાનને શ્રેષ્ઠ માનતા હશે એમ ધારીને હવે અર્જુન પૂછે છે.

अर्जुन उवाच। અર્જુન પૂછે છે—

**ज्यायसी चेत्कर्मणस्ते मता बुद्धिर्जनार्दन ।**
**तत्किं कर्मणि घोरे मां नियोजयसि केशव ॥१॥**

હે જનાર્દન! અપરોક્ષ જ્ઞાન મોક્ષનું અંતરંગ સાધન હોવાથી કર્મયોગ કરતાં શ્રેષ્ઠ છે એમ જો આપે માન્યું હોય તો હે કેશવ ! આપ મને લડવાનું કહીને હિંસાત્મક કર્મમાં શા માટે પ્રેરો છો? ૧

ક્ષત્રિયને 'ધર્મયુદ્ધ કરતાં વધારે શ્રેયસ્કર બીજું નથી' ઇત્યાદિ વચનોવડે કર્મને પણ શ્રેષ્ઠ કહ્યું છે, એમ જો ભગવાન કહે તો અર્જુન હવે એનો ઉત્તર આપે છે.

**व्यामिश्रेणेव वाक्येन बुद्धिं मोहयसीव मे ।**
**तदेकं वद निश्चित्य येन श्रेयोऽहमाप्नुयाम् ॥२॥**

કોઈ વચનમાં આપ જ્ઞાનયોગની પ્રશંસા કરો છો તો

કોઈ વચનમાં કર્મયોગની પ્રશંસા કરો છો. એમ સંદેહ ઉત્પન્ન કરનારાં બે પ્રકારનાં વ્યામિશ્ર વચનોવડે મારી બુદ્ધિને મોહ પમાડતા હો એમ ભાસે છે—અર્થાત્ આપ દયાળુ મોહ તો નજ ઉપજાવો, છતાં મને ભ્રાંતિથી એવું ભાસે છે; માટે એ બંનેમાં મને જેથી મોક્ષનો લાભ થાય તથા જે અત્યારે પણ મારે માટે હિતકારી હોય તે એકજ સાધન નિશ્ચય કરીને મને કહો. ૨

श्रीभगवानुवाच । શ્રીભગવાન કહે છેઃ—

**लोकेऽस्मिन्द्विविधा निष्ठा पुरा प्रोक्ता मयानघ ।**
**ज्ञानयोगेन सांख्यानां कर्मयोगेन योगिनाम् ॥३॥**

હે નિર્દોષ અર્જુન! કર્મયોગ અને જ્ઞાનયોગ એ બન્ને સાધનને જો મેં એકબીજાની અપેક્ષારહિત સ્વતંત્ર કહ્યાં હોય, તોજ તારો એ પ્રશ્ન ઠીક ગણાય. પણ મેં તો એ બંનેથી એકજ બ્રહ્મનિષ્ઠાની પ્રાપ્તિ કહી છે. એમાં જ્ઞાનયોગ મુખ્ય છે અને કર્મયોગ ગૌણ છે; પણ તેથી કંઈ એ બંને સાધનને જુદાં જુદાં સ્વતંત્ર સમજવાનાં નથી. શુદ્ધ અંતઃકરણવાળા અને મલિન અંતઃકરણવાળા, એવા બે પ્રકારના અધિકારી માટે એ એક બ્રહ્મનિષ્ઠાના બે પ્રકારના પેટાભેદ પૂર્વાધ્યાયમાં કહ્યા છે. જેઓ શુદ્ધ અંતઃકરણવાળા અને જ્ઞાનભૂમિકામાં આરૂઢ થયેલા હોય, તેમને જ્ઞાનની પરિપકવતા માટે "तानि सर्वाणि संयम्य युक्त आसीत मत्परः અર્થાત્ યોગીએ તે સર્વ ઇંદ્રિયોને આધીન રાખીને મારે પરાયણ રહેવું" ઇત્યાદિ વચનોથી ધ્યાનાદિક જ્ઞાનયોગવડે બ્રહ્મનિષ્ઠા થવાની વાત કહી છે; અને જ્ઞાનભૂમિમાં આરૂઢ થવાની ઇચ્છાવાળા કર્મયોગના અધિકારીઓ માટે અંતઃકરણની શુદ્ધિદ્વારા જ્ઞાનપ્રાપ્તિના ઉપાયરૂપે "धर्म्याद्धि युद्धाच्छ्रेयोन्यत्क्षत्रियस्य न विद्यते અર્થાત્ ધર્મયુદ્ધ વિના અન્ય કશાથી ક્ષત્રિયોનું શ્રેય નથી" ઇત્યાદિ વચનોથી કર્મ-

યોગવડે બ્રહ્મનિષ્ઠા થવાની વાત કહી છે. સારાંશ કે, ચિત્તની શુદ્ધિ તથા અશુદ્ધિ, એવા જિજ્ઞાસુની અવસ્થાના બે ભેદને લીધેજ एषा तेऽभिहिता सांख्ये बुद्धिर्योगेत्विमां शृणु ઇત્યાદિ વચનોવડે તને બે પ્રકારની નિષ્ઠા કહી છે.

માટે ચિત્તની સારી પેઠે શુદ્ધિ થઇ બ્રહ્માભ્યાસની યોગ્યતા (વિવેક, વૈરાગ્ય, ષટસંપત્તિ અને મુમુક્ષુતા-મોક્ષેચ્છા) સારી પેઠે જાગે, ત્યાંસુધી પોતાની પ્રકૃતિ ચાર વર્ણાશ્રમ પૈકી જે વર્ણ અને જે આશ્રમના ગુણકર્મસ્વભાવવવાળી હોય તે વર્ણ અને તે આશ્રમનાં કર્મ કરવાં જોઇએ. કારણ કે વર્ણાશ્રમનાં કર્મ ન કરવાથી ચિત્તશુદ્ધિ થતી નથી અને ચિત્તશુદ્ધિ વિના અપરોક્ષજ્ઞાન થતું નથી; તેથી ભગવાન કહે છે કે:—

**न कर्मणामनारंभान्नैष्कर्म्यं पुरुषोऽश्नुते ।**
**न च संन्यसनादेव सिद्धिं समधिगच्छति ॥४॥**

પણ કંઈ કર્મો નહિ કરવાથી મનુષ્ય ચિત્તશુદ્ધિ પામતો નથી અને ચિત્તશુદ્ધિ વિના અપરોક્ષ જ્ઞાન થતું નથી; માટે ચિત્તશુદ્ધિ થયા વિના કરેલા કર્મત્યાગથી મોક્ષ પણ મળતો નથી. ૪

કર્મસંન્યાસનો અર્થ કર્મફળમાં આસક્તિ ન રાખવી એવો છે; એ સમજાવવાને કર્મોનો સર્વથા ત્યાગ અશક્ય છે, એ વાત હવે શ્રીકૃષ્ણ ભગવાન કહે છે.

**न हि कश्चित्क्षणमपि जातु तिष्ठत्यकर्मकृत् ।**
**कार्यते ह्यवशः कर्म सर्वैः प्रकृतिजैर्गुणैः ॥५॥**

કોઈ પણ મનુષ્ય કોઈ પણ અવસ્થામાં એક કે બીજા પ્રકારની ક્રિયા કર્યા વિના ક્ષણ પણ રહી શકતો નથી. કારણ કે સર્વ કોઈ ગુણ, કર્મ, સ્વભાવ, અજ્ઞાન ઇત્યાદિને આધીન હોવાથી સ્વભાવથીજ રાગ-દ્વેષાદિવડે તેઓ કોઈ ને કોઈ કર્મમાં પ્રવર્તે છે. ૫

**कर्मेंद्रियाणि संयम्य य आस्ते मनसा स्मरन् ।**
**इंद्रियार्थान्विमूढात्मा मिथ्याचारः स उच्यते ॥६**

આમ છતાં જે મનુષ્ય વાણી, હાથ, પગ ઇત્યાદિ ઇંદ્રિયોને રોકીને પરમાત્મધ્યાનને બહાને મનથી વિષયો-નું જ સ્મરણ કર્યા કરે છે; તે તો જૂઠા આચરણવાળો અર્થાત્ ઢોંગી કહેવાય છે. ૬

यस्त्विन्द्रियाणि मनसा नियम्यारभतेऽर्जुन ।
कर्मेंद्रियैः कर्मयोगमसक्तः स विशिष्यते ॥७॥

અને હે અર્જુન! એવા ઢોંગી કર્મત્યાગી કરતાં તો જે મનુષ્ય મનવડે વિષયોમાં અનાસક્ત થઇને તથા જ્ઞાનેંદ્રિયોને નિયમમાં રાખીને કર્મેંદ્રિયોને ઇશ્વરારાધ-નરૂપ કર્મયોગમાં જોડે છે તથા કર્મફળની ઇચ્છા કરતો નથી, તેજ શ્રેષ્ઠ છે; કેમકે નિષ્કામ કર્મ કરવાથી ચિત્ત-શુદ્ધિ થઇ અપરોક્ષ જ્ઞાન મળે છે. ૭

नियतं कुरु कर्म त्वं कर्म ज्यायो ह्यकर्मणः ।
शरीरयात्रापि च ते न प्रसिद्ध्येदकर्मणः ॥८॥

માટે કર્મો તજી દેવા કરતાં કર્મો કરવાં એજ તારે માટે શ્રેષ્ઠ છે; જેથી તું તો તારાં સંધ્યાવંદનાદિ નિત્યકર્મ ઉપરાંત તારે માટે નિર્માયેલું યુદ્ધકાર્ય પણ કર. કર્મ ત્યજવાથી તો તારો શરીરનિર્વાહ પણ નહિ થાય. ૮

સાંખ્યશાસ્ત્રના મતે સર્વ કર્મો બંધનકારક છે છતાં તે ન ત્યજવાં જોઇએ? એ શંકાનું હવે નિરાકરણ કરે છે.

यज्ञार्थात्कर्मणोऽन्यत्र लोकोऽयं कर्मबंधनः ।
तदर्थं कर्म कौन्तेय मुक्तसंगः समाचर ॥९॥

યજ્ઞાર્થે–એટલે કે પ્રભુપ્રીત્યર્થે–નિષ્કામ ભાવે કર્મો નહિ કરતાં આ બધા લોકો સકામ કર્મો કર્યા કરે છે તેથીજ તેઓ કર્મબંધનમાં પડે છે. માટે હે અર્જુન! તું તો ફળની આસક્તિ છોડી દઇને માત્ર યજ્ઞાર્થે–પ્રભુ-પ્રીત્યર્થે–નિષ્કામ કર્મોજ કર. શ્રુતિમાં કહ્યું છે કે यज्ञो वै

विष्णुः અર્થાત્ યજ્ઞ પણ વિષ્ણુરૂપ છે. ૯

બ્રહ્માજી પણ યજ્ઞ કરનારને શ્રેષ્ઠ કહે છે, તે હવે કહે છે.

**सहयज्ञाः प्रजाः सृष्ट्वा पुरोवाच प्रजापतिः ।**
**अनेन प्रसविष्यध्वमेष वोऽस्त्विष्टकामधुक् ॥१०॥**

પૂર્વે પ્રજાપતિ બ્રહ્માજીએ પણ યજ્ઞાધિકારી બ્રાહ્મણાદિ પ્રજાને સૃષ્ટિના આરંભમાં સૃજીને કહ્યું હતું કે, તમે આ યજ્ઞ કરતા રહીને ઉત્તરોત્તર અભિવૃદ્ધિ મેળવો; અને આ યજ્ઞ તમને તમારા ઇષ્ટપદાર્થ દાયક થાઓ.

ભાવાર્થ:–અહીં 'યજ્ઞ' શબ્દ કહ્યો છે, તે ઉપરથી તેમાં આવશ્યક સંધ્યાવંદનાદિ નિત્યકર્મો પણ સમજવાં. વળી આ પ્રકરણમાં કરેલી કામ્ય કર્મની પ્રશંસા અસંગત લાગશે; પણ કર્મો નહિ કરવા કરતાં કામ્ય કર્મ પણ કરવાં સારાં છે એમ દર્શાવવા માટે એ પ્રશંસા કરી છે.

યજ્ઞો ઇષ્ટકામના કેવી રીતે પૂરે છે તે વાત હવે કહે છે.

**देवान्भावयतानेन ते देवा भावयंतु वः ।**
**परस्परं भावयंतः श्रेयः परमवाप्स्यथ ॥११॥**

આ યજ્ઞોવડે તમે દેવોને પ્રભાવિત કરો, અને દેવો વૃષ્ટિ ઇત્યાદિ પ્રકારે તમારી ચઢતી કળા કરો. એ રીતે અન્યોઅન્ય પ્રભાવિત કરતા રહીને તમે તથા દેવો પરમ કલ્યાણ પણ પામશો. ૧૧

સ્પષ્ટતા માટે હવે કર્મ નહિ કરવાના દોષ તથા યજ્ઞ કરનારાની શ્રેષ્ઠતા કહે છે.

**इष्टान्भोगान्हि वो देवा दास्यंते यज्ञभाविताः ।**
**तैर्दत्तानप्रदायैभ्यो यो भुंक्ते स्तेन एव सः ॥१२॥**

એમ યજ્ઞોવડે પ્રભાવિત થયેલા દેવતાઓ તમને ઇષ્ટ વૈભવો અવશ્ય આપશે; પણ તેમણે આપેલા અન્નધનાદિક પદાર્થો પંચયજ્ઞદ્વારા તથા દેશકાળાનુસાર દાનસેવાદિકરૂપે આપ્યાવિના જે ભોગવે છે તેને ચોરજ જાણવો.

यज्ञशिष्टाशिनः संतो मुच्यंते सर्वकिल्बिषैः ।
भुंजते ते त्वघं पापा ये पचंत्यात्मकारणात् ॥१३॥

જેઓ પાંચ મહાયજ્ઞ કર્યા પછી બાકી રહેલું અન્ન ખાય છે, તેઓ પાંચ પ્રકારની હિંસાના* સર્વ દોષોથી મુક્ત થાય છે; અને જેઓ કેવળ પોતાનેજ માટે પાક તૈયાર કરે છે, તે પાપી મનુષ્યો તો પાપનું જ ભોજન કરે છે.

સંચારચક્ર કર્મને આધીન ચાલે છે, તે માટે પણ કર્મો કરવાં જોઇએ, તે હવે ત્રણ શ્લોકમાં કહે છે.

अन्नाद्भवन्ति भूतानि पर्जन्यादन्नसंभवः ।
यज्ञाद्भवति पर्जन्यो यज्ञः कर्मसमुद्भवः ॥१४॥

વીર્ય તથા રક્તના આકારમાં બદલાયેલા અન્નમાંથી મનુષ્ય આદિ પ્રાણીઓ ઉત્પન્ન થાય છે; વરસાદથી અન્ન ઉત્પન્ન થાય છે; યજ્ઞથી વરસાદ થાય છે અને કર્મોવડે યજ્ઞ થાય છે. ૧૪

कर्म ब्रह्मोद्भवं विद्धि ब्रह्माक्षरसमुद्भवम् ।
तस्मात्सर्वगतं ब्रह्म नित्यं यज्ञे प्रतिष्ठितम् ॥१५॥

યજમાન આદિની ક્રિયારૂપી જે કર્મ તે વેદના જ્ઞાનમાંથી થયેલું છે; અને વેદ અવિનાશી પરબ્રહ્મથી થયા છે× એમ જાણ. ઉત્પત્તિની આવી પરંપરા હોવાથી

---

* कंडणी पेषणी चुल्ली उदकुंभी च मार्जनी ।
पंचसूना गृहस्थस्य ताभिः स्वर्गं न विंदति ॥

અર્થાત્ ખાંડવામાં, દળવામાં, ચૂલો બાળવામાં, પાણી ભરવા વગેરેમાં અને વાશીદું વાળવા વગેરેમાં ગૃહસ્થોને પાંચ પ્રકારની હિંસા લાગે છે તેથી તેમને સ્વર્ગ મળી શકતું નથી; માટે એ હિંસાથી મુક્ત થવા સારૂ તેમણે પાંચ મહાયજ્ઞો અવશ્ય કરવા જોઇએ. તેમનાં નામો બ્રહ્મયજ્ઞ, દેવયજ્ઞ, મનુષ્યયજ્ઞ, પિતૃયજ્ઞ તથા ભૂતયજ્ઞ.

× શ્રુતિ કહે છે કે, अस्य महतो भूतस्य निःश्वसितमेतद्य-

પરબ્રહ્મ પરમાત્મા સામાન્યરૂપે સર્વત્ર વ્યાપી રહેલા છે; તોપણ યજ્ઞને વિષે વિશેષરૂપે રહે છે તેથી યજ્ઞદ્વારા તેમની પ્રાપ્તિ સહેલાઇથી થાય છે. જેમ લક્ષ્મી ઉદ્યમમાં વિશેષરૂપે રહેલી હોવાથી તે ઉદ્યમવડે સહજે મળે છે; તેમ પરમાત્મા યજ્ઞમાં વિશેષરૂપે રહેલા હોવાથી યજ્ઞ કરવાથી સહેજે મળે છે. ૧૫

આવી રીતે મનુષ્યોના પુરુષાર્થો સિદ્ધ થવા માટે પરમેશ્વરેજ આ કર્મચક્ર ચલાવેલું છે; છતાં જે મનુષ્ય તે પ્રમાણે વર્તતો નથી તેનું જીવન વૃથા છે, એ વાત હવે કહે છે.

**एवं प्रवर्तितं चक्रं नानुवर्तयतीह यः ।**
**अघायुरिंद्रियारामो मोघं पार्थ स जीवति ॥१६॥**

પરમેશ્વરનાં વચનરૂપ જે વેદબ્રહ્મ, તે વેદબ્રહ્મથીજ પ્રેરણા પામીને મનુષ્યોની કર્મમાં પ્રવૃત્તિ થાય છે; પ્રવૃત્તિથી કર્મની સિદ્ધિ થાય છે; કર્મસિદ્ધિથી વરસાદ થાય છે; વરસાદથી અન્ન થાય છે; અન્નથી પ્રાણીઓ ઉપજે છે અને તે પ્રાણીઓ પાછાં કર્મ કરે છે. એ પ્રમાણે ઇશ્વરે પ્રવર્તાવેલા ચક્રને જે મનુષ્ય અનુસરતો નથી તે ઇંદ્રિયલંપટ મનુષ્ય તો હે અર્જુન! પાપી જીવનવાળો હોઇને આ સંસારમાં વૃથાજ જીવે છે. ૧૬

એમ મલિન અંતઃકરણની શુદ્ધિમાટે કર્મયોગની જરૂર કહી. હવે બે શ્લોકથી જ્ઞાનીને કર્મનો ઉપયોગ નથી તે કહે છે.

**यस्त्वात्मरतिरेव स्यादात्मतृप्तश्च मानवः ।**
**आत्मन्येव च संतुष्टस्तस्य कार्यं न विद्यते ॥१७॥**

પરંતુ જે મનુષ્ય પરમાત્મામાં પ્રીતિવાળો, પરમાત્મસાક્ષાત્કારથી તૃપ્ત થયેલો, લોક-પરલોકની કશી ઇચ્છાવગરનો તથા નિર્વાહ માટે પણ ઇશ્વરેચ્છાપર સંતુષ્ટ રહેનારો થયો હોય છે; તેને આ સંસારમાં કાંઇ પણ

---

ऋग्वेदो यजुर्वेदः सामवेदः। અર્થાત્ ઋગ્વેદ, યજુર્વેદ અને સામવેદ, એ મહાન પરમાત્માના નિઃશ્વાસરૂપ છે.

કર્તવ્ય રહેતું નથી.૧૭

**नैव तस्य कृतेनार्थो नाकृतेनेह कश्चन ।**
**न चास्य सर्वभूतेषु कश्चिदर्थव्यपाश्रयः ॥१८॥**

કેમકે એવો મનુષ્ય કૃતકૃત્ય તથા દેહાદિકને વિષે અહંતામમતા વગરનો હોવાથી શાસ્ત્રની સામાન્ય આજ્ઞાઓ તેને માટે સાધક–બાધક થઈ શકતી નથી. કેમકે કરેલાં કર્મથી તેને પુણ્યપાપ થતું નથી, તેમ કર્મ નહિ કરવાથી તેને દોષ લાગતો નથી તથા મોક્ષમાટે પણ તેને બ્રહ્માથી તે સ્થાવર સુધીમાં કશાનો આશ્રય લેવાનો રહેતો નથી. ૧૮

શંકાઃ–શ્રુતિ કહે છે કે तस्मात्तदेषां न प्रियं यदेतन्मनुष्या विदुः અર્થાત્ મનુષ્યો પરમાત્માને જાણે, એ વાત દેવોને ગમતી નથી; તેથી તેઓ એમાં વિઘ્ન કરે નહિ અને પ્રસન્ન રહે, એટલા સારૂ તેમને પણ સેવવા જોઇએ ને? તેના સમાધાનમાં શ્રુતિ કહે છે કે "तस्य ह न देवाश्च ना भूत्या ईशते आत्मा ह्येषां स भवति" અર્થાત્ સાક્ષાત્કારવડે મળતા બ્રહ્મપણાને દેવતાઓ પણ અટકાવી શકતા નથી.કારણ કે એવો પુરુષ દેવોનો પણ આત્મા થઈ રહે છે.

સારાંશ કે, પરમાત્મસાક્ષાત્કાર થયા પહેલાંજ દેવતાઓ વિઘ્ન કરી શકે છે. તે થયા પછી તેમનું કંઈજ ચાલતું નથી; તથા બીજી રીતે પણ એવા બ્રહ્મવેત્તાને કશું કર્તવ્ય રહેતું નથી.

એવા પરમાત્મદર્શન પામેલા પૂરા જ્ઞાનીનેજ કર્મ કરવાની જરૂર રહેતી નથી. બાકીના સર્વ કોઈને કર્મ કરવાની જરૂર હોવાથી તું પણ કર્મો કર; એ વાત હવે કહે છે.

**तस्मादसक्तः सततं कार्यं कर्म समाचर ।**
**असक्तो ह्याचरन्कर्म परमाप्नोति पूरुषः ॥१९॥**

માટે હે અર્જુન! (તારે પણ એવો જીવનમુક્ત થવું

હોય તો) તું પણ ફળની ઈચ્છા રાખ્યા વિના કર્તવ્ય કર્મો સતતપણે અને રૂડે પ્રકારે કર. કારણ કે ફલેચ્છા-વિના કર્મ કરનારજ ચિત્તશુદ્ધિદ્વારા પરમાત્મસાક્ષાત્કાર તથા મોક્ષને પામે છે. ૧૯

**कर्मणैव हि संसिद्धिमास्थिता जनकादयः ।**
**लोकसंग्रहमेवापि संपश्यन्कर्तुमर्हसि ॥२०॥**

આગળ જનકાદિ અનેક રાજાઓ કર્મોવડે શુદ્ધ અંતઃકરણવાળા થઈને સાક્ષાત્કાર તથા મોક્ષસિદ્ધિને પામ્યા છે. પણ હે અર્જુન! તું કદાચ એમ માને કે મને જીવનમુક્તપણું પ્રાપ્ત થયું છે; હું શા માટે કર્મ કરૂં? તો લોકોને સ્વધર્મમાં પ્રવર્તાવવા માટે પણ તારે કર્મ કરવાં ઘટે છે.૨૦

**यद्यदाचराति श्रेष्ठस्तत्तदेवेतरो जनः ।**
**स यत्प्रमाणं कुरुते लोकस्तदनुवर्तते ॥२१॥**

કારણ કે શ્રેષ્ઠ મનુષ્ય જે જે આચરણ કરે છે, તે જોઈને સાધારણ અણસમજુ લોકો પણ તેવાં આચરણ કરે છે; અને શ્રેષ્ઠ પુરુષ પ્રવૃત્તિશાસ્ત્ર અથવા નિવૃત્તિશાસ્ત્ર એ બેમાંથી જેને પ્રમાણભૂત ગણે છે, તેનેજ સામાન્ય લોકો અનુસરે છે. ૨૧

**न मे पार्थास्ति कर्तव्यं त्रिषु लोकेषु किंचन ।**
**नानवाप्तमवाप्तव्यं वर्त एव च कर्मणि ॥२२॥**

હે અર્જુન! મારે ત્રણે લોકમાં કોઈ પણ અપ્રાપ્ત વસ્તુ મેળવવાની નથી; એટલે મારે કાંઈ પણ કર્તવ્ય નથી છતાં પણ હું કર્મ કરૂં છું. ૨૨

**यदि ह्यहं न वर्तेयं जातु कर्मण्यतंद्रितः ।**
**मम वर्त्मानुवर्तन्ते मनुष्याः पार्थ सर्वशः॥२३॥**

કારણ કે હું જો કર્મ કરવામાં સાવધ ન રહું તો હે

અર્જુન! સર્વ લોકો સર્વથા મારાજ માર્ગને અનુસરે-અર્થાત્ લોકો પણ કર્મ કરે નહિ. ૨૩

उत्सीदेयुरिमे लोका न कुर्यां कर्म चेदहम् ।
संकरस्य च कर्ता स्यामुपहन्यामिमाः प्रजाः ॥२४॥

જો હું કર્મ ન કરૂં તો આ બધા સાધારણ લોકોમાંથી કર્તવ્ય કર્મોનો લોપ થઇ પરિણામે તેઓ નાશ પામે; લોકોનો નાશ થવાથી વર્ણસંકર પ્રજા થાય; અને તેથી હુંજ આ સર્વ પ્રજાને ધર્મભ્રષ્ટ કરનારો, વર્ણસંકર પ્રજા કરનારો ને એ બધી પ્રજાને મહાન હાનિ કરનારો થાઉં.

માટે જીવનમુક્તે લોકો ઉપર દયા લાવીને લોકહિત માટે પણ કર્મ કરવાં જોઇએ તે વાત હવે કહે છે.

सक्ताः कर्मण्यविद्वांसो यथा कुर्वंति भारत ।
कुर्याद्विद्वांस्तथासक्तश्चिकीर्षुर्लोकसंग्रहम् ॥२५॥

માટે હે ભારત! ફળાસક્ત અજ્ઞાનીઓ જેવી કાળજીથી કર્મો કરે છે, તેવીજ કાળજીથી લોકસંગ્રહને (લોકહિતને) ઇચ્છનારા અનાસક્ત જીવનમુક્તે પણ નિષ્કામ કર્મ કરવાં જોઇએ. ૨૫

કર્મફળાસક્ત લોકો ઉપર દયાજ કરવી હોય તો તેમને તત્ત્વજ્ઞાનનોજ ઉપદેશ કેમ ન કરવો? તેનો હવે ઉત્તર કહે છે.

न बुद्धिभेदं जनयेदज्ञानां कर्मसंगिनाम् ।
जोषयेत्सर्वकर्माणि विद्वान्युक्तः समाचरन् ॥२६॥

લૌકિક કર્મફળમાં આસક્તિવાળા અજ્ઞાની મનુષ્યોને તત્ત્વજ્ઞાનનો ઉપદેશ કરીને તેમની બુદ્ધિ ફેરવવી ઘટે નહિ; પણ જ્ઞાનીએ તો ઉલટું લોકહિત માટે વધુ સાવધાનતાથી કર્મ કરતા રહીને અજ્ઞાનીઓને પણ શુભ કર્મોમાં પ્રેરવા-જોડવા જોઇએ. કેમકે મલિન ચિત્તવાળાને કર્મ તજાવવાથી તે તત્ત્વજ્ઞાનને યથાવત્ સમજી તથા પાળી શકતો નથી, તેથી બન્ને તરફથી ભ્રષ્ટ થાય છે. ૨૬

જ્ઞાની તથા અજ્ઞાની બન્નેને કર્મ કરવાની જરૂર હોય તો પછી તે બંનેમાં ફેર શો ? તે વાત હવે કહે છે.

**प्रकृतेः क्रियमाणानि गुणैः कर्माणि सर्वशः ।**
**अहंकारविमूढात्मा कर्ताहमिति मन्यते ॥२७॥**

સર્વ કાર્યો પ્રકૃતિના કાર્યરૂપ ઇંદ્રિયોવડે કરાય છે; છતાં તેમાં અહંતામમતારૂપી મિથ્યાભિમાન રાખનારો વિમૂઢાત્મા સર્વ કર્મોનો કર્તા હું છું, એવું માની લે છે.

**तत्त्ववित्तु महाबाहो गुणकर्मविभागयोः ।**
**गुणा गुणेषु वर्तंत इति मत्वा न सज्जते ॥२८॥**

હે મહાબાહો! "પ્રકૃતિના જે ઇંદ્રિય આદિ ગુણો, તે હું નથી; અને તેથી ઇંદ્રિયાદિ જે જે કર્મો કરે છે તે કર્મો પણ મારાં નથી" એવી રીતે જે જ્ઞાની પોતાને ગુણ કર્મથી જુદો જાણે છે; તે જ્ઞાની તો "ગુણોજ ગુણોમાં પ્રવર્તે છે" એમ સમજીને કર્તાપણાનું અભિમાન રાખતો નથી. ૨૮

**प्रकृतेर्गुणसंमूढाः सज्जंते गुणकर्मसु ।**
**तानकृत्स्नविदो मंदान्कृत्स्नविन्न विचालयेत् ॥२९॥**

પરંતુ પ્રકૃતિના સત્વ, રજ અને તમ, એ ત્રણ ગુણોમાં અહંતામમતાથી મૂઢ બની ગયેલા જે મનુષ્યો ઇંદ્રિયો તથા તેમના વિષયોમાં બંધાય છે-એટલે કે ગુણોવડેજ સર્વ કર્મો કરાવા છતાં પોતાને કર્તા માનીને કર્મોમાં આસક્ત રહે છે; તે મંદ બુદ્ધિવાળા મનુષ્યોને (તેઓ ઉભયભ્રષ્ટ ન થાય તે સારૂ) પૂર્ણજ્ઞાનીએ-જીવનમુક્ત પુરુષે સકામ કર્મોથી પણ ચલાયમાન કરવા નહિ. ૨૯

આ પ્રમાણે જીવનમુક્તે પણ કર્મ કરવાં જોઈએ, તો પછી તારે જિજ્ઞાસુએ તો અવશ્ય કરવાં જોઈએ, એ વાત હવે કહે છે.

**मयि सर्वाणि कर्माणि संन्यस्याध्यात्मचेतसा ।**
**निराशीर्निर्ममो भूत्वा युद्धयस्व विगतज्वरः ॥३०॥**

પણ હે અર્જુન! તું એવો અજ્ઞાની પણ નથી, માટે

"અંતર્યામીને આધીન રહીને કર્મ કરૂં છું" એવી ઉંડી નિષ્કામ દૃષ્ટિથી તું સર્વ કર્મો કરી મને પરમાત્માને અર્પણ કરતો રહે; અને ફળેચ્છા, મમતા તથા શોક-સંતાપ તજી દઈને આ યુદ્ધકાર્ય પણ કર. ૩૦

એવાં નિષ્કામ કર્મો કરવાના લાભ હવે કહે છે.

**ये मे मतमिदं नित्यमनुतिष्ठंति मानवाः ।**
**श्रद्धावंतोऽनसूयंतो मुच्यंते तेऽपि कर्मभिः ॥३१॥**

જે કોઈ મનુષ્યો મારા ઉપરોક્ત વચનમાં દોષદૃષ્ટિ-વગરના ને શ્રદ્ધાવાળા થઈ સદા એ મત પ્રમાણે વર્તે છે; તેઓ પણ કર્મબંધનથી છૂટે છે. ૩૧

**ये त्वेतदभ्यसूयंतो नानुतिष्ठंति मे मतम् ।**
**सर्वज्ञानविमूढांस्तान्विद्धि नष्टानचेतसः ॥३२॥**

અને જેઓ નિષ્કામભાવે-'પ્રભુપ્રીત્યર્થે' કર્મ કરવા-ના મારા એ મતમાં દોષદૃષ્ટિ કરીને તે પ્રમાણે વર્તતા નથી; તેઓને હે અર્જુન! તું સઘળાં કર્મોના જ્ઞાનમાં મહામૂઢ—અજ્ઞાની અવળી બુદ્ધિવાળા—તથા પુણ્યલોક-થી નષ્ટ થયેલા જાણ. ૩૨

નિષ્કામ કર્મથી મહાન ફળ મળે છે; તો પછી સૌ કોઈ નિષ્કામ થઈ, ઇંદ્રિયોના નિગ્રહપૂર્વક શામાટે સ્વધર્માચરણ કરતા નથી? તેનો ઉત્તર હવે કહે છે.

**सदृशं चेष्टते स्वस्याः प्रकृतेर्ज्ञानवानपि ।**
**प्रकृतिं यांति भूतानि निग्रहः किं करिष्यति ॥३३॥**

'શું કરવામાં ગુણ છે તથા શું કરવાથી દોષ છે, એ વાતને જાણનારા જ્ઞાનીઓ પણ પોતપોતાના પૂર્વ-કર્મજન્ય સ્વભાવને અનુસરીને વર્તે છે; તો પછી અજ્ઞાનીઓ તે પ્રમાણે વર્તે એમાં તો કહેવું જ શું? આ રીતે સર્વ પ્રાણીઓને પોતપોતાના સ્વભાવને અનુ-સરવું પડે છે; તે બળવાન સ્વભાવ આગળ તારો

### ઇંદ્રિયોનો નિગ્રહ શું કરી શકશે? ૩૩

પ્રવૃત્તિ જો સ્વભાવનેજ આધીન હોય તો સર્વ કોઇ આપો-આપજ પોતાના સ્વભાવ પ્રમાણે વર્તશે, જેથી અમુક કરવું જોઈએ; અમુક ન કરવું જોઇએ; ઇત્યાદિ શાસ્ત્રોના ઉપદેશ નિરુપયોગી ઠરશે; એ શંકાનો હવે ઉત્તર દે છે.

**इंद्रियस्येंद्रियस्यार्थे रागद्वेषौ व्यवस्थितौ ।**
**तयोर्न वशमागच्छेत्तौ ह्यस्य परिपंथिनौ ॥३४॥**

પ્રત્યેક ઇંદ્રિયને પોતપોતાના અનુકૂળ વિષયમાં પ્રીતિ તથા પ્રતિકૂળ વિષયમાં દ્વેષ થાય છે; તથા ઇંદ્રિયોને આધીન વર્તવાનો પ્રાણીઓનો સ્વભાવ પણ છે; તોપણ મનુષ્યે તો એ રાગદ્વેષને આધીન નજ થવું જોઇએ. કેમકે મુમુક્ષુઓના કલ્યાણના માર્ગમાં એ રાગ અને દ્વેષજ મોટા વૈરી છે. ૩૪

ભાવાર્થઃ—મનુષ્યનો સ્વભાવજ વિષયોના સ્મરણ આદિથી તેના મનમાં રાગદ્વેષ ઉપજાવે છે; અને અ-સાવધ માણસને—જોરાવર જલપ્રવાહની પેઠે—બળાત્કારે અનર્થના ઉંડા ધરામાં નાખી દે છે; પરંતુ શાસ્ત્ર તો અનર્થમાં પડયા પહેલાંજ રાગદ્વેષને અટકાવનારા બાહ્યકર્મયોગમાં તથા ધ્યાનભજનાદિ આંતરિક શુભ સાધનામાં જોડાવા પ્રેરે છે. માટે પ્રબળ પ્રવાહમાં પડ્યા પહેલાં વહાણમાં બેસી જનારો ડૂબતો નથી; તેમ વિષયોના પ્રવાહમાં પડવા પહેલાં શુભ સાધનામાં જોડાઈ જનારો મનુષ્ય અનર્થોમાં આવી પડતો નથી.

પશુના જેવી સ્વાભાવિક પ્રવૃત્તિ તજી દઇને સ્વધર્મમાંજ પ્રવ-ર્તવાનું ઉપર કહ્યું; પણ અર્જુન કદાચ એમ કહે કે, યુદ્ધાદિ સ્વધર્મ દુઃખદાયક હોવાથી તે બરાબર પાળી શકાય નહિ; અને અહિંસાદિ પરધર્મ સહેલો સુખદાયક છે તેથી હું તો ક્ષત્રિયધર્મ છોડી દઇને અહિંસાદિ પરધર્મજ સ્વીકારીશ, તેથી હવે ભગવાન કહે છે.

**श्रेयान्स्वधर्मो विगुणः परधर्मात्स्वनुष्ठितात् ।**

**स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः ॥३५॥**

પરધર્મ સર્વાંગથી સંપૂર્ણ હોય અને પોતાનો ધર્મ કોઈ અંગથી હીન દેખાય, તોપણ તે પરધર્મ આચરવા કરતાં સ્વધર્મજ શ્રેષ્ઠ છે. કારણ કે યુદ્ધાદિક સ્વધર્મ આચરતાં મરણ થાય તોપણ ક્ષાત્રપ્રકૃતિવાળાને એજ કલ્યાણકારી થાય છે; અને પરધર્મ આચરતાં તો તે (સ્વપ્રકૃતિથી વિપરીત હોવાથી) ભયકારકજ નીવડે છે.

રાગદ્વેષને આધીન થવું નહિ, એમ જે શ્રીકૃષ્ણ ભગવાને આગળ કહ્યું છે, તે પણ અશકય માનીને હવે અર્જુન પૂછે છે.

अर्जुन उवाच । અર્જુન પૂછે છેઃ—

**अथ केन प्रयुक्तोऽयं पापं चरति पूरुषः ।**
**अनिच्छन्नपि वार्ष्णेय बलादिव नियोजितः ॥३६॥**

હે વાર્ષ્ણેય શ્રીકૃષ્ણ! ઈચ્છા નહિ છતાં પણ માણસ કોઈએ બળાત્કારે પ્રેર્યો હોય તેની પેઠે પાપકર્મ કરે છે, તે કોની પ્રેરણાથી કરે છે? ૩૬

श्रीभगवानुवाच । શ્રીભગવાન કહે છેઃ—

**काम एष क्रोध एष रजोगुणसमुद्भवः ।**
**महाशनो महापाप्मा विद्ध्येनमिह वैरिणम् ॥३७॥**

હે અર્જુન! પાપમાં પ્રેરનાર તો આ કામ(લૌકિક પદાર્થની ઈચ્છાઓ)જ છે. એ ઈચ્છામાં કોઈનો અંતરાય થતાં એ કામજ મહાપાપી ક્રોધનું રૂપ લે છે. એ કામ કે જે મનમાં અનેક પ્રકારની ઈચ્છાઓ ઉપજાવીને વધાર્યા કરે છે; તે રજોગુણથી ઉત્પન્ન થાય છે અને ગમે તેટલા વૈભવ મળે તોપણ ધરાય એવો નથી તથા ઘણોજ ઉગ્ર છે. માટે આ મોક્ષમાર્ગમાં એ કામને તારે મોટો વૈરી જાણવો. ૩૭

હવે એ કામનું ત્રણ પ્રકારનું વૈરીપણું સમજાવે છે.

धूमेनाव्रियते वह्निर्यथाऽऽदर्शो मलेन च ।
यथोल्बेनावृतो गर्भस्तथा तेनेदमावृतम् ॥३८॥

પોતામાંથીજ સહજે ઉપજેલા ધૂમાડાથી જેમ અગ્નિ ઢંકાઇ જાય છે, જેમ અરીસા ઉપર આવી પડેલો આગંતુક મેલ અરીસાનેજ ઢાંકી દે છે; અને જેમ પૂર્વોત્પન્ન ઓળથી ગર્ભ ઢંકાઇ જાય છે; તેમ મનુષ્યના અંતઃકરણને આધારે ઉત્પન્ન થયેલો એવો જે (સહજ, આગંતુક ને પૂર્વોત્પન્ન, એવો ત્રણ પ્રકારનો) કામ, તેને લીધે તેના અંતઃકરણમાં રહેલી જે જ્ઞાનશક્તિ તે પણ ઢંકાયલી હોય છે.

आवृतं ज्ञानमेतेन ज्ञानिनो नित्यवैरिणा ।
कामरूपेण कौंतेय दुष्पूरेणानलेन च ॥३९॥

માટે હે કૌંતેય ! ગમે તેટલા વિષયો મેળવાય ને ભોગવાય તોપણ એ 'કામ' અગ્નિની પેઠે ધરાય નહિ એવો, શોકસંતાપના કારણરૂપ તથા જ્ઞાનીનો પણ નિરંતરનો વૈરી છે. કેમકે એ જ્ઞાનીના પણ જ્ઞાનને ઢાંકી દઇને તેને મોહરૂપી ધરામાં નાખી દે છે. ૩૯

હવે એ કામનું રહેઠાણ તથા જીતવાનો ઉપાય કહે છે.

इंद्रियाणि मनो बुद्धिरस्याधिष्ठानमुच्यते ।
एतैर्विमोहयत्येष ज्ञानमावृत्य देहिनम् ॥४०॥

આ કામરૂપી શત્રુનાં રહેઠાણ ઇંદ્રિયો, મન અને બુદ્ધિ કહેવાય છે. કારણ કે એ ઇંદ્રિયાદિની ક્રિયાવડેજ વિષયોનાં દર્શન, શ્રવણ, કલ્પના તથા નિશ્ચય થઇને તેના દ્વારાજ મનમાં કામ પ્રગટ થાય છે તથા અધ્યાત્મજ્ઞાનને ઢાંકી દઇ જીવાત્માને વિષયોમાં મોહિત કરે છે. ૪૦

तस्मात्त्वमिंद्रियाण्यादौ नियम्य भरतर्षभ ।
पाप्मानं प्रजहि ह्येनं ज्ञानविज्ञाननाशनम् ॥४१॥

માટે હે ભરતશ્રેષ્ઠ ! એ કામે તને મોહિત નથી કર્યો

તે પહેલાંજ તું ઇંદ્રિયો, મન તથા બુદ્ધિને સ્વાધીન કરીને એ જ્ઞાનવિજ્ઞાનનો નાશ કરનારા કામ નામના મહાપાપી શત્રુને હણી નાખ.૪૧

**इंद्रियाणि पराण्याहुरिंद्रियेभ्यः परं मनः ।**
**मनसस्तु परा बुद्धिर्यो बुद्धेः परतस्तु सः ॥४२॥**

દેહાદિક દૃશ્ય પદાર્થો કરતાં ઇંદ્રિયો સૂક્ષ્મ તથા પ્રકાશક હોવાથી પર કહી છે; ઇંદ્રિયો કરતાં તેને પ્રેરવાવાળું સંકલ્પવિકલ્પ કરનારૂં મન પર કહેલું છે; એ મન કરતાં પણ બુદ્ધિને-નિશ્ચય કરનારી વૃત્તિને પર કહી છે; અને તે આત્માને તો બુદ્ધિથી પણ પર-બુદ્ધિના સાક્ષીરૂપ કહેલો છે.૪૨

આ ગીતાગ્રંથમાં 'પર' શબ્દ આવે ત્યાં તેનો અર્થ શ્રેષ્ઠ, ભિન્ન, વિશાળ, સૂક્ષ્મ, વ્યાપક, બળવાન, એવો પણ સમજવો.

**एवं बुद्धेः परं बुद्ध्वा संस्तभ्यात्मानमात्मना ।**
**जहि शत्रुं महाबाहो कामरूपं दुरासदम् ॥४३॥**

વિષયોથી તથા ઇંદ્રિય આદિથી થનારા કામાદિક વિકારો પણ બુદ્ધિનાજ વિકારો છે; અને એ બુદ્ધિનો સાક્ષી જે આત્મા, તે તો સર્વ વિકારોથી રહિત છે; માટે તેને બુદ્ધિથી શ્રેષ્ઠ જાણીને, તથા નિશ્ચયાત્મક બુદ્ધિવડે મનને (અનાત્મ પદાર્થોમાંથી ખેંચી લઇ તે પરમાત્મામાં) સ્થિર કરીને હે મહાબાહો! કામરૂપી એ દુર્જય શત્રુને હણી નાખ. ૪૩

**हरिः ॐ तत्सदिति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे कर्मयोगो नाम तृतीयोऽध्यायः ॥३॥**

ઇતિ શ્રીમદ્‌ ભગવદ્‌ગીતા વિષે કર્મયોગ નામનો ત્રીજો અધ્યાય સંપૂર્ણ.



# अध्याय ४ थो–ज्ञानविभागयोग

બીજા તથા ત્રીજા અધ્યાયમાં મોક્ષનું સાધન જ્ઞાનયોગ તથા કર્મયોગ કહ્યો. આ અધ્યાયમાં બ્રહ્માર્પણ આદિ વિધિવડે તથા ત્વં પદાર્થના શોધનાદિવડે એ કર્મયોગનો વિસ્તાર કરશે. પરંતુ તે પહેલાં ભગવાન યોગની પ્રશંસા કરે છે.

श्रीभगवानुवाच । શ્રીભગવાન કહે છે:–

**इमं विवस्वते योगं प्रोक्तवानहमव्ययम् ।**
**विवस्वान्मनवे प्राह मनुरिक्ष्वाकवेऽब्रवीत् ॥१॥**

અવિનાશી ફળને આપનારો આ યોગ પૂર્વે મેં સૂર્યનારાયણને કહ્યો હતો; સૂર્યે મનુને કહ્યો હતો અને મનુએ ઇક્ષ્વાકુને કહ્યો હતો. ૧

**एवं परंपराप्राप्तमिमं राजर्षयो विदुः ।**
**स कालेनेह महता योगो नष्टः परंतप ॥२॥**

એ પ્રમાણે પરંપરાથી પ્રાપ્ત થયેલા આ યોગને રાજર્ષિઓ પણ જાણતા હતા; પણ હે પરંતપ! એ યોગ આ લોકમાં ઘણા કાળથી નષ્ટ થયો છે.૨

**स एवायं मया तेऽद्य योगः प्रोक्तः पुरातनः ।**
**भक्तोऽसि मे सखा चेति रहस्यं ह्येतदुत्तमम् ॥३॥**

હવે જો કે એ યોગની પરંપરા તૂટી ગઈ છે, પણ તું મારો ભક્ત અને મિત્ર હોવાથી એ પુરાતન યોગ આજે મેં તને કહ્યો છે. કેમકે અત્યંત રહસ્યરૂપ હોવાથી એ જેને તેને કહેવા જેવો નથી.૩

ભગવાને સૂર્યને એ યોગનો ઉપદેશ કર્યો હતો, એ વાત અસંભવિત લાગવાથી હવે અર્જુન પૂછે છે.

अर्जुन उवाच। અર્જુન પૂછે છેઃ—

**अपरं भवतो जन्म परं जन्म विवस्वतः।**
**कथमेतद्विजानीयां त्वमादौ प्रोक्तवानिति ॥४॥**

આપનો જન્મ તો પછી થયો છે અને સૂર્યનો જન્મ આપની પહેલાં છે; તો પૂર્વે આપે સૂર્યને યોગનો ઉપદેશ કર્યો હતો એ વાત હું કેમ માની શકું? ૪

અર્જુને એવું પૂછતાં એ ઉપદેશ પોતે કૃષ્ણરૂપે નહિ પણ બીજા રૂપે આપેલો, એવા અભિપ્રાયથી ભગવાન હવે કહે છે.

श्रीभगवानुवाच। શ્રીભગવાન કહે છેઃ—

**बहूनि मे व्यतीतानि जन्मानि तव चार्जुन।**
**तान्यहं वेद सर्वाणि न त्वं वेत्थ परंतप ॥५॥**

હે અર્જુન! મારા તેમજ તારા અનેક જન્મો થઈગયા છે. તે બધા હું જ્ઞાનના બળથી જાણું છું, પણ તું નથી જાણતો. કેમકે તારી જ્ઞાનશક્તિ અજ્ઞાનવડે ઢંકાયલી છે.

તો તો આપ અનાદિ અને અવિનાશી ઈશ્વર છો; જીવોની પેઠે આપનો જન્મ કેમ સંભવે? એનો હવે ઉત્તર દે છે.

**अजोऽपि सन्नव्ययात्मा भूतानामीश्वरोऽपि सन्।**
**प्रकृतिं स्वामधिष्ठाय संभवाम्यात्ममायया ॥६॥**

હું અજન્મા, અવિનાશી તથા સર્વ પ્રાણીપદાર્થનો ઈશ્વર છું; તોપણ મારી શુદ્ધ પ્રકૃતિનો આશ્રય કરી તેજસ્વી અને સત્ત્વગુણી મૂર્તિને ધારણ કરીને હું મારી માયાવડે અવતરું છું. ૬

તમે કયારે અવતાર ધરો છો? એનો હવે ઉત્તર દે છે.

**यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत।**
**अभ्युत्थानमधर्मस्य तदाऽऽत्मानं सृजाम्यहम् ॥७॥**
**परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम्।**
**धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे ॥८॥**

હે ભારત! જ્યારે જ્યારે ધર્મની હાનિ તથા અધર્મનો વધારો થાય છે, ત્યારે ત્યારે હું આત્માને સૃજું છું; તથા સાધુજનોના રક્ષણ માટે, દુષ્ટ કર્મ કરનારાઓના વિનાશ માટે, તથા શુદ્ધ ધર્મની સ્થાપના માટે યુગેયુગે હું પ્રકટ થાઉં છું.૭,૮

ખુલાસો:–દુષ્ટોનો સંહાર કરે છે માટે ભગવાન નિર્દય છે, એવી શંકા કરવી નહિ. કારણ કે–

लालने ताडने मातुर्नाकारुण्यं यथार्भकैः ।
तद्वदेव महेशस्य नियंतुर्गुणदोषयोः ॥

અર્થાત્ છોકરાંને લાડ લડાવવામાં તથા અપરાધ થતાં તેમને તાડન કરવામાં જેમ માતા નિર્દય હોતી નથી; તેમ ઈશ્વર પણ પ્રાણીઓનાં શુભાશુભ કર્મ પ્રમાણે તેમનાપ્રત્યે નિગ્રહ તથા અનુગ્રહ કરે છે, એટલે તે પણ નિર્દય ઠરતા નથી.

ઈશ્વરનાં એવાં ચરિત્રો જાણવાનું ફળ હવે કહે છે.

**जन्म कर्म च मे दिव्यमेवं यो वेत्ति तत्त्वतः ।**
**त्यक्त्वा देहं पुनर्जन्म नैति मामेति सोऽर्जुन ॥९॥**

હે અર્જુન! મારા સ્વેચ્છાથી ધારણ કરેલા અલૌકિક જન્મ, તથા મારાં ધર્મ રક્ષણાદિ માટેનાં દિવ્ય કર્મો, એ સર્વ બીજાઓ ઉપર અનુગ્રહ કરવા માટેજ હોય છે, એમ જે જાણી શકે છે, તેજ પરોપકારાદિ કરી તેમાંથી દેહાભિમાનનો ત્યાગ કરી શકે છે; અને દેહ છૂટ્યા પછી આ સંસારમાં નહિ જન્મતાં મનેજ પામે છે.૯

ઉપલી વાત હવે વધારે સ્પષ્ટતાથી સમજાવે છે.

**वीतरागभयक्रोधा मन्मया मामुपाश्रिताः ।**
**बहवो ज्ञानतपसा पूता मद्भावमागताः ॥१०॥**

હું સત્ત્વગુણી અવતાર ધારણ કરીને ધર્મનું રક્ષણ કરું છું; એવી રીતનું મારું પરમદયાળુપણું જાણવાને

લીધે રાગ, ભય તથા ક્રોધરહિત થયેલા; તથા વિક્ષેપરહિત થવાથી મારામાં ચિત્ત જોડીને મારેજ આશ્રયે રહેલા એવા ઘણા મનુષ્યો મારી કૃપાથી મળેલા જ્ઞાનવડે તથા તેને પરિપક્વ (અનુભવસિદ્ધ) કરવા માટે તપવડે શુદ્ધ થઇને-એટલે કે અજ્ઞાન ઉપરાંત તેના કાર્યરૂપ જન્મમરણથી પણ રહિત થઇને મારા સ્વરૂપને પામ્યા છે.

સારાંશ કેઃ-આ કર્મયોગરૂપ તથા આંતરિક સાધનારૂપ ભક્તિમાર્ગ આજકાલનો નથી, પણ પ્રાચીનકાળથી ચાલ્યો આવે છે; એ દર્શાવવા માટે ભગવાને કહ્યું કે મારા સ્વરૂપને ઘણા પામ્યા છે. ઉપર પાંચમા શ્લોકમાં "तान्यहं वेद सर्वाणि હું તારા સર્વ જન્મોને જાણું છું" ઇ૦ વચનોદ્વારા વિદ્યા તથા અવિદ્યારૂપ ઉપાધિવડે तत् અને त्वं પદના અર્થરૂપ ઈશ્વર તથા જીવ વચ્ચેનો ભેદ દર્શાવીને પછી અવિદ્યારહિત, નિત્ય તથા શુદ્ધ એવા ઈશ્વરની અને અજ્ઞાનરહિત થયેલા શુદ્ધજીવની ચૈતન્યાંશવડે એકતા પણ બતાવી છે.

આપને શરણ થનારનેજ આપ પોતાના સ્વરૂપનો લાભ આપો છો અને સકામ પુરુષોને આપતા નથી, ત્યારે આપમાં પણ વિષમ દૃષ્ટિ ઠરી, એ શંકાનું હવે સમાધાન કરે છે.

**ये यथा मां प्रपद्यंते तांस्तथैव भजाम्यहम् ।**
**मम वर्त्मानुवर्तन्ते मनुष्याः पार्थ सर्वशः ॥११॥**

હે અર્જુન ! જે મનુષ્યો મને જેવી રીતે ભજે છે; તેમને હું પણ તેવીજ રીતે ભજું છું. એટલે કે સકામ ભાવે ભજનારને મનગમતાં ફળ આપીને અનુગ્રહ કરું છું અને નિષ્કામભાવે ભજનારને મારૂં નિજપદ આપી દઉં છું. વળી જેઓ ઇંદ્રાદિ દેવોને ભજે છે તેમની પણ હું ઉપેક્ષા કરતો નથી. કારણ કે ઇંદ્રાદિ દેવો પણ મારીજ વિભૂતિ હોવાથી તેમની સેવાથી પણ મારીજ સેવા થાયછે.

તો બધા આપનેજ કેમ ભજતા નથી? એનો હવે ઉત્તર દે છે.

**काङ्क्षंतः कर्मणां सिद्धिं यजंत इह देवताः ।**
**क्षिप्रं हि मानुषे लोके सिद्धिर्भवति कर्मजा ॥१२॥**

કર્મફળની ઇચ્છા રાખનારાઓ આ જગતમાં ઘણું કરીને ઇંદ્રાદિ દેવતાઓનુંજ યજન કરે છે; મારૂં–પરમાત્માનું યજન કરતા નથી. કારણ કે મારા મહિમાના અજ્ઞાનને લીધે આ મનુષ્યલોકમાં દેવતાઓને ભજવાથી કર્મનું ફળ વહેલું મળવાની આશા રખાય છે; તેવી આશા મને ભજવાથી રખાતી નથી. કારણકે સામાન્ય લોકોને મારા સ્વરૂપનું જ્ઞાનજ મળવું દુર્લભ છે.૧૨

કેટલાએક સકામ કર્મ કરે છે, તો કેટલાએક નિષ્કામ કર્મ કરે છે; પણ એ બંને પ્રકારનાં કર્મ કરનારાઓને આપ ઉત્તમ, મધ્યમ વગેરે ફળો આપો છો, તો આપમાં પણ વિષમ દૃષ્ટિ ન કહેવાય? એ શંકાનું હવે સમાધાન આપે છે.

**चातुर्वर्ण्यं मया सृष्टं गुणकर्मविभागशः ।**
**तस्य कर्तारमपि मां विद्ध्यकर्तारमव्ययम् ॥१३॥**

એમ તો મેં ચારે વર્ણોને તેમના ગુણ અને કર્મના વિભાગવડે ચઢતા ઉતરતા સરજ્યા છે. જેમકે બ્રાહ્મણોમાં સત્ત્વગુણ તથા શમ, દમ આદિ તેનાં કર્મો મુખ્ય હોય છે; ક્ષત્રિયોમાં સત્ત્વસહિત રજોગુણ મુખ્ય હોય છે તેથી તેમનામાં શૌર્ય, યુદ્ધ આદિ કર્મો મુખ્ય હોય છે; વૈશ્યોમાં તમોગુણસહિત રજોગુણ મુખ્ય હોય છે તેથી તેમનામાં ખેતી, પશુપાલન અને વેપાર આદિ કર્મો મુખ્ય હોય છે; તથા શૂદ્રોમાં તમોગુણ મુખ્ય હોય છે તેથી અન્ય વર્ણોની સેવા તેમનામાં મુખ્ય હોય છે. આ પ્રમાણે ચારે વર્ણનો કર્તા હુંજ છું; છતાં પણ સ્વરૂપથી તો મને અકર્તાજ જાણજે.૧૩

**न मां कर्माणि लिंपन्ति न मे कर्मफले स्पृहा ।**
**इति मां योऽभिजानाति कर्मभिर्न स बद्ध्यते ॥१४**

કારણકે હું અહંકારરહિત તથા પૂર્ણકામ હોવાથી મને કર્મનાં ફળની ઇચ્છા નથી; તેથી જગતનાં સૃષ્ટિ આદિ કર્મો મને આસક્ત કે બંધાયમાન કરતાં નથી. વળી એવી રીતે જે કોઇ મને કર્મફળની ઇચ્છાવગરનો જાણે છે; તે પણ નિષ્કામભાવે વર્તીને કર્મોવડે બંધાતો નથી.૧૪

ભાવાર્થ:–મારી અનાસક્તિનું કારણ નિરહંકાર અને નિર્લેપપણું ઇત્યાદિ છે એમ જે જાણે છે, તેના પણ અહંકારાદિ શિથિલ થઈ જાય છે; તેથી તે પણ કર્મો કરવા છતાં કર્મોમાં બંધાતો નથી.

એ પ્રમાણે પ્રસંગોપાત ઈશ્વરમાં વિષમ દૃષ્ટિની શંકાનું નિરાકરણ "ये यथा मां प्रपद्यंते तांस्तथैव भजाम्यहम् ।" એ શ્લોકથી આરંભી ચાર શ્લોકવડે કર્યું. હવે પૂર્વે કહેલો કર્મયોગ અર્જુનને પાછો વિસ્તારથી સમજાવે છે.

एवं ज्ञात्वा कृतं कर्म पूर्वैरपि मुमुक्षुभिः ।
कुरु कर्मैव तस्मात्त्वं पूर्वैः पूर्वतरं कृतम् ॥१५॥

અહંકાર આદિ તજીને કરેલું કર્મ બંધનકારક થતું નથી; એમ જાણીને પૂર્વના જનકાદિ મુમુક્ષુ રાજાઓએ પણ અંતઃકરણની શુદ્ધિ માટે કર્મો કર્યાં છે; માટે તું પણ પ્રથમ કર્મોજ કર.૧૫

કર્મ પણ અનુભવી બ્રહ્મવેત્તા સાથે વિચાર કરીને કરવાં. માત્ર લોકપરંપરા ઉપરથી કરવાં નહિ તે હવે કહે છે.

किं कर्म किमकर्मेति कवयोऽप्यत्र मोहिताः ।
तत्ते कर्म प्रवक्ष्यामि यज्ज्ञात्वा मोक्ष्यसेऽशुभात् ॥

કયું કર્મ કરવું જોઇએ તથા કયું ન કરવું જોઇએ, એ વિષયમાં વિવેકીઓ પણ મુંઝાયા છે; માટે જે કર્મથી તું આ સંસારમાંથી છૂટીશ, તેવું કર્મ તથા અકર્મ હવે હું તને કહીશ.૧૬

શરીરાદિના વ્યાપાર તે કર્મ, અને શરીરવડે કંઇ પણ કરવું નહિ તે અકર્મ; એ તો પ્રસિદ્ધ વાત છે. એટલે એમાં વિવેકીઓને પણ મોહ થવા જેવું શું છે? તે હવે કહે છે.

**कर्मणो ह्यपि बोद्धव्यं बोद्धव्यं च विकर्मणः ।**
**अकर्मणश्च बोद्धव्यं गहना कर्मणो गतिः ॥१७॥**

માત્ર લોકપ્રસિદ્ધ કર્મોજ કર્મ નથી ગણાતાં, પરંતુ વેદવિહિત કર્મો પણ કર્મ ગણાય છે. તેથી તેનું સ્વરૂપ પણ જાણવા યોગ્ય છે; તેમ અવિહિત કર્મનું સ્વરૂપ તથા નિષિદ્ધ કર્મનું સ્વરૂપ પણ જાણવા યોગ્ય છે. કારણ કે કર્મ, અકર્મ તથા વિકર્મની ગતિ બહુ ગહન અર્થાત્ દુઃખે કરીને જાણી શકાય તેવી છે.૧૭

**कर्मण्यकर्म यः पश्येदकर्मणि च कर्म यः ।**
**स बुद्धिमान्मनुष्येषु स युक्तः कृत्स्नकर्मकृत् ॥१८॥**

પરમેશ્વરની આરાધનારૂપી નિષ્કામ કર્મ મોક્ષના સાધનરૂપ હોઇ બંધનનું કારણ નથી; તેથી તે કરવા છતાં પણ તેને જે અકર્મ જાણે છે; તથા શ્રુતિસ્મૃતિવિહિત કર્મ તજવાથી દોષ લાગે છે અને બંધન થાય છે, તેથી તેને તજવા છતાં પણ તે કર્મરૂપ છે એમ જે જાણે છે; તેજ કર્મ કરનારાઓમાં બુદ્ધિમાન છે; તેજ યોગી છે; અને તેજ સર્વ કર્મ કરનારો છે એમ જાણવું. કારણ કે ઇશ્વરના આરાધનરૂપ નિષ્કામ કર્મમાં અને તેના ફળરૂપ પરમપદની પ્રાપ્તિમાં સર્વ કર્મોનો અને તેનાં ફળોનો સમાવેશ થઇ જાય છે. ૧૮

ભાવાર્થઃ–કર્મયોગના પ્રકરણમાં न कर्मणामनारंभात् ઇત્યાદિ વચનોથી બ્રહ્મજિજ્ઞાસુને પણ કર્મની આવશ્યકતા કહી છે, છતાં આ ઠેકાણે પણ કર્મયોગવિષે વિચાર આવ્યો, તેથી પુનરુક્તિદોષ સમજવો નહિ. કારણ કે આ પ્રકરણ કર્મયોગના વિસ્તારરૂપ છે.

ઉપર કહ્યું તેમ જિજ્ઞાસુને પણ કર્મ બાધ કરી શકતાં

નથી, તો પછી આરૂઢ યોગીને તો તે બાધજ કેમ કરે? એ પક્ષમાં આ શ્લોકનો અર્થ આ પ્રમાણે છે કેઃ—દેહ આદિનું કર્મ ચાલતું હોય છતાં પણ દેહ આદિથી આત્મા નોખો છે, એવા જ્ઞાનને લીધે જે સ્વાભાવિક રીતેજ આત્મભાવે પોતાનું નિષ્કર્મપણું જુએ છે, તેજ સર્વ મનુષ્યોમાં યથાર્થ બુદ્ધિવાળો—જ્ઞાની છે;* તથા દૈવેચ્છાથી પ્રાપ્ત થયેલાં આહાર આદિ કર્મો કરે છે તોપણ આત્માને સ્વરૂપથી અકર્તા જાણે છે તેથી તે યોગી પણ છે.

હવે ઉપલા બન્ને અર્થો પાંચ શ્લોકથી સ્પષ્ટ કરે છે.

**यस्य सर्वे समारंभाः कामसंकल्पवर्जिताः ।**
**ज्ञानाग्निदग्धकर्माणं तमाहुः पंडितं बुधाः ॥१९॥**

જેનાં સર્વ કર્મો ફળ તથા સંકલ્પરહિત છે, એટલે કે જે ફળાશાવિનાજ કર્મ કરે છે; તથા કર્મવડે ચિત્તશુદ્ધિ થયા પછી પ્રાપ્ત થયેલા અનુભવસિદ્ધ જ્ઞાનરૂપી અગ્નિવડે જેનાં કર્મ બળી ગયાં છે; એવાજ પુરુષને વિદ્વાનો પંડિત કહે છે. ૧૯

સારાંશ કેઃ—આરૂઢ યોગી, સર્વ કામનાઓથી તથા "હું અમુક કરૂં છું અથવા અમુક કરીશ" ઈત્યાદિ અહંતામમતાના સંકલ્પોથી રહિત હોય છે.

**त्यक्त्वा कर्मफलासंगं नित्यतृप्तो निराश्रयः ।**
**कर्मण्यभिप्रवृत्तोऽपि नैव किंचित्करोति सः ॥२०॥**

જે પુરુષ કર્મની અને તેના ફળની આસક્તિ ત્યજી દઈને સદા સચ્ચિદાનંદઘન પરમાત્મસ્વરૂપમાં તૃપ્ત રહે છે; તથા કોઈ પણ લૌકિક પદાર્થના યોગમાટે (પ્રાપ્તિ

---

* એવા જ્ઞાનવિના જે દુઃખબુદ્ધિથીજ કર્મનો ત્યાગ કરે છે, તેને તો અગાઉ ત્રીજા અધ્યાયના છઠ્ઠા શ્લોકમાં મિથ્યાચારી કહ્યો છેજ.

માટે) અને પ્રાપ્ત વસ્તુના ક્ષેમ (રક્ષણ) માટે આશ્રય માગતો નથી; તે પુરુષ કર્મમાં પ્રવૃત્ત હોય તોપણ કશુંજ કરતો નથી—અર્થાત્ તેનું કર્મ પણ અકર્મ થઇ જાય છે.

निराशीर्यतचित्तात्मा त्यक्तसर्वपरिग्रहः ।
शारीरं केवलं कर्म कुर्वन्नाप्नोति किल्बिषम् ॥२१॥

જેની સર્વ કામનાઓ શાંત થઈ છે; જેનું ચિત્ત તથા શરીર વશ છે અને જેણે સર્વ પરિગ્રહ તજ્યા છે; એવો મનુષ્ય અભિમાન મૂકીને શરીરસંબંધી કર્મ કરે તેથી દોષને પામતો નથી. ૨૧

આ પ્રકરણ યોગના જિજ્ઞાસુ તથા યોગારૂઢ, બેઉને લાગુ હોવાથી આરૂઢ યોગીના પક્ષમાં એવો અર્થ લેવો કે તે યોગી શરીરનિર્વાહ પૂરતું ભિક્ષાટનાદિ કર્મ કરે છે, તોપણ શાસ્ત્રવિહિત બીજાં કર્મો નહિ કરવા બદ્દલ દોષ પામતો નથી.

यदृच्छालाभसंतुष्टो द्वंद्वातीतो विमत्सरः ।
समः सिद्धावसिद्धौ च कृत्वापि न निबद्ध्यते ॥२२

દૈવેચ્છાથી મળે તેથી સંતોષી રહેનારો, ટાઢ—તડકો આદિ દ્વંદ્વોને સહેનારો, વૈરવગરનો અને શરીરયાત્રાદિની સિદ્ધિ અથવા અસિદ્ધિથી હર્ષશોક નહિ કરનારો પુરુષ, વિહિત કર્મ તથા સ્વાભાવિક કર્મ કરે તેથી બંધન પામતો નથી.૨૨

गतसंगस्य मुक्तस्य ज्ञानावस्थितचेतसः ।
यज्ञायाचरतः कर्म समग्रं प्रविलीयते ॥२३॥

કેમકે એવા નિષ્કામ, રાગદ્વેષરહિત તથા જ્ઞાનમાં સ્થિરચિત્તવાળા જીવનમુક્ત પુરુષથી યજ્ઞાર્થે, લોકસંગ્રહ માટે કે ઇશ્વરનિમિત્તે જે જે કર્મો કરાય તે બધાં કર્મ વાસનાવાળાં હોય તોપણ બંધનરૂપ નહિ થતાં વિનાશ પામે છે. ૨૩

**ભાવાર્થઃ**-યોગારૂઢ પુરુષ યજ્ઞની પરંપરા જાળવવાની લોકહિતની શુભ વાસનાને લીધે ઉપદેશાદિ કર્મ કરતો હોય તોપણ તે કર્મ કરતાં કરતાંજ તેની તે વાસના અને કર્મ બંને વિનાશ પામે છે.

પરમાત્માની આરાધનારૂપ નિષ્કામ કર્મ જ્ઞાનનું સાધન હોવાથી જિજ્ઞાસુને તે બંધન કરતું નથી, માટે તે કર્મ છતાં પણ કર્મ કહેવાય નહિ; અને આરૂઢ અવસ્થાવાળાને આત્માના અકર્તાપણાનું જ્ઞાન હોવાથી તેને તો વિહિત કર્મોનો ઉપયોગજ હોતો નથી. વળી તે શરીરના નિર્વાહને માટે આવશ્યક કર્મો કરે છે, તે પણ અકર્મ જેવાંજ છે, એ વાતનો વિસ્તાર " कर्मण्यकर्म यः पश्येत् જે કર્મમાં અકર્મ જુએ છે" ઈત્યાદિ વચનોવડે કર્યો. હવે જે પુરુષ કર્મોમાં તથા તેનાં અંગોમાં પણ બ્રહ્મને વ્યાપી રહેલ જુએ છે તેનાં પણ કર્મો નાશ પામે છે એ વાત કહે છે.

**ब्रह्मार्पणं ब्रह्म हविर् ब्रह्माग्नौ ब्रह्मणा हुतम् ।**
**ब्रह्मैव तेन गंतव्यं ब्रह्मकर्मसमाधिना ॥२४॥**

અગ્નિમાં હોમવાનાં સાધન સ્રુવ આદિ પણ બ્રહ્મ છે; હોમવાની ક્રિયા તથા મંત્ર આદિ પણ બ્રહ્મ છે; અગ્નિ પણ બ્રહ્મ છે; હોમનાર પણ બ્રહ્મ છે; અને તેણે ઘી આદિ હોમ્યું તે પણ બ્રહ્મજ છે. અર્થાત્ યજ્ઞ, અગ્નિ, યજમાન, હોમવાની વસ્તુઓ તથા ક્રિયા આદિ સર્વ કાંઈ બ્રહ્મરૂપ છે; એવી રીતે કર્મસ્વરૂપ બ્રહ્મમાં જેનું ચિત્ત એકાગ્ર થાય છે, એવા પુરુષને પ્રાપ્ત થનારૂં ફળ પણ બ્રહ્મજ હોય છે.

આવી રીતે યજ્ઞમાં સર્વત્ર કરાયલી બ્રહ્મદૃષ્ટિ સર્વ યજ્ઞોથી શ્રેષ્ઠ છે; એવી બ્રહ્મજ્ઞાનની પ્રશંસા કરવા માટે હવે અધિકારીઓના ભેદને અનુસરીને ઘણા પ્રકારના યજ્ઞો કહે છે.

**दैवमेवापरे यज्ञं योगिनः पर्युपासते ।**
**ब्रह्माग्नावपरे यज्ञं यज्ञेनैवोपजुह्वति ॥२५॥**

કેટલાએક કર્મયોગીઓ દૈવયજ્ઞ એટલે ઈંદ્રવરુણાદિક દેવોને ઉદ્દેશીને યજ્ઞ કરે છે; બીજા જ્ઞાનવાન યોગીઓ બ્રહ્મરૂપી અગ્નિમાં ब्रह्मार्पणं ब्रह्म हविर् એ શ્લોકમાં કહેલા

પ્રકારે યજ્ઞનો પણ હોમ કરે છે; અર્થાત્ યજ્ઞ આદિ સર્વ કર્મોનો પરબ્રહ્મ પરમાત્મામાં લય કરે છે અને એ યજ્ઞ જ્ઞાનયજ્ઞ કહેવાય છે.૨૫

**श्रोत्रादीनींद्रियाण्यन्ये संयमाग्निषु जुह्वति ।**
**शब्दादीन्विषयानन्य इंद्रियाग्निषु जुह्वति ॥२६॥**

બીજા નૈષ્ઠિક બ્રહ્મચારીઓ તે તે ઇંદ્રિયના સંયમરૂપ અગ્નિમાં શ્રોત્રાદિ ઇંદ્રિયોને હોમે છે–એટલે કે તે તે ઇંદ્રિયોનો નિરોધ કરીને સંયમ ધારણ કરે છે. બીજા ગૃહસ્થો વિષયોપરની આસક્તિ તજીને અગ્નિરૂપે ભાવના કરેલી ઇંદ્રિયોમાં શબ્દાદિ વિષયોને હવિરૂપે હોમે છે.

**सर्वाणींद्रियकर्माणि प्राणकर्माणि चापरे ।**
**आत्मसंयमयोगाग्नौ जुह्वति ज्ञानदीपिते ॥२७॥**

બીજા ધ્યાનનિષ્ઠ પુરુષો કર્ણ આદિ જ્ઞાનેંદ્રિયોના સાંભળવું, જોવું ઇત્યાદિ વ્યાપારોને; તથા હાથ આદિ કર્મેંદ્રિયોના બોલવું, લેવું, દેવું આદિ વ્યાપારોને; તેમજ દશ પ્રાણનાં કર્મોને* આત્મજ્ઞાનવડે પ્રદીપ્ત થયેલા એકાગ્ર ધ્યાનરૂપી યોગાગ્નિમાં હોમે છે–અર્થાત્ ધ્યેયસ્વરૂપને યથાવત્ જાણીને તથા તેમાં મનને સારી રીતે એકાગ્ર કરીને ઇંદ્રિયો તથા પ્રાણનાં સર્વ કર્મોને શમાવે છે.

**द्रव्ययज्ञास्तपोयज्ञा योगयज्ञास्तथाऽपरे ।**

---

* એ દશ પ્રાણોનાં નામ તથા કર્મ આ પ્રમાણે છેઃ–પ્રાણનું કર્મ શ્વાસોચ્છ્વાસ કરવા; અપાનનું કર્મ મલમૂત્રને નીચે લઇ જવું; વ્યાનનું કર્મ સંકોચવું, પહોળું કરવું, સાંધા મરડવા આદિ; સમાનનું કર્મ ખાનપાનના રસને નાડીઓદ્વારા રોમેરોમમાં પહોંચાડવો; ઉદાનનું કર્મ અન્ન અને રસનો વિભાગ કરવો; નાગવાયુનું કર્મ ઓડકાર લાવવા; કૂર્મનું કર્મ નેત્ર ઉઘાડવાં–વીંચવાં; કૃકલનું કર્મ ભૂખ લગાડવી; દેવદત્તનું કર્મ બગાસું ખાવું; આખા શરીરમાં વ્યાપી રહેલા ધનંજયનું કર્મ શબ અવસ્થામાં પણ શરીરમાં વ્યાપી રહેવું.

**स्वाध्यायज्ञानयज्ञाश्च यतयः संशितव्रताः ॥२८॥**

વળી દાનરૂપે દ્રવ્યયજ્ઞ કરનારા, કૃચ્છ્ર ચાંદ્રાયણાદિરૂપે તપયજ્ઞ કરનારા, ચિત્તવૃત્તિનાં નિરોધરૂપે યોગયજ્ઞ કરનારા, વેદાદિક સદ્‌ગ્રંથનું પઠનપાઠન કરવારૂપે અથવા તેના અર્થજ્ઞાનરૂપે જ્ઞાનયજ્ઞ કરનારા, આવા આવા પોતપોતાને અનુકૂળ પડે તે તે યજ્ઞ તીક્ષ્ણ વ્રતપૂર્વક કરનારા ઘણા યતિઓ (પ્રયત્ન કરનારા સાધકો) હોય છે.

**अपाने जुह्वति प्राणं प्राणेऽपानं तथाऽपरे ।**
**प्राणापानगती रुद्ध्वा प्राणायामपरायणाः ॥२९॥**

કેટલાએક મુમુક્ષુઓ પૂરકવડે નીચે ગતિ કરનારા અપાનવાયુમાં, ઉંચી ગતિ કરનારા પ્રાણવાયુને હોમે છે–એટલે કે પૂરકવડે પ્રાણને અપાનમાં એકત્ર કરે છે; અને કુંભકવડે પ્રાણ તથા અપાનની ઉંચી અને નીચી ગતિ રોકીને પછી રેચક વખતે અપાનને પ્રાણમાં હોમે છે×–એટલે કે પ્રાણની સાથે અપાનને એક કરે છે. એવી રીતે કેટલાક મુમુક્ષુઓ પૂરક, કુંભક તથા રેચક કરીને પ્રાણાયામ કરવામાં તત્પર રહે છે. ૨૯

(બીજા કેટલાએક સાધકો આહાર ઘટાડવાનો અભ્યાસ કરે છે; અને આહાર ઓછો થતાં આપો-

---

× પ્રાણને અપાનમાં અને અપાનને પ્રાણમાં હોમવારૂપે જે પૂરક તથા રેચક કરવામાં આવે છે; તેમાં રેચકસમયે 'सोऽहं' અને પૂરકસમયે 'हंस' એ અજપા મંત્ર સારી રીતે જપી શકાય છે, અને તેના અર્થરૂપે પરમાત્મા તથા જીવાત્માની એકતાની ભાવના પણ કરી શકાય છે. જેમકેઃ–

सकारेण बहिर्याति हकारेण विशेत्पुनः ।
प्राणस्त्वत्र स एवाहं हंस इत्यनुचिंतयेत् ॥

અર્થાત્ સકારના અવાજ સાથે પ્રાણ બહાર નીકળે છે, અને હકારના અવાજ સાથે પાછો શરીરમાં પ્રવેશે છે. માટે એ સોઽહં તથા હંસ શબ્દોદ્વારા તેના અર્થરૂપે 'તે હું છું' અને 'હું તે છું' એવી ભાવનાનું ચિંતન ઉત્તમ મુમુક્ષુએ કરવું.

આપજ ઇંદ્રિયો શિથિલ થઈ જઇ તે તે ઇંદ્રિયોની વૃત્તિઓ તે તે ઇંદ્રિયોમા લય પામે છે, તેમાં તે સાધકો હોમની ભાવના કરે છે.)

કેટલાકો પ્રાણાયામને પણ યજ્ઞ કહે છે, અને તેમના પક્ષમાં ઉપલા ૨૯મા શ્લોકના ઉત્તરાર્ધ, તથા આ પછીના ૩૦મા શ્લોકના પૂર્વાર્ધનો એકત્ર અર્થ નીચે પ્રમાણે થાય છે.

બીજા નિયમિત આહારવાળા* તથા કુંભકવડે પ્રાણ અને અપાન રોકીને પ્રાણાયામ કરનારા સાધકો ઇંદ્રિયો-ને પ્રાણોમાં હોમે છે–એટલે કે કુંભક કરતી વખતે બધા પ્રાણો એકઠા થતાં તેમાં ઇંદ્રિયો લય પામે તેમાં હોમની ભાવના કરે છે.

ઉપર કહેલા બાર યજ્ઞોના જાણનારને જે ફળ થાય છે તથા તે યજ્ઞ નહિ કરવાથી જે દોષ લાગે છે, તે હવે કહે છે:–

**अपरे नियताहाराः प्राणान्प्राणेषु जुह्वति ।**
**सर्वेऽप्येते यज्ञविदो यज्ञक्षपितकल्मषाः ॥३०॥**
**यज्ञशिष्टामृतभुजो यांति ब्रह्म सनातनम् ।**
**नायं लोकोऽस्त्ययज्ञस्य कुतोऽन्यः कुरुसत्तम ॥३१॥**

આ સર્વ યજ્ઞોને યથાવત્ જાણનારા, અનુકૂળ યજ્ઞો-વડે પોતાના પાપનો નાશ કરનારા તથા યજ્ઞ કર્યા પછી

---

* નિયમિત આહાર માટે શાસ્ત્રમાં કહ્યું છે કે:–

द्वौ भागौ पूरयेदन्नैस्तोयेनैकं प्रपूरयेत् ।
मारुतस्य प्रचारार्थं चतुर्थमवशेषयेत् ॥

અર્થાત્ નિયમિત આહાર કરનારે પેટના બે ભાગ અન્ન-વડે અને એક ભાગ જળવડે પૂરીને ચોથો ભાગ તો પવનના સંચાર માટે ખાલીજ રાખવો જોઈએ.

પ્રાણાદિકની સ્થિરતા માટે યોગશાસ્ત્રમાં કહ્યું છે કે:–

यथा यथा सदाभ्यासान्मनसः स्थिरता भवेत् ।
वायुवाक्कायदृष्टीनां स्थिरता च तथा तथा ॥

નિત્ય અભ્યાસ કરવાથી જેમ જેમ મનથી સ્થિરતા થાય છે, તેમ તેમ પ્રાણ, વાણી, કાયા તથા દૃષ્ટિ પણ સ્થિર થાય છે.

વધેલું અમૃતરૂપ અન્ન જમનારા એવા યત્નશીલ સાધકોજ જ્ઞાનદ્વારા સનાતન બ્રહ્મને પામે છે; અને હે અર્જુન! જેઓ ઉપલામાંનો એક પણ યજ્ઞ સિદ્ધ નથી કરતા તેને તો આ અલ્પ સુખવાળો મનુષ્યલોકજ ફરી મળે નહિ, તો સ્વર્ગાદિક તો ક્યાંથીજ મળે? માટે યજ્ઞો તો સર્વથા કરવા. ૩૦,૩૧

જ્ઞાનયજ્ઞની વિશેષતા દર્શાવવા માટે શ્રીકૃષ્ણભગવાન પ્રથમ બીજા યજ્ઞોનો ઉપસંહાર કરે છે.

**एवं बहुविधा यज्ञा वितता ब्रह्मणो मुखे ।**
**कर्मजान्विद्धि तान्सर्वानेवं ज्ञात्वा विमोक्ष्यसे ॥३२**

વળી બીજા પણ અનેક પ્રકારના યજ્ઞો વેદના મુખથી વિસ્તારપૂર્વક કહેવાયલા છે; પરંતુ તે બધા લૌકિક કામનાના હેતુવાળા તથા અનેક પ્રકારની બાહ્યસામગ્રી અને બાહ્યક્રિયાઓથી થાય તેવા હોવાથી, ફળરૂપે પણ મોક્ષદાયક પરમાત્મજ્ઞાન નહિ પણ અનિત્ય પદાર્થજ આપનારા જાણજે. કેમકે એમ જાણવાથીજ તું નિષ્કામ કર્મ તથા આંતરિક સાધના કરવા પ્રેરાઇશ; તથા પરમાત્માનો મહિમા અને સાક્ષાત્કાર પામીને સંસાર-બંધનથી છૂટીશ. ૩૨

હવે કર્મયજ્ઞથી જ્ઞાનયજ્ઞ શ્રેષ્ઠ છે એ વાત કહે છે.

**श्रेयान्द्रव्यमयाद्यज्ञाज् ज्ञानयज्ञः परंतप ।**
**सर्वं कर्माखिलं पार्थ ज्ञाने परिसमाप्यते ॥३३॥**

એમાં પણ હે શત્રુને તપાવનાર પૃથાના પુત્ર! દ્રવ્ય આદિ બાહ્યપદાર્થોથી થતા યજ્ઞો કરતાં આંતરિક સાધના-રૂપ જ્ઞાનયજ્ઞ ઉત્તમ છે. જો કે જ્ઞાનયજ્ઞમાં પણ મનનો ઉપયોગ કરવો પડે છે, પરંતુ જ્ઞાનયજ્ઞની ઉત્પત્તિ મન-માંથી નહિ પણ જ્ઞાનમાંથી થાય છે; તથા તેનું ફળ પણ અપરોક્ષ જ્ઞાનરૂપેજ પ્રકાશે છે. માટે બધાં કર્મો અને બધાં ફળોનો સમાવેશ જ્ઞાનયજ્ઞમાં થાય છે. ૩૩

ભાવાર્થઃ–સર્વ પ્રકારનાં શુભ કર્મોનાં જે જે ફળ થાય છે તે ફળ જ્ઞાનયજ્ઞ કરનારા જ્ઞાનીને પણ મળે છે. શ્રુતિ કહે છે કે "सर्वं तदेभिसमेति यत्किंचित्प्रजाः साधु कुर्वंति। પ્રજા જે કંઇ શુભ કર્મ કરે છે તે સર્વ સિદ્ધ જ્ઞાનીને પ્રાપ્ત થાય છે." માટે દ્રવ્યયજ્ઞો કરતાં જ્ઞાનયજ્ઞ ઉત્તમ છે.

એવા ઉત્તમ તત્ત્વજ્ઞાનનું સાધન તથા ફળ હવે કહે છે.

तद्विद्धि प्रणिपातेन परिप्रश्नेन सेवया।
उपदेक्ष्यंति ते ज्ञानं ज्ञानिनस्तत्त्वदर्शिनः ॥३४॥
यज्ज्ञात्वा न पुनर्मोहम् एवं यास्यसि पांडव।
येन भूतान्यशेषेण द्रक्ष्यस्यात्मन्यथो मयि ॥३५॥

હે પાંડુના પુત્ર! એવું ઉત્તમ જ્ઞાન તું દંડવત્ પ્રણામ કરીને, તથા "આ સંસાર મને શામાટે પ્રાપ્ત થયો? તે કેમ નિવૃત્ત થાય?" ઇત્યાદિ પ્રશ્નો કરીને અને તેમની સેવા કરીને તું મેળવી શકીશ. પરંતુ જે તત્ત્વજ્ઞાની હોવા ઉપરાંત તત્ત્વદર્શી (એટલે કે પરમાત્મસાક્ષાત્કાર પામેલો સિદ્ધ જ્ઞાની) હશે તેજ તને એ જ્ઞાન યથાવત્ ઉપદેશી શકશે, કે જે જ્ઞાન મેળવીને તું ફરીથી આવો–બંધુઓના નાશ આદિથી ઉપજતો–મોહ પામીશ નહિ; અને પોતાની અવિદ્યાથી રચાયેલાં પિતા, પુત્ર આદિ પ્રાણીઓને આત્મભાવે તારા પોતામાં રહેલાં જોઇશ; તથા તેઓ સહિત તારા આત્માને મારામાં–પરમાત્મામાં રહેલાં જોઇ શકીશ. ૩૪,૩૫

अपि चेदसि पापेभ्यः सर्वेभ्यः पापकृत्तमः।
सर्वं ज्ञानप्लवेनैव वृजिनं संतरिष्यसि ॥३६॥

કદી તું સર્વે પાપીઓથી પણ વધારે પાપ કરનારો હોઇશ તોપણ તે સર્વે પાપરૂપી સમુદ્રને તું જ્ઞાનરૂપી નૌકાવડે નિશ્ચય તરી જઇશ. ૩૬

પાપરૂપ સમુદ્રને હું તરી જઇશ, પણ પાપ તો એમ ને એમ રહેવાનાં ને ? એ ભ્રાંતિ હવે દૃષ્ટાંતથી દૂર કરે છે.

यथैधांसि समिद्धोऽग्निर्भस्मसात्कुरुतेऽर्जुन ।
ज्ञानाग्निः सर्वकर्माणि भस्मसात्कुरुते तथा ॥३७॥

હે અર્જુન! જેમ પ્રદીપ્ત થયેલો અગ્નિ લાકડાંને બાળીને ભસ્મ કરે છે; તેમ અનુભવસિદ્ધ જ્ઞાનરૂપી અગ્નિ પ્રારબ્ધકર્મ સિવાયનાં બીજાં બધાં કર્મોને બાળીને ભસ્મ કરે છે. ૩૭

नहि ज्ञानेन सदृशं पवित्रमिह विद्यते ।
तत्स्वयं योगसंसिद्धः कालेनात्मनि विंदति ॥३८॥

આ સંસારમાં બ્રહ્મજ્ઞાનના જેવું પવિત્ર કરનારૂં બીજું કોઇ પણ સાધન નથી. યોગસિદ્ધિ થવા ઇચ્છનારો સાધક દીર્ઘ કાળે કોઈ મહાકર્મના યોગથી યોગ્યતા મેળવે છે, ત્યારે પોતાની મેળે પણ એ બ્રહ્મસાક્ષાત્કાર અનાયાસે પ્રાપ્ત કરે છે–અર્થાત્ કર્મયોગ વિના એ જ્ઞાન અનાયાસે મળતું નથી. ૩૮

श्रद्धावाँल्लभते ज्ञानं तत्परः संयतेंद्रियः ।
ज्ञानं लब्ध्वा परां शांतिमचिरेणाधिगच्छति ॥३९॥

અને જે સાધક ઉપર જણાવ્યા જેવા યોગસિદ્ધ ગુરુજનના ઉપદેશમાં શ્રદ્ધાવાળો, તે પ્રમાણે વર્તનારો તથા ઇંદ્રિયોને જીતનારો હોય છે, તે તો એ અપરોક્ષ જ્ઞાન ત્વરાથી પામે છે. પરંતુ તેણે પણ એવી શ્રદ્ધા, ઉપદેશ તથા જ્ઞાનને યોગ્ય ચિત્તશુદ્ધિ થવા માટે પ્રથમ નિષ્કામ કર્મ તો કરવાંજ જોઇએ. કેમકે જેણે એટલી ચિત્તશુદ્ધિ મેળવી હોય તેજ એ પ્રકારે અપરોક્ષ જ્ઞાન અને પરમ શાંતિને–એટલે કે જીવનમુક્ત દશાને પામે છે. ૩૯

જ્ઞાનના અધિકારી કોણ અને કેવી રીતે થઇ શકે, તે કહ્યા પછી હવે જ્ઞાનના અનધિકારી વિષે કહે છે.

**अज्ञश्चाश्रद्दधानश्च संशयात्मा विनश्यति।**
**नायं लोकोऽस्ति न परो न सुखं संशयात्मनः ॥४०॥**

જે મનુષ્ય ગુરુજનના ઉપદેશને સમજતો નથી; સમજે તો શ્રદ્ધા રાખતો નથી; શ્રદ્ધા થઇ તો તે મુજબ વર્તવાથી સફળ થવાશે કે નહિ? એવો જેના મનમાં સંશય રહે છે; તે મનુષ્ય સફળ નહિ થતાં નિષ્ફળ થાય છે અને અપરોક્ષ જ્ઞાનનો અધિકારી થતો નથી. વળી સંશયાત્મા તોસર્વથા નાશ પામે છે. કારણ કે તે સંશય-ને લીધે ધનસંપાદન, વિવાહ આદિ નહિ કરી શકવા-થી તેનો આ લોક પણ સુધરતો નથી, તેમ ફળના સંશ-યને લીધે ધર્માચરણ પણ નહિ થઇ શકવાથી તેનો પર-લોક પણ બગડે છે. વળી ભોગ્ય પદાર્થોમાં નાના પ્રકા-રના સંશય થવાથી તેને સુખ પણ મળતું નથી.૪૦

બે અધ્યાયમાં યોગ્યતાના ભેદથી જ્ઞાનમય તથા કર્મમય એમ બે પ્રકારે થતી બ્રહ્મનિષ્ઠા કહી. હવે તેનો ઉપસંહાર કરે છે.

**योगसंन्यस्तकर्माणं ज्ञानसंछिन्नसंशयम्।**
**आत्मवंतं न कर्माणि निबध्नंति धनंजय ॥४१॥**

હે અર્જુન! પરમાત્માની આરાધનારૂપી કર્મયોગવડે જેણે સર્વ કર્મો પરમેશ્વરને અર્પણ કરેલાં છે અને તેથી અપરોક્ષ જ્ઞાન થઇને જેના સર્વ સંશય કપાઈ ગયા છે; એવા પરમાત્મપરાયણ પુરુષને પણ, તેણે લોકસંગ્રહ માટે તથા સ્વભાવથી કરેલાં કર્મો બંધન કરી શકતાં નથી.

**तस्मादज्ञानसंभूतं हृत्स्थं ज्ञानासिनात्मनः।**
**छित्त्वैनं संशयं योगमातिष्ठोत्तिष्ठ भारत ॥४२॥**

માટે હે અર્જુન! અજ્ઞાનથી થયેલા અને શોકાદિથી હૃદયમાં ઉપજેલા એ સંશયને દેહ અને આત્માના વિવે-કરૂપી ખડ્ગવડે છેદીને પરમાત્મસાક્ષાત્કારના ઉપાય-રૂપ કર્મયોગનો આશ્રય કર અને યુદ્ધને માટે ખડો થઈજા.

ઈતિ શ્રીમદ્‌ભગવદ્‌ગીતાનો ચોથો અધ્યાય સંપૂર્ણ.

---



# अध्याय ५ मो–कर्मसंन्यासयोग

અજ્ઞાનથી થયેલા સંશયને જ્ઞાનરૂપ ખડ્ગવડે કાપી નાખીને તું કર્મયોગ કર, એમ ભગવાને કહ્યું; તે વિષયમાં પૂર્વાપર વિરોધ માનીને હવે અર્જુન પૂછે છે.

अर्जुन उवाच। અર્જુન કહે છે:—

**संन्यासं कर्मणां कृष्ण पुनर्योगं च शंससि।**
**यच्छ्रेय एतयोरेकं तन्मे ब्रूहि सुनिश्चितम् ॥१॥**

હે કૃષ્ણ! "यस्त्वात्मरतिरेव स्यात् પણ જે આત્મામાં પ્રીતિવાળો છે" "सर्वं कर्माखिलं पार्थ હે પાર્થ! બધાં કર્મો જ્ઞાનમાં સમાઈ જાય છે" ઈત્યાદિ વચનોવડે જ્ઞાનીને આપ સર્વ કર્મોનો ત્યાગ કરવાનું કહો છો; તથા બીજાં વચનોવડે પાછું "જ્ઞાનરૂપી ખડ્ગવડે સંશય કાપીને કર્મ કર" એમ કર્મયોગ કરવાનું કહો છો. પણ એ બન્ને વાત એક માણસ એકી વખતે કરી શકે નહિ. કારણ કે એ બન્નેનું સ્વરૂપ એકબીજાથી વિરુદ્ધ છે. માટે એ બંને યોગમાં જે કલ્યાણકારી હોય તે એક યોગ સારી રીતે નિશ્ચય કરીને મને કહો. ૧

श्रीभगवानुवाच । શ્રીભગવાન કહે છે:—

**संन्यासः कर्मयोगश्च निःश्रेयसकरावुभौ ।**
**तयोस्तु कर्मसंन्यासात्कर्मयोगो विशिष्यते ॥२॥**

કર્મનો સંન્યાસ (ત્યાગ) અને કર્મોનો અંગીકાર, એ બેય કલ્યાણ કરનારાં છે. પરંતુ તેમાં કર્મસંન્યાસ

કરતાં કર્મયોગ (કર્મ કરવાં) એ તારે ક્ષાત્રપ્રકૃતિવાળા-
ને માટે વધારે શ્રેષ્ઠ છે. ૨

ભાવાર્થ:–કેવળ વેદાંતવડેજ પરમાત્મસ્વરૂપનો
સાક્ષાત્કાર પામવાને યોગ્ય હોય એવા શુદ્ધ અંતઃકરણ-
વાળા પ્રત્યે હું કર્મો કરવાનું કહેતો નથી, કે જેથી પ્રથમ
કહેલા કર્મસંન્યાસમાં વિરોધ આવે. પરંતુ તું કે જે
દેહને આત્મા માને છે તેને કુટુંબીઓના વધનિમિત્તે
શોકમોહાદિથી જે સંશય થયો છે તે સંશયને, દેહથી
આત્મા ભિન્ન છે એવા વિવેકરૂપી તલવારવડે છેદી
નાખ; તથા પરમાત્મજ્ઞાનના સાધનરૂપ કર્મયોગનો
અંગીકાર કર એમ કહું છું. કેમકે કર્મો કરવાથી ચિત્ત-
શુદ્ધિ થાય છે; અને ચિત્તશુદ્ધિ થશે ત્યારેજ તને યથા-
વત્ આત્મજ્ઞાન થશે; તથા એ આત્મજ્ઞાન થયા પછીજ
તેના પરિપાકને માટે (અપરોક્ષાનુભવ માટે) જ્ઞાનનિષ્ઠા-
ના અંગરૂપ કર્મસંન્યાસ–કર્મનો ત્યાગ–આગળ કહ્યો
છે. માટે કર્મયોગનો સ્વીકાર તથા કર્મત્યાગ એ એક
કાળે નહિ પણ ક્રમથી તથા યોગ્યતાપૂર્વક કર્યાં હોય
તોજ તે કલ્યાણકારી થાય છે. એમાં પણ તારે માટે તો
અત્યારે કર્મત્યાગ કરતાં કર્મયોગજ ઉત્તમ છે.

કર્મયોગ પણ એક રીતે કર્મસંન્યાસ છે તે હવે કહે છે.

**ज्ञेयः स नित्यसंन्यासी यो न द्वेष्टि न कांक्षति ।**
**निर्द्वंद्वो हि महाबाहो सुखं बंधात्प्रमुच्यते ॥३॥**

કોઈ પણ વસ્તુ ઉપર જે રાગદ્વેષ કરતો નથી, પણ
પ્રભુપ્રીત્યર્થેજ કર્મ કરે છે, તેને કર્મ કરવા છતાં પણ
સદા કર્મસંન્યાસી (કર્મોનો ત્યાગી)જ જાણવો. કારણ કે
હે મહાબાહો ! એવો રાગદ્વેષ આદિથી રહિત પુરુષ કર્મ-
યોગથી શુદ્ધ ચિત્તવાળો થતાં જ્ઞાનદ્વારા પરમાત્મસાક્ષા-
ત્કાર પામીને સંસારબંધનથી સુખપૂર્વક મુક્ત થાય છે. ૩

કર્મ એ જ્ઞાનનું અંગ છે તથા જ્ઞાન એ તેનું અંગી છે,

માટે એ બન્નેનો ક્રમ અવસ્થાભેદે છે; તેથી "એમાંથી શ્રેષ્ઠ કયું?" એવો પ્રશ્ન તો અજ્ઞાનીને સંભવે છે, વિવેકીને સંભવે નહિ. એ વાત હવે કહે છે.

**सांख्ययोगौ पृथग्बालाः प्रवदंति न पंडिताः ।**
**एकमप्यास्थितः सम्यगुभयोर्विंदते फलम् ॥४॥**

જ્ઞાનનિષ્ઠાના અંગભૂત જે કર્મસંન્યાસ (કર્મોનો ત્યાગ) તથા કર્મયોગ (નિષ્કામ કર્મનો સ્વીકાર) એ બેયને અજ્ઞાનીઓજ જ્ઞાનનાં ભિન્ન ભિન્ન સ્વતંત્ર સાધન કહે છે; પંડિતો નથી કહેતા. કારણ કે જે એ બેમાંથી એકનો પણ સારી રીતે આશ્રય કરે છે તે તો એ (કર્મ-યોગ અને જ્ઞાનયોગ) બંનેના ફળને (મોક્ષને) પામે છે.૪

ભાવાર્થઃ–સારી રીતે નિષ્કામ કર્મો કરવાથી ચિત્ત-શુદ્ધિ થાય છે; ચિત્તશુદ્ધિ થતાં અપરોક્ષ જ્ઞાન થાય છે અને જ્ઞાન પ્રાપ્ત થતાં કર્મસંન્યાસ તથા કર્મયોગ એ બન્નેનું મોક્ષરૂપી ફળ પ્રાપ્ત થાય છે. અને જો યોગ્યતા-પૂર્વક કર્મનો ત્યાગ કર્યો હોય તોપણ પૂર્વે કરેલાં કર્મોના ફળરૂપે જ્ઞાન અને જ્ઞાનદ્વારા બંનેના ફળરૂપ મોક્ષપ્રાપ્તિ થાય છે. માટે કર્મનો ત્યાગ તથા કર્મોનો અંગીકાર એ બન્ને કાંઇ જ્ઞાનનાં ભિન્ન ભિન્ન સ્વતંત્ર સાધનો નથી, પણ એકજ સીડીનાં નીચે ઉપરનાં પગથિયાં છે.

ઉપલીજ વાત હવે સ્પષ્ટ કરે છે.

**यत्सांख्यैः प्राप्यते स्थानं तद्योगैरपि गम्यते ।**
**एकं सांख्यं च योगं च यः पश्यति स पश्यति ॥५**

જ્ઞાનનિષ્ઠાવાળા કર્મત્યાગી સંન્યાસીઓ મોક્ષરૂપી જે સ્થાનને પામે છે; તેજ સ્થાનને કર્મયોગીઓ પણ ચિત્તશુદ્ધિ અને અપરોક્ષ જ્ઞાનદ્વારા પામે છે. આ પ્રમાણે સાંખ્યયોગ (જ્ઞાનયોગ) તથા કર્મયોગ બન્ને એકજ ફળન આપનારા હોવાથી એ બંનેને જે એક જાણે છે તેજ ખરી વાત જાણે છે. ૫

જ્યારે કર્મયોગીને પણ કર્મસંન્યાસથીજ જ્ઞાનનિષ્ઠા પ્રાપ્ત થાય છે, ત્યારે પ્રથમથીજ કર્મસંન્યાસ (કર્મોનો ત્યાગ) શામાટે ન કરવો ? એનો હવે ઉત્તર આપે છે.

**संन्यासस्तु महाबाहो दुःखमाप्तुमयोगतः ।**
**योगयुक्तो मुनिर्ब्रह्म न चिरेणाधिगच्छति ॥६॥**

હે મહાબાહુ અર્જુન ! ચિત્તશુદ્ધિ થયા વિના જ્ઞાનનિષ્ઠા થતી નથી અને કર્મયોગ (નિષ્કામ કર્મ) સાધ્યા વિના ચિત્તશુદ્ધિ થતી નથી. છતાં પણ જો કર્મયોગ સાધ્યાવિનાજ કર્મનો સંન્યાસ (ત્યાગ) કરવામાં આવે, તો તે જ્ઞાનનિષ્ઠારૂપે સફળ થવો અશક્ય છે; અને જે બુદ્ધિમાન સાધક કર્મયોગ સાધ્યા પછીજ કર્મસંન્યાસી થઈને (કર્મો તજીને) જ્ઞાનયોગ સાધે છે; તે તો થોડાજ સમયમાં પરબ્રહ્મ પરમાત્માનો સાક્ષાત્કાર પામે છે.* ૬

કર્મયોગાદિના ક્રમે પરમાત્મદર્શન થયા પછી જે કર્મ કર્યાં હોય તે કર્મોથી બંધન થાય કે નહિ? તે હવે કહે છે.

**योगयुक्तो विशुद्धात्मा विजितात्मा जितेंद्रियः ।**
**सर्वभूतात्मभूतात्मा कुर्वन्नपि न लिप्यते ॥७॥**

કર્મયોગ સાધનારો, વિશુદ્ધ અંતઃકરણવાળો, શરીર તથા ઇંદ્રિયોને વશ કરનારો તથા જેનો આત્મા સર્વ પ્રાણીઓના આત્મારૂપ થયો છે એવો તત્ત્વજ્ઞાની પુરુષ લોકહિતાર્થે કર્મ કરતો હોય તે પણ કર્મવડે બંધાતો નથી. ૭

"કર્મ કરવા છતાં પણ કર્મથી બંધાય નહિ" એ વાત

---

* ચિત્તશુદ્ધિવિનાના સંન્યાસીઓ માટે વાર્તિકકાર કહે છે કેઃ—

प्रमादिनो बहिश्चित्ताः पिशुनाः कलहोत्सुकाः ।
संन्यासिनोऽपि दृश्यन्ते दैवसंदूषिताशयाः ॥

અર્થાત્ પ્રમાદી, બાહ્યદૃષ્ટિવાળા, ચાડીઆ, કલહ કરવામાં ઉત્સાહી અને દૈવયોગે દૂષિત અંતઃકરણવાળા સંન્યાસીઓ (ભેખધારીઓ) પણ જ્યાં ત્યાં જણાય છે

વિરુદ્ધ છે, એવી શંકાનો "કર્તાપણાનું અભિમાન નહિ હોવાથી એ વાત વિરુદ્ધ નથી" એવો ઉત્તર હવે બે શ્લોકથી આપે છે.

नैव किंचित्करोमीति युक्तो मन्येत तत्त्ववित् ।
पश्यन्शृण्वन्स्पृशञ्जिघ्रन्नश्नन्गच्छन्स्वपन्श्वसन् ॥८॥
प्रलपन्विसृजन्गृह्णन्नुन्मिषन्निमिषन्नपि ।
इंद्रियाणींद्रियार्थेषु वर्तंत इति धारयन् ॥९॥

કર્મ કરનારો પુરુષ યથાક્રમે બ્રહ્મવેત્તા થયા પછી દર્શન કરતો, શ્રવણ કરતો, સ્પર્શ કરતો, સુંઘતો, ખાતો, ચાલતો, સૂતો, શ્વાસ લેતો, બોલતો, ત્યાગ કરતો, ગ્રહણ કરતો તથા આંખ ઉઘાડતો અને મીંચતો થકો પણ "હું આત્મભાવે એમાંનું કશું કરતો નથી, પણ ઇંદ્રિયો-જ ઇંદ્રિયોના વિષયોમાં વર્તે છે" એમ માને છે—અર્થાત્ જોવું, સાંભળવું, સ્પર્શ કરવો, સુંઘવું, ખાવું ઇત્યાદિ વ્યાપાર ઇંદ્રિયોનો છે; તથા ચાલવું એ પગનો, નિદ્રા એ બુદ્ધિનો, શ્વાસ એ પ્રાણનો, બોલવું એ વાણીનો, મળ-ત્યાગ એ ગુદાનો, મૂત્રત્યાગ એ ઉપસ્થનો, ગ્રહણ કરવું એ હાથનો તથા આંખો મીંચવી ઉઘાડવી એ કૂર્મવાયુ-નો વ્યાપાર છે; એમ બુદ્ધિથી નિશ્ચય કરીને "હું કાંઈ પણ કરતો નથી" એમ તે જાણે છે, અને એવો તત્ત્વ-વેત્તા પુરુષ કર્મો કરવા છતાં પણ કર્મોથી બંધાતો નથી.*

ત્યારે તો જેને 'હું કરૂં છું' એવું અભિમાન હોય તેને કર્મનું બંધન ટળશે નહિ. કેમકે તેનું અંતઃકરણ શુદ્ધ નહિ હોવાથી તેને સંન્યાસનો પણ અધિકાર રહેતો નથી; અને તેથી એવા પુરુષને તો મોટું સંકટ આવી પડશે. તેનું કેમ? એ શંકાનો હવે ઉત્તર આપે છે.

---

* ભગવાન વેદવ્યાસે પણ શારીરક સૂત્રમાં કહ્યું છે કેઃ— तदधिगमे उत्तरपूर्वाघयोरसंश्लेषविनाशौ तद्व्यपदेशात् । અર્થાત્ અનુભવસિદ્ધ અપરોક્ષ જ્ઞાન થયા પછી નવાં પાપનો સ્પર્શ થતો નથી અને પૂર્વનાં પાતકો નાશ પામે છે.

**ब्रह्मण्याधाय कर्माणि संगं त्यक्त्वा करोति यः ।**
**लिप्यते न स पापेन पद्मपत्रमिवांभसा ॥१०॥**

જે કોઇ સઘળાં કર્મો પરમેશ્વરને અર્પણ કરે છે અને ફળની ઇચ્છાવિના-નિષ્કામભાવથીજ કર્મ કરે છે તે મનુષ્ય, જેમ કમલપત્ર પાણીમાં રહેવા છતાં તેનાથી લેપાતું, નથી તેમ પુણ્ય તથા પાપદાયક કર્મોથી લેપાતો નથી. ૧૦

બંધનનો અભાવ કહ્યો. હવે સદાચારથી મોક્ષ કહે છે.

**कायेन मनसा बुद्ध्या केवलैरिंद्रियैरपि ।**
**योगिनः कर्म कुर्वंति संगं त्यक्त्वाऽऽत्मशुद्धये ॥११**

યોગીજનો શરીરવડે સ્નાન આદિ, મનવડે સત્ય અસત્યનો વિચારાદિ, બુદ્ધિવડે સત્ય વસ્તુનો નિશ્ચય ઇત્યાદિ તથા આસક્તિરહિત ઇંદ્રિયોવડે શ્રવણદર્શનાદિ જે જે કર્મ કરે છે, તે ફળની ઇચ્છા ત્યજીને કેવળ ચિત્તશુદ્ધિ માટેજ કરે છે. ૧૧

જે કર્મવડે એક મનુષ્ય બંધાય છે, તેજ કર્મવડે બીજો મનુષ્ય મુક્ત થાય છે, તેની વ્યવસ્થા હવે સમજાવે છે.

**युक्तः कर्मफलं त्यक्त्वा शांतिमाप्नोति नैष्ठिकीम् ।**
**अयुक्तः कामकारेण फले सक्तो निबध्यते ॥१२॥**

જે મનુષ્ય એવી રીતે કર્મફળની ઇચ્છા તજીને ચિત્ત-શુદ્ધિ અર્થે-પ્રભુપ્રીત્યર્થે કર્મ કરે છે; તે શુદ્ધ ચિત્તવાળો તથા પરમાત્મામાં એકનિષ્ઠાવાળો થઇ શકીને અપાર શાંતિમય મોક્ષને પામે છે; ત્યારે અયોગી મનુષ્ય સકામ કર્મો કરીને ફળાસક્તિ, સ્વાર્થવૃત્તિ અને વિષયલોલુપ-તા વધારતો ચાલે છે તેથી વધારે ને વધારે બંધાય છે.

અશુદ્ધ ચિત્તવાળાને માટે કર્મસંન્યાસ કરતાં કર્મયોગ (નિ-ષ્કામ કર્મ કરવાં) એજ શ્રેષ્ઠ છે; પણ શુદ્ધ ચિત્તવાળા માટે તો કર્મસંન્યાસજ સારો છે, એ વાત હવે કહે છે.

**सर्वकर्माणि मनसा संन्यस्यास्ते सुखं वशी ।**
**नवद्वारे पुरे देही नैव कुर्वन्न कारयन् ॥१३॥**

ચિત્તને નિયમમાં રાખનારો પુરુષ વિક્ષેપ કરનારા સર્વ કર્મોનો વિવેકયુક્ત મનવડે સંન્યાસ (ત્યાગ) કરીને બે નેત્ર, બે નાકનાં છિદ્રો, બે કાન અને મુખ એ સાત ઉપરનાં, તથા ગુદા અને ઉપસ્થ એ બે નીચેનાં, એ રીતે નવ દ્વારવાળા દેહરૂપી નગરમાં જેમ નગરવાસીને "હું નગર છું" એવું મિથ્યાભિમાન હોતું નથી, તેમ અભિમાનવિનાનો થઇને વસે છે. આથી તે દેહવડે કશું કરતો નથી, તેમ બીજા પાસે કરાવતો પણ નથી. તે આવી રીતે પરમાત્મનિષ્ઠ થઇને દેહનગરમાં સુખથી રહે છે.

ભાવાર્થઃ-અશુદ્ધ ચિત્તવાળો મનુષ્ય કર્મનો ત્યાગ કર્યા પછી પણ પાછો કર્મ કરે છે તથા કરાવે છે; તેવું શુદ્ધ અંતઃકરણવાળો મનુષ્ય કરતો નથી, તેથી તે દેહરૂપી પુરમાં સુખથી રહે છે.

પરંતુ શ્રુતિ કહે છે કે, एष एव साधु कर्म कारयति तं यमेभ्यो लोकेभ्यो उन्निनीषते, एष एवासाधु कर्म कारयति तं यमेभ्यो लोकेभ्योऽधो निनीषते। અર્થાત્ "ઇશ્વર જેનો આ લોકમાંથી ઉદ્ધાર કરવાને ઇચ્છે છે તેની પાસે તે શુભ કર્મ કરાવે છે; તથા જેને અધોગતિમાં નાખવા ઇચ્છે છે તેની પાસે અશુભ કર્મ કરાવે છે." માટે શુભાશુભ ફળવાળાં કર્મોમાં ઇશ્વરે પ્રેરેલો પરાધીન પુરુષ કેવી રીતે કર્મોને તજી શકે? કદી એમ કહો કે, ઇશ્વર તેને જ્ઞાનમાર્ગે પ્રેરે એટલે તે કર્મોને તજી શકે; તો પછી ઇશ્વરજ શુભાશુભ કર્મોનો પ્રેરક હોવાથી તે વિષમ દૃષ્ટિવાળો તથા નિર્દય ઠરશે અને તેથી તેને પાપપુણ્ય પણ લાગશે. એવી શંકાનો હવે બે શ્લોકથી ઉત્તર આપે છે.

**न कर्तृत्वं न कर्माणि लोकस्य सृजति प्रभुः ।**
**न कर्मफलसंयोगं स्वभावस्तु प्रवर्तते ॥१४॥**

જીવોના કર્તાપણા ઇત્યાદિને, તથા તેમના કર્મ અને

કર્મફળના સંબંધને પરમેશ્વર રચતા નથી; પણ એ તો જીવોનો સ્વભાવ-જીવભાવ-અવિદ્યા-અજ્ઞાનતાજ તેમને કર્તાપણાના મિથ્યાભિમાનમાં નાખીને કર્મોમાં જોડે છે.

ભાવાર્થ:-જીવાત્મા અનાદિકાળની અવિદ્યાને તથા લૌકિક પદાર્થોની ઇચ્છાને વશ હોવાથી તે પોતે સકામ પ્રવૃત્તિ કરવા ઇચ્છે છે તેથીજ ઇશ્વર તેને તેવાં કર્મોમાં યોજે છે; કંઇ પોતાની ઇચ્છાથી ઇશ્વર તેનું કર્તાપણું ઇત્યાદિ રચતા નથી.

**नादत्ते कस्यचित्पापं न चैव सुकृतं विभुः ।**
**अज्ञानेनावृतं ज्ञानं तेन मुह्यंति जंतवः ॥१५॥**

ઇશ્વર તો એવી રીતે જીવની ઇચ્છાથી તેને કર્મમાં પ્રવૃત્ત કરાવે છે. બાકી તે પોતે તો પૂર્ણકામ અને ઇચ્છા-રહિત હોવાથી કોઇના પાપ કે પુણ્યને ગ્રહણ કરતા નથી. કારણ કે જો તે કાંઇ પણ સ્વાર્થને માટે કર્મો કરાવે, તોજ તેને પુણ્યપાપ વળગે. તને કદાચ શંકા થાય કે, ભક્તો ઉપર અનુગ્રહ કરવાથી તથા અભક્તોને દંડ આપવાથી ઇશ્વરમાં વિષમદૃષ્ટિ ઠરે; એટલે તેને પૂર્ણકામ કેમ કહેવાય? એનું સમાધાન એ છે કે, ઇશ્વરનો દંડ પણ અનુગ્રહરૂપ હોય છે. આવું છતાં પણ "પરમાત્મા સર્વત્ર સમદૃષ્ટિવાળા છે" એવું જ્ઞાન અજ્ઞાનને લીધે ઢંકાઇ ગયેલું છે તેથી જીવો મોહ પામે છે-અર્થાત્ અવળી સમજણે ચઢી ઇશ્વરમાં વિષમપણું ઇત્યાદિ દોષો જુએ છે. ૧૫

જ્ઞાનીઓ એવો મોહ પામતા નથી તે વાત હવે કહે છે.

**ज्ञानेन तु तदज्ञानं येषां नाशितमात्मनः ।**
**तेषामादित्यवज्ज्ञानं प्रकाशयति तत्परम् ॥१६॥**

ઇશ્વરમાં વિષમતા આરોપવાવાળા એ અજ્ઞાનનો જેમના અંતઃકરણમાંથી અધ્યાત્મજ્ઞાનવડે નાશ થયો

હોય છે; તેમનું તે જ્ઞાન-જેમ સૂર્ય અંધકાર દૂર કરવા ઉપરાંત સર્વ વસ્તુઓનો પ્રકાશ કરે છે તેમ તે પરમાત્માને પણ દર્શાવી આપે છે.૧૬

**तद्बुद्धयस्तदात्मानस्तन्निष्ठास्तत्परायणाः ।**
**गच्छंत्यपुनरावृत्तिं ज्ञाननिर्धूतकल्मषाः ॥१७॥**

તે ઇશ્વર પ્રત્યેજ જેમની નિશ્ચયાત્મક પ્રાસઙ્ગ્ય બુદ્ધિ છે; તેમાંજ જેમનું મન છે; તેમાંજ જેમની એકનિષ્ઠા છે; તેજ જેમના સર્વસ્વરૂપ અને પરમ આશ્રયરૂપ છે; તથા તેની કૃપાથી મળેલા અપરોક્ષ જ્ઞાનવડે જેમનું પાપ ધોવાઇ ગયું છે, તેઓજ જન્મમરણરહિત પરમગતિને પામે છે.૧૭

એ મોક્ષે જનારા જ્ઞાનીઓ કેવા હોય? તે હવે કહે છે.

**विद्याविनयसंपन्ने ब्राह्मणे गवि हस्तिनि ।**
**शुनि चैव श्वपाके च पंडिताः समदर्शिनः ॥१८॥**

વિદ્યા તથા વિનયવાળા બ્રાહ્મણમાં, કૂતરામાં, ગાયમાં, હાથીમાં તથા કૂતરાને રાંધી ખાનારા ચંડાળમાં-એટલે કે જાતિથી તથા કર્મથી ઉંચા અને નીચા તમામ કોટીના પ્રાણીઓમાં એવા જ્ઞાનીજનો સમદૃષ્ટિથી-બ્રહ્મદૃષ્ટિથી જુએ છે. ૧૮

વિષમ પદાર્થોમાં સમદૃષ્ટિ કરવી એ તો નિષિદ્ધ છે. માટે એવા નિષિદ્ધ સમદૃષ્ટિ કરનારાને પંડિત કેમ કહેવાય? કારણકે મહર્ષિ ગૌતમે કહ્યું છે કે 'समासमाभ्यां विषमसमे पूजातः અર્થાત સમની વિષમ પ્રકારે તથા વિષમની સમ પ્રકારે જે પૂજા કરે છે, તે પૂજક આ લોક તથા પરલોકથી ભ્રષ્ટ થાય છે.' અર્થાત્ જેવી જેની યોગ્યતા હોય, તે પ્રમાણે તેનો આદર કરવો જોઇએ. આવી શંકાનો હવે ઉત્તર આપે છે.

**इहैव तैर्जितः सर्गो येषां साम्ये स्थितं मनः ।**
**निर्दोषं हि समं ब्रह्म तस्माद्ब्रह्मणि ते स्थिताः ॥१९॥**

જેમનું મન એ પ્રમાણે સમાનભાવમાં સ્થિર થયું હોય તેમણે અહીં જીવતાંજ સંસારને જીત્યો છે, એમ સમજવું. કેમકે પરબ્રહ્મ પરમાત્મા સર્વત્ર નિર્દોષપણે અને સમાનપણે રહેલા હોવાથી એવા સમદૃષ્ટિવાળા પણ પરબ્રહ્મ પરમાત્મામાંજ સ્થિત છે, એમ જાણવું. ૧૯

ભાવાર્થઃ–ગૌતમનું વચન તો સર્વત્ર બ્રહ્મદૃષ્ટિ થયા પહેલાં અજ્ઞાન અવસ્થાને લાગુ પડે છે.

હવે બ્રહ્મને પ્રાપ્ત થયેલા બ્રહ્મવેત્તાનું લક્ષણ કહે છે.

**न प्रहृष्येत्प्रियं प्राप्य नोद्विजेत्प्राप्य चाप्रियम् ।**
**स्थिरबुद्धिरसंमूढो ब्रह्मविद्ब्रह्मणि स्थितः ॥२०॥**

એમ જે પુરુષ બ્રહ્મને જાણીને બ્રહ્મને વિષે સ્થિતિ પામેલો છે; તે નિશ્ચલ બુદ્ધિવાળો તથા મોહરહિત હોવાથી ઇષ્ટ વસ્તુ મળવાથી હર્ષ પામતો નથી, તેમ અનિષ્ટની પ્રાપ્તિથી ઉદ્વેગ પામતો નથી. ૨૦

એવી સ્થિતિ ક્યારે પામી શકાય તે હવે કહે છે.

**बाह्यस्पर्शेष्वसक्तात्मा विंदत्यात्मनि यत्सुखम् ।**
**स ब्रह्मयोगयुक्तात्मा सुखमक्षय्यमश्नुते ॥२१॥**

પરંતુ જે લૌકિક વિષયોમાં આસક્ત થતો નથી તેજ અંતઃકરણની શાંતિરૂપ સાત્ત્વિક સુખને અનુભવે છે; અને જે એવું આંતરિક સુખ મેળવે, તેજ આત્મ-સમાધિવડે પરબ્રહ્મ પરમાત્મામાં એકતા પામી મોક્ષ-પદનું અક્ષય સુખ મેળવી શકે છે. ૨૧

માણસને પ્રિય એવું વિષયસુખ મોક્ષમાં નથી; છતાં એ મોક્ષને પુરુષાર્થ કેમ કહેવાય? એનો હવે ઉત્તર આપે છે.

**ये हि संस्पर्शजा भोगा दुःखयोनय एव ते ।**
**आद्यंतवंतः कौंतेय न तेषु रमते बुधः ॥२२॥**

ઇંદ્રિયો તથા પદાર્થોના સંયોગથી ઉત્પન્ન થનારા આ જે સ્પર્શજન્ય ભોગો છે; તે (વિષયપ્રેમીઓને અ-

જ્ઞાનને લીધે સુખરૂપ ભાસે છે; બાકી ખરૂં જોતાં તો તે) ઉત્પત્તિ અને નાશવાળા, તથા સ્પર્ધા અને રાગદ્વેષાદિ દોષોથી ભરેલા છે; તેથી દુઃખનાંજ કારણરૂપ છે. અને તેથીજ હે કૌંતેય! બુદ્ધિમાનો તેમાં રમણ કરતા નથી.

માટે મોક્ષ એજ સર્વોત્તમ પુરુષાર્થ છે અને કામ તથા ક્રોધ મોક્ષના અત્યંત વૈરી છે. માટે જે તેમનો વેગ સહન કરી શકે છે તેજ મોક્ષને પામે છે, એ વાત હવે કહે છે.

शक्नोतीहैव यः सोढुं प्राक् शरीरविमोक्षणात् ।
कामक्रोधोद्भवं वेगं स युक्तः स सुखी नरः ॥२३॥

જે મનુષ્ય કામ અને ક્રોધના વેગને દેહાંત સુધી રોકી શકે છે; અથવા તો જેમ પ્રાણરહિત શરીર સ્ત્રીપુત્રાદિના શોક અને દહનક્રિયા સહન કરે છે; તેમ જે જીવનકાળમાં પણ કામક્રોધના વેગને સહન કરે છે; તેજ યોગી અને તેજ સુખી છે.* ૨૩

માત્ર કામક્રોધને રોકવાથીજ મોક્ષ મળી શકતો નથી, પણ વિશેષ સાધનાની જરૂર છે એ વાત હવે કહે છે.

योऽन्तःसुखोऽन्तरारामस्तथान्तर्ज्योतिरेव यः ।
स योगी ब्रह्मनिर्वाणं ब्रह्मभूतोऽधिगच्छति ॥२४॥

જે મનુષ્ય વિષયોમાં સુખ નહિ માનતાં પરમાત્મામાંજ માને છે; જે સંસારમાં આરામ ન માનતાં અંતરમાંજ માને છે; જે શૃંગારિક ગીતનૃત્યાદિકમાં દૃષ્ટિ ન રાખતાં અંતર્જ્યોતિમાં રાખે છે; તેજ યોગી બ્રહ્મનિષ્ઠ થઇને બ્રહ્મનિર્વાણને પામે છે. ૨૪

---

* મહર્ષિ વસિષ્ઠે પણ કહ્યું છે કેઃ—

प्राणे गते यथा देहः सुखं दुःखं न विंदति ।
तथा चेत् प्राणयुक्तोऽपि स कैवल्याश्रयो भवेत् ॥

અર્થાત્ જેમ પ્રાણ ગયા પછી દેહ, સુખ કે દુઃખ પામતો નથી; તેમ પ્રાણ હોય ત્યારે પણ જે સુખદુઃખને ગણે નહિ તેજ મોક્ષપદને પામે છે.

**लभंते ब्रह्मनिर्वाणमृषयः क्षीणकल्मषाः ।**
**छिन्नद्वैधा यतात्मानः सर्वभूतहिते रताः ॥२५॥**

વળી જેમનું પાપ ક્ષય પામ્યું છે; જેમના રાગદ્વેષ ટળી ગયા છે; જેમની ઇંદ્રિયો સ્વાધીન છે તથા જે સર્વ પ્રાણીઓના હિતમાં તત્પર રહે છે; તે ઋષિઓ પણ બ્રહ્મનિર્વાણ-મોક્ષપદ-ને પામે છે. ૨૫

**कामक्रोधवियुक्तानां यतीनां यतचेतसाम् ।**
**अभितो ब्रह्मनिर्वाणं वर्तते विदितात्मनाम् ॥२६॥**

વળી એવા કામક્રોધથી રહિત, મનને વશ રાખનારા અને પરમાત્મદર્શનને પામેલા યતિઓ મરણ પછીજ મોક્ષ પામે એમ નથી; પરંતુ જીવનકાળમાંજ મુક્તદશા પામે છે.૨૬

એવા યતિઓ જે આંતરિક યોગસાધનાવડે મોક્ષ પામે છે તે યોગ હવે ટુંકામાં બે શ્લોકથી કહે છે.

**स्पर्शान्कृत्वा बहिर्बाह्यांश्चक्षुश्चैवांतरे भ्रुवोः ।**
**प्राणापानौ समौ कृत्वा नासाभ्यंतरचारिणौ ॥२७॥**
**यतेंद्रियमनोबुद्धिर्मुनिर्मोक्षपरायणः ।**
**विगतेच्छाभयक्रोधो यः सदा मुक्त एव सः ॥२८॥**

બાહ્ય વસ્તુનો વિચાર કરવાથી પણ તે વસ્તુ અંતઃકરણમાં પ્રવેશ કરે છે; માટે જે મુનિ વિષયોનો વિચાર નહિ કરતાં મનમાંથી પણ તેને બહાર રાખે છે; તથા અર્ધાં મીંચેલાં નેત્રોની* દૃષ્ટિ ભ્રમરોવચ્ચે સ્થાપીને અને નાસિકાદ્વારા ચાલતા પ્રાણ તથા અપાનવાયુને સમાન કરીને જેણે ઇંદ્રિયો, મન તથા બુદ્ધિનો જય કરેલો છે;

* નેત્ર પૂરાં મીંચવાથી ઉંઘ આવે ને ખુલ્લાં રાખવાથી મન બહાર જતું રહે તેથી આંતરિક યોગાભ્યાસી નેત્રોને અર્ધાં મીંચેલાં રાખે છે.

તથા મોક્ષપરાયણ રહેવાથી જેનાં ઇચ્છા, ભય અને ક્રોધ જતાં રહ્યાં છે; તેને સદા મુક્તજ સમજવો. ૨૭,૨૮

**भोक्तारं यज्ञतपसां सर्वलोकमहेश्वरम् ।**
**सुहृदं सर्वभूतानां ज्ञात्वा मां शांतिमृच्छति ॥२९॥**

મારા ભક્તોએ અર્પણ કરેલા યજ્ઞ અને તપનો ભોગવનાર અથવા તો રક્ષણ કરનાર, સર્વ લોકનો મહેશ્વર, સર્વ પ્રાણીઓનો નિરપેક્ષપણે ઉપકાર કર્યા કરનાર, અને સર્વનો અંતરયામી એવો જે હું, તેને જે કોઇ યથાવત્ એવો જાણે છે; તે પણ (આચરણમાં અત્યંત નિષ્કામ, પવિત્ર અને ઉન્નત થઇને) સુખ-શાંતિરૂપ મોક્ષને પામે છે. ૨૯

हरिः ॐ तत्सदिति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु
ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे
संन्यासयोगो नाम पंचमोऽध्यायः ॥५॥

ઇતિ શ્રીમદ્ ભગવદ્‌ગીતાનો કર્મસંન્યાસયોગ નામનો
પાંચમો અધ્યાય સંપૂર્ણ.





# अध्याय ६ ठो--अध्यात्मयोग

પાંચમા અધ્યાયની છેવટે આંતરિક યોગ સંક્ષેપથી કહ્યો, તે હવે આ છઠ્ઠા અધ્યાયમાં વિસ્તારથી કહે છે. પાંચમા અધ્યાયમાં "**सर्वकर्माणि मनसा**" ઇત્યાદિ વચનોથી કર્મસંન્યાસપૂર્વક જ્ઞાનનિષ્ઠા પ્રાપ્ત થાય છે એમ કહેલું હોવાથી, તથા કર્મયોગ શ્રમકારક હોવાથી માણુસને અધિકાર વિનાજ કર્મનો સંન્યાસ (ત્યાગ) કરવાની લાલચ થાય તેમ છે. વળી કર્મત્યાગના અધિકારી અત્યંત વિરલ છે; અને અર્જુનનો કર્મયોગમાં અધિકાર છે; હવે બે શ્લોકથી કર્મયોગને કર્મસંન્યાસ કરતાં શ્રેષ્ઠ છે, એ વાત સમજાવે છે.

**श्रीभगवानुवाच ।** શ્રીભગવાન કહે છે:—

**अनाश्रितः कर्मफलं कार्यं कर्म करोति यः ।**
**स संन्यासी च योगी च न निरग्निर्न चाक्रियः ॥१॥**

જે મનુષ્ય ફળની ઇચ્છા રાખ્યા વિના શાસ્ત્રવિહિત કર્મો કરે છે, તેજ સંન્યાસી અને તેજ યોગી છે. અગ્નિની સહાયથી થઇ શકે એવાં યજ્ઞ, અતિથિસેવા આદિ કર્મોને તથા અગ્નિવિના થઇ શકે તેવાં વાવ, કૂવા, તળાવ આદિ બંધાવવારૂપ પૂર્ત કર્મોને (આંતરિક યોગ્યતા વધ્યા વિનાજ) તજી દેનારો કંઈ સાચો સંન્યાસી અને યોગી નથી. ૧

**यं संन्यासमिति प्राहुर्योगं तं विद्धि पांडव ।**
**न ह्यसंन्यस्तसंकल्पो योगी भवति कश्चन ॥२॥**

વળી હે અર્જુન! વિદ્વાનો જેને કર્મસંન્યાસ કહે છે, તેને પણ તું કર્મયોગ જાણુ. કેમકે કર્મફળનો સંકલ્પ

જેણે તજ્યો નથી એવો મનુષ્ય ગમે તેવાં મહાન કર્મ કરતો હોય અને ગમે તેટલો વેદશાસ્ત્રાદિકનો જ્ઞાની હોય તોપણ તે સંન્યાસી અને યોગી નથી. અર્થાત્ નિષ્કામ કર્મો કરનારો પુરુષ લૌકિક ફળેચ્છા છોડી દે છે તેથી તે સંન્યાસી પણ છે; ને ફળનો સંકલ્પ નહિ રાખવાથી તેના ચિત્તનો વિક્ષેપ નિવૃત્ત થાય છે તેથી તે યોગી પણ છે. ૨

ત્યારે તો જીવતાંસુધી કર્મો કર્યા કરવાં એમ ઠર્યું. એવી શંકા થતાં હવે શ્રીકૃષ્ણ ભગવાન તેનો ઉત્તર આપે છે.

**आरुरुक्षोर्मुनेर्योगं कर्म कारणमुच्यते ।**
**योगारूढस्य तस्यैव शमः कारणमुच्यते ॥३॥**

નિષ્કામ કર્મોથી ચિત્તશુદ્ધિ થતી હોવાથી જ્ઞાનયોગની ઇચ્છાવાળા મુનિ માટે જ્ઞાનપ્રાપ્તિનું સાધન કર્મયોગ કહેલું છે; અને જ્ઞાનયોગને પામેલા ધ્યાનનિષ્ઠ પુરુષે ચિત્તને ચંચળ કરનારાં સર્વ કર્મોથી વિરામ પામવું, એ જ્ઞાનના પરિપાકનું કારણ અથવા સાધન કહેલું છે.

કર્મોથી ઉપરામ થવાની યોગ્યતાએ પહોંચેલો યોગારૂઢ પુરુષ કેવો હોય છે? તે વાત હવે શ્રીકૃષ્ણ ભગવાન કહે છે.

**यदा हि नेंद्रियार्थेषु न कर्मस्वनुषज्जते ।**
**सर्वसंकल्पसंन्यासी योगारूढस्तदोच्यते ॥४॥**

આસક્તિના મૂળરૂપ સર્વ ભોગોને તથા તે ભોગોના સાધનભૂત સકામ કર્મોના સંકલ્પને છોડી દેનારો પુરુષ, જ્યારે ઇંદ્રિયોના શબ્દાદિક વિષયોમાં તથા તેના સાધનભૂત કર્મોમાં આસક્તિ રાખતો નથી; ત્યારેજ તે જ્ઞાનયોગનો અધિકારી થયેલો કહેવાય છે. ૪

માટે વિષયાસક્તિ તજવાથી મોક્ષ, અને વિષયાસક્તિ રાખવાથી કર્મબંધન થાય છે, એ વાતનો વિચાર કરીને રાગદ્વેષનો ત્યાગ કરવો જોઈએ, એ વાત હવે કહે છે.

उद्धरेदात्मनात्मानं नात्मानमवसादयेत् ।
आत्मैवह्यात्मनो बंधुरात्मैव रिपुरात्मनः ॥५॥

વિવેકી મનવડે પોતાના આત્માનો સંસારમાંથી ઉદ્ધાર કરવો અને તેને અધોગતિમાં નાખવો નહિ; કારણ-કે સંસાર ઉપર વિરાગ પામેલું મનજ પોતાનો બંધુ-એટલે ઉપકાર કરનાર છે; અને જો તે સંસારમાં આસક્ત હોયતો તેને પોતાનો વૈરી એટલે અપકાર કરનાર જાણવું.

કેવા પુરુષનો આત્મા બંધુરૂપ છે તથા કેવા પુરુષનો આત્મા શત્રુરૂપ છે તે વાત હવે વધારે સ્પષ્ટ કરે છે.

बंधुरात्माऽऽत्मनस्तस्य येनात्मैवात्मना जितः ।
अनात्मनस्तु शत्रुत्वे वर्तेतात्मैव शत्रुवत् ॥६॥

મન, બુદ્ધિ, પ્રાણ, ઇંદ્રિય આદિના સમુદાયરૂપ પોતાના શરીરને જેણે પોતાને વશ કરેલું છે, તેને માટે એ સમુદાય બંધુરૂપ છે; અને જેણે એ સમુદાયનો જય નથી કર્યો તેનો એજ સમુદાય શત્રુની પેઠે અપકાર કર્યા કરે છે. ૬

जितात्मनः प्रशांतस्य परमात्मा समाहितः ।
शीतोष्णसुखदुःखेषु तथा मानापमानयो ॥७॥

જેણે મન ઇંદ્રિયાદિકનો જય કરેલો છે; જેના રાગ-દ્વેષ નાશ પામ્યા છે; તથા જે ટાઢ અને તડકામાં, સુખ અને દુઃખમાં તથા માન અને અપમાનાદિ દ્વંદ્વોમાં પણ શાંત રહે છે; તેનેજ સમાધિમાં પરમાત્મદર્શન થાય છે, અથવા પરમાત્મા તેના હૃદયમાં વિશેષરૂપે સ્થિત રહે છે.

ज्ञानविज्ञानतृप्तात्मा कूटस्थो विजितेंद्रियः ।
युक्त इत्युच्यते योगी समलोष्टाश्मकांचनः ॥८॥

શાસ્ત્ર કિંવા ઉપદેશથી મળેલા પરોક્ષ જ્ઞાનવડે તથા મનન અને નિદિધ્યાસનને પરિણામે પ્રાપ્ત થયેલા

અનુભવસિદ્ધ અપરોક્ષ જ્ઞાનવડે જેનું મન પૂર્ણ તૃપ્ત થયેલું છે; જે કૂટસ્થ એટલે છએ વિકારથી રહિત છે; જેણે ઇંદ્રિયોને જીતી છે; જેને મન 'માટીનું ઢેફું, પથ્થર તથા સોનું ઇત્યાદિ સરખાં છે; અર્થાત્ જેને સોનામાં 'આ ગ્રહણ કરવા યોગ્ય છે' તથા ઢેફું અને પથ્થરમાં 'આ તજવા યોગ્ય છે' એવી બુદ્ધિ નથી, તે યોગી યોગારૂઢ કહેવાય છે.૮

**सुहृन्मित्रार्युदासीनमध्यस्थद्वेष्यबंधुषु ।**
**साधुष्वपि च पापेषु समबुद्धिर्विशिष्यते ॥९॥**

સ્વભાવથીજ હિતની વાત કહેનારા સુહૃદો ઉપર, સ્નેહને વશ થઇ ઉપકાર કરનારા મિત્રો ઉપર, અહિત-કારી શત્રુઓ ઉપર, બન્ને પક્ષોની ઉપેક્ષા કરનાર ઉદા-સી ઉપર, બન્ને પક્ષને હિત બતાવનાર મધ્યસ્થ ઉપર, પોતાના તરફ દ્વેષ રાખનાર ઉપર, સગાંસંબંધીઓ ઉપર, સદાચારી સાધુઓ ઉપર તથા દુરાચારી પાપીઓ ઉપર જેની બુદ્ધિ સમાન એટલે રાગદ્વેષ વિનાની થઈ છે, તે યોગારૂઢ કરતાં પણ શ્રેષ્ઠ કહેવાય છે.૯

યોગારૂઢનું લક્ષણ કહ્યું. હવે અંગસહિત યોગ કહે છે.

**योगी युंजीत सततमात्मानं रहसि स्थितः ।**
**एकाकी यतचित्तात्मा निराशीरपरिग्रहः ॥१०॥**

મન અને શરીરને સદા નિયમમાં રાખનારા તથા લૌકિક પદાર્થોની ઇચ્છા, ભોગ અને પરિગ્રહવિનાના યોગીએ સર્વ સંગના ત્યાગપૂર્વક એકાકી રહીને મનને સદા સમાધિમાં જોડવું.૧૦

હવે આસનનો પ્રકાર બતાવે છે.

**शुचौ देशे प्रतिष्ठाप्य स्थिरमासनमात्मनः ।**
**नात्युच्छ्रितं नातिनीचं चैलाजिनकुशोत्तरम् ॥११**

तत्रैकाग्रं मनः कृत्वा यतचित्तेंद्रियक्रियः ।
उपविश्यासने युंज्याद्योगमात्मविशुद्धये ॥१२॥

નીચે દર્ભાસન, તેની ઉપર મૃગચર્મ તથા તેની ઉપર વસ્ત્ર પાથરીને અતિ ઉંચું નહિ તેમ અતિ નીચું નહિ એવું પોતાનું સ્થિર આસન પવિત્ર સ્થાનમાં તૈયાર કરવું. પછી યોગીએ ચિત્ત તથા ઇંદ્રિયોની ક્રિયાઓને રોકીને તે આસન ઉપર બેસવું, અને અંતઃકરણની વિશુદ્ધિ માટે મનને એકાગ્ર કરીને યોગાભ્યાસ કરવો.૧૨

ચિત્તની એકાગ્રતામાં ઉપયોગી થાય એવી શરીર આદિની સ્થિતિ કેમ રાખવી તે હુવે બે શ્લોકથી બતાવે છે.

समं कायशिरोग्रीवं धारयन्नचलं स्थिरः ।
संप्रेक्ष्य नासिकाग्रं स्वं दिशश्चानवलोकयन् ॥१३॥
प्रशांतात्मा विगतभीर्ब्रह्मचारिव्रते स्थितः ।
मनः संयम्य मच्चित्तो युक्त आसीत मत्परः ॥१४॥

મને સચ્ચિદાનંદ પરમાત્માનેજ પરમ પુરુષાર્થ માનનારા તે યોગીએ દૃઢ પ્રયત્નવાળો થઇને, મૂલાધારથી તે મસ્તકસુધીનાં કેડ, માથું, ડોક એ સર્વ અંગોને સીધાં તથા નિશ્ચલ રાખવાં; દિશાઓ તરફ નજર નહિ કરતાં અર્ધ ઉઘાડી આંખોવડે નાકની દાંડી તરફ દૃષ્ટિ રાખવી; ચિત્તને શાંત કરવું; નિર્ભય થવું; બ્રહ્મચારીવ્રતમાં દૃઢ રહેવું; મનને નિયમમાં રાખી ચિત્તને દૃઢ પ્રયત્નપૂર્વક મારામાં જોડવું; અને એવી રીતે યોગયુક્ત થવા માટે ઉપરોક્ત આસન ઉપર બેસવું.૧૩,૧૪

युंजन्नेवं सदाऽऽत्मानं योगी नियतमानसः ।
शांतिं निर्वाणपरमां मत्संस्थामधिगच्छति ॥१५॥

સ્વાધીન મનવાળો યોગી એવી રીતે અંતઃકરણને સદા મારામાં જોડતો થકો મારા સ્વરૂપમાં રહેલી બ્રહ્મનિર્વાણની પરમ શાંતિને પામે છે.૧૫

યોગાભ્યાસી માટે હવે આહારવિહારાદિનો નિયમ કહે છે.

**नात्यश्नतस्तु योगोऽस्ति न चैकांतमनश्नतः।**
**न चातिस्वप्नशीलस्य जाग्रतो नैव चार्जुन ॥१६॥**
**युक्ताहारविहारस्य युक्तचेष्टस्य कर्मसु ।**
**युक्तस्वप्नावबोधस्य योगो भवति दुःखहा ॥१७॥**

પરંતુ હે અર્જુન! આ યોગ બહુ ખાનારથી, કેવળ નહિ ખાનારથી, તથા બહુ ઉંઘનાર કે બહુ જાગનારથી બની શકતો નથી; પણ યથાયોગ્ય આહારવિહાર-વાળાને, કર્મમાં યોગ્ય ચેષ્ટાવાળાને તથા યોગ્ય પ્રમાણ-માંજ ઉંઘનાર જાગનારને આ યોગાભ્યાસ સર્વ દુઃખ હણનારો થાય છે. ૧૬, ૧૭

**यदा विनियतं चित्तमात्मन्येवावतिष्ठते ।**
**निःस्पृहः सर्वकामेभ्यो युक्त इत्युच्यते तदा ॥१८॥**

(એવી રીતે અભ્યાસ કરતાં કરતાં) યોગીનું ચિત્ત જ્યારે અત્યંત વશ થઇને (બીજું કશું નહિ ચિંતવતાં) પરમાત્મામાંજ રૂડે પ્રકારે સ્થિર થાય છે; ત્યારેજ તેને લોકપરલોકના ભોગોથી પૂરેપૂરો "નિઃસ્પૃહ" તથા "યોગયુક્ત" થયેલો-અર્થાત્ પરમાત્માનો યોગ (સાક્ષાત્કાર) પામેલો કહે છે. ૧૮

**यथा दीपो निवातस्थो नेङ्गते सोपमा स्मृता ।**
**योगिनो यतचित्तस्य युंजतो योगमात्मनः ॥१९॥**

ચિત્તને નિયમમાં રાખીને પરમાત્માના સાક્ષાત્કાર માટે યોગાભ્યાસ કરનારા યોગીના ચિત્તને "પવન-વિનાના સ્થાનમાં રહેલા દીવાની પેઠે તે નિશ્ચળ રહે છે" એવી ઉપમા અપાઇ છે. ૧૯

यं संन्यासमिति प्राहुर्योगं तं विद्धि पांडव। ઇત્યાદિ વચનમાં યોગ શબ્દથી કર્મજ કહેલું હતું અને હવે नात्यश्नतस्तु योगोऽस्ति

એ શ્લોકમાં યોગ શબ્દવડે સમાધિ કહી, તો એ બેમાં મુખ્ય યોગ કયો? એના ઉત્તરમાં 'સમાધિયોગ'જ મુખ્ય છે, એ વાત હવે સાડાત્રણ શ્લોકથી કહે છે.

**यत्रोपरमते चित्तं निरुद्धं योगसेवया ।**
**यत्र चैवात्मनात्मानं पश्यन्नात्मनि तुष्यति ॥२०॥**
**सुखमात्यंतिकं यत्तद्बुद्धिग्राह्यमतींद्रियम् ।**
**वेत्ति यत्र न चैवायं स्थितश्चलति तत्त्वतः ॥२१॥**
**यं लब्ध्वा चापरं लाभं मन्यते नाधिकं ततः ।**
**यस्मिन्स्थितो न दुःखेन गुरुणापि विचाल्यते ॥२२॥**
**तं विद्याद्दुःखसंयोगवियोगं योगसंज्ञितम् ।**
**स निश्चयेन योक्तव्यो योगो निर्विण्णचेतसा ॥२३॥**

જે અવસ્થામાં યોગાભ્યાસવડે રોધેલા ચિત્તવાળો યોગી સર્વ ચિંતનોથી ઉપરામ થઈ શાંતિ પામે છે; જે અવસ્થામાં સૂક્ષ્મ બુદ્ધિવડે પરમાત્માને દેખતો થકો પરમાત્મામાંજ સંતોષ પામે છે; જે અવસ્થામાં ઇંદ્રિયો-થી અગમ્ય તથા કેવળ સૂક્ષ્મ બુદ્ધિથી ગ્રહણ થઇ શકે એવા અલૌકિક આત્મસુખને તે અનુભવે છે; જે અવ-સ્થામાં સ્થિર થયેલો યોગી પરમાત્મસ્વરૂપથી ચલાય-માન થતો નથી; જે અવસ્થામાં આત્મસુખરૂપી લાભને પામ્યા પછી તે બીજા કોઈ પણ લાભને તેનાથી અધિક માનતો નથી; જે અવસ્થામાં રહેલો યોગી ભારે દુઃખથી પણ ચલાયમાન થતો નથી; તથા જે અવસ્થા સાથે દુઃખનો લેશમાત્ર પણ સંબંધ થતો નથી; તેજ અવ-સ્થાને યોગયુક્ત થયાની (અર્થાત્ સચ્ચિદાનંદઘન પર-માત્માનો યોગ—દર્શન—અથવા સાક્ષાત્કાર થયાની) અ-વસ્થા જાણવી. કર્મયોગવડે ચિત્તશુદ્ધિ થતાં તેનાવડે મેળવી શકાય એવા (કર્મયોગરૂપી મહાન વૃક્ષના) મહાન ફળરૂપ એ સમાધિયોગ પણ નિશ્ચયપૂર્વક તથા કંટાળ્યા-

વિના અવશ્ય સાધવો જોઈએ. ૨૦-૨૩

**संकल्पप्रभवान्कामांस्त्यक्त्वा सर्वानशेषतः ।**
**मनसैवेंद्रियग्रामं विनियम्य समंततः ॥२४॥**
**शनैःशनैरुपरमेद्बुद्ध्या धृतिगृहीतया ।**
**आत्मसंस्थं मनः कृत्वा न किंचिदपि चिंतयेत् ॥२५**

સંકલ્પથી ઉપજનારી અને યોગાભ્યાસને પ્રતિકૂળ એવી સઘળી કલ્પનાઓને, કામનાઓને તથા ક્રિયાઓને ત્યજી દઈને, તેમજ વિષયોમાં ચોતરફ પ્રસરતી ઇંદ્રિયોના સમૂહને મનવડે દોષદૃષ્ટિથી સર્વ તરફથી રોકીને, તથા ધારણાવડે વશ કરેલી બુદ્ધિવડે ચિત્તને ધીરે ધીરે બીજી સર્વ વસ્તુઓ તથા વિચારોથી ઉપરામ કરીને તેને સચ્ચિદાનંદઘન પરમાત્માનાજ ચિંતનમાં એવું આસક્ત ને સ્થિર કરી દેવું, કે જેથી તેના સિવાય તે બીજું કાંઈ પણ ઇચ્છે કે ચિંતવે નહિ. ૨૪. ૨૫

**यतो यतो निश्चरति मनश्चंचलमस्थिरम् ।**
**ततस्ततो नियम्यैतदात्मन्येव वशं नयेत् ॥२६॥**

અને સ્વભાવથીજ ચંચળ એવા ચિત્તને પરમાત્મામાં જોડ્યા છતાં જ્યારે જ્યારે તે રજોગુણથી ચલિત થઈ બીજા ચિંતનમાં જાય; ત્યારે ત્યારે તેને તે તે વિષયોમાંથી દોષદૃષ્ટિવડે પાછું વાળીને પરમાત્મચિંતનમાંજ જોડવું. ૨૬

**प्रशांतमनसं ह्येनं योगिनं सुखमुत्तमम् ।**
**उपैति शांतरजसं ब्रह्मभूतमकल्मषम् ॥२७॥**

એ પ્રમાણે અભ્યાસ કરીને જે યોગી શાંતચિત્તવાળો, રજોગુણરહિત અને પાપરહિત થયો હોય છે; તેજ પરબ્રહ્મ પરમાત્માના ધ્યાનમાં તલ્લીન થઈ શકી સમાધિના ઉત્તમ સુખને પામે છે. ૨૭

युंजन्नेवं सदाऽऽत्मानं योगी विगतकल्मषः ।
सुखेन ब्रह्मसंस्पर्शमत्यंतं सुखमश्नुते ॥२८॥

એ પ્રકારે ચિત્તને સદા પરમાત્માના ધ્યાનમાં જોડ્યા કરીને જે યોગી પાપરહિત થયો હોય, તેજ અવિદ્યાનો નાશ કરનારા એવા પરબ્રહ્મ પરમાત્માના અપરોક્ષ જ્ઞાન-ને (સાક્ષાત્કારને) પામી સમાધિનો અપાર આનંદ સહજે અનુભવે છે અને જીવનમુક્ત થઇ રહે છે.૨૮

सर्वभूतस्थमात्मानं सर्वभूतानि चात्मनि ।
ईक्षते योगयुक्तात्मा सर्वत्र समदर्शनः ॥२९॥

વળી એવી રીતે ચિત્તને એકાગ્ર કરીને "યોગયુક્ત" થયેલો—અર્થાત્ પરમાત્મસાક્ષાત્કારને પામેલો યોગી સર્વત્ર સમદૃષ્ટિવાળો થઇને સર્વથી પર એવા પરમા-ત્માને બ્રહ્માથી તે સ્થાવરસુધીનાં સર્વ ભૂતોમાં રહેલા જુએ છે તથા સર્વે ભૂતોને પરમાત્મામાં રહેલાં જુએ છે.

આવી સ્થિતિ સર્વ પ્રાણીરૂપે મારી ઉપાસના કરવાથી પ્રાપ્ત થાય છે, એ વાત હવે શ્રીકૃષ્ણ ભગવાન કહે છે.

यो मां पश्यति सर्वत्र सर्वं च मयि पश्यति ।
तस्याहं न प्रणश्यामि स च मे न प्रणश्यति ॥३०॥

એ પ્રમાણે જે યોગી મને પરમાત્માને સર્વ પ્રાણીઓ અને પદાર્થોમાં રહેલો જુએ છે તથા સર્વ પ્રાણીપદાર્થ-ને મારામાં રહેલા જુએ છે; તેનાથી હું પરોક્ષ (અદૃશ્ય) રહી શકતો નથી તેમ તે મારાથી પરોક્ષ રહી શકતો નથી. અર્થાત્ હું તેના ઉપર પ્રત્યક્ષ દર્શન આપવારૂપ અનુ-ગ્રહ અવશ્ય કરૂં છું.૩૦

આવો શ્રેષ્ઠ સ્થિતિને પામેલો યોગી નિવૃત્તિ અને પ્રવૃત્તિના વિધિ–નિષેધને આધીન નથી; એ વાત હવે કહે છે.

सर्वभूतस्थितं यो मां भजत्येकत्वमास्थितः ।
सर्वथा वर्तमानोऽपि स योगि मयि वर्तते ॥३१॥

જે યોગી સર્વ પ્રાણીપદાર્થમાં એક અખંડ આત્મારૂપે રહેલા એવા મને પરમાત્માનેજ સર્વભાવથી ભજે છે; તે યોગી સર્વ કર્મોનો ત્યાગ કરે અથવા સર્વ કર્મોમાં પ્રવૃત્ત રહે તોપણ તે મારામાંજ વર્તે છે. ભાવાર્થ કે, તે ભ્રષ્ટ થતો નથી, પણ મોક્ષજ પામે છે.૩૧

મને ભજનારા યોગીઓમાં પણ જે સર્વ ભૂતો ઉપર દયા રાખે છે તે શ્રેષ્ઠ યોગી છે, એ વાત હવે કહે છે.

आत्मौपम्येन सर्वत्र समं पश्यति योऽर्जुन ।
सुखं वा यदि वा दुःखं स योगी परमो मतः ॥३२

હે અર્જુન! જે યોગી "પોતાને જેમ સુખ પ્રિય છે અને દુઃખ અપ્રિય છે, તેમ બીજા સર્વને પણ પોતાના જેવુંજ સુખ અને દુઃખ થતું હશે" એમ જાણે છે; તથા સર્વ કોઇને સુખ થાય અને દુઃખ ન થાય એવીજ ઇચ્છા અને વર્તણુક રાખે છે; એવા સર્વ કોઇને પોતાની સમાન જાણનારા યોગીને હું બીજાઓ કરતાં શ્રેષ્ઠ માનું છું.૩૨

ઉપર કહેલો યોગ અશકય માનીને હવે અર્જુન પૂછે છે.

अर्जुन उवाच। અર્જુન કહે છેઃ--

योऽयं योगस्त्वया प्रोक्तः साम्येन मधुसूदन ।
एतस्याहं न पश्यामि चंचलत्वात्स्थितिं स्थिराम् ॥

હે મધુસૂદન! મનનો લય અને ચંચળતા ન થવા દેતાં કેવળ પરમાત્મચિંતનમાં જોડવાથી સધાતો સમાધિયોગ આપે કહ્યો; પરંતુ મન ચંચળ હોવાથી તે એવા આંતરિક યોગમાં સ્થિર થાય તથા ટકી રહે એમ હું દેખતો નથી.૩૩

चंचलं हि मनः कृष्ण प्रमाथि बलवद्दृढम् ।
तस्याहं निग्रहं मन्ये वायोरिव सुदुष्करम् ॥३४॥

કેમકે હે કૃષ્ણ! મન સ્વભાવથીજ ચંચળ, શરીર તથા ઇંદ્રિયોને વિકાર પમાડનારૂં, વિચારવડે પણ જીતી

શકાય નહિ એવું બળવાન, તથા (વિષયવાસનાઓમાં બંધાયલું હોવાથી) વજ્ર જેવું દૃઢ છે. માટે જેમ આકાશ-માં ફૂંકાતા વાયુને ઘડામાં રૂંધી શકાતો નથી, તેમ એ મનનો પણ નિગ્રહ થવો હું અત્યંત કઠિન માનું છું. ૩૪

અર્જુને કહેલા મનના ચંચળતા આદિ દોષો સ્વીકારીને શ્રીકૃષ્ણ ભગવાન હવે તેના જયનો ઉપાય કહે છે.

श्रीभगवानुवाच । શ્રીભગવાન કહે છેઃ–

**असंशयं महाबाहो मनो दुर्निग्रहं चलम् ।**
**अभ्यासेन तु कौंतेय वैराग्येण च गृह्यते ॥३५॥**

હે મોટી ભુજાવાળા અર્જુન! ચંચળતા આદિ દોષો-ને લીધે મનને રોકવું અત્યંત કઠિન તું કહે છે, એમાં કંઈ પણ સંશય નથી; પરંતુ ધીમે ધીમે વિષયોની અનિત્યતા, જડરૂપતા તથા દુઃખરૂપતા વિચારીને તેના પ્રત્યેનો વૈરાગ્ય (અરુચિ–દોષદૃષ્ટિ–અનિચ્છા) વધારીને વિષયોનું ચિંતન દૂર કરવાથી તથા વારંવાર સચ્ચિદાનંદઘન પરમાત્માના સ્વરૂપનો અને મહિમા-નો વિચાર અને ચિંતન કરવારૂપ અભ્યાસથી એ બળવાન મનનો પણ નિગ્રહ થઇ શકે છે. ૩૫

ભાવાર્થઃ–અભ્યાસવડે મનનો લય થતો અટકવા-થી તથા વૈરાગ્યવડે મનમાં વિક્ષેપ થતો અટકવાથી વૃત્તિરહિત થયેલું મન પરમાત્મામાં અવશ્ય તલ્લીન થાય છે. યોગશાસ્ત્રમાં કહ્યું છે કેઃ–

मनसो वृत्तिशून्यस्य ब्रह्माकार तया स्थितिः ।
याऽसंप्रज्ञातनामासौ समाधिरभिधीयते ॥

અર્થાત્ વૃત્તિવગરના મનની જે બ્રહ્માકાર સ્થિતિ તે અસંપ્રજ્ઞાત નામક સમાધિ કહેવાય છે.

**असंयतात्मना योगो दुष्प्राप इति मे मतिः ।**
**वश्यात्मना तु यतता शक्योऽवाप्तुमुपायतः ॥३६**

ઉપર કહેલા અભ્યાસ અને વૈરાગ્યવડે જે ચિત્તને વશ કરતો નથી તેને આ સમાધિયોગ પ્રાપ્ત થવો અશક્ય છે; અને જેણે અભ્યાસ તથા વૈરાગ્યવડે મનને વશ કર્યું છે તથા જે વારંવાર એજ ઉપાયવડે પ્રયત્ન કર્યા કરે છે; તેને માટે સમાધિયોગ પ્રાપ્ત થવો શક્ય છે, એમ હું માનું છું.

અભ્યાસ તથા વૈરાગ્યની ઓછપને લીધે જે મનુષ્ય એવી સમાધિ સાધી શકે નહિ, તેની કેવી ગતિ થાય? એ વાત હવે અર્જુન પૂછે છે.

अर्जुन उवाच। અર્જુન પૂછે છે:–

**अयतिः श्रद्धयोपेतो योगाच्चलितमानसः ।**
**अप्राप्य योगसंसिद्धिं कां गतिं कृष्ण गच्छति ॥३७**

હે કૃષ્ણ! કોઈ પુરુષ પ્રથમ શ્રદ્ધાસહિત યોગમાર્ગમાં પ્રવેશ્યો હોય પણ પાછળથી તે અભ્યાસ કરવામાં શિથિલ થાય; તથા તેનું ચિત્ત યોગાભ્યાસથી ચલિત થઇને વિષય તરફ વળ્યું હોય–અર્થાત્ તેનો વૈરાગ્ય મંદ થઈ ગયો હોય; તો એવા શિથિલપણાને લીધે તેને સમાધિયોગનું ફળ તો પ્રાપ્ત થાય નહિ, ત્યારે તેની શી ગતિ થાય?

**कच्चिन्नोभयविभ्रष्टश्छिन्नाभ्रमिव नश्यति ।**
**अप्रतिष्ठो महाबाहो विमूढो ब्रह्मणः पथि ॥३८॥**

હે મોટી ભુજાવાળા શ્રીકૃષ્ણ પ્રભો! જેણે નિત્ય તથા નૈમિત્તિક કર્મો ઇશ્વરને અર્પણ કર્યાં હોય અને કામ્ય કર્મો તો કર્યાંજ હોય નહિ; તેથી તે સ્વર્ગ આદિ લૌકિક ફળ પણ પામી શકે નહિ; તથા યોગ અધુરો રહેવાથી તેનું ફળ જે મોક્ષ તે પણ પામે નહિ. આ પ્રમાણે તે બન્ને તરફથી ભ્રષ્ટ, આધારરહિત તથા પરબ્રહ્મપ્રાપ્તિના ઉપાયરૂપ સન્માર્ગમાં મૂઢ થયેલો હોવાથી–જેમ એક વાદળામાંથી છૂટું પડેલું નાનું વાદળું બીજા વાદળામાં નહિ મળતાં વચમાંજ નાશ પામે છે; તેમ–તેનો પણ વચમાં નાશ તો નથી થતો? ૩૮

**एतन्मे संशयं कृष्ण छेत्तुमर्हस्यशेषतः ।**
**त्वदन्यः संशयस्यास्य छेत्ता न ह्युपपद्यते ॥३९॥**

હે કૃષ્ણ! મારા એ મોટા સંદેહને પૂરેપૂરો દૂર કરવાને આપ સર્વજ્ઞજ સમર્થ છો. આપવિના એ સંશય છેદનાર બીજો કોઇ જણાતો નથી. ૩૯

હવે સાડાત્રણ શ્લોકથી ભગવાન એનો ઉત્તર આપે છે.

श्रीभगवानुवाच । શ્રીભગવાન કહે છેઃ—

**पार्थ नैवेह नामुत्र विनाशस्तस्य विद्यते ।**
**न हि कल्याणकृत्कश्चिद्दुर्गतिं तात गच्छति ॥४०॥**

હે પૃથાના પુત્ર! એવી રીતે જે કોઇ આ લોકથી તથા કલ્યાણમાર્ગથી ભ્રષ્ટ થાય છે; તે પતિત કે નરકગામી થતો નથી. કારણ કે હે તાત! કલ્યાણને માર્ગે કાંઇ પણ ચાલ્યો હોય એવો કોઇ પણ મનુષ્ય માઠી ગતિને પામતો નથી.

હવે યોગાભ્યાસ થોડો કાળ કરનારની તથા લાંબો વખત યોગાભ્યાસ કર્યા પછી યોગભ્રષ્ટ થનારની ગતિ કહે છે.

**प्राप्य पुण्यकृताँल्लोकानुषित्वा शाश्वतीःसमाः ।**
**शुचीनां श्रीमतां गेहे योगभ्रष्टोऽभिजायते ॥४१॥**
**अथवा योगिनामेव कुले भवति धीमताम् ।**
**एतद्धि दुर्लभतरं लोके जन्म यदीदृशम् ॥४२॥**

તે યોગભ્રષ્ટ પુરુષ અશ્વમેધ આદિ યજ્ઞ કરનારા પુણ્યશાળીઓના લોકને પામે છે અને ત્યાં ઘણાં વર્ષ રહી સુખ ભોગવીને પછી સદાચારવાળા શ્રીમંતને ઘેર અવતરે છે; અથવા તો યોગનિષ્ઠ જ્ઞાનીના કુળમાં અવતરે છે કે જેવો જન્મ મોક્ષના કારણરૂપ હોવાથી આ સંસારમાં દુર્લભ છે. ૪૧, ૪૨

**तत्र तं बुद्धिसंयोगं लभते पौर्वदेहिकम् ।**
**यतते च ततो भूयः संसिद्धौ कुरुनंदन ॥४३॥**

ત્યાં જન્મીને પૂર્વશરીરમાં પ્રાપ્ત કરેલી બુદ્ધિનો સંયોગ તે અનાયાસે પામે છે અને હે કુરુનંદન! યોગસંસિદ્ધિ માટે બાકી રહેલી સાધના પૂરી કરે છે. કોઇ અંતરાયને લીધે તે કદાચ તેમ કરવા ન ઇચ્છે, તો તેનો પૂર્વદેહનો યોગાભ્યાસ તેને વિષયોથી પાછો વાળીને બ્રહ્મનિષ્ઠ કરે છે. ૪૩

पूर्वाभ्यासेन तेनैव ह्रियते ह्यवशोऽपि सः ।
जिज्ञासुरपि योगस्य शब्दब्रह्मातिवर्तते ॥४४॥

આ પ્રમાણે પૂર્વના અભ્યાસને લીધે તે યોગ પૂર્ણ કરવા તરફ અવશ્ય ખેંચાય છે; અને કદાચ તે માત્ર જિજ્ઞાસુ (યોગનું અને પરમાત્માનું સ્વરૂપ સમજવાની ઇચ્છાવાળો) હોય તોપણ (જ્ઞાન અને સાધના વધતાં) તે શબ્દબ્રહ્મને ઓળંગી જાય છે. (અર્થાત્ વેદોમાં કહેલાં સકામ કર્મોનાં ફળરૂપ જે લોકપરલોકનાં સુખો, તેની કામના ત્યજી દઇને નિષ્કામ કર્મયોગદ્વારા લૌકિક ફળો કરતાં અત્યંત મહાન એવા મોક્ષફળને પામે છે.૪૪

प्रयत्नाद्यतमानस्तु योगी संशुद्धकिल्बिषः ।
अनेकजन्मसंसिद्धस्ततो याति परां गतिम् ॥४५॥

આ પ્રમાણે જ્યારે થોડા પ્રયત્નવાળો યોગી પણ પરમગતિને પામે છે; ત્યારે યોગમાર્ગમાં ઉત્તરોત્તર અધિક પ્રયત્ન કરી પાપરહિત થનારો યોગી તો અનેક જન્મોના અભ્યાસથી વૃદ્ધિ પામેલા યોગને પરિણામે યોગસિદ્ધ થઇને શ્રેષ્ઠ ગતિને પામે એમાં તો કહેવું જ શું ? ૪૫

तपस्विभ्योऽधिको योगी ज्ञानिभ्योऽपि मतोऽधिकः
कर्मिभ्यश्चाधिको योगी तस्माद्योगी भवार्जुन ॥४६

ઉપર કહેલો સિદ્ધ યોગી, તપસ્વી કરતાં પણ અધિક છે; જ્ઞાનીથી પણ અધિક છે; તથા કર્મયોગીથી પણ તેને

અધિક માનેલો છે. માટે હે અર્જુન! તું પણ ક્રમે ક્રમે એવો સિદ્ધ યોગી થા.૪૬

યમનિયમપરાયણ રહેનારા અનેક પ્રકારના યોગીઓમાં મારો એવો સિદ્ધ યોગી અધિક છે તે વાત હવે કહે છે.

**योगिनामपि सर्वेषां मद्गतेनान्तरात्मना ।**
**श्रद्धावान्भजते यो मां स मे युक्ततमो मतः ॥४७॥**

કેમકે બીજા સર્વ કોટીના અને સર્વ પ્રકારના યોગીઓ કરતાં જે યોગી ઉપર કહ્યા પ્રમાણે મારામાં શ્રદ્ધાવાન તથા અંતઃકરણને જોડનારો થઈને સર્વ-ભાવથી તથા એકનિષ્ઠાથી મારું ભજન કરે છે; તેનેજ મેં "ઉત્તમ યોગી" માન્યો છે.૪૭

हरिः ॐ तत्सदिति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे अध्यात्मयोगो नाम षष्ठोऽध्यायः ॥६॥

ઇતિ શ્રીમદ્ ભગવદ્ગીતા વિષે અધ્યાત્મયોગ નામનો ૬ ઠ્ઠો અધ્યાય સંપૂર્ણ.





# अध्याय ७ मो–ज्ञानयोग

છઠ્ઠા અધ્યાયના છેવટમાં ભગવાને બીજા યોગીઓ કરતાં ભક્ત યોગીને ઉત્તમ યોગી કહ્યો, તે ઉપરથી અર્જુને પૂછ્યું કે "હે ભગવન્! મારે તમારા કેવા સ્વરૂપની ભક્તિ કરવી?" તેના ઉત્તરમાં શ્રીકૃષ્ણ પોતાના સ્વરૂપનું નિરૂપણ કરે છે.

श्रीभगवानुवाच। શ્રીભગવાન કહે છેઃ–

**मय्यासक्तमनाः पार्थ योगं युंजन्मदाश्रयः।**
**असंशयं समग्रं मां यथा ज्ञास्यसि तच्छृणु ॥१॥**

હે પાર્થ! મારામાંજ આસક્ત મનવાળો તથા મારા-જ આશ્રયવાળો થઇને યોગમાં જોડાવાથી તું જે પ્રકારે સમગ્ર વિભૂતિ, બળ તથા ઐશ્વર્યાદિસહિત મને-પરમાત્માને સમજી શકીશ તે સાંભળ. ૧

**ज्ञानं तेऽहं सविज्ञानमिदं वक्ष्याम्यशेषतः।**
**यज्ज्ञात्वा नेह भूयोऽन्यज्ज्ञातव्यमवशिष्यते ॥२॥**

મારા સ્વરૂપનું શાસ્ત્રમાં કહેલું એ જ્ઞાન હું તને વિજ્ઞાનસહિત સંપૂર્ણ રીતે કહીશ, કે જે જાણ્યા પછી આ કલ્યાણકારી માર્ગમાં મનુષ્યને કંઈ પણ જાણ-વાનું બાકી રહેતું નથી–અર્થાત્ એ જ્ઞાનના પ્રતાપથી મનુષ્ય જ્ઞાની, ઉત્તમ આચરણવાળો, યોગાભ્યાસી અને સિદ્ધયોગી થઇને કૃતાર્થ થાય છે. ૨

પણ મારી ભક્તિવિના મારા પરમાત્મસ્વરૂપનું અપરોક્ષ જ્ઞાન દુર્લભ છે, એ વાત હવે શ્રીકૃષ્ણ ભગવાન કહે છે.

**मनुष्याणां सहस्रेषु कश्चिद्यतति सिद्धये।**
**यततामपि सिद्धानां कश्चिन्मां वेत्ति तत्त्वतः ॥३॥**

મનુષ્યસિવાયનાં બીજાં જે અસંખ્ય પ્રાણીઓ છે તેઓ તો એ કલ્યાણકારી જ્ઞાન માટે પ્રયત્ન અને ઇચ્છા પણ નથી કરી શકતાં; પરંતુ મનુષ્યોમાં પણ હજારોમાં કોઇકજ પૂર્વના ઘણા પુણ્યને યોગે એ તત્ત્વજ્ઞાનને માટે પ્રયત્ન કરે છે; અને એવો યત્ન કરનારા પણ હજારોમાં-થી કોઈકજ એ અધ્યાત્મજ્ઞાનને જાણે છે; તથા એવા આત્મજ્ઞાન મેળવેલા હજારો જ્ઞાનીઓમાં પણ કોઈકજ મારી કૃપા મેળવી શકી મને–પરમાત્માને યથાર્થરૂપે જાણે છે અને પામે છે. ભાવાર્થ કે, મારા પરમાત્મસ્વ-રૂપનું એવું અત્યંત મહત્ત્વનું જ્ઞાન હવે તને કહીશ.૩

એવી રીતે શ્રોતા અર્જુનને પોતાની સન્મુખ કરીને, હવે માયા-દ્વારા સૃષ્ટિ, સ્થિતિ તથા લયનો કરનાર હું ઈશ્વર છું, એવી જે અગાઉ પ્રતિજ્ઞા કરી છે; તે ઈશ્વરપણાનું નિરૂપણ કરવા પહેલાં બે શ્લોકથી પરા અને અપરા પ્રકૃતિ કહે છે.

**भूमिरापोऽनलो वायुः खं मनो बुद्धिरेव च ।**
**अहंकार इतीयं मे भिन्ना प्रकृतिरष्टधा ॥४॥**

ભૂમિ એટલે ગંધ, જલ એટલે રસ, અગ્નિ એટલે રૂપ, વાયુ એટલે સ્પર્શ, આકાશ એટલે શબ્દ, મન એટલે તેના કારણરૂપ અહંકાર, બુદ્ધિ એટલે તેનું કારણ મહ-ત્તત્ત્વ અને અહંકાર એટલે તેનું કારણ અવિદ્યા, એવી રીતે મારી પ્રકૃતિ આઠ પ્રકારે ભેદ પામેલી છે.૪

આ શ્લોકનો બીજો એવો પણ અર્થ થાય કે, સૂક્ષ્મ પાંચ ભૂતોસહિત પૃથ્વી. જળ, તેજ, વાયુ તથા આકાશ, એ પાંચ મહાભૂતો; એના કાર્યરૂપ ઇંદ્રિયો તથા અહંકાર, બુદ્ધિ એટલે મહત્તત્ત્વ, મન એટલે કલ્પી શકાય એવું પ્રધાન (ત્રણ ગુણની સમાન અવસ્થા), એવી રીતે મારી પ્રકૃતિ નામની શક્તિ આઠ ભેદવાળી છે.

ભાવાર્થઃ–બધા મળીને પ્રકૃતિના ચોવીસ ભેદ થાય છે, છતાં આઠ વિભાગમાં પણ એ સઘળી પ્રકૃતિનો સમા-

વેશ થઈ શકે છે. તેથી અહીં તેના આઠ પ્રકાર કહ્યા છે અને ચોવીસ પ્રકારના ભેદ આગળ ક્ષેત્રાધ્યાયમાં કહેશે.

અપરા પ્રકૃતિનો ઉપસંહાર કરીને હવે પરાપ્રકૃતિ કહે છે.

**अपरेयमितस्त्वन्यां प्रकृतिं विद्धि मे पराम् ।**
**जीवभूतां महाबाहो ययेदं धार्यते जगत् ॥५॥**

એ આઠ પ્રકારની પ્રકૃતિ અપરા–એટલે કે પરા પ્રકૃતિ કરતાં કનિષ્ઠ–કહેવાય છે. કારણ કે તે જડ તથા પરોપયોગી છે. વળી આ પ્રકૃતિ ઉપરાંત બીજી જીવ નામની પ્રકૃતિ છે, એને તારે સર્વશ્રેષ્ઠ જાણવી. કેમકે એ પ્રકૃતિ ક્ષેત્રને જાણવાને શક્તિમાન હોઇને આ જગતને ધારણ કરવાવાળી છે.૫

આ બન્નેનું પ્રકૃતિપણું દેખાડવા સાથે તેના દ્વારા પોતે જગતની ઉત્પત્તિનું કારણ છે, એ વાત હવે કહે છે.

**एतद्योनीनि भूतानि सर्वाणीत्युपधारय ।**
**अहं कृत्स्नस्य जगतः प्रभवः प्रलयस्तथा ॥६॥**

સર્વ સ્થાવરજંગમ ભૂતોનું કારણ ઉપર કહેલી બંને પ્રકૃતિ છે, એમ તું જાણ. એમાં જડ પ્રકૃતિવડે દેહ બંધાય છે; તથા મારા અંશરૂપ જીવ નામની ચેતન-પ્રકૃતિ એના ભોક્તારૂપે શરીરોમાં પ્રવેશીને તેમને પોતાનાં કર્મોવડે ધારણ કરી રાખે છે. એ બંને પ્રકૃતિ મારાથીજ ઉપજેલી હોવાથી એ બંને પ્રકૃતિસહિત આ સંપૂર્ણ જગતની પણ ઉત્પત્તિ તથા સંહાર કરનાર હુંજ છું. ૬

**मत्तः परतरं नान्यत्किंचिदस्ति धनंजय ।**
**मयि सर्वमिदं प्रोतं सूत्रे मणिगणा इव ॥७॥**

હે અર્જુન ! જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા સંહારનું મારાસિવાય બીજું કોઇ સ્વતંત્ર કારણ નથી. જેમ સૂત્રમાં મણિઓ પરોવાઇને રહે છે, તેમ આ સમગ્ર વિશ્વ મારાવિષે પરોવાઇને રહેલું છે–અર્થાત્ તે મારેજ

આધારે રહેલું છે. ૭

**रसोऽहमप्सु कौंतेय.प्रभाऽस्मि शशिसूर्ययोः ।**
**प्रणवः सर्ववेदेषु शब्दः खे पौरुषं नृषु ॥८॥**

હે અર્જુન! જળમાં હું રસરૂપે છું (એટલે કે રસતન્માત્રા નામની મારી વિભૂતિવડે હું જળમાં તેના આશ્રયરૂપે રહેલો છું); સૂર્યમાં તથા ચંદ્રમાં પ્રભા હું છું; (એટલે કે પ્રકાશ નામની મારી વિભૂતિવડે સૂર્યચંદ્રમાં રહી તેમને આશ્રય આપું છું,) વૈખરી વાણીરૂપ સર્વ વેદોમાં તેમના મૂળરૂપ જે ૐકાર તે હું છું; આકાશમાં શબ્દતન્માત્રારૂપે હું છું તથા પુરુષોમાં ઉદ્યમ હું છું. ૮

**पुण्यो गंधः पृथिव्यां च तेजश्चास्मि विभावसौ ।**
**जीवनं सर्वभूतेषु तपश्चास्मि तपस्विषु ॥९॥**

પૃથ્વીમાં પવિત્ર સુગંધ હું છું (અર્થાત્ ગંધતન્માત્રારૂપ અને પૃથ્વીના આશ્રયરૂપ હું છું); અગ્નિમાં જે સાહજિક તેજ છે તે હું છું; સર્વ પ્રાણીમાં જે જીવન (એટલે કે પ્રાણરક્ષક આયુષ્ય) તે હું છું; તથા વાનપ્રસ્થ આદિ તપસ્વીઓમાં સુખદુઃખ આદિને સહન કરવારૂપ જે તપ તે હું છું. ૯

**बीजं मां सर्वभूतानां विद्धि पार्थ सनातनम् ।**
**बुद्धिर्बुद्धिमतामस्मि तेजस्तेजस्विनामहम् ॥१०॥**

સર્વે સ્થાવરજંગમ પ્રાણીઓનાં ઉત્તરોત્તર સઘળાં સજાતીય કાર્યો ઉત્પન્ન કરવામાં સમર્થ તથા નાશરહિત એવું જે બીજ તે હું છું તથા બુદ્ધિમાનોમાં બુદ્ધિ અને તેજસ્વીઓમાં તેજ હું છું. ૧૦

**बलं बलवतामस्मि कामरागविवर्जितम् ।**
**धर्माविरुद्धो भूतेषु कामोऽस्मि भरतर्षभ ॥११॥**

કામ એટલે અપ્રાપ્ત વસ્તુની ઇચ્છા, રાગ એટલે વસ્તુ પ્રાપ્ત છતાં તે અધિકાધિક મેળવવાની ઇચ્છા કે જેને એષણા પણ કહે છે તે, તથા એ કામ અને રાગ વગરનું જે બળવાનોનું સ્વધર્મ પાળવાનું સાત્ત્વિક સામર્થ્ય તે પણ હું છું તથા હે ભરતવંશમાં શ્રેષ્ઠ અર્જુન! સ્વધર્મમાં વિરોધી નહિ અને માત્ર સ્વપત્નીમાં સંતતિ ઉત્પન્ન કરવામાં ઉપયોગી એવો જે પ્રાણીઓમાં રહેલો કામદેવ તે પણ હું છું. ૧૧

**ये चैव सात्त्विका भावा राजसास्तामसाश्च ये ।**
**मत्त एवेति तान्विद्धि न त्वहं तेषु ते मयि ॥१२॥**

વળી પ્રાણીઓમાં પોતપોતાનાં કર્મોને લીધે ઉપજતા શમ દમ આદિ સાત્ત્વિક ભાવો, દ્વેષ ગર્વ આદિ રાજસ ભાવો, તથા શોક મોહ આદિ તામસ ભાવો, એ સર્વ મારી પ્રકૃતિના ત્રણ ગુણોનાં કાર્ય હોવાથી તે પણ મારાથીજ ઉત્પન્ન થાય છે એમ તું જાણ. અને એમ છતાં હું કંઈ જીવની પેઠે એ સઘળા ભાવોને આધીન નથી; પણ એ સર્વ ભાવો મારે આધીન હોઈ મારામાંજ રહેલા છે.

આપ એવા પરમેશ્વર છતાં લોકો આપને કેમ જાણતા નથી? એનો હવે ઉત્તર આપે છે.

**त्रिभिर्गुणमयैर्भावैरेभिः सर्वमिदं जगत् ।**
**मोहितं नाभिजानाति मामेभ्यः परमव्ययम् ॥१३॥**

સત્ત્વ, રજ તથા તમના કાર્યરૂપ ઉપર કહેલા કામ, ક્રોધ, લોભ આદિ સ્વભાવોવડે આ સઘળું જગત મોહ પામેલું છે; તેથીજ તે કામક્રોધાદિથી રહિત, તેમનો નિયંતા; તથા વિકારવિનાનો એવો જે હું તેને જાણી શકતું નથી. ૧૩

ત્યારે કોણ તમને જાણે છે? એનો હવે ઉત્તર આપે છે.

**दैवी ह्येषा गुणमयी मम माया दुरत्यया ।**
**मामेव ये प्रपद्यंते मायामेतां तरंति ते ॥१४॥**

સત્ત્વ આદિ ગુણોના વિકારરૂપ જે મારી અદ્‌ભુત માયા તેને તરવી અશક્ય છે, એ વાત સર્વત્ર પ્રસિદ્ધ છે; તોપણ જેઓ બીજા કશાને નહિ ભજતાં માત્ર મને પરમાત્માનેજ ભજે છે, તેઓ તો એ માયાને અવશ્ય તરી શકે છે. ૧૪

એમ છે તો પછી સૌ કોઈ આપનેજ કેમ ભજતા નથી? એનો હવે શ્રીકૃષ્ણ ભગવાન ઉત્તર આપે છે.

**न मां दुष्कृतिनो मूढाः प्रपद्यंते नराधमाः ।**
**माययापहृतज्ञाना आसुरं भावमाश्रिताः ॥१५॥**

પાપી કામો કરનારા અને વિવેકરહિત મૂઢ મનુષ્યો, કે જેમનું-શાસ્ત્ર તથા આચાર્યાદિદ્વારા મેળવેલું કર્તવ્ય પ્રાપ્તવ્યાદિકને લગતું-જ્ઞાન માયાવડે ઢંકાઈ અથવા ટળી ગયું છે તેઓ, તથા આગળ કહેવાશે એવા દંભગર્વાદિ આસુરી સ્વભાવને પામેલા નીચ મનુષ્યો મને ભજતા નથી. ૧૫

પુણ્યવાનો મને ભજે છે, પરંતુ તેમનાં પુણ્યોમાં પણ ન્યૂનાધિકતા હોવાથી તેમના ચાર પ્રકાર હોય છે તે હવે કહે છે.

**चतुर्विधा भजंते मां जनाः सुकृतिनोऽर्जुन ।**
**आर्तो जिज्ञासुरर्थार्थी ज्ञानी च भरतर्षभ ॥१६॥**

હે ભરતવંશમાં શ્રેષ્ઠ અર્જુન! પૂર્વે જેમણે પુણ્યકર્મ કર્યું હોય તેઓજ મને ભજે છે. પરંતુ તેઓ પણ પુણ્યની ન્યૂનાધિકતાને લીધે ચાર પ્રકારના હોય છે ૧ રોગી, ૨ જિજ્ઞાસુ(તત્ત્વજ્ઞાનની ઇચ્છાવાળો), ૩ અર્થાર્થી (ભોગના સાધનભૂત બાહ્યપદાર્થોની ઇચ્છાવાળો) તથા ૪ જ્ઞાની.

**तेषां ज्ञानी नित्ययुक्त एकभक्तिर्विशिष्यते ।**
**प्रियो हि ज्ञानिनोऽत्यर्थमहं स च मम प्रियः ॥१७॥**

ઉપલા ચાર પ્રકારના પુણ્યવાન ભક્તોમાં જ્ઞાની તો સદા એક મારે વિષેજ ભક્તિ તથા નિષ્ઠાવાળો હોય છે; તેથી બીજા ભક્તો કરતાં તે જ્ઞાની શ્રેષ્ઠ છે. કેમકે જ્ઞાનીનાં આચરણ જ્ઞાનને અનુસરતાં થવાથી અહંતામમતા દૂર થાય છે; તથા બીજાઓની પેઠે તેને ચિત્તવિક્ષેપ થતો નથી તેથી તે જેવો મારાવિષે એકનિષ્ઠાવાળો તથા સર્વ ભાવથી મારી ભક્તિ કરનારો થઇ શકે છે તેવો બીજો થઇ શકતો નથી. આથી જ્ઞાનીને હું અત્યંત વહાલો છું અને જ્ઞાની મને અત્યંત વહાલો છે. ૧૭

ત્યારે શું જ્ઞાની સિવાયના બીજા ત્રણ પ્રકારના આપના ભક્તો જન્મ-મરણરૂપ સંસારમાંજ અથડાયા કરે છે? એવી શંકા થતાં તેમને પણ સંસારપ્રાપ્તિ નથી થતી એમ હવે ભગવાન કહે છે.

**उदाराः सर्व एवैते ज्ञानी त्वात्मैव मे मतम् ।**
**आस्थितः स हि युक्तात्मा मामेवानुत्तमां गतिम् ॥१८**

ઉદાર હોવાથી એ સર્વ ભક્તો મોક્ષ પામનારા છે; તોપણ જ્ઞાની તો મારો આત્માજ છે, એવો મારો નિશ્ચય છે. કારણ કે તે મારેવિષેજ ચિત્તને એકાગ્ર કરીને તથા મનેજ સર્વોત્તમ પ્રાપ્તવ્ય માનીને મારોજ આશ્રય કરીને રહે છે. ભાવાર્થ કે, તે મારાસિવાય બીજું કશું મેળવવા ઇચ્છતો નથી. ૧૮

પરંતુ મારો એવો ભક્ત દુર્લભ છે, એ વાત હવે કહે છે.

**बहूनां जन्मनामंते ज्ञानवान्मां प्रपद्यते ।**
**वासुदेवः सर्वमिति स महात्मा सुदुर्लभः ॥१९॥**

ક્રમે ક્રમે પુણ્યવૃદ્ધિ થતાં બહુ જન્મોને અંતે મનુષ્ય એવો સદાચારી તત્ત્વજ્ઞાની થઇને "આ સઘળું ચરાચર વિશ્વ વાસુદેવરૂપજ છે" એવી તત્ત્વદૃષ્ટિથી-વિશાળ દૃષ્ટિથી-સર્વાત્મદૃષ્ટિથી-મને ભજે છે. પરંતુ એવો વિશાળ દૃષ્ટિવાળો અને પરમાત્મદર્શી મહાત્મા અતિ દુર્લભ છે.

લૌકિક પદાર્થ મેળવવા માટે સકામ ભાવે પણ જેઓ મને પરમેશ્વરનેજ ભજે છે, તેઓ તે તે વસ્તુ પણ પામે છે. પરંતુ પછી તેની અસારતા અનુભવાતાં તેઓ મનેજ પામવા ઇચ્છીને સંસારમુક્ત થાય છે; અને એ અત્યંત રજોગુણી તથા તમોગુણી સકામ પુરુષો પોતાની ઇચ્છા પૂરી થવા માટે ક્ષુદ્ર દેવતાઓને ઉપાસે છે. તેઓ તો આ જન્મ–મરણરૂપ સંસારમાં જન્મ્યાજ કરે છે. એ વાત હવે ચાર શ્લોકથી કહે છે.

कामैस्तैस्तैर्हृतज्ञानाः प्रपद्यंतेऽन्यदेवताः ।
तं तं नियममास्थाय प्रकृत्या नियताः स्वया ॥२०॥

પુત્રપ્રાપ્તિ, લોકકીર્તિ, શત્રુનો જય ઇત્યાદિ કામનાઓથી જેમના તત્ત્વજ્ઞાનનો નાશ થયો હોય છે; એવાઓજ અન્ય ભૂત, પ્રેત, યક્ષ અને દેવાદિકની આરાધના માટે ઉપવાસ આદિ નિયમો સ્વીકારી પોતાની ક્રમે ક્રમે વધ્યે જતી વાસનાને વશ થઇને તે તે દેવોને ભજે છે.

यो यो यां यां तनुं भक्तः श्रद्धयार्चितुमिच्छति ।
तस्य तस्याचलां श्रद्धां तामैव विदधाम्यहम् ॥२१॥

એવા જે જે ભક્ત જે જે દેવાદિકને શ્રદ્ધાપૂર્વક પૂજવા ઇચ્છે છે, તે તે ભકતોને તેમના તેમના ઉપર પણ હું અચળ શ્રદ્ધા આપું છું. ૨૧

स तया श्रद्धया युक्तस्तस्याराधनमीहते ।
लभते च ततः कामान्मयैव विहितान्हि तान् ॥२२

આથી તે તે ભકતો દૃઢ શ્રદ્ધાવાળા થઇને તે તે દેવોની આરાધના કરે છે અને તેમની પાસેથી ઇષ્ટવસ્તુ પણ મેળવે છે; પરંતુ એમાં પણ તેમના તે તે મનોરથો તે તે દેવોના અંતર્યામી એવા મેંજ પૂર્ણ કર્યા છે, એમ જાણવું. કારણ કે તે તે દેવાદિક પણ મારેજ આધીન છે તથા મારૂંજ સ્વરૂપ છે. ૨૨

જો કે સર્વ દેવતાઓ મારીજ વિભૂતિ હોવાથી તેમનું આરાધન એ મારૂંજ આરાધન છે તથા તેનું ફળ આપનારા પણ હુંજ

છું; તોપણ તે બીજા દેવોના ઉપાસકના તથા સાક્ષાત્ મારી ભક્તિ કરનારાના ફળમાં ફેર હોય છે તે હવે કહે છે.

**अंतवत्तु फलं तेषां तद्भवत्यल्पमेधसाम् ।**
**देवान्देवयजो यांति मद्भक्ता यांति मामपि ॥२३॥**

તે તે દેવોના અલ્પ બુદ્ધિવાળા ઉપાસકોને તે તે દેવોદ્વારા ફળ આપનાર તો હું જ છું; પરંતુ તેમનીજ ઇચ્છા લૌકિક પદાર્થોની હોવાથી તેમને તેવું નાશવાન-(અનિત્ય, જડ અને દુઃખરૂપ)જ ફળ મળે છે. વળી અન્ય દેવોને ભજનારા દેહાંતે પણ તે તે દેવોને પામે છે; અને મારા ભક્તો તો મને સચ્ચિદાનંદઘન પરમાત્માને પામે છે. ૨૩

જ્યારે ઇતર દેવના તથા આપના આરાધનમાં પરિશ્રમ સરખો છે અને ફળ આપના આરાધનમાં મોટું છે; ત્યારે સર્વ લોકો બીજા દેવોને જવા દઇ આપનુંજ આરાધન કેમ નથી કરતા? એનો હવે શ્રીકૃષ્ણભગવાન ઉત્તર આપે છે.

**अव्यक्तं व्यक्तिमापन्नं मन्यंते मामबुद्धयः ।**
**परं भावमजानंतो ममाव्ययमनुत्तमम् ॥२४॥**

હું સર્વ સંસારથી અત્યંત શ્રેષ્ઠ અને જુદો છું; છતાં અબુદ્ધ મનુષ્યો મારા એ અવિનાશી તથા સર્વોત્તમ સ્વરૂપને જાણતા નથી તેથી મને અવ્યક્તને મનુષ્ય તથા દેવાદિકરૂપે વ્યક્ત થયેલો માની લે છે. ૨૪

તેઓ મને શાથી નથી જાણતા તે કારણ હવે સાંભળ.

**नाहं प्रकाशः सर्वस्य योगमायासमावृतः ।**
**मूढोऽयं नाभिजानाति लोको मामजमव्ययम् ॥२५**

હું મારા ભક્તનેજ પ્રત્યક્ષ થાઉં છું. સર્વને પ્રત્યક્ષ થતો નથી. કારણ કે હું મારી અચિંત્ય અને પ્રજ્ઞાવિલાસરૂપી યોગમાયાથી ઢંકાયેલો છું, તેથી અજ્ઞાની મૂઢ લોકો મને અજન્મા તથા અવિનાશી એવા પરમાત્માને

યથાવત્ જાણી શકતા નથી. ૨૫

वेदाहं समतीतानि, वर्तमानानि चार्जुन ।
भविष्याणि च भूतानि मां तु वेद न कश्चन ॥२६

હે અર્જુન! ભૂત, ભવિષ્ય તથા વર્તમાનકાળનાં સર્વ સ્થાવરજંગમ ભૂતોને હું યથાવત્ જાણું છું. કારણ કે માયા મારે આશ્રયે રહેલી હોવાથી મને મોહ પમાડી શકતી નથી; અને અજ્ઞાની લોકો મારી માયામાં મોહિત થયેલા હોય છે તેથી તેઓ મને યથાવત્ જાણી શકતા નથી. ૨૬

માયાના આવરણને લીધે જીવો પરમાત્માને જાણતા નથી, એ વાત કહ્યા પછી હવે તેમના દૃઢ અજ્ઞાનનું કારણ કહે છે.

इच्छाद्वेषसमुत्थेन द्वंद्वमोहेन भारत ।
सर्वभूतानि संमोहं सर्गे यांति परंतप ॥२७॥

હે ભરતવંશમાં થયેલા પરંતપ અર્જુન! શરીર ઉત્પન્ન થયા પછી મનુષ્યને અનુકૂળ પદાર્થોની ઇચ્છા અને પ્રતિકૂળ પદાર્થમાં દ્વેષ થાય છે; પછી તેની તે ઇચ્છા અને દ્વેષ, ટાઢ તડકો તથા સુખદુઃખાદિક દ્વંદ્વોપ્રત્યે વધતાં ચાલીને એમાંથી આત્મા અનાત્માના વિવેકજ્ઞાનને નાશ કરવાવાળો મોહ ઉત્પન્ન થાય છે; અને એ મોહને લીધેજ પ્રાણીઓ 'હું સુખી છું, હું દુઃખી છું' એવા મિથ્યાભિમાનને આધીન થઇ જાય છે. આથી કરીને તેઓ મને યથાવત્ જાણી પણ શકતા નથી અને તેથી મને ભજી પણ શકતા નથી. ૨૭

ત્યારે કેટલાએક તમને ભજતા જણાય છે તે શાથી? તેનો હવે ઉત્તર આપે છે.

येषां त्वंतगतं पापं जनानां पुण्यकर्मणाम् ।
ते द्वंद्वमोहनिर्मुक्ता भजंते मां दृढव्रताः ॥२८॥

જે પુણ્યકર્મવાળા (પવિત્ર આચરણવાળા) જ્ઞાની-

જનોના પાપનો અંત આવ્યો હોય; તેઓજ એ સુખ-દુઃખાદિ જોડકાંના મોહથી છૂટીને તથા દૃઢ વ્રતવાળા થઇને મને ભજે છે. ૨૮

**जरामरणमोक्षाय मामाश्रित्य यतंति ये ।**
**ते ब्रह्म तद्विदुः कृत्स्नमध्यात्मं कर्म चाखिलम् ॥२९॥**

એ પ્રમાણે જરામરણથી છૂટવા માટે જેઓ મારો આશ્રય લઇને પ્રયત્ન કરે છે તેઓજ તે પરબ્રહ્મ પરમાત્માને, દેહાદિથી અત્યંત પર અને શ્રેષ્ઠ સમજાવનારા અધ્યાત્મજ્ઞાનને તથા એ જ્ઞાનને મેળવવા માટે યોગ્ય બનવાના સાધનરૂપ જે કર્મયોગ તથા આંતરિક સાધન તેના રહસ્યને યથાવત્ જાણી શકે છે. ૨૯

**साधिभूताधिदैवं मां साधियज्ञं च ये विदुः ।**
**प्रयाणकालेऽपि च मां ते विदुर्युक्तचेतसः ॥३०॥**

અને જેઓ અધિભૂત, અધિદૈવ તથા અધિયજ્ઞસહિત મારા સ્વરૂપને જાણી શકે છે; તેઓ (જીવનકાળમાં પણ મારાવિષે ચિત્ત જોડ્યા કરતા હોવાથી) પ્રયાણકાળે-દેહાંતસમયે-પણ દુઃખથી વ્યાકુળ નહિ થતાં મારામાંજ ચિત્ત જોડી મને પરમાત્માનેજ ભજે છે અને પામે છે. માટે મારા ભક્તો યોગભ્રષ્ટ થાય એવી શંકા લાવવી નહિ.

हरिः ॐ तत्सदिति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे ज्ञानयोगो नाम सप्तमोऽध्यायः ॥७॥

ઇતિ શ્રીમદ્ભગવદ્ગીતા વિષે જ્ઞાનયોગ નામનો સાતમો અધ્યાય સંપૂર્ણ.





# अध्याय ८ मो—अक्षरब्रह्मयोग

સાતમા અધ્યાયને અંતે ભગવાને બ્રહ્મ, અધ્યાત્મ આદિ પદાર્થો કહ્યા, તેમનું સ્વરૂપ હવે અર્જુન બે શ્લોકથી પૂછે છે.

अर्जुन उवाच । અર્જુન પૂછે છે:—

**किं तद्ब्रह्म किमध्यात्मं किं कर्म पुरुषोत्तम ।**
**अधिभूतं च किं प्रोक्तमधिदैवं किमुच्यते ॥१॥**

હે પુરુષોત્તમ! આપે કહેલું બ્રહ્મ તે શું? અધ્યાત્મ એટલે શું? કર્મ એટલે શું? અધિભૂત કોને કહે છે? અને અધિદૈવ કોણ કહેવાય છે? ૧

**अधियज्ञः कथं कोऽत्र देहेऽस्मिन्मधुसूदन ।**
**प्रयाणकाले च कथं ज्ञेयोऽसि नियतात्मभिः ॥२॥**

વળી હે મધુસૂદન! આ શરીરમાં જે યજ્ઞ થાય છે તેનો અધિયજ્ઞ એટલે અધિષ્ઠાતા અથવા પ્રેરક અને ફળદાતા કોણ? તથા તે અધિષ્ઠાતા આ શરીરમાં કેવી રીતે રહે છે? વળી અંતકાળે ચિત્તને નિયમમાં રાખનારા આપને કેવા ઉપાયથી જાણે? ૨

ભગવાન હવે એ પ્રશ્નોના ક્રમ પ્રમાણે ઉત્તર આપે છે.

श्रीभगवानुवाच । શ્રીભગવાન કહે છે:—

**अक्षरं ब्रह्म परमं स्वभावोऽध्यात्ममुच्यते ।**
**भूतभावोद्भवकरो विसर्गः कर्मसंज्ञितः ॥३॥**

આ જગતનું જે સર્વોત્તમ તથા અવિનાશી કારણ તે બ્રહ્મ કહેવાય છે.* સ્વભાવ એટલે પ્રત્યેક પ્રાણીનું પોતા-

---

* જીવ પણ અક્ષર (નાશરહિત) છે તો તે પણ પરબ્રહ્મ કેમ

નું મૂળ સ્વરૂપ જે બ્રહ્મ, તે શરીરરૂપી ઉપાધિવડે જીવ થઇને શરીરના ભોક્તારૂપે રહે છે, તે અધ્યાત્મ કહેવાય છે. જરાયુજ આદિ ચાર પ્રકારનાં પ્રાણીની ઉત્પત્તિ તથા "आदित्याज्जायते वृष्टिर्वृष्टेरन्नं ततः प्रजाः અર્થાત્ સૂર્યથી વૃષ્ટિ, વૃષ્ટિથી અન્ન અને અન્નથી પ્રજાની ઉત્પત્તિ" એવા ક્રમથી સૃષ્ટિની ઉત્તરોત્તર ઉત્પત્તિ અને અભિવૃદ્ધિ કરવાના વ્યાપારરૂપ જે યજ્ઞ, તેનું નામ કર્મ છે. ૩

**अधिभूतं क्षरो भावः पुरुषश्चाधिदैवतम् ।**
**अधियज्ञोऽहमेवात्र देहे देहभृतां वर ॥४॥**

દેહાદિ નાશવાન પદાર્થ અધિભૂત કહેવાય છે. સૂર્યમંડળના અભિમાની, મારા અંશભૂત અને સઘળા દેવોના અધિપતિ જે વિરાટપુરુષ, તે અધિદૈવ કહેવાય છે; અને હે દેહધારીઓમાં શ્રેષ્ઠ અર્જુન! શરીરમાં અંતર્યામીરૂપે રહેલો જે હું તે અધિયજ્ઞ-એટલે કે યજ્ઞનો અધિષ્ઠાતા દેવ, યજ્ઞાદિક કર્મોનો પ્રવર્તક તથા ફળને આપનારો છું. ૪

ભાવાર્થ:-"શરીરમાં અધિયજ્ઞ કોણ ને કેવી રીતે રહે છે?" એ પ્રશ્નના ઉત્તર સાથે એવો ભાવ પણ આવી ગયો કે સર્વવ્યાપી હોવાથી બ્રહ્મ પણ શરીરોમાં રહેલો છે; પરંતુ અંતર્યામી, અસંગતા આદિ ગુણોને લીધે તે જીવ કરતાં બ્રહ્મ વિલક્ષણ છે. શ્રુતિ પણ કહે છે કે:-

---

નહિ? તેનો ઉત્તર કે, બ્રહ્મની પેઠે જીવ કાંઇ જગતનું મૂળ કારણ નથી. શ્રુતિ કહે છે કે "एतद्वैतदक्षरं गार्गि ब्राह्मणः अभिवदंति અર્થાત્ હે ગાર્ગિ! બ્રહ્મવેત્તાઓ જેને અક્ષરબ્રહ્મ કહે છે તેનેજ કારણરૂપ જાણવા." માટે જીવનું સ્વરૂપ જોતાં તે બ્રહ્મરૂપ નથી. જોકે પોતાના મૂળ સ્વરૂપે તો બધુંજ બ્રહ્મ છે; પણ અહીં તે વાત કહેવાનો ઉદ્દેશ નથી; પણ એ બંને વચ્ચે ફેર શું છે તે કહેવાનો ઉદ્દેશ છે.

द्वासुपर्णा सयुजा सखाया समानं वृक्षं परिषस्वजाते ।
तयोरन्यः पिप्पलं स्वाद्वत्त्यनश्नन्नन्यो अभिचाकशीति ॥

અર્થાત્ સાથે જોડાયેલા બે પક્ષી મિત્રો દેહરૂપી વૃક્ષપર રહે છે. તે બેમાંથી એક સ્વાદુ વિષયનું ભોજન કરે છે અને બીજો તે વિષયનું ભોજન નહિ કરતાં માત્ર સાક્ષીપણાથી જુએ છે.

પ્રયાણકાળ વિષે અર્જુને પૂછેલું તે વિષે હવે કહે છે.

अंतकाले च मामेव स्मरन्मुक्त्वा कलेवरम् ।
यः प्रयाति स मद्भावं याति नास्त्यत्र संशयः ॥५

અંતકાળે જે મનુષ્ય, ઉપર કહેલાં લક્ષણવાળા અંતર્યામીરૂપે મારૂં-પરમેશ્વરનું સ્મરણ કરતો થકો દેહ છોડી જાય છે; તે અર્ચિરાદિ ઉત્તમ માર્ગે જઇ મારા રૂપને પામે છે, એમાં સંદેહ નથી. ૫

यं यं वापि स्मरन्भावं त्यजत्यंते कलेवरम् ।
तं तमेवैति कौंतेय सदा तद्भावभावितः ॥६॥

પરંતુ હે કૌંતેય ! પ્રયાણકાળે સર્વ મનુષ્યો મારૂં સ્મરણ કરતા હોય, ને મને પામતા હોય, એમ સમજવાનું નથી. કેમકે જે મનુષ્ય જે પદાર્થને સંભારતો થકો શરીર તજી જાય છે તે મનુષ્ય તેજ પદાર્થને પામે છે; પણ તે જીવનકાળમાં સદા જે પદાર્થોનું ચિંતન કરતો હોય છે તેજ પદાર્થની વાસના અંતકાળે તેના અંતરમાં રહે છે. ૬

तस्मात्सर्वेषु कालेषु मामनुस्मर युद्धय च ।
मय्यर्पितमनोबुद्धिर्मामेवैष्यस्यसंशयम् ॥७॥

અંતકાળે મનુષ્ય પરવશ થતો હોવાથી તે મારા સ્મરણમાટે કશો નવો ઉદ્યમ કરી શકતો નથી; પણ ઉપર કહ્યું તેમ માત્ર પૂર્વના અભ્યાસ અને વાસનાને લીધે સ્વભાવથીજ તે પદાર્થનું તેને સ્મરણ થાય છે. માટે

હે અર્જુન ! તું સર્વ સમયે મારૂં પરમાત્માનું સ્મરણ કર. વળી ચિત્તશુદ્ધિવિના મારૂં સ્મરણ બનતું નથી; તેથી ચિત્તશુદ્ધિ અર્થે તારાં યુદ્ધાદિક સ્વધર્માચરણ નિષ્કામ-ભાવે કર. કારણ કે એવી રીતે ચિત્તશુદ્ધિ મેળવીને મનબુદ્ધિને સદા મારાવિષે જોડચા કરવાથી તું મનેજ પામીશ, એમાં સંદેહ નથી. ૭

અભ્યાસ એ નિત્યના સ્મરણનું અંતરંગ સાધન છે, એ વાત હવે શ્રીકૃષ્ણ ભગવાન કહે છે.

अभ्यासयोगयुक्तेन चेतसा नान्यगामिना ।
परमं पुरुषं दिव्यं याति पार्थानुचिंतयन् ॥८॥

કારણ કે હે પાર્થ ! એવી રીતે અભ્યાસરૂપી ઉપાયથી એકાગ્ર થયેલા અને બીજા કશામાં નહિ જનારા ચિત્તવડે મનુષ્ય પરમ દિવ્ય પુરુષનું સ્મરણ કરતો થકો તેનેજ પ્રાપ્ત થાય છે. ૮

कविं पुराणमनुशासितारमणोरणीयांसमनुस्मरेद्यः । सर्वस्य धातारमचिंत्यरूपमादित्यवर्णं तमसः परस्तात् ॥९॥

प्रयाणकाले मनसाऽचलेन भक्त्या युक्तो योगबलेन चैव । भ्रुवोर्मध्ये प्राणमावेश्य सम्यक् स तं परं पुरुषमुपैति दिव्यम् ॥१०॥

સર્વ વિદ્યાના સર્વજ્ઞ નિર્માતા, અનાદિસિદ્ધ, સર્વના નિયંતા, સૂક્ષ્મ, અણુપરમાણુથી અને આકાશથી પણ અત્યંત સૂક્ષ્મ, સર્વનું ધારણપોષણ કરનારા, સર્વ પ્રકારે અપાર મહિમાવાન હોવાથી વિચારમાં ન આવી શકે એવા, સૂર્યની પેઠે પોતાને તથા સર્વને પ્રકાશનારા અને માયાથી પર, એવા પરબ્રહ્મ પરમાત્માનું જે મનુષ્ય સદા ભાવભક્તિપૂર્વક સ્મરણ કરતો રહે છે; તેજ તેના એ

યોગાભ્યાસના બળને લીધે પ્રયાણકાળે સુષુમ્ણા નાડી-વાટે પ્રાણને બે ભ્રમર વચ્ચે રૂડી રીતે સ્થાપીને નિશ્ચળ મનવડે તેનું સ્મરણ કરી શકે છે; અને તેથી તે પરમ-દિવ્ય એવા સચ્ચિદાનંદઘન પરમાત્માને પ્રાપ્ત થાય છે.

यदक्षरं वेदविदो वदंति विशंति यद्यतयो वीतरागाः । यदिच्छंतो ब्रह्मचर्यं चरंति तत्ते पदं संग्रहेण प्रवक्ष्ये ॥११॥

વેદવેદાંતને જાણનારાઓ જેને અક્ષર (અવિનાશી) બ્રહ્મ કહે છે; રાગદ્વેષરહિત થયેલા યતિઓ જે પદને વિષે પ્રવેશ કરે છે; તથા જેને જાણવા ઇચ્છતા પુરુષો ગુરુકુળમાં રહીને બ્રહ્મચર્ય વ્રત પાળે છે; તે પ્રાપ્ત કરવા યોગ્ય વસ્તુ હું તને ટુંકામાં કહીશ—અર્થાત્ તેને પ્રાપ્ત કરવાનો ઉપાય કહીશ.૧૧

सर्वद्वाराणि संयम्य मनो हृदि निरुद्ध्य च ।
मूध्न्यार्धायात्मनः प्राणमास्थितो योगधारणाम् ॥
ओमित्येकाक्षरं ब्रह्म व्याहरन्मामनुस्मरन् ।
यः प्रयाति त्यजन्देहं स याति परमां गतिम् ॥१३

જે મનુષ્ય ઈંદ્રિયોનાં સર્વ દ્વારો નિયમમાં રાખીને, મનને હૃદયમાં નિરોધીને, પ્રાણને બે ભ્રમરની મધ્યમાં સ્થિર કરીને તથા બાહ્ય વિષયોનું સ્મરણ છોડી દઇ યોગની ધારણામાં સ્થિર થઇને અંતકાળે "ૐ" એવા પરમાત્મવાચક એકાક્ષર મંત્રનો જપ કરતો થકો તથા તેના લક્ષ્યાર્થરૂપે મારૂં પરમાત્માનું સ્મરણ કરતો થકો શરીરને તજી જાય છે, તે મારી પરમ ગતિને પામે છે.

अनन्यचेताः सततं यो मां स्मरति नित्यशः ।
तस्याहं सुलभः पार्थ नित्ययुक्तस्य योगिनः ॥१४॥

હે અર્જુન ! જે સાધક યોગી બીજા વિષયમાં ચિત્ત

રાખ્યાવિના નિત્ય અને નિરંતર મારૂં સ્મરણ કરે છે; તેવા સદા મારામાંજ ચિત્તવાળાને હું પ્રાપ્ત થવો સુલભ છું ( અર્થાત્ સહજે પ્રાપ્ત થાઉં છું ), બીજાને નથી પ્રાપ્ત થતો. ૧૪

**मामुपेत्य पुनर्जन्म दुःखालयमशाश्वतम् ।**
**नाप्नुवंति महात्मानः संसिद्धिं परमां गताः ॥१५॥**

ઉપર કહ્યા એવા મારા મહાત્મા ભકતો, મને પ્રાપ્ત થયા પછી આ સંસારમાં દુઃખદાયક તથા અનિત્ય એવો પુનર્જન્મ પામતા નથી. કેમકે તેઓ મોક્ષરૂપી પરમ સિદ્ધિને પામેલા હોય છે. ૧૫

**आब्रह्मभुवनाल्लोकाः पुनरावर्तिनोऽर्जुन ।**
**मामुपेत्य तु कौंतेय पुनर्जन्म न विद्यते ॥१६॥**

આ લોકથી માંડીને બ્રહ્મલોક સુધીના બધા લોકો ફરી ફરીને જન્મમરણ પામનારા છે; પરંતુ હે કુંતા-પુત્ર અર્જુન! મને પ્રાપ્ત થયેલા મનુષ્યો કોઇ કાળે ફરી જન્મતા નથી.* ૧૬

શંકાઃ—જો કદી બ્રહ્મલોક આદિનો પણ ત્રિલોકીની પેઠે નાશ થતો હોય; તો પુરાણો તેમને ઉત્તમ કેમ ગણે ? જેમકે

* એમ બ્રહ્મલોક પણ નાશવંત છે, એટલે ત્યાં ગયેલા અજ્ઞાની લોકોનો પણ નાશજ થાય; અને જેઓ ઉપર કહેલા ક્રમે મોક્ષ-દાયક ઉપાસના કરીને બ્રહ્મલોકમાં જાય, તેઓ ત્યાં પૂર્ણજ્ઞાની થઇને બ્રહ્માની સાથે મોક્ષ પામે છે. જેમકે

"ब्रह्मणा सह ते सर्वे संप्राप्ते प्रतिसंचरे ।
परस्यान्ते कृतात्मानः प्रविशंति परं पदम् ॥

અર્થાત્ બ્રહ્માના પરમ આયુષ્યને અંતે મહાપ્રલય થાય ત્યારે જેઓની વૃત્તિ બ્રહ્મરૂપ થયેલી હોય તેજ સર્વ મહાત્માઓ બ્રહ્માની સાથે પરમપદમાં પ્રવેશ કરે છે." જેઓ માત્ર કર્મવડેજ બ્રહ્મ-લોકમાં જાય છે, તેમને મુક્તિ મળતી નથી.

तपस्विनो दानशीला वीतरागास्तितिक्षवः ।
त्रिलोक्या उपरि स्थानं लभंते शोकवर्जितम् ॥

" અર્થાત્ તપસ્વી, દાતા, આસક્તિરહિત તથા સહનશીલ પુરુષો ભૂર્લોક, ભુવર્લોક તથા સ્વર્લોક, એ ત્રિલોકીથી ઉપરના જે મહર આદિ ઉત્તમ લોક ત્યાં જાય છે. "

ઉત્તરઃ–ત્રિલોકી કરતાં તેની ઉપરના બ્રહ્મલોક સુધીના લોકો મોડા નાશ પામે છે તેથી તેમને ઉત્તમ કહ્યા છે; તેમનો નાશ નથી થતો એવા અભિપ્રાયથી કહ્યા નથી. એ અભિપ્રાય બતાવવા માટે હવે બ્રહ્માની રાત્રિ અને દિવસનું પ્રમાણ તથા બ્રહ્માનો દિવસ થતાં ત્રિલોકી ઉત્પન્ન થાય છે અને રાત્રિ થતાં ત્રિલોકીનો લય થાય છે, એ વાત કહે છે.

**सहस्रयुगपर्यंतमहर्यद्ब्रह्मणो विदुः ।**
**रात्रिं युगसहस्रां तां तेऽहोरात्रविदो जनाः ॥१७॥**

બ્રહ્માનો દિવસ ચારહજાર યુગનો છે તથા તેટલાજ યુગવાળી તેમની રાત્રિ છે; એમ જે મનુષ્યો જાણે છે તેઓજ તેમના અહોરાત્રને જાણનારા છે. સૂર્યચંદ્રની ગતિ ઉપરથી અહીંની રાત્રિ અને દિવસ ગણાય છે, તેના જેવાંજ રાત્રિદિવસ જેઓ ત્રિલોકિથી પર એવા બ્રહ્મલોકાદિકનાં જાણે છે; તેમની સમજણ ટૂંકી હોવાથી ત્યાંના અહોરાત્રનું સ્વરૂપ તેઓ જાણતા નથી.× ૧૭

---

× ઉપર કહેલા "યુગ" શબ્દને ચાર યુગના અર્થમાં જાણવો. વિષ્ણુપુરાણમાં કહ્યું છે કે " चतुर्युगसहस्रं तु ब्रह्मणो दिनमुच्यते અર્થાત્ ચાર હજાર યુગ તે બ્રહ્માનો દિવસ કહેવાય છે." એમાં ब्रह्मणः શબ્દથી બ્રહ્મા ઉપરાંત મહર્લોક આદિના નિવાસી પણ સમજવા. બ્રહ્માના આયુષ્યની ગણના આ પ્રમાણે કહી છેઃ–

મનુષ્યોનું વર્ષ તે દેવનો રાત્રિદિવસ છે; એવા દિવસો પ્રમાણે પક્ષ, માસ અને વર્ષની ગણતરી કરતાં ૧૨ હજાર વર્ષના ચાર યુગ થાય છે. એવા ચાર હજાર યુગ ( અથવા યુગોની એક હજાર ચોકડી ) વડે બ્રહ્માનો એક દિવસ થાય છે અને તેવડીજ તેમની રાત્રિ થાય છે; તથા એવાં દિવસરાત્રિ વડે પક્ષ, માસ અને વર્ષ ગણતાં એવાં સો વર્ષ જેટલું બ્રહ્માનું પરમ આયુષ્ય છે.

**अव्यक्ताद्व्यक्तयः सर्वाः प्रभवंत्यहरागमे ।**
**रात्र्यागमे प्रलीयंते तत्रैवाव्यक्तसंज्ञके ॥१८॥**

ઉપરોક્ત પ્રકારના બ્રહ્માના દિવસનો આરંભ થતાં અવ્યક્તમાંથી–એટલે કારણસ્વરૂપ અદૃશ્ય પ્રકૃતિમાંથી –સર્વ સ્થાવરજંગમ દૃશ્ય વ્યક્તિઓ (ચરાચર પદાર્થો) પ્રકટે છે; તથા બ્રહ્માની રાત્રિ શરૂ થતાં સર્વ જગત પાછું એ અવ્યક્ત નામની કારણપ્રકૃતિમાંજ લય પામે છે. ૧૮

જો પ્રલયસમયે સર્વ સૃષ્ટિનો સમૂળો નાશ થઇ જતો હોય અને બ્રહ્માના દિવસને આરંભે પાછી નવીજ સૃષ્ટિ ઉત્પન્ન થતી હોય, તો સૃષ્ટિના આરંભમાં ઉત્પન્ન થયેલાં પ્રાણીઓને જે સર્વથી પહેલાં સુખ અને દુઃખ થાય છે, તે તો કારણ વિનાજ થયેલાં ગણાય અને તેથી **અકૃતાભ્યાગમ** (પોતે ન કર્યું હોય તેનું પણ પોતે ફળ ભોગવવું) એવો દોષ આવે છે; અને પૂર્વે કરેલાં કર્મોનો પ્રલયસમયે શરીરની સાથે નાશ થવાથી **કૃતવિપ્રણાશ** (કરેલાં કર્મોનું ફળ ન મળવું) એવો દોષ લાગુ થાય છે. માટે એ બંને દોષને નિવારવા તથા વૈરાગ્ય થવા માટે ભગવાન હવે ઉત્પત્તિનો તથા પ્રલયનો અવિચ્છિન્ન પ્રવાહ બતાવે છે.

**भूतग्रामः स एवायं भूत्वा भूत्वा प्रलीयते ।**
**रात्र्यागमेऽवशः पार्थ प्रभवत्यहरागमे ॥१९॥**

હે પૃથાના પુત્ર અર્જુન ! ચરાચર પ્રાણીપદાર્થોનો જે સમૂહ પૂર્વે હતો તેજ ભૂતોનો સમૂહ આ બ્રહ્માનો દિવસ આવતાં ઉત્પન્ન થાય છે અને રાત્રિ આવતાં પાછો નાશ પામે છે. વળી ફરી પાછો દિવસ આવે છે ત્યારે પણ કર્મ આદિને આધીન એવાં એનાં એજ પ્રાણીઓનો સમૂહ વળી પાછો ઉત્પન્ન થાય છે; બીજો નવો સમુદાય ઉત્પન્ન થતો નથી. ૧૯

આ પ્રમાણે સર્વ ભૂતોનું તથા લોકોનું અનિત્યપણું કહ્યું. હવે પરમેશ્વરનું નિત્યપણું બે શ્લોકથી કહે છે.

परस्तस्मात्तु भावोऽन्योऽव्यक्तोऽव्यक्तात्सनातनः ।
यः स सर्वेषु भूतेषु नश्यत्सु न विनश्यति ॥२०॥

પરંતુ સર્વ પ્રાણીપદાર્થના કારણભૂત જે અવ્યક્ત પ્રકૃતિ, તે અવ્યક્ત પ્રકૃતિથી પણ જે પદાર્થ અત્યંત અવ્યકત, શ્રેષ્ઠ, વ્યાપક તથા એ અવ્યકતના અધિષ્ઠાનરૂપ છે; તથા જે પદાર્થ એ સર્વથી વિલક્ષણ, ઇંદ્રિયાદિકથી જાણી શકાય નહિ એવો, અનાદિ અને પરમસનાતન છે; તે પરમ પદાર્થરૂપ પરમાત્મા તો સર્વ સ્થૂલ તથા સૂક્ષ્મ ભૂતો નાશ પામે ત્યારે પણ નાશ પામતો નથી. ૨૦

હવે એ પરમાત્માની બીજી કેટલીક વિશેષતા કહે છે.

अव्यक्तोऽक्षर इत्युक्तस्तमाहुः परमां गतिम् ।
यं प्राप्य न निवर्तन्ते तद्धाम परमं मम ॥२१॥

ઉપર જે અવ્યકતથી પણ અવ્યકત તથા ઇંદ્રિયાદિથી જણાય નહિ એવા અવિનાશી અને પરમ પદાર્થ–પરમાત્મા–વિષે કહ્યું; તે પરમાત્માને પરમગતિ પણ કહે છે અને તેજ મારૂં પરમધામ–સર્વશ્રેષ્ઠ સ્વરૂપ–છે; કે જેને પામીને પુરુષ પાછો જન્મમરણ પામતો નથી.

તે પરમપદના અંતરંગ સાધનરૂપ ભક્તિ હવે કહે છે.

पुरुषः स परः पार्थ भक्त्या लभ्यस्त्वनन्यया ।
यस्यांतः स्थानि भूतानि येन सर्वमिदं ततम्॥२२

પરંતુ હે અર્જુન ! સર્વના ગતિરૂપ અને અધિષ્ઠાનરૂપ એ પરબ્રહ્મ પરમાત્મા, કે જેમાં પ્રાણીમાત્ર રહેલાં છે અને જેનાવડે આ સઘળું વિશ્વ ભરપૂર છે; તે પરમાત્માને અનન્ય ભક્તિથીજ પામી શકાય છે; બીજા ઉપાયથી નહિ. ૨૨

यत्र काले त्वनावृत्तिमावृत्तिं चैव योगिनः ।
प्रयाता यांति तं कालं वक्ष्यामि भरतर्षभ ॥२३॥

હે ભરતવંશમાં શ્રેષ્ઠ અર્જુન ! કાળના અભિમાની દેવતાઓના માર્ગે ગયેલા યોગીઓ અને બીજાઓ જે ક્રમથી મોક્ષને તથા જન્મમરણરૂપી સંસારને પામે છે; તે માર્ગ હવે તને કહીશ. ૨૩

अग्निर्ज्योतिरहः शुक्लः षण्मासा उत्तरायणम्।
तत्र प्रयाता गच्छंति ब्रह्म ब्रह्मविदो जनाः ॥२४॥

અગ્નિના અને જ્યોતિના અભિમાની દેવ (અર્ચિષના અભિમાની દેવ), દિવસના અભિમાની દેવ, શુકલપક્ષના અભિમાની દેવ તથા ઉત્તરાયણરૂપ છ માસના અભિમાની દેવ, એ અગ્નિ આદિ દેવો તે તે કાળના અભિમાની હોય છે; તે તે ઉત્તરાયણાદિ કાળમાં મરનારા બ્રહ્મવેત્તા ભગવદ્‌ભકતો પરબ્રહ્મ પરમાત્માને પામે છે.

धूमो रात्रिस्तथा कृष्णः षण्मासा दक्षिणायनम् ।
तत्र चांद्रमसं ज्योतिर्योगी प्राप्य निवर्तते ॥२५॥

ધૂમ, રાત્રિ, કૃષ્ણપક્ષ તથા છ માસ દક્ષિણાયનના અભિમાની દેવતા તે તે કાળના અભિમાની થઇને રહે છે અને તે તે દક્ષિણાયન આદિ કાળમાં મરણ પામેલા કર્મયોગીજનો ચંદ્રમાની જ્યોતિને (સ્વર્ગને) પામીને ત્યાં પુણ્યનું ફળ ભોગવે છે અને પછી પાછા આ લોકમાં જન્મે છે. ૨૫

शुक्लकृष्णे गती ह्येते जगतः शाश्वते मते ।
एकया यात्यनावृत्तिमन्ययाऽऽवर्तते पुनः ॥२६॥

શુકલા એટલે અર્ચિરાદિ ગતિ પ્રકાશમય હોવાથી ઉજ્જવલ છે; તથા કૃષ્ણા એટલે ધૂમ આદિ ગતિ અંધકારમય હોવાથી શ્યામ છે. જ્ઞાન તથા કર્મના અધિકારીઓમાટે આ બંને માર્ગ જગતના અનાદિ માર્ગ મનાયેલા છે. એમાં શુકલ માર્ગથી મનુષ્ય મોક્ષને પામે છે તથા બીજા ધૂમમાર્ગથી સંસારમાં વારંવાર

જન્મમરણ પામે છે. ૨૬

**नैते सृती पार्थ जानन्योगी मुह्यति कश्चन ।**
**तस्मात्सर्वेषु कालेषु योगयुक्तो भवार्जुन ॥२७॥**

મોક્ષ અને સંસારને આપનારા એ બન્ને માર્ગને યથાવત્ જાણનારો યોગી કદી પણ મોહ પામતો નથી. અર્થાત્ તે સ્વર્ગ આદિ ફળની ઇચ્છા નહિ રાખતાં કેવળ એક પરમેશ્વરમાંજ નિષ્ઠાવાળો થાય છે. માટે હે પૃથા-પુત્ર અર્જુન! તું પણ સર્વ કાળમાં એવા પરમાત્મામાંજ યોગનિષ્ઠાવાળો–પ્રાપ્તવ્ય બુદ્ધિવાળો–થા. ૨૭

આ પ્રમાણે આઠ પ્રશ્નોના અર્થનો નિર્ણય કર્યા પછી હવે તેનો ફળસહિત ઉપસંહાર કરે છે.

**वेदेषु यज्ञेषु तपःसु चैव दानेषु यत्पुण्यफलं प्रदिष्टम् । अत्येति तत्सर्वमिदं विदित्वा योगी परं स्थानमुपैति चाद्यम् ॥२८॥**

આ આઠ પ્રશ્નોના નિર્ણયવડે કહેલા તત્ત્વને જાણીને યોગી વેદનાં અધ્યયનોવડે, યજ્ઞોનાં અનુષ્ઠાનવડે, કાયાશોષણ ઇત્યાદિ તપોવડે, તથા સુપાત્રને દાનવડે શાસ્ત્રોમાં જે પુણ્ય તથા જે ફળ કહ્યું છે. તે સર્વને ઓળંગી જાય છે. અર્થાત્ એ સર્વ લોકપરલોકનાં ફળોને તુચ્છ અને અનિત્ય જાણીને તેની કામના ત્યજી દે છે; તથા સચ્ચિદાનંદઘન પરમાત્માનીજ આરાધના કરી અનુભવસિદ્ધ જ્ઞાની થઇને સર્વ પદાર્થના આદિ સ્થાન કિંવા મૂળ એવા પરમધામને પામે છે. ૨૮

**हरिः ॐ तत्सदिति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु**
**ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे**
**अक्षरब्रह्मयोगो नामाष्टमोऽध्यायः॥८॥**

ઇતિ શ્રીમદ્દભગવદ્દગીતાવિષે અક્ષરબ્રહ્મયોગ
નામનો આઠમો અધ્યાય સંપૂર્ણ.



# अध्याय ९ मो–राजविद्या–राजगुह्ययोग

આગલા સાતમા તથા આઠમા અધ્યાયમાં પરમેશ્વરનું સ્વરૂપ કેવળ ભક્તિવડેજ સુલભ છે, એ વાત કહી. હવે આ નવમા અધ્યાયમાં પોતાનું સમજી શકાય એવું ઐશ્વર્ય તથા ભક્તિનો અસાધારણ પ્રભાવ શ્રીકૃષ્ણ ભગવાન કહે છે.

श्रीभगवानुवाच । શ્રીભગવાન કહે છેઃ–

**इदं तु ते गुह्यतमं प्रवक्ष्याम्यनसूयवे ।**
**ज्ञानं विज्ञानसहितं यज्ज्ञात्वा मोक्ष्यसेऽशुभात् ॥**

હે અર્જુન! "શ્રીકૃષ્ણ તો વારંવાર પોતાનું માહાત્મ્ય કહ્યા કરે છે" એવી દોષદૃષ્ટિ તું મારા ઉપર કરતો નથી તેથી હું તને એ પરમપદરૂપ પરમાત્માસંબંધી ગુહ્યતમ (ગુપ્તમાં ગુપ્ત) જ્ઞાન* વિજ્ઞાનસહિત કહીશ; કે જેને જાણવા તથા પાળવાથી તું આ અશુભ સંસારથી મુક્ત થઇશ. ૧

**राजविद्या राजगुह्यं पवित्रमिदमुत्तमम् ।**
**प्रत्यक्षावगमं धर्म्यं सुसुखं कर्तुमव्ययम् ॥२॥**

આ જ્ઞાન સર્વ વિદ્યાઓનો રાજા–એટલે કે સર્વોત્તમ વિદ્યારૂપ–છે; ગુપ્ત રાખવા જેવી સર્વ વસ્તુઓમાં અતિશય ગુપ્ત રાખવા જેવું છે; અત્યંત પવિત્ર કરનારૂં છે; પ્રત્યક્ષ ફળ આપનારૂં છે; ધર્મથી ભરપૂર છે; અધિકારી જિજ્ઞાસુઓ સુખથી મેળવી શકે અને પાળી શકે તેવું છે; તથા અક્ષય ફળને આપનારૂં અને નાશરહિત છે. ૨

---

* ધર્મવિષયક જ્ઞાન "ગુહ્ય" કહેવાય છે; આત્મજ્ઞાન "ગુહ્યતર" કહેવાય છે અને પરમાત્મજ્ઞાન "ગુહ્યતમ" કહેવાય છે.

જ્ઞાન જો એવું સુલભ હોય, તો આટલા બધા લોકો સંસારમાં શાથી જન્મે છે ને મરે છે? તે હવે ભગવાન સમજાવે છે.

**अश्रद्दधानाः पुरुषा धर्मस्यास्य परंतप ।**
**अप्राप्य मां निवर्तंते मृत्युसंसारवर्त्मनि ॥३॥**

હે શત્રુને તપાવનારા અર્જુન! અશ્રદ્ધાવાળા મનુષ્યો આ જ્ઞાન અને ભક્તિરૂપ શ્રેષ્ઠ ધર્મને જાણતા અને પાળતા નથી; તેથી તેઓ બીજા ત્રીજા લૌકિક પદાર્થો જાણવા અને પામવા મથે છે; એટલેજ તેઓ મને નહિ પામતાં આ જન્મમૃત્યુવાળા સંસારના માર્ગમાં ભટકયા કરે છે.

એવી રીતે કહેવા આરંભેલા જ્ઞાનની સ્તુતિથી શ્રોતા અર્જુનને સન્મુખ કરીને હવે બે શ્લોકથી તે જ્ઞાન કહે છે.

**मया ततमिदं सर्वं जगदव्यक्तमूर्तिना ।**
**मत्स्थानि सर्वभूतानि न चाहं तेष्ववस्थितः ॥४॥**

ઇંદ્રિયો જેને જોઇ શકતી નથી એવા મારા અવ્યકત (અદૃશ્ય) સ્વરૂપથી હું આ સમગ્ર જગતમાં (તથા તેની બહાર) વ્યાપી રહેલો છું; અને એ જગતના કારણરૂપ જે હું, તેના વિષે આ સર્વ સ્થાવરજંગમ પ્રાણીપદાર્થ સમાઇરહેલા છે. પરંતુ આકાશની પેઠે હું અસંગ હોવાથી, પોતાના કાર્યરૂપ ઘડા વગેરેમાં રહેલી માટીની પેઠે હું આ સર્વ ભૂતોમાં સમાઇરહેલો નથી. ૪

**न च मत्स्थानि भूतानि पश्य मे योगमैश्वरम् ।**
**भूतभृन्न च भूतस्थो ममात्मा भूतभावनः ॥५॥**

તું મારી અસાધારણ ઇશ્વરી શકિત (એટલે કે અઘટિત ઘટનાને ઘટાવવાની ચતુરાઇ) જો કે, આ સર્વ ચરાચર પદાર્થો મારો આશ્રય કરીને રહ્યા પણ છે; અને મારા અસંગપણાને લીધે મારામાં તે નથી પણ રહ્યા. વળી તું મારી બીજી પણ શકિત (ચતુરાઇ) જો કે, જેમ જીવાત્મા દેહનું ધારણ તથા પાલન કરવા ઉપરાંત દેહમાં

અહંબુદ્ધિવડે બંધાયલો પણ છે; તેની પેઠે મારૂં પરમ સ્વરૂપ પ્રાણીમાત્રનું ધારણ પોષણ કરે છે, પણ અહંકારરહિત હોવાથી તે તેમના વિષે બંધાયલું નથી. ૫

બે વસ્તુ જુદી જુદી હોય તોપણ એક વસ્તુ બીજી વસ્તુનો આધાર થઇ શકે છે, એ વાત હવે કહે છે.

**यथाऽकाशस्थितो नित्यं वायुः सर्वत्रगो महान्।**
**तथा सर्वाणि भूतानि मत्स्थानीत्युपधारय ॥६॥**

જેમ આકાશમાં સદાકાળ રહેનારો મહાન વાયુ સર્વત્ર ફરે છે તોપણ તે આકાશ અવયવરહિત હોવાથી વાયુ સાથે જોડાયલું હોતું નથી; તેમ સર્વ ભૂતપ્રાણી મારેવિષે રહેલાં છતાં હું તેમની સાથે જોડાયલો નથી, એમ જાણવું. ૬

પરમાત્માની જગત સાથેની અસંગતા કહી. હવે માયાવડે જગતની સૃષ્ટિ તથા પ્રલય કહે છે.

**सर्वभूतानि कौंतेय प्रकृतिं यांति मामिकाम्।**
**कल्पक्षये पुनस्तानि कल्पादौ विसृजाम्यहम् ॥७॥**

હે કૌંતેય ! પ્રલયસમયે સર્વ પ્રાણીઓ મારી ત્રિગુણી માયામાં લય પામે છે; અને કલ્પને આરંભે પાછાં તેઓને એનાવડેજ વિવિધ રૂપે સૃજું છું. ૭

તમે અસંગ અને વિકારરહિત છો, તો સૃષ્ટિ શામાટે રચો છો ? એનો હવે ઉત્તર કહે છે.

**प्रकृतिं स्वामवष्टभ्य विसृजामि पुनः पुनः।**
**भूतग्राममिमं कृत्स्नमवशं प्रकृतेर्वशात् ॥८॥**

પ્રલયસમયે મારી પ્રકૃતિમાં લય પામેલા એવા જે કર્મ આદિને આધીન ચાર પ્રકારના પ્રાણીઓ, તે સર્વના સમુદાયને હું મારી પ્રકૃતિનો આશ્રય કરીને, તેમનાં પ્રાચીન કર્મોથી બંધાયલા તેમના સ્વભાવાનુસાર વિવિધરૂપે સૃજું છું. ૮

એ પ્રમાણે તમે અનેક કર્મોને કરો છો, ત્યારે જીવની પેઠે તમને બંધન કેમ નથી થતું ? તેનું હવે સમાધાન કહે છે.

**न च मां तानि कर्माणि निबध्नंति धनंजय ।**
**उदासीनवदासीनमसक्तं तेषु कर्मसु ॥९॥**

હે અર્જુન ! કર્મોમાં આસક્તિ હોય તોજ તે બંધન-રૂપ થાય છે; પણ હું પૂર્ણકામ હોઇને ઉદાસીનની પેઠે અનાસક્તપણે કર્મ કરું છું; તેથી મને તે બંધન કરી શકતાં નથી. ૯

**मयाऽध्यक्षेण प्रकृतिः सूयते सचराचरम् ।**
**हेतुनानेन कौंतेय जगद्विपरिवर्तते ॥१०॥**

હે કુંતાના પુત્ર! ચુંબકપાષાણની પેઠે મારા અધ્યક્ષ-પણાને લીધે (અર્થાત્ પ્રવર્તકપણાને લીધે) પ્રકૃતિજ ચરાચર જગતને સૃજે છે અને એ પ્રવર્તકપણાથીજ જગત વારંવાર ઉત્પન્ન થાય છે. ૧૦

ભાવાર્થ:–માત્ર સમીપતાવડેજ હું જગતનો અધિ-ષ્ઠાતા છું; તેથી મારા કર્તાપણામાં તથા ઉદાસીનપણામાં વિરોધ આવતો નથી.

તમે આવા પરમેશ્વર છો, ત્યારે બધાજ લોકો તમને શા માટે માન આપતા નથી? એનો ઉત્તર હવે બે શ્લોકથી આપે છે.

**अवजानंति मां मूढा मानुषीं तनुमाश्रितम् ।**
**परं भावमजानंतो मम भूतमहेश्वरम् ॥११॥**
**मोघाशा मोघकर्माणो मोघज्ञाना विचेतसः ।**
**राक्षसीमासुरीं चैव प्रकृतिं मोहिनीं श्रिताः ॥१२॥**

બીજા દેવો મારા કરતાં વહેલું ફળ આપશે એવી નિષ્ફળ આશા રાખનારા, મારાથી વિમુખ હોવાથી નિષ્ફળ કર્મ કરનારા, નાના પ્રકારના કુતર્કવાળા ગ્રંથોને જાણનારા, વિક્ષિપ્ત ચિત્તવાળા તથા પુષ્કળ હિંસા-

વાળી તમોગુણી પ્રકૃતિનો, બુદ્ધિને ભ્રષ્ટ કરનારી આસુરી-રાક્ષસી પ્રકૃતિનો, અને કામ દર્પ આદિકથી ભરપૂર રજોગુણી પ્રકૃતિનો, આશ્રય કરીને મારા-સર્વ પ્રાણીઓના મહેશ્વરના-પરમાત્મસ્વરૂપને નહિ જાણનારા એવા મૂઢ લોકો, ભક્તોની ઇચ્છાથી સત્ત્વગુણી માનુષી દેહને ધારણ કરનારો જે હું તેનો તિરસ્કાર કરે છે.

ત્યારે તમને કોણ આરાધે છે ? એનો હવે ઉત્તર કહે છે.

**महात्मानस्तु मां पार्थ दैवीं प्रकृतिमाश्रिताः ।**
**भजंत्यनन्यमनसो ज्ञात्वा भूतादिमव्ययम् ॥१३॥**

અને હે પાર્થ ! (હવે પછી કહેવાશે તે) દૈવી સંપત્તિનો આશ્રય કરનારા તથા મારા સિવાય અન્યમાં ચિત્ત નહિ રાખનારા મહાત્માઓ તો મને જગતના આદિ, અંત અને મધ્યરૂપ તથા અવિનાશી જાણીને મારું જ ભજન કરે છે.

હવે એ ભજનનો પ્રકાર બે શ્લોકથી કહે છે.

**सततं कीर्तयंतो मां यतंतश्च दृढव्रताः ।**
**नमस्यंतश्च मां भक्त्या नित्ययुक्ता उपासते ॥१४**

તે મહાત્માઓમાં કેટલાક મારી પ્રાપ્તિમાટે દૃઢ વ્રતવાળા-નિશ્ચયવાળા-થઇને તથા ઇંદ્રિયોને નિયમમાં રાખીને નિત્ય નિરંતર સ્તોત્ર, મંત્ર અને કથાવાર્તાદિવડે મારું શ્રવણકીર્તન કરતા થકા, નમસ્કાર કરતા થકા તથા સદા મારામાં ચિત્ત જોડતા થકા અનન્ય ભક્તિથી મનેજ ઉપાસે છે. ૧૪

**ज्ञानयज्ञेन चाप्यन्ये यजंतो मामुपासते ।**
**एकत्वेन पृथक्त्वेन बहुधा विश्वतोमुखम् ॥१५॥**

બીજા કેટલાક 'આ સઘળું વાસુદેવરૂપ છે' એવી સર્વત્ર પરમાત્મદૃષ્ટિરૂપી જ્ઞાનયજ્ઞવડે યજન કરતા થકા મને ઉપાસે છે. તેમાં કેટલાક પરમાર્થદૃષ્ટિરૂપ અભેદભાવથી, કેટલાક સેવ્યસેવકની પૃથક્ ભાવનાથી

અને કેટલાક મને સર્વાત્માને બ્રહ્મા, રુદ્ર આદિ અનેક-રૂપે પણ ઉપાસે છે. ૧૫

હવે ચાર શ્લોકથી ઇશ્વરનું સર્વાત્મપણું કહે છે.

अहं क्रतुरहं यज्ञः स्वधाहमहमौषधम् ।
मंत्रोऽहमहमेवाज्यमहमग्निरहं हुतम् ॥१६॥

શ્રુતિએ કહેલા અગ્નિષ્ટોમ આદિ યજ્ઞો તથા સ્મૃતિએ કહેલા પંચમહાયજ્ઞાદિક હું છું; પિતૃઓને અર્થે કહેલા શ્રાદ્ધાદિકમાં હું સ્વધા અન્ન છું; યજ્ઞો માટેની ઔષધિ હું છું, ઘૃત હું છું; હવનના મંત્ર હું છું, અગ્નિ હું છું તથા હોમ એટલે હવનક્રિયા પણ હું છું. ૧૬

पिताहमस्य जगतो माता धाता पितामहः ।
वेद्यं पवित्रमोंकार ऋक् साम यजुरेव च ॥१७॥

આ જગતનો પિતા, માતા, કર્મફળનો આપનાર, પિતામહ, જાણવાયોગ્ય વસ્તુ, પવિત્ર કરનારી પ્રાયશ્ચિત્ત ઇત્યાદિ કોઈ પણ વસ્તુ, ૐકાર, ઋગ્વેદ, સામવેદ તથા યજુર્વેદ એ સર્વ હું જ છું. ૧૭

गतिर्भर्ता प्रभुः साक्षी निवासः शरणं सुहृत् ।
प्रभवः प्रलयः स्थानं निधानं बीजमव्ययम् ॥१८॥

સર્વ કર્મોના ફળરૂપ, સર્વનો પોષણકર્તા અને નિયામક, મનુષ્યોનાં શુભ અશુભ કર્મોનો દ્રષ્ટા (સાક્ષી), સર્વના નિવાસસ્થાન અને શરણરૂપ, સર્વનો સુહૃદ (પરમહિતકારી), સર્વનો સૃજનાર અને સંહાર કરનાર, તથા સર્વનો આધાર, લયનું સ્થાન અને અવિનાશી મૂળકારણ પણ હું જ છું. ૧૮

तपाम्यहमहं वर्षं निगृह्णाम्युत्सृजामि च ।
अमृतं चैव मृत्युश्च सदसच्चाहमर्जुन ॥१९॥

હે અર્જુન! સૂર્યરૂપે હું જગતને તપાવું છું અને

વરસાદરૂપે જળ વરસાવું છું તથા કોઇવાર નથી પણ વરસાવતો. વળી સર્વના જીવન અને મરણરૂપે તથા સત્, અસત્, સ્થૂલ, સૂક્ષ્મ ઇત્યાદિ સર્વ પદાર્થો હું જ છું તથા લોકો મને એવો માનીને અનેક પ્રકારે ઉપાસે છે.૧૯

૧૧ અને ૧૨ મા શ્લોકોમાં અભકતો વિષે કહ્યું; અને ૧૩ મા શ્લોકમાં ભકતોનું સ્વરૂપ કહ્યું. હવે જે મનુષ્યો સકામભાવે કે નિષ્કામભાવે પરમાત્માને નહિ ભજતાં ઇંદ્રાદિ દેવોને ભજે છે; તેઓ જન્મમરણના પ્રવાહમાંથી છૂટી શકતા નથી, એ વાત હવે એ શ્લોકવડે કહે છે.

**त्रैविद्या मां सोमपाः पूतपापा यज्ञैरिष्ट्वा स्वर्गतिं प्रार्थयन्ते । ते पुण्यमासाद्य सुरेंद्रलोक-मश्नंति दिव्यान्दिवि देवभोगान् ॥२०॥**

ત્રણે વેદોમાં કહેલાં સકામ કર્મો કરનારા, તથા યજ્ઞો-વડે મને ઇંદ્રરૂપે પૂજીને અને યજ્ઞમાં શેષ રહેલા સોમ-રસનું પાન કરીને શુદ્ધ થયેલા, એવા જે સકામી પુરુષો સ્વર્ગપ્રાપ્તિની પ્રાર્થના કરે છે; તેઓ પવિત્ર ઇંદ્રલોકને પામીને સ્વર્ગમાં દેવતાઓના દિવ્ય ભોગો ભોગવે છે.

**ते तं भुक्त्वा स्वर्गलोकं विशालं क्षीणे पुण्ये मर्त्यलोकं विशन्ति । एवं त्रयी धर्ममनुप्रपन्ना गता-गतं कामकामा लभंते ॥२१॥**

એ પ્રમાણે સ્વર્ગને ઇચ્છનારાઓ વિશાળ સ્વર્ગ-લોકમાં જઇને ત્યાંના યથેચ્છ ભોગો ભોગવે છે; પરંતુ તેમનાં ભોગદાયક પુણ્યો ક્ષીણ થતાં પાછા તેઓ આ મનુષ્યલોકમાં જન્મે છે. એ પ્રમાણે વેદોએ લૌકિક સુખોના સાધનરૂપે કહેલા યજ્ઞ કરનારા સકામ મનુષ્યો વારંવાર આ લોકમાં અને પરલોકમાં આવાગમન કર્યા કરે છે. ૨૧

મારા ભકતો મારી કૃપાથી કૃતાર્થ થાય છે તે હવે કહે છે.

अनन्याश्चिंतयंतो मां ये जनाः पर्युपासते ।
तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम् ॥२२॥

અને જેઓ બીજા દેવને નહિ પૂજતાં મારૂં પરમાત્માનું ચિંતન કરતા થકા મનેજ ભજે છે; તેવા સર્વદા મારામાં એકનિષ્ઠાવાળા જનોના યોગને (હિતાવહ અપ્રાપ્ત પદાર્થની પ્રાપ્તિને) તથા ક્ષેમને (હિતાવહ પ્રાપ્ત પદાર્થના રક્ષણને) હું તેમની પ્રાર્થનાવિના પણ સર્વ પ્રકારે વહન કરૂં છું. ૨૨

ઇંદ્રાદિ દેવો પણ વાસ્તવમાં આપરૂપ છે, તો તેમના ભકતો પણ આપનાજ ભકતો ગણાય; છતાં તે ભકતો આવાગમન કેમ પામે છે ? એ શંકાનું હવે સમાધાન કહે છે.

येऽप्यन्य देवताभक्ता यजंते श्रद्धयान्विताः ।
तेऽपि मामेव कौंतेय यजंत्यविधिपूर्वकम् ॥२३॥

જે સકામી મનુષ્યો શ્રદ્ધાપૂર્વક ઇંદ્રાદિ બીજા દેવોનું યજન કરે છે, તેઓ પણ મારૂંજ યજન કરે છે; પરંતુ હે કૌંતેય ! અજ્ઞાનને લીધે તેઓ મોક્ષદાયક વિધિવાળું યજન કરતા નથી તેથીજ સંસારમાં આવાગમન પામ્યા કરે છે. ૨૩

अहं हि सर्वयज्ञानां भोक्ता च प्रभुरेव च ।
न तु मामभिजानंति तत्त्वेनातश्च्यवंति ते ॥२४॥

તે તે દેવતારૂપે સર્વ યજ્ઞોનો ભોક્તા તથા ફળ આપનારો હુંજ છું; પરંતુ તે અન્ય દેવના ભકતો મને તત્ત્વથી તેવો સમજતા નથી તેથીજ તેઓ એમ આવાગમનમાં ભટક્યા કરે છે. ૨૪

ભાવાર્થઃ-દેવતાદિક સર્વ કોઇનો અંતર્યામી અને અધિષ્ઠાન મને જાણીને જેઓ મારૂંજ યજનપૂજન કરે છે, તેઓને આવાગમન રહેતું નથી.

यांति देवव्रता देवान् पितॄन्यांति पितृव्रताः।
भूतानि यांति भूतेज्या यांति मद्याजिनोऽपि माम्॥

ઇંદ્રાદિ દેવોને ભજનારા તે તે દેવતાઓને પામે છે; પિતૃને પૂજનારા પિતૃઓને પામે છે; વિનાયક માતૃકા આદિ ભૂતોને ભજનારા ભૂતોને પામે છે; પરંતુ મને ભજનારા તો મનેજ પામે છે. ૨૫

पत्रं पुष्पं फलं तोयं यो मे भक्त्या प्रयच्छति।
तदहं भक्त्युपहृतमश्नामि प्रयतात्मनः ॥२६॥

જે પ્રયત્નવાન પુરુષ પત્ર, પુષ્પ, ફળ કે જળ પણ મને નિષ્કામભાવથી તથા શ્રદ્ધાભક્તિથી અર્પણ કરે છે, તેની તે પ્રીતિપૂર્વક અર્પણ કરાયલી ભેટને હું પ્રીતિપૂર્વક ગ્રહણ કરૂં છું. ૨૬

ભાવાર્થઃ—જેમ ક્ષુદ્ર દેવો ધનાદિકથી બને એવા-જ યજ્ઞથી પ્રસન્ન થાય છે; તેમ મહાવિભૂતિઓના સ્વામી એવા હું પરમેશ્વરને પ્રસન્ન કરવા માટે કંઈ ધનવાળા યજ્ઞાદિની જરૂર રહેતી નથી; કેમકે હું તો માત્ર અંતઃકરણપૂર્વકની શ્રદ્ધાભક્તિ તરફ જોઉં છું, બાહ્યપદાર્થો તરફ નહિ. વળી ભક્તજને અર્પણ કરેલા પત્રપુષ્પાદિ જુજ પદાર્થો સ્વીકારૂં છું તે માત્ર અનુગ્રહમાટેજ સ્વીકારૂં છું.

यत्करोषि यदश्नासि यज्जुहोषि ददासि यत्।
यत्तपस्यसि कौंतेय तत्कुरुष्व मदर्पणम् ॥२७॥

માટે હે કુંતાના પુત્ર! તું પણ સ્વભાવથી કે શાસ્ત્રની આજ્ઞાથી જે કાંઇ કર્મ કરે, જે કાંઈ ખાય, જે કાંઈ હોમે જે કાંઇ આપે અને જે કાંઇ તપ કરે, તે સઘળું મને અર્પણ કરતો રહે; અને બને તો મારી પ્રીતિ પામવા માટેજ કર્મો કર, કે જેથી તે વધારે કાળજીથી અને ઉત્તમ રીતે થઈ શકે તથા આપોઆપજ મને અર્પણ થાય.

**शुभाशुभफलैरेवं मोक्ष्यसे कर्मबंधनैः ।**
**संन्यासयोगयुक्तात्मा विमुक्तो मामुपैष्यसि ॥२८॥**

કેમકે એવી રીતે મન તથા દેહને કર્માર્પણરૂપી સંન્યાસયોગમાં જોડવાથી કર્મનાં તે તે શુભાશુભ ફળરૂપી બંધનોથી તું મુકત થઇશ અને તેથી આવાગમનથી પણ વિમુકત થઇને મને પામીશ. ૨૮

આપ જો ભકતનેજ મોક્ષ આપતા હો અને અભકતને મોક્ષ ન આપતા હો, તો તો આપમાં રાગદ્વેષાદિક વિષમ દૃષ્ટિ ગણાય. તેનો શ્રીકૃષ્ણ ભગવાન હવે ઉત્તર આપે છે.

**समोऽहं सर्वभूतेषु न मे द्वेष्योऽस्ति न प्रियः ।**
**ये भजंति तु मां भक्त्या मयि ते तेषु चाप्यहम् ॥**

હું સર્વ પ્રાણીઓને વિષે સમાનપણે રહું છું તે એટલા માટે કે, મારે કોઇ પ્રિય પણ નથી અને અપ્રિય પણ નથી; છતાં જેઓ મને શ્રદ્ધાભકિતપૂર્વક ભજે છે, તેઓ મારામાં વિશેષરૂપે રહે છે, અને હું તેઓમાં વિશેષરૂપેજ રહું છું. ૨૯

ભાવાર્થઃ–જેમ અગ્નિને સેવનારનું ટાઢ તથા અંધારા વગેરેનું દુઃખ દૂર થાય છે, તેથી કાંઈ અગ્નિમાં વિષમપણું નથી ઠરતું; અને જેમ કલ્પવૃક્ષ પોતાના આશ્રિતની અભિલાષા પૂર્ણ કરે છે તેથી તેનામાં વિષમપણું નથી ગણાતું; તેમ મને સેવનાર ભકતોની કામના પૂરી થાય છે, તથા તેમનું યોગક્ષેમ વહન કરૂં છું, તેનું કારણ મારી વિષમ દૃષ્ટિ નથી, પણ એ તો તેમના પ્રયત્નનો અને મારાપ્રત્યેની શ્રદ્ધાભકિતનો પ્રતાપ છે.

**अपि चेत्सुदुराचारो भजते मामनन्यभाक् ।**
**साधुरेव स मंतव्यः सम्यग्व्यवसितो हि सः ॥३०॥**

કોઈ અત્યંત દુરાચારી મનુષ્ય પણ જો બીજા

દેવોના રૂપમાં મને આડકતરી રીતે ભજવાને બદલે સીધે સીધો મને પરમાત્માનેજ અનન્યપણે ભજતો હોય તો તેને શ્રેષ્ઠજ જાણવો. કારણ કે 'પરમેશ્વરના ભજનથી હું કૃતાર્થ થઇશ' એવા શુભ નિશ્ચયવાળો હોવાથી તે મને ભજે છે. ૩૦

માત્ર સારા નિશ્ચય ઉપરથીજ તેને સારો શાથી સમજવો ? એના ઉત્તર ઉપરાંત કુતર્કવાદીઓ આગળ પ્રતિજ્ઞા કરવાનો ઉત્સાહ પણ હવેના શ્લોકમાં અર્જુનને આપે છે.

क्षिप्रं भवति धर्मात्मा शश्वच्छांतिं निगच्छति ।
कौंतेय प्रतिजानीहि न मे भक्तः प्रणश्यति ॥३१॥

દુરાચારી મનુષ્ય પણ મને ભજવાથી શીઘ્ર ધર્માત્મા (નિષ્કામભાવે સ્વધર્મ પાલન કરનારો) થાય છે; અને તેથી બીજાં ચિંતનો ને ઉપદ્રવોથી છોડાવનારી અનન્ય દૃઢ નિષ્ઠા હું પરમેશ્વરમાં પામીને મોક્ષનાજ માર્ગમાં ચાલે છે. માટે હે કુંતાના પુત્ર! વિવાદ કરનારા કુતર્કી લોકોની સભાવચ્ચે ઢોલ પીટાવીને તથા હાથ ઉંચો કરીને નિઃસંશયપણે તું પ્રતિજ્ઞા કરજે કે, ભગવાનનો ભકત (દુરાચારી હોય તોપણ જો તે દુરાચાર છોડી દઇને શુભ નિશ્ચય અને પ્રયત્નવાળો થાય તો) કદી પણ અધો-ગતિ નથી પામતો અને કૃતાર્થજ થાય છે. ૩૧

એ પ્રમાણે મારી ભકિત નીચ કુળવાળાને અને દુરાચારીને પણ પવિત્ર કરે છે; તો પછી સદાચારી અને કુળવાનને પવિત્ર કરે એમાં તો આશ્ચર્યજ શું ! તે હવે કહે છે.

मां हि पार्थ व्यपाश्रित्य येऽपि स्युः पापयोनयः ।
स्त्रियो वैश्यास्तथा शूद्रास्तेऽपि यांति परां गतिम् ॥
किं पुनर्ब्राह्मणाः पुण्या भक्ता राजर्षयस्तथा ।
अनित्यमसुखं लोकमिमं प्राप्य भजस्व माम् ॥३३॥

**मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु ।**
**मामेवैष्यसि युक्त्वैवमात्मानं मत्परायणः ॥३४॥**

હે પૃથાપુત્ર ! જેઓ અંત્યજ આદિ નીચ જાતિમાં જન્મેલા હોય; જેઓ ખેતી આદિનાં કર્મ કરનારા વૈશ્યો હોય તથા જેઓ વેદાધ્યયનરહિત સ્ત્રી અને શૂદ્ર આદિ હોય; તેઓ પણ મારો આશ્રય કરીને નિઃસંદેહ ઉત્તમ ગતિ પામે છે, તો જે પુણ્યકર્મ (સુકૃત) કરનારા બ્રાહ્મણો તથા રાજર્ષિઓ મારા ભકત હોય; તેઓ ઉત્તમ ગતિ પામે એમાં કહેવુંજ શું ! માટે તું પણ આ નાશવંત અને સુખરહિત સંસારમાં રાજર્ષિનો દેહ પામ્યો છે, તો સ્વાર્થનો તુચ્છ હેતુ તજી દે. અને સદાના પરમસુખરૂપ મોક્ષપ્રાપ્તિનો અત્યંત હિતાવહ હેતુ રાખીને નિષ્કામભાવે કર્મ કરતો થકો મારૂં ભજન કર; મારાવિષે મન રાખ; મારો ભકત થા; મારૂંજ યજન કર અને મનેજ નમસ્કાર કર. એ પ્રમાણે કર્મયોગવડે મારે પરાયણ થઈ ચિત્તશુદ્ધિ વધતાં ચિત્તને પણ તું મારામાં પૂરેપૂરૂં સ્થિર કરી શકીશ અને મને–સચ્ચિદાનંદઘન પરમાત્માને પ્રાપ્ત થઈશ.

हरिः ॐ तत्सदिति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे राजविद्याराजगुह्ययोगो नाम नवमोऽध्यायः ॥९॥

ઇતિ શ્રીમદ્‌ભગવદ્‌ગીતાનો રાજવિદ્યારાજગુહ્યયોગ નામનો નવમો અધ્યાય સંપૂર્ણ.





# अध्याय १० मो–विभूतियोग

સાતમા, આઠમા અને નવમા અધ્યાયમાં પરમેશ્વરનું ભજવાયોગ્ય સ્વરૂપ કહ્યું તથા સંક્ષેપમાં પરમેશ્વરની વિભૂતિ કહી. હવે આ અધ્યાયમાં તે વિસ્તારથી કહેવાને તથા ઈશ્વરભક્તિની આવશ્યકતા સમજાવવાને ભગવાન કહે છે કે–

श्रीभगवानुवाच । શ્રીભગવાન કહે છેઃ–

**भूय एव महाबाहो शृणु मे परमं वचः ।**
**यत्तेऽहं प्रीयमाणाय वक्ष्यामि हितकाम्यया ॥१॥**

યુદ્ધ આદિ સ્વધર્મ આચરવામાં તથા દુઃખી અને સાધુજનોની સેવા કરવામાં કુશળ ભુજાવાળા હે અર્જુન! તું ફરી પણ મારૂં પરમાર્થસંબંધી ઉત્તમ વચન સાંભળ. કેમકે તું મારા ઉપર પ્રીતિવાળો હોઇ મારા વચનથી આનંદ પામે છે, તેથી તારા હિતની ઇચ્છાથી કહેવા ધારૂં છું. ૧

**न मे विदुः सुरगणाः प्रभवं न महर्षयः ।**
**अहमादिर्हि देवानां महर्षीणां च सर्वशः ॥२॥**

હું ઉત્પત્તિરહિત છું, તથા ઉત્પત્તિ અને જ્ઞાન ઇત્યાદિ સર્વ બાબતોમાં દેવો અને મહર્ષિઓનું મૂળકારણ પણ હું છું; તેથી દેવગણો અને ભૃગુ આદિ મહર્ષિઓ પણ મારી ઉત્પત્તિ થઇ હોય એવું જાણતા અને માનતા નથી.

**यो मामजमनादिं च वेत्ति लोकमहेश्वरम् ।**
**असंमूढः स मर्त्येषु सर्वपापैः प्रमुच्यते ॥३॥**

માટે સર્વનું કારણ હું હોવાથી જે કોઈ મને અનાદિ, અજન્મા તથા સર્વ લોકોનો મહેશ્વર જાણે છે; તે પુરુષ આ મરવાને સૃજાયલા સર્વ મનુષ્યો તથા પદાર્થોમાં મોહરહિત થઇને સર્વ પાપોથી મુકત અર્થાત્ શુદ્ધ થાય છે.

बुद्धिर्ज्ञानमसंमोहः क्षमा सत्यं दमः शमः ।
सुखं दुःखं भवोऽभावो भयं चाभयमेव च ॥४॥
अहिंसा समता तुष्टिस्तपो दानं यशोऽयशः ।
भवंति भावा भूतानां मत्त एव पृथग्विधाः ॥५॥

વિવેકબુદ્ધિ (સારાસારની સમજણ), તત્ત્વજ્ઞાન, નિર્મોહિતા, ક્ષમા, સત્ય, દમ (ઇંદ્રિયોનો નિગ્રહ), શમ (અંતઃકરણનો નિગ્રહ), સુખ, દુઃખ, ઉત્પત્તિ, નાશ, ભય, અભય, અહિંસા (મન કર્મ કે વચનથી કોઇને પીડા નહિ કરવી), સમતા (મિત્ર અને શત્રુ તરફ રાગદ્વેષ ન રાખતાં સમભાવ રાખવો).તુષ્ટિ (દૈવેચ્છાથી આવી મળે તેમાં સંતોષ રાખવો), આગળ કહેવામાં આવશે એવાં શરીરાદિનાં તપ, દાન (ન્યાયથી મેળવેલા પદાર્થ સુપાત્રને આપવા તે) તથા સુકીર્તિ અને અપકીર્તિ ઇત્યાદિથી ઉપજતા સર્વ પ્રકારના મનોભાવ, એ સર્વ મારા અધિષ્ઠાનપણાથીજ પ્રાણીઓને થાય છે. ૪,૫

महर्षयः सप्त पूर्वे चत्वारो मनवस्तथा ।
मद्भावा मानसा जाता येषां लोक इमाः प्रजाः ॥६॥

ભૃગુ આદિ સાત મહર્ષિઓ, તથા તેમનાથી પણ પ્રાચીન એવા સનક, સનંદન, સનાતન અને સનત્કુમાર એ ચાર ઋષિઓ, તથા સ્વાયંભુવ ઇત્યાદિ મનુઓ, એ સર્વ મારાથીજ પ્રભાવવાળા થયા છે. કેમકે તેઓ સર્વ મારીજ માનસિક સૃષ્ટિથી-એટલે કે મારા મનમાંથીઉપજ્યા છે. વળી આ જગતમાં જે બ્રાહ્મણ આદિ પ્રજા છે, તે પણ એ મહર્ષિઓનીજ પ્રજા હોવાથી પૌત્ર-

પ્રપૌત્રરૂપે તથા શિષ્ય-પ્રશિષ્યાદિરૂપે મારીજ પ્રજા છે.

एतां विभूतिं योगं च मम यो वेत्ति तत्त्वतः।
सोऽविकंपेन योगेन युज्यते नात्र संशयः ॥७॥

એ પ્રમાણે જે કોઇ મારી એ ભૃગુ આદિ અનેકવિધ યોગવિભૂતિઓને તથા મારા ઐશ્વર્યને તત્ત્વથી જાણે છે; તેનું ધ્યેય તથા આચરણ પલટાઇ જઇને તે મારી પ્રીતિ તથા પ્રાપ્ત માટે અડગભાવે યોગમાર્ગમાં જોડાઇ જાય છે, એમાં સંદેહ નથી. ૭

अहं सर्वस्य प्रभवो मत्तः सर्वं प्रवर्तते ।
इति मत्वा भजंते मां बुधा भावसमन्विताः ॥८॥

કેમકે ઉપર કહ્યું તેમ એ ભૃગુ, મનુ આદિ વિભૂતિઓદ્વારા હુંજ આ સમગ્ર જગતની ઉત્પત્તિનું કારણ છું, તથા મારાવડેજ સર્વ પ્રાણી અને પદાર્થો ઉપજે તથા પ્રવર્તે છે; તેથી જેઓ મને એવો અત્યંત મહાન જાણે છે તે વિવેકી જનો સ્વભાવથીજ મારાપ્રત્યે ભાવભક્તિવાળા થઇને મને ભજે છે. ૮

मच्चित्ता मद्गतप्राणा बोधयंतः परस्परम् ।
कथयंतश्च मां नित्यं तुष्यंति च रमंति च ॥९॥

એવા શ્રદ્ધાભક્તિવાળા વિવેકી જનો મારામાંજ ચિત્ત અને પ્રાણને જોડવા ઉપરાંત વાણીવડે પણ સિદ્ધાન્તમાઓનાં પ્રમાણોસહિત પરસ્પરમાં સદા મારાજ ગુણ અને મહિમાની ચર્ચા તથા બોધ કરે છે; અને મારા સ્વરૂપનો બોધ થયા પછી પણ નિત્યપ્રતિ મારૂંજ કથન-કીર્તન કરતા થકા સંતોષ તથા આનંદ ભોગવે છે. ૯

એવાઓનેજ હું યથાર્થ જ્ઞાન આપું છું તે હવે કહે છે.

तेषां सततयुक्तानां भजतां प्रीतिपूर्वकम् ।
ददामि बुद्धियोगं तं येन मामुपयांति ते ॥१०॥

એવા નિરંતર મારેવિષે આસક્તિવાળા અને પ્રીતિપૂર્વક મને ભજનારા તે વિવેકી અને ભાવભક્તિવાળા જનોને હું બુદ્ધિદ્વારા એવો ઉપાય આપું છું, કે જે ઉપાયથી તેઓ મને પામે છે. ૧૦

હું તેઓને સાક્ષાત્કારપર્યંતનું જ્ઞાન આપીને તથા મારા સ્વરૂપનો યથાવત અનુભવ કરાવીને અવિદ્યાથી થયેલા તેઓના જન્મમરણરૂપી સંસારનો નાશ કરૂં છું, તે વાત હવે કહે છે.

तेषामेवानुकंपार्थमहमज्ञानजं तमः ।
नाशयाम्यात्म भावस्थो ज्ञानदीपेन भास्वता ॥११॥

તેઓના ઉપર અનુગ્રહ કરવા માટે હું તેમની બુદ્ધિવૃત્તિમાં રહીને જ્ઞાનરૂપી પ્રકાશિત દીપકવડે તેમના અજ્ઞાનરૂપી અંધકારનો નાશ કરૂં છું. ૧૧

આગળ સંક્ષેપમાં કહેલી વિભૂતિઓને વિસ્તારથી જાણવા માટે અર્જુન હવે સ્તુતિપૂર્વક પૂછે છે.

अर्जुन उवाच । અર્જુન પૂછે છે:-

परं ब्रह्म परं धाम पवित्रं परमं भवान् ।
पुरुषं शाश्वतं दिव्यमादिदेवमजं विभुम् ॥१२॥
आहुस्त्वामृषयः सर्वे देवर्षिर्नारदस्तथा ।
असितो देवलो व्यासः स्वयं चैव ब्रवीषि मे ॥१३॥

આપ નિત્યપુરુષ, સ્વયંપ્રકાશરૂપ, આદિદેવ, અજન્મા તથા વ્યાપક છો; માટે ભૃગુ આદિ સર્વ ઋષિઓ, દેવર્ષિ નારદ, અસિત, દેવલ તથા વ્યાસ આપને પરમબ્રહ્મ, પરમધામ તથા પરમ પવિત્ર કહે છે; અને આપ પણ મને એમજ કહો છો. ૧૨,૧૩

सर्वमेतदृतं मन्ये यन्मां वदसि केशव ।
न हि ते भगवन्व्यक्तिं विदुर्देवा न दानवाः ॥१४॥

માટે હે કેશવ ! જે કાંઇ આપ મને કહી રહ્યા છો, તે બધું હું સત્ય માનું છું. કારણ કે હે ભગવાન!

આપના આ સ્વરૂપનો આવિર્ભાવ અમારા ઉપર અનુ-ગ્રહ કરવા માટે થયેલો છે એમ દેવતાઓ પણ જાણતા નથી; તથા દાનવો પણ જાણતા નથી કે આપનો આવિર્ભાવ તેમના નિગ્રહ માટે છે ૧૪

स्वयमेवात्मनात्मानं वेत्थ त्वं पुरुषोत्तम ।
भूतभावन भूतेश देवदेव जगत्पते ॥१५॥

હે સર્વ પ્રાણીઓને ઉત્પન્ન કરનારા ! હે સર્વ ભૂતોના સ્વામી અને નિયંતા! હે દેવોના દેવ! હે જગત-ના પાલક એવા પુરુષોત્તમ! આપ સ્વયંપ્રકાશ છો તેથી પોતાથીજ પોતાને જાણો છો. ૧૫

वक्तुमर्हस्यशेषेण दिव्या ह्यात्मविभूतयः ।
याभिर्विभूतिभिर्लोकानिमांस्त्वं व्याप्य तिष्ठसि ॥

આપ જેજે આશ્ચર્યકારક દિવ્ય વિભૂતિઓવડે આ સઘળા લોકોમાં વ્યાપી રહ્યા છો તે સઘળી વિભૂતિઓ સંપૂર્ણ રીતે કહેવાને આપજ યોગ્ય છો ૧૬

વિભૂતિઓ કહેવાનું પ્રયોજન દર્શાવતાં અર્જુન બે શ્લોકથી ભગવાનની પ્રાર્થના કરે છે.

कथं विद्यामहं योगिंस्त्वां सदा परिचिंतयन् ।
केषु केषु च भावेषु चिंत्योऽसि भगवन्मया ॥१७॥

હે યોગીશ્વર! કયી કયી વિભૂતિઓવડે સદા આપનું ચિંતન કરવાથી હું આપને જાણી શકું ? તથા હે ભગવન્! કયા કયા પદાર્થોમાં મારે આપ ચિંતન કરવા યોગ્ય છો ? ૧૭

ચિત્ત આપથી બહિર્મુખ હોય ત્યારે પણ આપની જે જે વિભૂતિઓદ્વારા આપનું ચિંતન થઈ શકે, તે તે વિભૂતિઓ વિસ્તારથી કહો, એમ હવે કહે છે.

विस्तरेणात्मनो योगं विभूतिं च जनार्दन ।
भूयः कथय तृप्तिर्हि शृण्वतो नास्ति मेऽमृतम् ॥१८

આપનાં વચનામૃત સાંભળતાં મને તૃપ્તિ થતી નથી; માટે હે જનાર્દન! આપનું સર્વજ્ઞપણું તથા સર્વશક્તપણું આદિ યોગબળ, તથા આપની વિભૂતિઓ મને ફરી વિસ્તારથી કહો. ૧૮

श्रीभगवानुवाच । શ્રીભગવાન કહે છેઃ–

हंत ते कथयिष्यामि दिव्या ह्यात्मविभूतयः ।
प्राधान्यतः कुरुश्रेष्ठ नास्त्यंतो विस्तरस्य मे ॥१९॥

અહો વત્સ! મારી બીજી નાની નાની વિભૂતિઓનો તો અંત નથી; માટે હે કુરુશ્રેષ્ઠ! મારી કેટલીએક મુખ્ય મુખ્ય વિભૂતિઓજ હું તને કહીશ. ૧૯

अहमात्मा गुडाकेश सर्वभूताशयास्थितः ।
अहमादिश्च मध्यं च भूतानामंत एव च ॥२०॥

હે ગુડાકેશ! સર્વજ્ઞપણું અને સર્વશક્તિમાનપણું ઇત્યાદિ ગુણોવડે સર્વ ભૂતોના અંતઃકરણમાં નિયંતા-રૂપે રહેલો આત્મા હું છું; તથા સર્વ પ્રાણીપદાર્થોની ઉત્પત્તિ, સ્થિતિ અને લય કરનાર પણ હું છું. ૨૦

आदित्यानामहं विष्णुर्ज्योतिषां रविरंशुमान् ।
मरीचिर्मरुतामस्मि नक्षत्राणामहं शशी ॥२१॥

બાર આદિત્યોમાં વામનાવતારધારી વિષ્ણુ નામે આદિત્ય હું છું; સર્વ પ્રકાશક પદાર્થોમાં વિશ્વવ્યાપક કિરણવાળો સૂર્ય હું છું; મરુતાદિ દેવવિશેષોમાં મરીચિ નામે દેવ હું છું; અથવા આવહ, પ્રવહ, વિવહ, પરાવહ, ઉદ્વહ, સંવહ અને પરિવહ, એ સાત પ્રકારના વાયુગણોમાં મરીચિ નામનો વાયુ હું છું તથા સર્વ નક્ષત્રોમાં ચંદ્રમા હું છું. ૨૧

वेदानां सामवेदोऽस्मि देवानामस्मि वासवः ।
इंद्रियाणां मनश्चास्मि भूतानामस्मि चेतना ॥२२॥

વેદોમાં સામવેદ હું છું; દેવતાઓમાં ઇંદ્ર હું છું; ઇંદ્રિયોમાં મન હું છું તથા સર્વ પ્રાણીઓમાં રહેલી ચેતનાશક્તિ હું છું. ૨૨

रुद्राणां शंकरश्चास्मि वित्तेशो यक्षरक्षसाम्।
वसूनां पावकश्चास्मि मेरुः शिखरिणामहम् ॥२३॥

અગીઆર રુદ્રોમાં શંકર હું છું; યક્ષ તથા રાક્ષસોમાં કુબેર હું છું; આઠ વસુઓમાં અગ્નિ હું છું અને સર્વ પર્વતોમાં મેરુપર્વત હું છું. ૨૩

पुरोधसां च मुख्यं मां विद्धि पार्थ बृहस्पतिम्।
सेनानीनामहं स्कंदः सरसामस्मि सागरः ॥२४॥

હે પૃથાના પુત્ર! સર્વ પુરોહિતોમાં મુખ્ય એવો દેવોનો પુરોહિત બૃહસ્પતિ મને જાણ; સેનાપતિઓમાં કાર્તિકસ્વામી હું છું તથા સ્થિર જલાશયોમાં મહાસાગર હું છું. ૨૪

महर्षीणां भृगुरहं गिरामस्म्येकमक्षरम्।
यज्ञानां जपयज्ञोऽस्मि स्थावराणां हिमालयः ॥२५॥

મહર્ષિઓમાં ભૃગુઋષિ હું છું; વાણીઓમાં એકાક્ષર મંત્રરૂપ ૐકાર હું છું; શ્રુતિ અને સ્મૃતિએ કહેલા સર્વ યજ્ઞોમાં જપયજ્ઞ હું છું અને સર્વ સ્થાવર પદાર્થોમાં હિમાલય હું છું. ૨૫

अश्वत्थः सर्ववृक्षाणां देवर्षीणां च नारदः।
गंधर्वाणां चित्ररथः सिद्धानां कपिलो मुनिः ॥२६॥

સર્વ વૃક્ષોમાં પીપળો હું છું; દેવતાઓમાંથી ઋષિપણું પામનારાઓમાં દેવર્ષિ નારદ હું છું; ગંધર્વોમાં ચિત્રરથ ગંધર્વ હું છું તથા સિદ્ધોમાં જન્મથીજ આત્મજ્ઞાન પામેલા કપિલમુનિ હું છું. ૨૬

उच्चैःश्रवसमश्वानां विद्धि माममृतोद्भवम् ।
ऐरावतं गजेन्द्राणां नराणां च नराधिपम् ॥२७॥

ઘોડાઓમાં અમૃતને માટે ક્ષીરસમુદ્રનું મથન કરતાં મળેલા ઉચ્ચૈઃશ્રવા નામના ઘોડાને મારી વિભૂતિ જાણ; સર્વ હાથીઓમાં ક્ષીરસમુદ્રના મથન-સમયે મળેલો ઐરાવત હાથી મારી વિભૂતિ જાણ અને સર્વ મનુષ્યમાં રાજા મને જાણ. ૨૭

आयुधानामहं वज्रं धेनूनामस्मि कामधुक् ।
प्रजनश्चास्मि कंदर्पः सर्पाणामस्मि वासुकिः ॥२८॥

સર્વ આયુધોમાં વજ્ર હું છું; ગાયોમાં સર્વ કામનાઓને પૂર્ણ કરનારી કામદુધા હું છું; પ્રજોત્પત્તિ-માં કામ હું છું અને સર્પમાત્રમાં વાસુકી સર્પ હું છું.

अनंतश्चास्मि नागानां वरुणो यादसामहम् ।
पितॄणामर्यमा चास्मि यमः संयमतामहम् ॥२९॥

ઝેરરહિત નાગોમાં શેષનાગ હું છું; જલચરોમાં વરુણ હું છું; પિતૃઓમાં અર્યમા હું છું; અને નિયમમાં રાખનારાઓમાં યમરાજા હું છું. ૨૯

प्रह्लादश्चास्मि दैत्यानां कालः कलयतामहम् ।
मृगाणां च मृगेन्द्रोऽहं वैनतेयश्च पक्षिणाम् ॥३०॥

દૈત્યોમાં પ્રહ્લાદ હું છું; વશ કરનારા અથવા ગણના કરનારાઓમાં કાલ હું છું; પશુઓમાં સિંહ હું છું અને સર્વ પક્ષીઓમાં ગરુડ હું છું. ૩૦

पवनः पवतामस्मि रामः शस्त्रभृतामहम् ।
झषाणां मकरश्चास्मि स्रोतसामस्मि जाह्नवी ॥३१॥

પાવન કરનારા અને વેગવાળા પદાર્થોમાં વાયુ હું છું; શસ્ત્રધારી શૂરાઓમાં શ્રીરામચંદ્ર અથવા

પરશુરામ હું છું; મત્સ્યોમાં મઘરમચ્છ હું છું તથા નદીઓમાં ગંગા મારૂં સ્વરૂપ છે. ૩૧

**सर्गाणामादिरंतश्च मध्यं चैवाहमर्जुन।**
**अध्यात्मविद्या विद्यानां वादः प्रवदतामहम्॥३२॥**

હે અર્જુન ! આકાશ ઇત્યાદિ સૃષ્ટિનો આદિ, મધ્ય તથા અંત પણ હું છું (અર્થાત્ ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલયને મારીજ વિભૂતિ જાણવી); સર્વ વિદ્યાઓમાં અધ્યાત્મવિદ્યા હું છું; વાદ કરનારાઓમાં (વાદ, જલ્પ અને વિતંડા, એ ત્રણ પ્રકારના પ્રસિદ્ધ વાદોમાં) વાદ× હું છું. ૩૨

**अक्षराणामकारोऽस्मि द्वंद्वः सामासिकस्य च।**
**अहमेवाक्षयः कालो धाताऽहं विश्वतोमुखः॥३३॥**

સર્વ અક્ષરોમાં અકાર વ્યાપી રહેલો હોવાથી તે શ્રેષ્ઠ અકાર હું છું; તત્પુરુષ આદિ સમાસોમાં બન્ને પદનો અર્થ જેમાં મુખ્ય છે એવો દ્વંદ્વ સમાસ હું છું; સર્વ કાળોમાં પ્રધાન એવો અક્ષય કાળ હું છું અને કર્મફળ આપનારાઓમાં સર્વ કર્મોનું ફળ આપનારો જે સર્વવ્યાપી નિયમ તે હું છું. ૩૩

---

× એ ત્રણ પ્રકારના વાદોમાં 'જલ્પવાદ' તેને કહે છે કે જેમાં વાદી અને પ્રતિવાદી બન્ને પ્રમાણોથી તથા તર્કોથી પોતપોતાનો પક્ષ સ્થાપન કરીને પરસ્પર એકબીજાના પક્ષમાં દૂષણ આપે છે. 'વિતંડાવાદ' તેને કહે છે કે એક મનુષ્ય પોતાનો પક્ષ સ્થાપન કરે છે, તથા બીજો છળ, જાતિ અને નિગ્રહસ્થાન વડે સામા પક્ષને દૂષણ આપે છે, પણ પોતાનો પક્ષ સિદ્ધ કરતો નથી. આ બે પ્રકારના વાદ તો માત્ર વાદીની પરીક્ષામાંજ ઉપયોગી છે. 'વાદ' તેને કહે છે કે જે સંવાદના તત્ત્વના નિર્ણય માટે ગુરુશિષ્ય વચ્ચે અથવા સજ્જનો વચ્ચે કશા પણ રાગદ્વેષ વિના જે કરાય છે. આ પ્રમાણે તે બીજા વાદો કરતાં શ્રેષ્ઠ હોવાથી પરમેશ્વરની વિભૂતિ ગણાય છે.

मृत्युः सर्वहरश्चाहमुद्भवश्च भविष्यताम् । कीर्तिः श्रीर्वाक्च नारीणां स्मृतिर्मेधा धृतिः क्षमा ॥३४॥

સંહાર કરનારાઓમાં સર્વનો સંહાર કરનાર મૃત્યુ હું છું; જેમનું કલ્યાણ થવાનું છે એવા પુરુષોનો અભ્યુદય હું છું; અને નારીઓમાં જે કીર્તિ, લક્ષ્મી, વાણી, સ્મરણશક્તિ, મેધા (નિર્ણયશક્તિ), ધીરજ અને ક્ષમા, એ સાત દેવીઓ હું છું. ૩૪

ભાવાર્થ:–એ સાત દેવીઓના આભાસથી પ્રાણીઓ પ્રશંસા પામે છે, માટે એ કીર્તિ આદિ પણ પરમાત્માની વિભૂતિઓ છે.

बृहत्साम तथा साम्नां गायत्री छंदसामहम् ।
मासानां मार्गशीर्षोऽहमृतूनां कुसुमाकरः ॥३५॥

સામમાત્રમાં त्वामिंद्र हवामहे એ ઋચાવડે ઇંદ્રનું સર્વેશ્વરરૂપે ગાનસ્તવન થાય છે તે બૃહત્સામ હું છું; છંદવાળા મંત્રોમાં ગાયત્રીમંત્ર હું છું; બાર માસોમાં માર્ગશીર્ષ માસ હું છું અને છ ઋતુઓમાં વસંતઋતુ હું છું. ૩૫

द्यूतं छलयतामस्मि तेजस्तेजस्विनामहम् ।
जयोऽस्मि व्यवसायोऽस्मि सत्त्वं सत्त्ववतामहम् ॥३६

એકબીજાને છેતરનારાઓમાં જુગાર હું છું; પ્રભાવવાળાઓમાં પ્રભાવ હું છું; વિજય કરનારાઓનો જય હું છું; વ્યવસાયીઓમાં ઉદ્યમ હું છું તથા સાત્ત્વિક મનુષ્યોમાં સત્ત્વગુણ હું છું. ૩૬

वृष्णीनां वासुदेवोऽस्मि पांडवानां धनंजयः ।
मुनीनामप्यहं व्यासः कवीनामुशना कविः ॥३७॥

યદુવંશીઓમાં વાસુદેવ હું છું; પાંડવોમાં અર્જુન

હું છું (અર્થાત્ તું પણ મારી વિભૂતિ છે); મુનિઓમાં વેદાર્થનું મનન કરનારા વેદવ્યાસ હું છું અને કાવ્યવેત્તા કવિઓમાં શુક્રાચાર્ય હું છું. ૩૭

**दंडो दमयतामस्मि नीतिरस्मि जिगीषताम् ।**
**मौनं चैवास्मि गुह्यानां ज्ञानं ज्ञानवतामहम् ॥३८॥**

દંડ કરનારાઓમાં જે દંડવડે અનીતિવાળા પણ નિયમમાં રહે છે તે દંડ હું છું; વિજય ઇચ્છનારાઓની જે સાત્ત્વિક નીતિ તે હું છું; ગુપ્ત રાખવા યોગ્ય વસ્તુઓમાં ગુપ્ત રાખવાના સાધનરૂપ મૌન હું છું; અને તત્ત્વજ્ઞાનીઓનું તત્ત્વજ્ઞાન હું છું. ૩૮

**यच्चापि सर्वभूतानां बीजं तदहमर्जुन ।**
**न तदस्ति विना यत्स्यान्मया भूतं चराचरम् ॥३९॥**

સ્થાવર અને જંગમ પદાર્થોમાં કોઈ પણ પદાર્થ એવો નથી કે જે મારાવિના થઈ અને રહી શકે. માટે હે અર્જુન! સર્વ પદાર્થોની ઉત્પત્તિનું જે મૂળકારણ અથવા બીજ તે પણ હું છું. ૩૯

**नांतोऽस्ति मम दिव्यानां विभूतीनां परंतप ।**
**एष तूद्देशतः प्रोक्तो विभूतेर्विस्तरो मया ॥४०॥**

હે પરંતપ અર્જુન! મારી દિવ્ય વિભૂતિઓનો અંત નથી; માટે વિભૂતિઓનો આ વિસ્તાર મેં તને ઉદ્દેશપૂરતોજ કહ્યો છે. ૪૦

**यद्यद्विभूतिमत्सत्त्वं श्रीमदूर्जितमेव वा ।**
**तत्तदेवावगच्छ त्वं मम तेजोंऽशसंभवम् ॥४१॥**

ટુંકમાં જે જે વસ્તુ વિભૂતિવાળી, સંપત્તિવાળી તથા પ્રભાવ કિંવા બળવાળી હોય; તેને તેને તું મારાજ તેજના અંશવડે ઉપજેલી જાણ. ૪૧

**अथवा बहुनैतेन किं ज्ञातेन तवार्जुन ।**
**विष्टभ्याहमिदं कृत्स्नमेकांशेन स्थितो जगत् ॥४२॥**

અથવા હે અર્જુન ! જુદી જુદી વસ્તુમાં જુદા જુદા રૂપે રહેલા એવા મને જાણવાનું તારે શું પ્રયોજન છે? કેમકે આ આખા જગતને હું મારા એકજ અંશવડે ધારણ કરીને તથા વ્યાપીને રહેલો છું. ભાવાર્થ કે, આ સંસારમાં મારા સિવાયની કોઇ પણ જગ્યા ખાલી નથી. ૪૨

हरिः ॐ तत्सदिति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे विभूतियोगो नाम दशमोऽध्यायः ॥१०॥

ઇતિ શ્રીમદ્‌ભગવદ્‌ગીતાનો વિભૂતિયોગ નામનો
દશમો અધ્યાય સંપૂર્ણ.





# अध्याय ११ मो-विश्वरूपदर्शनयोग

દશમા અધ્યાયમાં છેલ્લા શ્લોકવડે પોતાનું વિશ્વરૂપે રહેલું ઈશ્વરપણું જણાવ્યું. તે વિશ્વરૂપ જોવાને ઈચ્છતો અર્જુન એ ઈશ્વરરૂપની પ્રશંસા કરતો થકો આ શ્લોકથી પૂછે છે.

अर्जुन उवाच। અર્જુન કહે છેઃ—

**मदनुग्रहाय परमं गुह्यमध्यात्मसंज्ञितम् ।**
**यत्त्वयोक्तं वचस्तेन मोहोऽयं विगतो मम ॥१॥**

મારો શોક ટાળવાને આપે ગુપ્ત રાખવા યોગ્ય એવાં જે દેહ તથા આત્માનો વિવેક દર્શાવનારાં અધ્યાત્મ-વચનો કહ્યાં હતાં તેથી "હું મારનાર છું તથા તેઓ મરનાર છે" એવો મારો ભ્રમ ટળી ગયો છે. ૧

**भवाप्ययौ हि भूतानां श्रुतौ विस्तरशो मया ।**
**त्वत्तः कमलपत्राक्ष माहात्म्यमपि चाव्ययम् ॥२॥**

હે કમલના પત્ર જેવાં વિશાળ નેત્રવાળા ભગવાન ! "આખા વિશ્વની ઉત્પત્તિ તથા લયનું કારણ હું છું" ઇત્યાદિ આપનાં વચનોવડે મેં જે વિસ્તારથી સાંભળ્યું તે પ્રમાણે આપજ વિશ્વની ઉત્પત્તિ ઈત્યાદિ કરો છો; આપજ પ્રાણીઓ પાસે શુભાશુભ કર્મો કરાવો છો; આપજ તેનાં બંધ, મોક્ષ આદિ ફળ આપો છો; તથા આપજ સર્વના નિયંતા છો. તે છતાં પણ આપ નિર્વિકારી, સર્વપ્રત્યે સમાન, અનાસક્ત, ઉદાસીન ઈત્યાદિ અપાર મહત્તાવાળા છો એ વાત

પણ મેં સાંભળી; તેથી "હું કર્તા છું" એવો પણ મારો મોહ મટી ગયો છે. ૨

एवमेतद्यथाऽऽत्थ त्वमात्मानं परमेश्वर ।
द्रष्टुमिच्छामि ते रूपमैश्वरं पुरुषोत्तम ॥३॥

હે પરમેશ્વર ! "હું આ આખા જગતને મારા એકજ અંશવડે ધારણ કરીને રહ્યો છું" એમ જે આપ મને કહો છો તે પણ યથાર્થ છે; પરંતુ હે પુરુષોત્તમ ! આપનું એ ઐશ્વર્ય, જ્ઞાન, બળ, વીર્ય તથા તેજવાળું ઇશ્વરી સ્વરૂપ હું સાક્ષાત્ જોવાને ઇચ્છું.

मन्यसे यदि तच्छक्यं मया द्रष्टुमिति प्रभो ।
योगेश्वर ततो मे त्वं दर्शयात्मानमव्ययम् ॥४॥

હે પ્રભો ! હે યોગેશ્વર ! આપનું તે ઐશ્વર્યાદિ-સહિત સ્વરૂપ માત્ર મારા કહેવા ઉપરથી નહિ, પણ તે મારાથી જોઇ શકાશે એમ આપ માનતા હો તોજ આપનું તે અવિનાશી રૂપ મને દેખાડો. ૪

અર્જુનની એ પ્રાર્થના સાંભળીને ભગવાન પોતાનું અદ્‌ભુત સ્વરૂપ જોવા માટે અર્જુનને ચાર શ્લોકવડે સાવધ કરે છે.

श्रीभगवानुवाच । શ્રીભગવાન કહે છેઃ—

पश्य मे पार्थ रूपाणि शतशोऽथ सहस्रशः ।
नानाविधानि दिव्यानि नानावर्णाकृतीनि च ॥५॥

હે પૃથાના પુત્ર ! મારાં અનેક આકારવાળાં અને શ્વેત તથા શ્યામ આદિ રંગવાળાં સેંકડો અને હજારો દિવ્ય રૂપોને તું જો. ૫

पश्यादित्यान्वसून्रुद्रानश्विनौ मरुतस्तथा ।
बहून्यदृष्टपूर्वाणि पश्याश्चर्याणि भारत ॥६॥

હે ભરતવંશી અર્જુન ! બાર સૂર્યો, આઠ વસુઓ, અગિયાર રુદ્રો, બે અશ્વિનીકુમારો, ઓગણપચાસ

વાયુઓ અને બીજાં પૂર્વે નહિ જોયેલાં એવાં પુષ્કળ આશ્ચર્યો મારા દેહમાં રહેલાં તું જો. ૬

**इहैकस्थं जगत्कृत्स्नं पश्याद्य सचराचरम् ।**
**मम देहे गुडाकेश यच्चान्यद्द्रष्टुमिच्छसि ॥७॥**

હે ગુડાકેશ ! જ્યાં ત્યાં ભટકવાથી કરોડો વર્ષે પણ જોઈ શકાય નહિ એવું ચરાચરસહિત આખું જગત મારા દેહના એકજ ભાગમાં એકજ અવયવરૂપે રહેલું છે તે હવે તું જો; અને જગતનું કારણ, આશ્ચર્ય, અવસ્થા તથા જયપરાજયાદિ જે કાંઇ જોવાને ઇચ્છતો હોય તે સર્વ મારા દેહમાં રહેલું જો. ૭

**न तु मां शक्यसे द्रष्टुमनेनैव स्वचक्षुषा ।**
**दिव्यं ददामि ते चक्षुः पश्य मे योगमैश्वरम् ॥८॥**

પરંતુ તારાં આ ચર્મચક્ષુવડે તું મને એવા રૂપે જોઇ શકીશ નહિ; માટે હું તને દિવ્ય જ્ઞાનચક્ષુ આપું છું તેનાવડે તું મારા અઘટિત ઘટના ઘટાવનારા અદ્ભુત સામર્થ્યને જો. ૮

संजय उवाच । સંજય કહે છે:–

**एवमुक्त्वा ततो राजन् महायोगेश्वरो हरिः ।**
**दर्शयामास पार्थाय परमं रूपमैश्वरम् ॥९॥**

હે રાજા ધૃતરાષ્ટ્ર ! મહાયોગેશ્વર શ્રીહરિએ એ પ્રમાણે કહીને પછી પૃથાના પુત્ર અર્જુનને પોતાનું પરમ ઐશ્વર્યવાળું વિશ્વરૂપ દેખાડ્યું. ૯

એ ઈશ્વરરૂપનું હવે સંજય વર્ણન કરે છે.

**अनेकवक्त्रनयनमनेकाद्भुतदर्शनम् ।**
**अनेकदिव्याभरणं दिव्यानेकोद्यतायुधम् ॥१०॥**
**दिव्यमाल्यांबरधरं दिव्यगंधानुलेपनम् ।**
**सर्वाश्चर्यमयं देवमनंतं विश्वतोमुखम् ॥११॥**

તે રૂપ અનેક મુખ તથા નેત્રવાળું, અનેક આશ્ચર્ય-કારક વસ્તુઓ દર્શાવનારૂં, અનેક પ્રકારનાં દિવ્ય આભૂષણવાળું, અનેક જાતનાં ઉગામેલાં દિવ્ય આયુધવાળું, દિવ્ય પુષ્પમાળાઓ તથા વસ્ત્રોને ધારણ કરનારૂં, દિવ્ય ચંદનાદિના લેપવાળું, અનેક આશ્ચર્યોવાળું, પ્રકાશમાન, છેડાવગરનું તથા સર્વ તરફ મુખોવાળું હતું. ૧૦,૧૧

दिवि सूर्यसहस्रस्य भवेद्युगपदुत्थिता ।
यदि भाः सदृशी सा स्याद्भासस्तस्य महात्मनः ॥

આકાશમાં જો એકસાથે હજારો સૂર્યનો પ્રકાશ પ્રકટ થાય તોજ તે પ્રકાશ તે વિશ્વરૂપની કાન્તિને કંઈક મળતો આવે. ૧૨

तत्रैकस्थं जगत्कृत्स्नं प्रविभक्तमनेकधा ।
अपश्यद्देवदेवस्य शरीरे पांडवस्तदा ॥१३॥

અનેક પ્રકારના વિભાગમાં વહેંચાયલું એવું સઘળું જગત, તે દેવના દેવ એવા શ્રીકૃષ્ણ પરમાત્માના શરીરના એકજ ભાગમાં તેના અવયવરૂપે એકત્ર રહેલું તે વખતે અર્જુને જોયું. ૧૩

ततः स विस्मयाविष्टो हृष्टरोमा धनंजयः ।
प्रणम्य शिरसा देवं कृतांजलिरभाषत ॥१४॥

એ ઉત્તમ રૂપનાં દર્શન કરીને અર્જુન આશ્ચર્ય-ચકિત થયો. હર્ષથી તેનાં રૂંવાડાં ઉભાં થઈ ગયાં અને તે વિશ્વરૂપ દેવને મસ્તકવડે પ્રણામ કરીને તથા બે હાથ જોડીને બોલ્યો. ૧૪

अर्जुन उवाच। અર્જુન કહે છેઃ—

पश्यामि देवांस्तव देव देहे सर्वांस्तथा भूत-विशेषसंघान् । ब्रह्माणमीशं कमलासनस्थमृषींश्च सर्वानुरगांश्च दिव्यान् ॥१५॥

હે દેવ! આપના દેહમાં આદિત્ય આદિ દેવોને, તથા અંડજ, જરાયુજ, સ્વેદજ, ઉદ્ભિજ્જ આદિ સર્વ પ્રાણીઓના સમુદાયોને, આપની નાભિમાંથી ઉપજીને કમળમાં બેઠેલા દેવોના અધિપતિ બ્રહ્માને, વસિષ્ઠ આદિ સર્વ દિવ્ય ઋષિઓને તથા તક્ષક આદિ સર્વ સર્પોને હું જોઉં છું. ૧૫

**अनेक बाहूदरवक्त्रनेत्रं पश्यामि त्वां सर्वतोऽनंतरूपम् । नांतं न मध्यं न पुनस्तवादिं पश्यामि विश्वेश्वर विश्वरूपम् ॥१६॥**

હે વિશ્વના ઇશ્વર! આપને હું સર્વ તરફથી અનેક ભુજા, પેટ, મુખ અને નેત્રવાળા; અનંત રૂપવાળા અને વિશ્વરૂપને ધારણ કરેલા જોઉં છું તથા આપના અંત, મધ્ય અને આદિને દેખતો નથી. ૧૬

**किरीटिनं गदिनं चक्रिणं च तेजोराशिं सर्वतो दीप्तिमंतम् । पश्यामि त्वां दुर्निरीक्ष्यं समंताद्दीप्तानलार्कद्युतिमप्रमेयम् ॥१७॥**

વળી આપને મુગટવાળા, ગદાધારી, ચક્રધારી, પ્રકાશમાન, તેજના સમૂહરૂપ, પ્રજ્વલિત અગ્નિ તથા સૂર્યના જેવી કાંતિવાળા, અને માપી શકાઓ નહિ એવા સર્વ તરફથી જોઉં છું. ૧૭

**त्वमक्षरं परमं वेदितव्यं त्वमस्य विश्वस्य परं निधानम् । त्वमव्ययः शाश्वतधर्मगोप्ता सनातनस्त्वं पुरुषो मतो मे ॥१८॥**

આપ મુમુક્ષુઓએ જાણવા જેવા અક્ષર પરબ્રહ્મ છો; આપજ આ વિશ્વના પરમ આશ્રયરૂપ છો; આપજ શાશ્વત ધર્મના અવિનાશી રક્ષક છો તથા સનાતન પુરુષ પણ આપજ છો; એવો હવે મારો મત થયો છે.૧૮

अनादिमध्यांतमनंतवीर्यमनंतबाहुं शशिसूर्यनेत्रम् । पश्यामि त्वां दीप्तहुताशवक्त्रं स्वतेजसा विश्वमिदं तपंतम् ॥१९॥

હે પ્રભો! આપને હું આદિ મધ્ય અને અંતરહિત, અનંત પ્રભાવવાળા, અનંત શક્તિવાળા, અનંત ભુજાવાળા, ચંદ્ર તથા સૂર્ય જેવાં નેત્રવાળા, ધગધગતા અગ્નિ જેવાં મુખવાળા, તથા પોતાના અપાર તેજથી આ જગતને તપાવી રહેલા જોઉં છું. ૧૯

द्यावापृथिव्योरिदमंतरं हि व्याप्तं त्वयैकेन दिशश्च सर्वाः । दृष्ट्वाऽद्भुतं रूपमुग्रं तवेदं लोकत्रयं प्रव्यथितं महात्मन् ॥२०॥

હે મહાત્મા ! આકાશ અને પૃથ્વી વચ્ચેનું આ સર્વ અંતર, તથા સઘળી દિશાઓ એક આપથીજ ભરપૂર થયેલી જણાય છે; તથા પૂર્વે કદી નહિ જોયેલું આપનું આ અદ્ભુત અને ઉગ્ર રૂપ જોઇને ત્રણે લોકને અત્યંત ભયભીત થયેલા જોઉં છું. ૨૦

अमी हि त्वां सुरसंघा विशंति केचिद्भीताः प्रांजलयो गृणंति । स्वस्तीत्युक्त्वा महर्षिसिद्धसंघाः स्तुवंति त्वां स्तुतिभिः पुष्कलाभिः ॥२१॥

આ દેવોના સમુદાયો ભયભીત થઇને આપને શરણે આવે છે. એમાં કેટલાક તો ભય પામી છેટેજ ઉભા રહી બે હાથ જોડીને આપને પ્રાર્થના કરે છે કે "હે કૃપાસાગર! અમારૂં રક્ષણ કરો, રક્ષણ કરો" તથા મહાન ઋષિઓ અને સિદ્ધોના સમુદાયો "સ્વસ્તિ"-સર્વનું ભલું થાઓ-કલ્યાણ થાઓ-એમ કહીને પુષ્કળ સ્તવનોવડે આપની પ્રશંસા કરી રહ્યા છે. ૨૧

रुद्रादित्या वसवो ये च साध्या विश्वेऽश्विनौ मरुतश्चोष्मपाश्च। गंधर्वयक्षासुरसिद्धसंघा वीक्षंते त्वां विस्मिताश्चैव सर्वे ॥२२॥

વળી અગીઆર રુદ્રો, બાર આદિત્યો, આઠ વસુઓ, સાધ્યદેવતાઓ, વિશ્વેદેવા દેવતાઓ, બે અશ્વિનીકુમારો, વાયુના સમૂહો, ઉષ્મપા (પિતૃઓ),* ગંધર્વો, યક્ષો, વિરોચનાદિ અસુરો તથા સિદ્ધોના સમુદાયો, એ બધા વિસ્મય પામીને આપને જોઇ રહ્યા છે. ૨૨

रूपं महत्ते बहुवक्त्रनेत्रं महाबाहो बहुबाहूरुपादम्। बहूदरं बहुदंष्ट्राकरालं दृष्ट्वा लोकाः प्रव्यथितास्तथाऽहम् ॥२३॥

હે મહાબાહો ! ઘણાં મુખવાળું, ઘણાં નેત્રવાળું, ઘણા હાથવાળું, ઘણા સાથળ અને ચરણોવાળું, ઘણાં પેટવાળું અને ઘણી દાઢોને લીધે ભયંકર દેખાતું એવું આપનું બહુ વિશાળ રૂપ જોઇને સર્વ લોકો તથા હું બહુજ ભય પામ્યા છીએ. ૨૩

नभःस्पृशं दीप्तमनेकवर्णं व्यात्ताननं दीप्तविशालनेत्रम्। दृष्ट्वा हि त्वां प्रव्यथितांतरात्मा धृतिं न विंदामि शमं च विष्णो ॥२४॥

---

* સ્મૃતિમાં કહ્યું છે કે:–

यावदुष्णं भवेदन्नं यावदश्नंति वाग्यताः ।
पितरस्तावदश्नन्ति यावन्नोक्ता हविर्गुणाः ॥

અર્થાત્ જ્યાં સુધી અન્ન ઉનું હોય અને શ્રાદ્ધમાં જમનારા વેદવેત્તાઓ જ્યાંસુધી વાણીનું મૌન રાખીને જમે છે, તથા હવિષ્યાન્નના સારા નરસા સ્વાદની વાત નથી કરતા, ત્યાંસુધીજ પિતૃઓ જમે છે. વળી શ્રુતિમાં પણ કહ્યું છે કે उष्मपा हि पितरः અર્થાત્ "પિતૃઓ ઉષ્ણ અન્નના ભાગી છે." આથીજ ઉપલા શ્લોકમાં પિતૃઓને ઉષ્મપા કહ્યા છે.

હે વિષ્ણો! અંતરિક્ષમાં વ્યાપી રહેલા, અનેક પ્રદીપ્ત રંગવાળા, ઉઘાડેલાં મુખવાળા તથા અનેક પ્રકાશિત વિશાલ નેત્રોવાળા; એવા આપને જોઇને મારૂં અંતઃકરણ ભયભીત થયું છે; અને મને ધીરજ તથા શાંતિ રહેતી નથી. ૨૪

दंष्ट्राकरालानि च ते मुखानि दृष्ट्वैव कालानलसंनिभानि। दिशो न जाने न लभे च शर्म प्रसीद देवेश जगन्निवास ॥२५॥

હે દેવેશ! દાઢોવડે ભયાનક તથા પ્રલયના અગ્નિ જેવાં પ્રકાશમાન આપનાં આ ભયંકર મુખોને જોઇને હું ભયથી દિગ્મૂઢ થઇ ગયો છું તથા મને શાંતિ વળતી નથી. માટે હે જગતના નિવાસરૂપ પરમાત્મા! આપ મારા ઉપર પ્રસન્ન થાઓ. ૨૫

ભગવાને આગળ કહ્યું હતું કે, "જય અને પરાજય આદિ જે કાંઇ તારે જોવું હોય તે મારા શરીરમાં જોઇ લે." તે સર્વ જોઇને અર્જુન હવે પાંચ શ્લોકવડે કહે છે.

अमी च त्वां धृतराष्ट्रस्य पुत्राः सर्वे सहैवावनिपालसंघैः। भीष्मो द्रोणः सूतपुत्रस्तथासौ सहास्मदीयैरपि योधमुख्यैः ॥२६॥

वक्त्राणि ते त्वरमाणा विशंति दंष्ट्राकरालानि भयानकानि। केचिद्विलग्ना दशनांतरेषु संदृश्यंते चूर्णितैरुत्तमांगैः ॥२७॥

જયદ્રથ આદિ રાજાઓના સમૂહસહિત આ સર્વ ધૃતરાષ્ટ્રના પુત્રો, તથા અમારા પણ શિખંડી, ધૃષ્ટદ્યુમ્ન આદિ મુખ્ય મુખ્ય યોદ્ધાઓ, તથા આ ભીષ્મપિતામહ, દ્રોણાચાર્ય અને કર્ણ ઇત્યાદિ પણ આપના તરફ દોડીને આપનાં દાઢોવડે અતિ ભયાનક દેખાતાં વિ-

કરાળ મુખોમાં પેસે છે. એમાં કેટલાક છુંદાઈ ગયેલાં માથાં સાથે આપની દાઢોના વચલા ભાગોમાં ચોંટેલા જણાય છે. ૨૬,૨૭

**यथा नदीनां बहवोऽम्बुवेगाः समुद्रमेवाभिमुखा द्रवंति। तथा तवामी नरलोकवीरा विशंति वक्त्राण्यभिविज्वलंति ॥२८॥**

અનેક માર્ગે વહેતી નદીઓના ઘણા પ્રવાહો જેમ સમુદ્ર તરફ ઉતાવળા વહીને તેમાંજ જઈ ભળે છે; તેમ આ શૂરવીર પુરુષો પણ ચોતરફથી આપનાં પ્રજ્વલિત મુખોમાં પેસે છે. ૨૮

પરાધીન પ્રવેશમાં નદીનું દષ્ટાંત આપી હવે જાણી જોઇને પ્રવેશ કરવામાં બીજું દષ્ટાંત આપે છે.

**यथा प्रदीप्तं ज्वलनं पतंगा विशंति नाशाय समृद्धवेगाः। तथैव नाशाय विशंति लोकास्तवापि वक्त्राणि समृद्धवेगाः ॥२९॥**

બળતા અગ્નિમાં જેમ પતંગીઆં જાણી જોઇને મરવા માટેજ ઝડપથી જઈ પડે છે; તેમ આ વીર લોકો પણ જાણી જોઇને પોતાના નાશનેજ માટે આપનાં મુખોમાં ભારે વેગથી આવી પડે છે.૨૯

**लेलिह्यसे ग्रसमानः समंताल्लोकान्समग्रान्वदनैर्ज्वलद्भिः। तेजोभिरापूर्य जगत्समग्रं भासस्तवोग्राः प्रतपंति विष्णो ॥३०॥**

બળતાં મુખોવડે આપ સર્વ તરફથી એ સઘળા વીર લોકોને ગળતા થકા સારી રીતે ચાવી રહ્યા છો. અને હે વિષ્ણો! આપનો ઉગ્ર પ્રકાશ આ સમગ્ર જગતમાં વ્યાપી જઇને તેને તપાવી રહ્યો છે. ૩૦

आख्याहि मे को भवानुग्ररूपो नमोस्तु ते देववर प्रसीद। विज्ञातुमिच्छामि भवंतमाद्यं न हि प्रजानामि तव प्रवृत्तिम् ॥३१॥

હે દેવતાઓમાં શ્રેષ્ઠ! આવા ઉગ્ર રૂપવાળા આપ કોણ છો તે કહો. આપને નમસ્કાર હો. આપ મારાપર પ્રસન્ન થાઓ. જગતમાં આપ આ પ્રવૃત્તિ શામાટે કરો છો, તે હું જાણતો નથી; માટે આપ આદ્યપુરુષને હું વિશેષ જાણવા ઇચ્છું છું. ૩૧

श्रीभगवानुवाच । શ્રીભગવાન કહે છેઃ—

कालोऽस्मि लोकक्षयकृत्प्रवृद्धो लोकान् समाहर्तुमिह प्रवृत्तः। ऋतेऽपि त्वां न भविष्यंति सर्वे येऽवस्थिताः प्रत्यनीकेषु योधाः ॥३२॥

હું સર્વ લોકનો ક્ષય કરનારો મહાન કાળ છું અને લોકોનો સંહાર કરવાને અહીં પ્રવૃત્ત થયો છું. માટે બંને સેનાઓમાં જે યોદ્ધાઓ આવી ઉભા છે તે સઘળા તારા માર્યા વિના પણ જીવતા રહેવાના નથી. ૩૨

तस्मात्त्वमुत्तिष्ठ यशो लभस्व जित्वा शत्रून्भुंक्ष्व राज्यं समृद्धम् । मयैवैते निहताः पूर्वमेव निमित्तमात्रं भव सव्यसाचिन् ॥३३॥

द्रोणं च भीष्मं च जयद्रथं च कर्णं तथाऽन्यानपि योधवीरान् ।मया हतांस्त्वं जहि मा व्यथिष्ठा युद्धयस्व जेताऽसि रणे सपत्नान् ॥३४॥

માટે હે સવ્યસાચિન્! તું યુદ્ધને માટે ઉભો થા અને દેવોથી પણ જીતાય નહિ એવા ભીષ્મદ્રોણાદિને જીતવાનો યશ મેળવ તથા શત્રુઓને જીતીને સમૃદ્ધિવાળું

રાજ્ય ભોગવ. આ તારા શત્રુઓને તારા યુદ્ધ પહેલાંજ મેં કાળરૂપે હણી રાખેલા છે; માટે તું તેમને મારવામાં નિમિત્તમાત્ર થઈને આ દ્રોણ, ભીષ્મ, જયદ્રથ, કર્ણ અને બીજા શૂરવીર યોદ્ધાઓને હણી નાખ. શોક કર નહિ. યુદ્ધમાં શત્રુઓને તુંજ જીતીશ. માટે "અમે જીતીશું કે તેઓ જીતશે" એવી શંકા છોડી દઇને યુદ્ધ કર.

તે પછી જે થયું તે હવે સંજય ધૃતરાષ્ટ્રને કહે છે.

संजय उवाच । સંજય કહે છે:—

एतच्छुत्वा वचनं केशवस्य कृतांजलिर्वेपमानः किरीटि। नमस्कृत्वा भूय एवाह कृष्णं सगद्गदं भीतभीतः प्रणम्य ॥३५॥

કેશવનાં એ વચન સાંભળીને મુકુટધારી અર્જુન હાથ જોડીને કાંપતો થકો નમસ્કાર કરીને તથા ફરી પણ ભયભીતપણે પ્રણામ કરીને ભગવાન શ્રીકૃષ્ણ પ્રત્યે ગદ્ગદ વાણીથી બોલ્યો. ૩૫

अर्जुन उवाच । અર્જુન પૂછે છે:—

स्थाने हृषीकेश तव प्रकीर्त्या जगत्प्रहृष्यत्यनुरज्यते च। रक्षांसि भीतानि दिशो द्रवंति सर्वे नमस्यंति च सिद्धसंघाः ॥३६॥

હે હૃષીકેશ! આપ અદ્ભુત પ્રભાવવાળા તથા ભક્તવત્સલ હોવાથી આ જગતમાં સજ્જનો આપના ગુણકીર્તનથી હર્ષ પામતા થકા આપમાં અનુરાગ (ભક્તિભાવ) કરે છે; રાક્ષસો આપથી ભય પામીને દિશાઓમાં નાસી જાય છે; તથા (યોગ, તપ, મંત્ર, ધ્યાન ઇત્યાદિ સાધનાવડે સિદ્ધ થયેલા એવા) સિદ્ધોના સર્વ સમૂહો આપને નમસ્કાર કરે છે તે પણ યોગ્યજ છે. ૩૬

कस्माच्च ते न नमेरन्महात्मन् गरीयसे ब्रह्मणोऽप्यादिकर्त्रे। अनंत देवेश जगन्निवास त्वमक्षरं सदसत्तत्परं यत् ॥३७॥

હે મહાત્મન્! હે નાશરહિત! હે દેવોના ઈશ! હે જગતના નિવાસરૂપ! સૌ કોઈ આપને નમસ્કાર શામાટે ન કરે? કેમકે આપ સર્વથી શ્રેષ્ઠ છો; બ્રહ્માના પણ આદિપિતા છો તથા આપ વ્યક્ત (દૃશ્ય) પદાર્થોથી તથા તેના કારણરૂપ અવ્યક્ત (અદૃશ્ય) પ્રકૃતિથી પણ પર અને અવિનાશી પરબ્રહ્મ છો. ૩૭

ભાવાર્થઃ-ઉપર બતાવેલાં કારણોથી તેઓ આપને નમે તેમાં નવાઈ નથી.

त्वमादिदेवः पुरुषः पुराणस्त्वमस्य विश्वस्य परं निधानम्। वेत्ताऽसि वेद्यं च परं च धाम त्वया ततं विश्वमनंतरूप ॥३८॥

આપ સનાતન પુરાણપુરુષ હોવાથી સર્વ દેવોના આદિદેવ છો. આપ આ સકળ વિશ્વનું પરમ આશ્રયસ્થાન છો. વિશ્વને જાણનારા છો. જાણવાયોગ્ય ઉત્તમ વસ્તુ તથા પ્રાપ્ત કરવા યોગ્ય પરમધામ પણ આપ છો; અને હે અનંત રૂપવાળા! આ સમગ્ર વિશ્વ આપથીજ વ્યાપ્ત (ભરપૂર) છે. ૩૮

ભગવાન વિષે ભક્તિ તથા શ્રદ્ધા અતિશય હોવાથી અર્જુન નમસ્કારથી સંતોષ નહિ પામતાં વારંવાર પ્રણામ કરે છે.

वायुर्यमोऽग्निर्वरुणः शशांकः प्रजापतिस्त्वं प्रपितामहश्च। नमो नमस्तेऽस्तु सहस्रकृत्वः पुनश्च भूयोऽपि नमो नमस्ते ॥३९॥

વળી વાયુ, યમ, અગ્નિ, વરુણ, ચંદ્રમા અને પ્રજાપતિ બ્રહ્માના પણ આપ પિતામહ હોવાથી આપને

હજારો વાર નમસ્કાર કરું છું તથા ફરી ફરીથી પણ આપને વારંવાર નમસ્કાર કરું છું. ૩૯

नमः पुरस्तादथ पृष्ठतस्ते नमोऽस्तु ते सर्वत एव सर्व । अनंतवीर्यामितविक्रमस्त्वं सर्वं समाप्नोषि ततोऽसि सर्वः ॥४०॥

હે સર્વના આત્મા ! આપને આગળથી નમસ્કાર હો, પાછળથી નમસ્કાર હો અને હે અનંત સામર્થ્ય-વાળા ! આપને સર્વ બાજુથી નમસ્કાર હો. કેમકે આપ અપાર પરાક્રમી છો તથા (કુંડળમાં વ્યાપી રહેલા સુવર્ણની પેઠે) આપ આ સમગ્ર સંસારને વ્યાપીને રહ્યા છો તેથી આપ સર્વરૂપ પણ છો. ૪૦

હવે બે શ્લોકથી ભગવાનની ક્ષમા માગે છે.

सखेति मत्वा प्रसभं यदुक्तं हे कृष्ण हे यादव हे सखेति । अजानता महिमानं तवेदं मया प्रमादात्प्रणयेन वापि ॥४१॥

यच्चावहासार्थमसत्कृतोऽसि विहारशय्यासन-भोजनेषु । एकोऽथवाप्यच्युत तत्समक्षं तत्क्षामये त्वामहमप्रमेयम् ॥४२॥

આપનો આવો અપાર મહિમા હું નહોતો જાણતો, તેથી મેં પ્રમાદથી અથવા સ્નેહથી આપને સામાન્ય મિત્ર માનીને 'હે કૃષ્ણ ! હે યાદવ ! હે સખા !' એવાં જે કાંઈ વચન ભાર દઈને કહ્યાં હોય; તથા હે અચ્યુત ! નાના પ્રકારના આહારવિહારમાં, શય્યામાં અને ભોજનાદિકમાં મારી સાથે એકલા હો ત્યારે અથવા બીજા મિત્રો સમક્ષ હસવા નિમિત્તે પણ આપ મારાથી તિરસ્કાર પામ્યા હો; તે સર્વ અપરાધો માટે હું અપાર પ્રભાવવાળા આપની પાસે ક્ષમા માગું છું. ૪૧,૪૨

पितासि लोकस्य चराचरस्य त्वमस्य पूज्यश्च गुरुर्गरीयान् । न त्वत्समोऽस्त्यभ्यधिकः कुतोऽन्यो लोकत्रयेऽप्यप्रतिमप्रभावः ॥४३॥

હે અપ્રતિમ પ્રભાવવાળા! આપ સ્થાવરજંગમ જગતના પિતા છો, પૂજ્ય છો, ગુરુ છો અને ગુરુ કરતાં પણ મોટા છો. વળી ત્રિલોકીમાં આપના સમાનજ બીજો કોઈ નથી, તો આપથી અધિક તો કયાંથીજ હોય? ૪૩

तस्मात्प्रणम्य प्रणिधाय कायं प्रसादयेत्वामहमीशमीड्यम् । पितेव पुत्रस्य सखेव सख्युः प्रियः प्रियायार्हसि देव सोढुम् ॥४४॥

માટે જગતના સ્વામી તથા સ્તુતિ કરવાને યોગ્ય એવા આપને હું દંડની પેઠે પૃથ્વીપર શરીર નમાવી પ્રણામ કરીને પ્રસન્ન કરૂં છું. માટે પિતા જેમ પુત્રના અપરાધ વાત્સલ્યભાવથી સહન કરે છે; મિત્ર જેમ મિત્રના અપરાધ સ્નેહભાવથી સહન કરે છે; અને પતિ જેમ પ્રિયાના અપરાધ તેના પ્રિયતમતરીકે સહન કરે છે; તેમ હે દેવ! આપ પણ મારા અપરાધ સહી લઈ ક્ષમા કરવાને યોગ્ય છો. ૪૪

अदृष्टपूर्वं हृषितोऽस्मि दृष्ट्वा भयेन च प्रव्यथितं मनो मे । तदेव मे दर्शय देवरूपं प्रसीद देवेश जगन्निवास ॥४५॥

હે દેવ! પૂર્વે કોઈ દિવસ નહિ જોયેલું એવું આપનું વિશ્વરૂપ જોઇને એક તરફ હું પ્રસન્ન થયો છું; તો બીજી તરફ મારૂં મન ભયથી વ્યાકુળ થયું છે. માટે મારૂં તે દુઃખ ટાળવાને આપનું પ્રથમ જે રૂપ હતું તેજ રૂપ મને દેખાડો અને હે દેવના ઇશ! હે જગતના નિવાસરૂપ! મારા ઉપર પ્રસન્ન થાઓ. ૪૫

किरीटिनं गदिनं चक्रहस्तमिच्छामि त्वां द्रष्टुमहं तथैव । तेनैव रूपेण चतुर्भुजेन सहस्रबाहो भव विश्वमूर्ते ॥४६॥

આપને પહેલાં જોયા હતા તેવાજ મુકુટધારી, તથા હાથમાં ગદા અને ચક્રવાળા જોવા ઇચ્છું છું. માટે હે હજારો હાથવાળા! હે વિશ્વરૂપધારી ભગવાન! આપ આ વિશ્વરૂપ સંકેલી લઇને તે ચતુર્ભુજરૂપે થાઓ. ૪૬

હવે ભગવાન ત્રણ શ્લોકથી આશ્વાસન આપે છે.

श्रीभगवानुवाच । શ્રીભગવાન કહે છેઃ–

मया प्रसन्नेन तवार्जुनेदं रूपं परं दर्शितमात्मयोगात् । तेजोमयं विश्वमनंतमाद्यं यन्मे त्वदन्येन न दृष्टपूर्वम् ॥४७॥

હે અર્જુન! મેં તારી યોગમાયાના બળવડે મારૂં તેજોમય, અનંત, સર્વનું આદિ અને તારા જેવા ભક્તવિના પૂર્વે કોઇએ જોયેલું નહિ એવું અદ્ભુત વિશ્વરૂપ તારા ઉપર પ્રસન્ન થઇને તને દેખાડયું છે. માટે એમાં તું બીએ છે શામાટે? ૪૭

न वेद यज्ञाध्ययनैर्न दानैर्न च क्रियाभिर्न तपोभिरुग्रैः । एवं रूपः शक्य अहं नृलोके द्रष्टुं त्वदन्येन कुरुप्रवीर ॥४८॥

હે કુરુકુળમાં મહાવીર! માત્ર વેદ અને કલ્પસૂત્રાદિ યજ્ઞવિદ્યાના અધ્યયનથી, દાનથી, અગ્નિહોત્ર આદિ કર્મથી અથવા ચાંદ્રાયણ આદિ ઉગ્ર તપોથી પણ મારૂં આવું રૂપ આ મનુષ્યલોકમાં તારા જેવા વિના બીજો જોવાને સમર્થ નથી. ૪૮

मा ते व्यथा मा च विमूढभावो दृष्ट्वा रूपं घोरमीदृङ्ममेदम् । व्यपेतभीः प्रीतमनाः पुनस्त्वं तदेव मे रूपमिदं प्रपश्य ॥४९॥

મારું આવું ઘોર રૂપ જોઇને તને દુઃખ તથા મૂઢપણું થાઓ નહિ. તું નિર્ભય તથા પ્રસન્ન મનવાળો થઇને મારું એ પ્રથમનુંજ રૂપ સારી પેઠે જો.૪૯

संजय उवाच । સંજય કહે છેઃ—

इत्यर्जुनं वासुदेवस्तथोक्त्वा स्वकं रूपं दर्शयामास भूयः । आश्वासयामास च भीतमेनं भूत्वा पुनः सौम्यवपुर्महात्मा ॥५०॥

મહાત્મા વાસુદેવે અર્જુનને એ પ્રમાણે કહીને પછી પોતાનું પ્રથમનું તે મુકુટવાળું રૂપ દેખાડ્યું અને વિશ્વમૂર્તિ ભગવાને સૌમ્ય શરીર ધારણ કરીને ભયભીત અર્જુનની ફરીથી આશ્વાસના કરી.૫૦

હવે અર્જુન નિર્ભય થઇને કહે છે.

अर्जुन उवाच । અર્જુન કહે છેઃ—

दृष्ट्वेदं मानुषं रूपं तव सौम्यं जनार्दन ।
इदानीमस्मि संवृत्तः सचेताः प्रकृतिं गतः ॥५१॥

હે જનાર્દન! આપનું આ શાંત મનુષ્યરૂપ જોઇને હવે હું સચેત તથા શાંત પ્રકૃતિવાળો થયો છું.૫૧

श्रीभगवानुवाच । શ્રીભગવાન કહે છેઃ—

सुदुर्दर्शमिदं रूपं दृष्टवानसि यन्मम ।
देवा अप्यस्य रूपस्य नित्यं दर्शनकांक्षिणः ॥५२॥

હે અર્જુન! જોઈ શકાવું અતિ દુર્લભ એવું મારું જે વિશ્વરૂપ તેં જોયું; તે રૂપની દેવતાઓ પણ સદા આકાંક્ષા રાખે છે, છતાં તેઓ જોઇ શકતા નથી.૫૨

नाहं वेदैर्न तपसा न दानेन न चेज्यया ।
शक्य एवं विधो द्रष्टुं दृष्टवानसि मां यथा ॥५३॥

તને મારા જે વિશ્વરૂપનું દર્શન થયું છે, તેવા પ્રકારનું મારૂં દર્શન માત્ર વેદાધ્યયનથી, કૃચ્છ્ર-ચાંદ્રાયણ આદિ તપથી, દાનથી અથવા અગ્નિહોત્રાદિ યજ્ઞથી થઇ શકતું નથી. ૫૩

ત્યારે કયા ઉપાયથી થઇ શકે ? તે હવે કહે છે.

भक्त्या त्वनन्यया शक्य अहमेवं विधोऽर्जुन ।
ज्ञातुं द्रष्टुं च तत्त्वेन प्रवेष्टुं च परंतप ॥५४॥

હે શત્રને તપાવનારા અર્જુન ! મારેવિષે કેવળ એકનિષ્ઠાવાળી અનન્ય ભક્તિ થવાથીજ હું એ પ્રકારે પ્રત્યક્ષમાં જોઈ શકાવો, તત્ત્વથી સમજાવો તથા તદ્રૂપ થઇને તેમાં પ્રવેશ કરી શકાવો શકય છું. બીજા કોઇ પણ ઉપાયથી હું જાણી શકાતો, જોઇ શકાતો કે પ્રવેશી શકાતો નથી. ૫૪

मत्कर्मकृन्मत्परमो मद्भक्तः संगवर्जितः ।
निर्वैरः सर्वभूतेषु यः स मामेति पांडव ॥५५॥

માટે હે અર્જુન ! જે મારીજ પ્રીતિ અર્થે નિષ્કામ કર્મ કરે છે; જે મનેજ પરમપુરુષાર્થ (મોક્ષ) માને છે; જે કેવળ મારોજ આશ્રય કરે છે; જે બીજા સર્વ પ્રકારના સંગથી–આસક્તિથી–રહિત થાય છે; તથા જે સર્વ પ્રાણી અને પદાર્થોપ્રત્યે વૈરરહિત થાય છે; તેજ મનુષ્ય મને પ્રાપ્ત થાય છે. ૫૫

हरिः ॐ तत्सदिति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे विश्वरूपदर्शनयोगो नाम एकादशोऽध्यायः ॥११॥

ઇતિ શ્રીમદ્ભગવદ્ગીતાનો વિશ્વરૂપદર્શનયોગ નામનો અગિયારમો અધ્યાય સંપૂર્ણ.

---



# अध्याय १२ मो–भक्तियोग

અગીઆરમા અધ્યાયમાં છેલ્લા શ્લોકવડે ભક્તિનિષ્ઠને શ્રેષ્ઠ કહ્યો. વળી એજ અધ્યાયમાં " ચાર પ્રકારના ભક્તોમાં નિત્યયુક્ત અને અનન્ય ભક્તિવાળો જ્ઞાની સર્વથી અધિક છે " તથા "જ્ઞાનરૂપી નૌકાવડે તું દુઃખસાગરને તરી જઈશ " એ આદિ વચનોથી પણ જ્ઞાનીને શ્રેષ્ઠ કહ્યો છે. એવી રીતે જ્ઞાનનિષ્ઠ તથા ભક્તિનિષ્ઠની શ્રેષ્ઠતા કહી. પણ એ બેમાં વધારે શ્રેષ્ઠ કોણ ? એ વાત અર્જુન હવે પૂછે છે.

अर्जुन उवाच । અર્જુન પૂછે છે:—

**एवं सततयुक्ता ये भक्तास्त्वां पर्युपासते ।**
**ये चाप्यक्षरमव्यक्तं तेषां के योगवित्तमाः ॥१॥**

સર્વ કર્મો આપને અર્પણ કરવા આદિવડે સદા આપવિષેજ અનન્ય નિષ્ઠાવાળા થઇને જે ભક્તો આપનું વિશ્વરૂપે, સર્વજ્ઞરૂપે અને સર્વશક્તિમાનરૂપે–એટલે કે સગુણ બ્રહ્મરૂપે–ધ્યાન કરે છે; તથા જે અવિનાશી અને અવ્યકત એવા નિર્ગુણ પરબ્રહ્મરૂપે આપનું ધ્યાન કરે છે; તે બેમાંથી ઉત્તમ યોગી કોણ? ૧

श्रीभगवानुवाच । શ્રીભગવાન કહે છે:—

**मय्यावेश्य मनो ये मां नित्ययुक्ता उपासते ।**
**श्रद्धया परयोपेतास्ते मे युक्ततमा मताः ॥२॥**

હું જે સર્વજ્ઞતા આદિ ગુણવાળો સગુણ બ્રહ્મ છું; તેના વિષે મન પરોવીને જેઓ સદા મારે માટે કર્મ આદિ કરતા થકા મારામાં પરમ શ્રદ્ધાવાળા થઇને મારી આરાધના કરે છે; તેઓને મેં ઉત્તમ યોગી માન્યા છે. ૨

ये त्वक्षरमनिर्देश्यमव्यक्तं पर्युपासते ।
सर्वत्रगमचिंत्यं च कूटस्थमचलं ध्रुवम् ॥३॥
संनियम्येंद्रियग्रामं सर्वत्र समबुद्धयः ।
ते प्राप्नुवंति मामेव सर्वभूतहिते रताः ॥४॥

જે પરબ્રહ્મરૂપ આદિથી રહિત હોવાથી જેનું શબ્દાદિવડે વર્ણન થઇ શકતું નથી; જે સર્વવ્યાપક અને અવ્યક્ત હોવાથી અચિંત્ય છે; જે માયામાં અને તેના કાર્યરૂપ સંસારમાં અધિષ્ઠાનરૂપે રહેલા, નિત્ય અને અચળ છે; તે અવિનાશી પરમાત્મારૂપે જેઓ મને જિતેંદ્રિય થઇને, સર્વત્ર સમદૃષ્ટિ રાખીને તથા સર્વ પ્રાણીઓના હિતમાં તત્પર રહીને ભજે છે; તેઓ પણ મનેજ પામે છે. ૩, ૪

જ્યારે અવ્યક્ત અચિંત્યરૂપે ભજનારા પણ આપને પામે છે તો આપ સગુણ ઉપાસકોને શાથી ઉત્તમ માનો છો ? એ શંકાનો ઉત્તર હવે ત્રણ શ્લોકથી કહે છે.

क्लेशोऽधिकतरस्तेषामव्यक्तासक्तचेतसाम् ।
अव्यक्ता हि गतिर्दुःखं देहवद्भिरवाप्यते ॥५॥

જો કે તેઓ પણ મને પામે છે; પરંતુ તેવા મારા અચિંત્ય–અવ્યક્ત સ્વરૂપમાં આસક્ત ચિત્તવાળા યોગીઓને કલેશ ઘણો વધારે થાય છે. કારણ કે વ્યક્ત દેહધારી મનુષ્યો ઘણા કષ્ટથી અવ્યક્ત પરબ્રહ્મમાં નિત્ય સ્થિતિ મેળવી શકે છે. ૫

મારા ભક્તો તો મારી કૃપાથી સહજ યત્નથી સિદ્ધિ પામે છે, એ વાત હવે બે શ્લોકથી કહે છે.

ये तु सर्वाणि कर्माणि मयि संन्यस्य मत्पराः ।
अनन्येनैव योगेन मां ध्यायंत उपासते ॥६॥

तेषामहं समुद्धर्ता मृत्युसंसारसागरात् ।
भवामि न चिरात्पार्थ मय्यावेशितचेतसाम् ॥७॥

અને જેઓ સર્વ કર્મો મને-પરમેશ્વરને અર્પણ કરીને તથા મારે પરાયણ થઇને મારૂંજ ધ્યાન કરતા થકા અનન્ય ભક્તિયોગ વડે મને ઉપાસે છે; તેવા મારે વિષે ચિત્તના આવેશવાળા ભકતોનો હે પાર્થ ! આ જન્મ-મરણવાળા સંસારસાગરમાંથી હું થોડાજ કાળમાં ઉદ્ધાર કરૂં છું. ૬, ૭

मय्येव मन आधत्स्व मयि बुद्धिं निवेशय ।
निवसिष्यसि मय्येव अत ऊर्ध्वं न संशयः ॥८॥

માટે તું સંકલ્પ-વિકલ્પાત્મક મનને બીજી બાબતો-ને બદલે મારાજ વિચારમાં જોડયા કર તથા નિશ્ચ-યાત્મક બુદ્ધિને પણ મારામાંજ પરોવ; કેમકે એમ કરવાથી મારી કૃપાવડે તું જીવનકાળમાંજ મારામાં નિવાસ કરીશ, કે જેથી દેહાંત પછીનો સંશયજ નહિ.૮

મન તથા બુદ્ધિને પરમાત્મામાં સ્થિર કરવાને જે અશક્ત હોય તેને માટે હવે તેના અધિકાર મુજબના સુગમ ઉપાય શ્રીકૃષ્ણ ભગવાન યથાક્રમથી કહે છે.

अथ चित्तं समाधातुं न शक्नोषि मयि स्थिरम् ।
अभ्यासयोगेन ततो मामिच्छाप्तुं धनंजय ॥९॥

પરંતુ હે અર્જુન ! જો એ પ્રકારે મારાવિષે ચિત્ત સ્થિર કરવાને તું અસમર્થ હોય તો વિષયાદિથી ચંચળ થતા ચિત્તને તેમાંથી સારાસારના વિવેકવડે પાછું વાળી મારા સ્મરણમાં જોડવાનો અભ્યાસયોગ સાધીને મને પામવાની ઇચ્છા તથા પ્રયત્ન કર. ૯

अभ्यासेऽप्यसमर्थोऽसि मत्कर्मपरमो भव ।
मदर्थमपि कर्माणि कुर्वन्सिद्धिमवाप्स्यसि ॥१०॥

જો કદી તું એવા અભ્યાસ માટે પણ અસમર્થ હોય તો મને પ્રસન્ન કરનારાં વ્રત, દાન, પૂજન, અર્ચન, જપ, તપ, સ્તવન, કીર્તન, શ્રવણ ઈત્યાદિ (કર્મેન્દ્રિયોની સહાયતાવાળાં) કર્મ કરવામાં તત્પર રહે. કેમકે મારી પ્રીતિ અર્થે એવાં કર્મો કરતો રહીશ, તોપણ તું ચિત્ત-શુદ્ધિદ્વારા આંતરિક અભ્યાસને યોગ્ય થઇ મોક્ષરૂપી સિદ્ધિને પામીશ.૧૦

अथैतदप्यशक्तोऽसि कर्तुं मद्योगमाश्रितः।
सर्वकर्मफलत्यागं ततः कुरु यतात्मवान् ॥११॥

પણ જો એમ કરવાને પણ તું અસમર્થ હોઉં તો એક મારૂં શરણ લઇ મનને નિયમમાં રાખ અને પ્રત્યક્ષ ફળવાળાં તથા અદૃષ્ટ ફળવાળાં જે જે કર્મો કરે તે તે મને અર્પણ કરતો રહે. ૧૧

ભાવાર્થઃ-'મારે તો ઈશ્વરાજ્ઞા પ્રમાણે યથાશક્ય કર્મ કરવાંજ જોઇએ; પછી તેનું દૃષ્ટ કિંવા અદૃષ્ટ ફળ થવું કે ન થવું એ ઇશ્વરાધીન છે' એમ સર્વ ભાર મારા ઉપર મૂકીને ફળાસક્તિ તજીશ તોપણ તું મારી કૃપા પામીને કૃતાર્થ થઇશ.

श्रेयो हि ज्ञानमभ्यासाज्ज्ञानाद्ध्यानं विशिष्यते ।
ध्यानात्मकर्मफलत्यागस्त्यागाच्छांतिरनंतरम् ॥१२॥

સમજણવિનાના શુષ્ક અભ્યાસ કરતાં અનુભવીના ઉપદેશદ્વારા મેળવેલું યુક્તિસહિત એકલું જ્ઞાન પણ શ્રેષ્ઠ છે; માત્ર એકલા જ્ઞાન કરતાં જ્ઞાનપૂર્વકનું ધ્યાન શ્રેષ્ઠ છે; અને ધ્યાન કરે પણ લૌકિક સ્વાર્થ છોડી શકે નહિ, તેના કરતાં ધ્યાન નહિ કરનારો મનુષ્ય કર્મફળનો ત્યાગ કરીને નિષ્કામ ભાવે-વિનાસ્વાર્થે કર્મ કરે તે શ્રેષ્ઠ છે. કારણ કે કર્મફળની ઇચ્છા તજવાથી (કર્મ વધારે મહત્ત્વનાં તથા વધારે કાળજીપૂર્વક કરવાનું સૂઝે

છે તથા બની શકે છે, અને તેથી ઉપર કહ્યું તેમ) મોક્ષ-રૂપી પરમ શાંતિ વહેલી મળે છે. ૧૨

હવેના આઠ શ્લોકથી ભગવદ્‌ભક્તના ગુણ ગાય છે.

**अद्वेष्टा सर्वभूतानां मैत्रः करुण एव च ।**
**निर्ममो निरहंकारः समदुःखसुखः क्षमी ॥१३॥**
**संतुष्टः सततं योगी यतात्मा दृढनिश्चयः ।**
**मय्यर्पितमनोबुद्धिर्यो मे भक्तः स मे प्रियः ॥१४॥**

પોતાથી ઉત્તમપ્રત્યે દ્વેષ નહિ કરનારો, સમાનપ્રત્યે મિત્રભાવે વર્તનારો, કનિષ્ઠ પ્રત્યે દયાથી વર્તનારો, અહંતામમતા વિનાનો, બીજાને દુઃખી જોઈ દુઃખી થનારો તથા સુખી જોઇને સુખી થનારો, ક્ષમાવાળો, લાભમાં તથા હાનિમાં સદા સંતોષ માનનારો, સ્થિર ચિત્તવાળો, સાવધાન રહેનારો, મનને નિયમમાં રાખનારો, દૃઢ નિશ્ચયવાળો તથા મારેવિષે મન અને બુદ્ધિને જોડનારો એવો જે મારો ભક્ત, તે મને વહાલો છે. ૧૩,૧૪

**यस्मान्नोद्विजते लोको लोकान्नोद्विजते च यः ।**
**हर्षामर्षभयोद्वेगैर्मुक्तो यः स च मे प्रियः ॥१५॥**

લોકો જેનાથી ભય તથા ખેદ પામતા નથી; લોકોથી જે ઉદ્વેગ પામતો નથી; અને જે સર્વને સ્વાભાવિક એવાં હર્ષ, અદેખાઈ, ભય તથા ઉદ્વેગ આદિથી મુક્ત છે; તે મારો ભક્ત મને પ્રિય છે. ૧૫

**अनपेक्षः शुचिर्दक्ष उदासीनो गतव्यथः ।**
**सर्वारंभपरित्यागी यो मद्भक्तः स मे प्रियः ॥१६॥**

લૌકિક પદાર્થ અનાયાસે મળે તોપણ જે લેવા ઇચ્છતો નથી; જે બાહ્ય તથા અંતર શૌચથી પવિત્ર છે; દક્ષ (આળસરહિત) છે; પક્ષપાતરહિત છે; મનોવ્યથાથી

છૂટેલો છે; તથા જે દૃષ્ટ અને અદૃષ્ટ ફળવાળાં સર્વ કર્મોને ત્યજનારો અથવા આ લોક અને પરલોકના ભોગ્ય પદાર્થ માટે ઉદ્યમ તજનારો છે; તે મારો ભક્ત મને પ્રિય છે. ૧૬

**यो न हृष्यति न द्वेष्टि न शोचति न कांक्षति ।**
**शुभाशुभपरित्यागी भक्तिमान्यः स मे प्रियः ॥१७**

જે પ્રિય વસ્તુને પામીને હર્ષ પામતો નથી, તેમ અપ્રિય વસ્તુ પામીને ખેદ કે દ્વેષ કરતો નથી; જે પ્રિય વસ્તુના નાશથી શોક કરતો નથી, તેમ અપ્રાપ્ત વસ્તુ માટે ઇચ્છા કે પ્રયત્ન કરતો નથી; તથા જે મારી પ્રાપ્તિમાં અંતરાયરૂપ જણાય એવાં પુણ્યદાયક શુભ કર્મોને તથા પાપદાયક અશુભ કર્મોને તજી દઇને એક મારામાંજ ભક્તિમાન થયો છે; તે મારો ભક્ત મને પ્રિય છે. ૧૭

**समः शत्रौ च मित्रे च तथा मानपमानयोः ।**
**शीतोष्णसुखदुःखेषु समः संगविवर्जितः ॥१८॥**
**तुल्यनिंदास्तुतिर्मौनी संतुष्टो येन केन चित् ।**
**अनिकेतः स्थिरमतिर्भक्तिमान्मे प्रियो नरः ॥१९॥**

જે શત્રુ અને મિત્રપ્રત્યે સમભાવ રાખનારો, માન અને અપમાનમાં હર્ષશોક નહિ કરનારો, શીત ઉષ્ણ તથા સુખદુઃખાદિકમાં સમદૃષ્ટિ રાખનારો; કોઈ પણ વસ્તુ ઉપર આસક્તિ વિનાનો, નિંદા અને સ્તુતિને સમાન ગણનારો, મૌન રાખનારો (એટલે કે મનનશીલ રહેનારો—વાણીને વશ રાખનારો), જેવું પણ આવી મળ્યું તેથી સંતોષ માનનારો, ઘરબારવિનાનો (અથવા એકજ ઠેકાણે નહિ રહેનારો કિંવા જ્યાં ત્યાં રહેનારો) તથા સ્થિર અને દૃઢ બુદ્ધિવાળો એવો મારા ઉપર નિર્ભર રહેનારો જે ભક્તિમાન મનુષ્ય, તે પણ મને વહાલો છે.

ये तु धर्मामृतमिदं यथोक्तं पर्युपासते ।
श्रद्धाना मत्परमा भक्तास्तेऽतीव मे प्रियाः ॥२०॥

એવા જે મારામાં શ્રદ્ધાવાળા તથા મનેજ પરમ પુરુષાર્થ માનવાવાળા મહાત્માજનો ઉપર કહ્યા પ્રમાણેના ધર્મરૂપી અમૃતને સેવે છે; તે ભક્તો મને અત્યંત પ્રિય છે.

हरिः ॐ तत्सदिति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु
ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे
भक्तियोगो नाम द्वादशोऽध्यायः ॥१२॥

ઇતિ શ્રીમદ્ભગવદ્ગીતાનો ભક્તિયોગ નામનો
બારમો અધ્યાય સંપૂર્ણ.





# અધ્યાય ૧૩ મો—ક્ષેત્રક્ષેત્રજ્ઞ-વિભાગયોગ

ભગવાને બારમા અધ્યાયમાં "મારા ભકતોનો મૃત્યુયુકત સંસારમાંથી હું ઉદ્ધાર કરૂં છું" એવી પ્રતિજ્ઞા કરી છે. પરંતુ આત્મજ્ઞાન વિના કર્મયોગ તથા અનન્ય ભકિત સધાય નહિ અને સંસારમાંથી ઉદ્ધાર થાય નહિ; તેથી તત્ત્વજ્ઞાનના ઉપદેશને સારૂ આ અધ્યાયમાં પ્રકૃતિ તથા પુરુષનો વિવેક કહે છે.

अर्जुन उवाच । અર્જુન પૂછે છેઃ—

**प्रकृतिं पुरुषं चैव क्षेत्रं क्षेत्रज्ञमेव च ।**
**एतद्वेदितुमिच्छामि ज्ञानं ज्ञेयं च केशव ॥१॥**

હે કેશવ! પ્રકૃતિ અને પુરુષ, ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞ તથા જ્ઞાન અને જ્ઞેય, એ સર્વ હું જાણવા ઈચ્છું છું. ૧

સાતમા અધ્યાયમાં અપરા તથા પરા, એવી બે પ્રકૃતિઓ કહી હતી. આ બંને પ્રકૃતિઓને પ્રકૃતિ અને પુરુષ અથવા ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞ પણ કહે છે. શ્રીભગવાન હવે એ બંને પ્રકૃતિઓનું સ્વરૂપ વિસ્તારથી કહે છે.

श्रीभगवानुवाच । શ્રીભગવાન કહે છેઃ—

**इदं शरीरं कौंतेय क्षेत्रमित्यभिधीयते ।**
**एतद्यो वेत्ति तं प्राहुः क्षेत्रज्ञ इति तद्विदः ॥२॥**

હે કુંતાના પુત્ર! ભોગ ભોગવવાના સાધનરૂપ આ શરીરજ સંસારને ઉત્પન્ન કરનારી ભૂમિરૂપ છે તેથી તેને "ક્ષેત્ર" કહે છે; અને એ ક્ષેત્રને જે યથાવત્ જાણે છે—અર્થાત્ તે ક્ષેત્ર હું છું એવું નહિ સમજતાં પોતે એ ક્ષેત્રને જાણવાવાળો છે એમ જે સમજે છે; તેને જ્ઞાની-જનો ક્ષેત્રજ્ઞ (એટલે કે જીવાત્મા) કહે છે. ૨

પરંતુ એ તો અજ્ઞાની સંસારી જીવનું સ્વરૂપ કહ્યું. હવે તેનું પારમાર્થિક સ્વરૂપ કહે છે.

**क्षेत्रज्ञं चापि मां विद्धि सर्वक्षेत्रेषु भारत ।**
**क्षेत्रक्षेत्रज्ञयोर्ज्ञानं यत्तज्ज्ञानं मतं मम ॥३॥**

હે ભારત! એ ક્ષેત્રના અભિમાની એવા જીવરૂપે પણ સર્વ ક્ષેત્રોરૂપી શરીરોમાં વસ્તુતાએ તો મને પરમાત્માનેજ વ્યાપી રહેલો જાણ. કારણ કે ક્ષેત્ર તથા ક્ષેત્રજ્ઞનું જે આવું જ્ઞાન તેજ ખરૂં જ્ઞાન છે એવો મારો મત છે.

ભાવાર્થઃ–ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞનું ઉપાધિભાવે જે ભિન્ન ભિન્ન સ્વરૂપ કહ્યું છે, તેમાં પણ પરમાત્મપ્રાપ્તિરૂપ મોક્ષનોજ હેતુ હોવાથી એજ સાચું જ્ઞાન છે; અને એ વિનાનું બીજું જે શરીરાદિક લૌકિક પદાર્થોમાં અહંતા–મમતા મનાવનારૂં વિપરીત જ્ઞાન છે, તે તો બંધનકારક અને વૃથા મહેનતરૂપ જાણવું. કહ્યું છે કેઃ–

तत्कर्म यन्न बंधाय सा विद्या या विमुक्तये ।
आयासायापरं कर्म विद्यान्या शिल्पनैपुणम् ॥

અર્થાત્ સકામ કર્મ બંધનકારક થતું નથી તેથી તેનેજ કર્મરૂપ જાણવું. બાકી બીજું સકામ કર્મ તો કેવળ મહેનતરૂપ છે; તથા જે અધ્યાત્મવિદ્યા મોક્ષને આપે છે તેનેજ વિદ્યા જાણવી. બાકી બીજી જે લૌકિક વિદ્યા તે તો માત્ર લૌકિક શિલ્પનિપુણતા એટલે કે કારીગરની ચતુરાઈ જેવુંજ છે.

**तत्क्षेत्रं यच्च यादृक् च यद्विकारि यतश्च यत् ।**
**स च यो यत्प्रभावश्च तत्समासेन मे शृणु ॥४॥**

ઉપર મેં તને જે ક્ષેત્રવિષે કહ્યું તે ક્ષેત્ર સ્વરૂપથી જડ તથા દૃશ્ય આદિ જે જે સ્વભાવવાળું છે, ઇચ્છા આદિ જે જે ધર્મવાળું છે; ઇંદ્રિય આદિના જે જે વિકારવાળું છે; જે પ્રકૃતિ તથા પુરુષના સંયોગથી

પેદા થાય છે; સ્થાવરજંગમ આદિ જે જે વિભાગ-વાળું છે; તથા તે ક્ષેત્રજ્ઞ પણ જેવા સ્વરૂપવાળો તથા જેવા પ્રભાવવાળો છે; તે બધું મારી પાસેથી હવે તું ટુંકામાં સાંભળ. ૪

આપ ટુંકામાં કહેવા ધારો છો, તો એ ક્ષેત્ર વિસ્તારથી કોણે કહ્યું છે? તેના ઉત્તરમાં હવે શ્રીકૃષ્ણ કહે છે.

**ऋषिभिर्बहुधा गीतं छंदोभिर्विविधैः पृथक् ।**
**ब्रह्मसूत्रपदैश्चैव हेतुमद्भिर्विनिश्चितैः ॥५॥**

એ ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞનું સ્વરૂપ વસિષ્ઠ આદિ ઋષિ-ઓએ યોગશાસ્ત્રમાં ધ્યાન અને ધારણાના વિષયરૂપ વિરાટ આદિરૂપે અનેક પ્રકારે કહેલું છે. નિત્યનૈમિત્તિક તથા કામ્ય કર્મોને પ્રતિપાદન કરનારા વેદોએ યજન કરવા યોગ્ય નાના પ્રકારના દેવતારૂપે એ ક્ષેત્ર તથા ક્ષેત્રજ્ઞનું નિરૂપણ વિસ્તારથી કર્યું છે; તથા તત્ત્વનો નિશ્ચય કરાવનારાં અને યુક્તિવાળાં એવાં ઉપનિષદોએ તથા બ્રહ્મસૂત્રોએ પણ ક્ષેત્ર–ક્ષેત્રજ્ઞનું નિરૂપણ અનેક પ્રકારે કર્યું છે. ૫

હવે બે શ્લોકથી ક્ષેત્રનું સ્વરૂપ કહે છે.

**महाभूतान्यहंकारो बुद्धिरव्यक्तमेव च ।**
**इंद्रियाणि दशैकं च पंच चेंद्रियगोचराः ॥६॥**
**इच्छाद्वेषः सुखं दुःखं संघातश्चेतना धृतिः ।**
**एतत्क्षेत्रं समासेन सविकारमुदाहृतम् ॥७॥**

પૃથ્વી આદિ પાંચ મહાભૂતો, તેઓનું કારણ, અહં-કાર, બુદ્ધિ ( મહત્તત્ત્વ ) અવ્યક્ત ( મૂળપ્રકૃતિ અથવા માયા ), પાંચ જ્ઞાનેંદ્રિયો, પાંચ કર્મેંદ્રિયો, એક મન તથા જ્ઞાનેંદ્રિયોના ( શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ ) પાંચ વિષયો, આ પ્રમાણે ચોવીસ તત્ત્વો; તથા ઇચ્છા, દ્વેષ, સુખ, દુઃખ, શરીર, જ્ઞાનરૂપ મનોવૃત્તિ

અને ધીરજ; આ પ્રમાણે ઇંદ્રિયો ઇત્યાદિના વિકારવાળું ક્ષેત્ર મેં તને સંક્ષેપમાં કહ્યું. ૬, ૭

પહેલા શ્લોકમાં શરીરને ક્ષેત્ર કહ્યું છે અને અહીં ચોવીસ તત્ત્વવાળી પ્રકૃતિને ક્ષેત્ર કહ્યું તેથી પરસ્પર વિરોધ ભાસે છે, પણ તેમ નથી. કેમકે ચોવીસ તત્ત્વવાળી પ્રકૃતિનેજ ક્ષેત્ર કહેવાનો ભગવાનનો અભિપ્રાય છે. શરીરને ક્ષેત્ર કહ્યું છે તે, આત્માના અજ્ઞાનને લીધે શરીરના આકારમાં પરિણામ પામેલી પ્રકૃતિ સાથે જીવને જે અહંતામમતા બંધાઈ ગઈ છે, તે અધ્યાસ દૂર કરવા સારૂ તથા શરીરરૂપી પ્રકૃતિથી આત્માની ભિન્નતા સમજાવવા સારૂ કહ્યું છે.

ક્ષેત્રનું સ્વરૂપ કહ્યા પછી હવે તેનાથી ભિન્ન અને જાણવાયોગ્ય એવા શુદ્ધ ક્ષેત્રજ્ઞનું વર્ણન વિસ્તારથી કરવા માટે પાંચ શ્લોકવડે આત્મજ્ઞાનનાં સાધનો કહે છે.

अमानित्वमदांभित्वमहिंसा क्षांतिरार्जवम् ।
आचार्योपासनं शौचं स्थैर्यमात्मविनिग्रहः ॥८॥
इंद्रियार्थेषु वैराग्यमनहंकार एव च ।
जन्ममृत्युजराव्याधिदुःखदोषानुदर्शनम् ॥९॥
असक्तिरनभिष्वंगः पुत्रदारगृहादिषु ।
नित्यं च समचित्तत्वमिष्टानिष्टोपपत्तिषु ॥१०॥
मयि चानन्ययोगेन भक्तिरव्यभिचारिणी ।
विविक्तदेशसेवित्वमरतिर्जनसंसदि ॥११॥
अध्यात्मज्ञाननित्यत्वं तत्त्वज्ञानार्थदर्शनम् ।
एतज्ज्ञानमिति प्रोक्तमज्ञानं यदतोऽन्यथा ॥१२॥

પોતાના ગુણનાં વખાણ ન કરવાં, દંભ ન કરવો, કોઇને પીડા ન કરવી, સહનશીલતા, સરળતા, આચાર્યસેવા, બાહ્ય અને આંતારક પવિત્રતા (માટી તથા પાણીવડે શરીરની શુદ્ધિ તે બાહ્યશૌચ અને અંતઃકરણની શુદ્ધિ તે આંતરશૌચ ), શુભ માર્ગમાં એકનિષ્ઠતા, શરીરનો સંયમ, ઇંદ્રિયોના વિષયોમાં વૈરાગ્ય, અહંકાર ન

રાખવો, જન્મમરણ જરા તથા વ્યાધિને વિષે વારંવાર દુઃખ તથા દોષ જોવા, ધન સ્ત્રી ઘર તથા પુત્રાદિ પદાર્થોમાં આસક્તિ ન રાખવી (અર્થાત્ તેમનામાંથી અહંતા-મમતાનો અધ્યાસ તજી દેવો), શુભ કે અશુભ વસ્તુની પ્રાપ્તિમાં હર્ષશોક નહિ કરતાં સમાન વૃત્તિ રાખવી, હું-પરમેશ્વરને વિષે સર્વવ્યાપકપણાની તથા સર્વાત્મદૃષ્ટિ રાખીને અનન્ય ભાવવાળી–એકનિષ્ઠાવાળી–અવ્યભિ-ચારિણી ભક્તિ કરવી. ચિત્તને પ્રસન્ન કરનારા એકાંત સ્થાનમાં નિવાસ રાખવો, અજ્ઞાનીઓમાં પ્રીતિ ન રાખવી, સદા અધ્યાત્મજ્ઞાનને વિષે નિષ્ઠા રાખવી, તત્ત્વજ્ઞાનના અર્થરૂપ–અથવા ફળરૂપ પરમાત્માનું વારંવાર દર્શન કરવું, આ ચોવીસ પ્રકારની સાધના મોક્ષના સાધનરૂપ હોવાથી જ્ઞાનરૂપ કહેવાય છે; અને જે જે એવા જ્ઞાનચારિત્ર વિનાનું અથવા એથી ઉલટું હોય–એટલે કે માનીપણું, દંભીપણું ઇત્યાદિ ઇત્યાદિ હોય, તે બધું 'અજ્ઞાન' (અજ્ઞાનના પરિણામરૂપ) છે; એમ વસિષ્ઠાદિ મહર્ષિઓ કહે છે. માટે તેનો સર્વથા ત્યાગ કરવો જોઇએ. ૮–૧૨

ઉપલાં સાધનોવડે જાણવા તથા પ્રાપ્ત કરવા યોગ્ય વસ્તુ હવે ૬ શ્લોકથી શ્રીકૃષ્ણ ભગવાન કહે છે.

**ज्ञेयं यत्तत्प्रवक्ष्यामि यज्ज्ञात्वाऽमृतमश्नुते ।**
**अनादिमत्परं ब्रह्म न सत्तन्नासदुच्यते ॥१३॥**

ઉપર કહેલાં સાધનોવડે જે વસ્તુ જાણવાયોગ્ય છે; તથા જે વસ્તુને જાણીને મનુષ્ય મોક્ષરૂપ અમૃતને પ્રાપ્ત થાય છે; તે વસ્તુ હવે હું તને કહીશ. તે જાણવા યોગ્ય વસ્તુ "પરબ્રહ્મ પરમાત્મા" છે, કે જે વસ્તુ આદિરહિત (ઉત્પત્તિરહિત) છે; સર્વશ્રેષ્ઠ છે (તેનાથી કોઇ શ્રેષ્ઠ નથી); તથા જે ઇંદ્રિય આદિનો વિષય ન હોવાથી તે વસ્તુ 'છે' એમ પણ નથી કહી શકાતું; તેમ 'નથી'

એમ પણ નથી કહી શકાતું. ૧૩

**सर्वतः पाणिपादं तत्सर्वतोऽक्षिशिरोमुखम् ।**
**सर्वतः श्रुतिमल्लोके सर्वमावृत्य तिष्ठति ॥१४॥**

તે પરબ્રહ્મ પરમાત્મારૂપી વસ્તુ સર્વત્ર હાથપગવાળી છે; સર્વ તરફ આંખ, મસ્તક અને મુખવાળી છે; ચોતરફ કાનવાળી છે તથા સર્વ પ્રાણી-પદાર્થમાં વ્યાપી રહેલી છે. તાત્પર્ય કે, સર્વ પ્રાણીઓની વૃત્તિઓ તથા હાથપગાદિ ઇંદ્રિયોદ્વારા એ સર્વવ્યાપક પરબ્રહ્મજ વ્યવહાર કરે છે. ૧૪

**सर्वेंद्रियगुणाभासं सर्वेंद्रियविवर्जितम् ।**
**असक्तं सर्वभृच्चैव निर्गुणं गुणभोक्तृ च ॥१५॥**

ચક્ષુ આદિ સર્વ ઇંદ્રિયોની વિષયાકાર થતી વૃત્તિઓને પણ તે પરબ્રહ્મ પરમાત્માજ તે તે વિષયોરૂપે ભાસે છે; અથવા તે સર્વ ઇંદ્રિયોનો અને તેમના વિષયોનો પ્રકાશ તે પરબ્રહ્મજ કરે છે; છતાં પણ તે સર્વ ઇંદ્રિયોથી રહિત છે. વળી સર્વ સંગરહિત છતાં પણ તે પરબ્રહ્મ પરમાત્માજ સર્વને ધારણ કરનાર-એટલે કે સર્વના સ્થાનરૂપ અને આધારરૂપ છે; અને નિર્ગુણ છતાં સત્ત્વાદિ ગુણોના ભોગવનાર પણ તેજ છે.× ૧૫

**बहिरंतश्च भूतानामचरं चरमेव च ।**
**सूक्ष्मत्वात्तदविज्ञेयं दूरस्थं चांतिके च तत् ॥१६॥**

જેમ સુવર્ણ પોતાના કાર્યરૂપ કડાં, કુંડલ આદિ ભૂષણોની અંદર-બહાર વ્યાપી રહેલું છે; તથા પાણી જેમ તરંગોની અંદર-બહાર રહેલું છે; તેમ પરબ્રહ્મ

---

× શ્રુતિ પણ કહે છે કે "अपाणिपादो जवनो ग्रहीता पश्यत्यचक्षुः स शृणोत्यकर्णः । અર્થાત્ તે પરબ્રહ્મ હાથપગરહિત છતાં પણ વેગવાન છે તથા વસ્તુઓને ગ્રહણ કરનાર છે; નેત્રરહિત છતાં દેખે છે; તથા કાનરહિત છતાં સાંભળે છે.

પરમાત્મા પણ પોતાના કાર્યરૂપ સ્થાવરજંગમ પ્રાણી-પદાર્થોની અંદર અને બહાર રહેલા છે. વળી તે કાર્ય અને કારણરૂપ હોવાથી સ્થાવરજંગમ પ્રાણીઓના જે સમુદાય દેખાય છે તે પણ વાસ્તવમાં તે પરમાત્મારૂપજ છે. પરંતુ તે પરમાત્મા સૂક્ષ્મથી પણ સૂક્ષ્મ, રૂપરહિત તથા પ્રકૃતિથી અત્યંત પર (શ્રેષ્ઠ) હોવાથી સ્પષ્ટ રીતે જાણી શકાય તેવા નથી; અને તેથીજ અજ્ઞાનીઓને માટે તે કરોડો યોજન દૂર છે, તથા જ્ઞાનીઓના આત્મા-રૂપ હોવાથી નજીકથી પણ નજીક છે.* ૧૬

**अविभक्तं च भूतेषु विभक्तमिव च स्थितम् ।**
**भूतभर्तृ च तज्ज्ञेयं ग्रसिष्णु प्रभविष्णु च ॥१७॥**

તે પરબ્રહ્મ પરમાત્મા સ્થાવરજંગમ ભૂતોમાં તેમના કારણરૂપે વિભાગરહિત (એક અખંડરૂપ) હોય તેની પેઠે પણ રહેલા છે; અને કાર્યરૂપે વિભકત (એટલે કે જુદા જુદા) હોય તેની પેઠે પણ રહેલા છે. વળી તે જાણવા યોગ્ય પરમાત્મા આ જગત હયાતીમાં હોય છે ત્યારે સર્વ પ્રાણીપદાર્થોનું પોષણ કરે છે; પ્રલયકાળે સર્વને ગળી જાય છે; તથા ઉત્પત્તિસમયે પાછા નાના પ્રકારનાં કાર્યરૂપે ઉત્પન્ન થાય છે. ૧૭

**ज्योतिषामपि तज्ज्योतिस्तमसः परमुच्यते ।**
**ज्ञानं ज्ञेयं ज्ञानगम्यं हृदि सर्वस्य धिष्ठितम् ॥१८॥**

તે પરમાત્મા ચંદ્રસૂર્ય આદિ તેજોના પણ તેજરૂપ અર્થાત્ તેમને પ્રકાશ આપનારા, અંધકારથી પર અને

---

* શ્રુતિ પણ કહે છે કે " तदेजति तन्नेजति तद्दूरे तदन्तिके तदन्तरस्य सर्वस्य तदु सर्वस्यास्य बाह्यतः। તે પરમાત્મા ( સર્વવ્યાપક હોવાથી ) નથી પણ ચાલતા અને શરીરરૂપી ઉપાધિ-વડે ચાલે પણ છે. વળી ( અજ્ઞાનીને માટે ) તે અત્યંત દૂર પણ છે અને ( જ્ઞાનીને માટે ) અત્યંત પાસે પણ છે. વળી તે આ સકળ વિશ્વની અંદર પણ છે અને બહાર પણ છે.

પ્રકાશરૂપ પણ કહેવાય *છે. વળી જ્ઞાન (જાણવાની ક્રિયા) પણ તે છે; જ્ઞેય (જાણવા યોગ્ય વસ્તુ) પણ તે છે અને સર્વના હૃદયમાં પ્રેરકરૂપે પણ તેજ વસેલા છે; પરંતુ અમાનીપણું, અદંભીપણું આદિ પ્રથમ કહેલાં સાધનોથીજ એ પરબ્રહ્મ પરમાત્મા જણાય અને પમાય તેમ છે.×

**इति क्षेत्रं तथा ज्ञानं ज्ञेयं चोक्तं समासतः।**
**मद्भक्त एतद्विज्ञाय मद्भावायोपपद्यते ॥१९॥**

આ પ્રમાણે મેં (શ્લોક ૬ ને ૭માં) ક્ષેત્રવિષે કહ્યું; (શ્લોક ૮ થી ૧૨ સુધી) જ્ઞાન વિષે કહ્યું. અને (શ્લોક ૧૨ થી ૧૮ સુધી) જ્ઞેયવિષે એટલે કે જાણવા યોગ્ય વસ્તુવિષે તને સંક્ષેપમાં કહ્યું છે. પરંતુ આગલા (૧૨મા) અધ્યાયમાં કહેલાં લક્ષણવાળો મારો ભકતજ વસિષ્ઠાદિએ વર્ણવેલા એ ક્ષેત્ર, જ્ઞાન તથા જ્ઞેયને વિશેષરૂપે જાણી શકે છે; તથા (લોકપરલોકના અનિત્ય પદાર્થો પાછળ વલખાં મારવાનું મૂકી દઇ) મારા સચ્ચિદાનંદઘન પરબ્રહ્મસ્વરૂપને જાણવા તથા પામવાને યોગ્ય થાય છે.૧૯

તે ક્ષેત્ર શું છે? તથા કેવા ધર્મવાળું છે તે વાત કહી. હવે તે ક્ષેત્ર કેવા વિકારવાળું છે; કોનાથી ઉપજે છે; તથા ક્ષેત્રજ્ઞ પણ કોણ ને કેવો છે, તે પાંચ શ્લોક વડે કહે છે.

---

* શ્રુતિમાં કહ્યું છે કે "येन सूर्यस्तपति तेजसेद्धः। न तत्र सूर्यो भाति न चंद्रतारकं, नेमा विद्युतो भान्ति कुतोऽयमग्निः। तमेव भान्तमनुभाति सर्वं तस्य भासा सर्वमिदं विभाति। અર્થાત તે પરમાત્માનાજ તેજથી પોષાઇને સૂર્ય તપે છે–પ્રકાશે છે; કંઇ સૂર્ય તેને પ્રકાશકતો નથી. ચંદ્રમા અને તારાઓ પણ તેને પ્રકાશી શકતા નથી; તેમ વીજળીઓ પણ તેને પ્રકાશી શકતી નથી; તો પછી અગ્નિ તો તેને કયાંથીજ પ્રકાશી શકે? કારણ કે તે સ્વયંપ્રકાશરૂપ પરમાત્માનાજ પ્રકાશવડે સર્વ કાંઇ પ્રકાશિત થાય છે."

× શ્રુતિ કહે છે કે आदित्यवर्णं तमसः परस्तात् અર્થાત્ પરમાત્મા સૂર્યથી અત્યંત તેજસ્વી છે અને અજ્ઞાનથી પર છે.

**प्रकृतिं पुरुषं चैव विद्ध्यनादी उभावपि ।**
**विकारांश्च गुणांश्चैव विद्धि प्रकृतिसंभवान् ॥२०॥**

પ્રકૃતિ એ પરમેશ્વરની શક્તિ છે અને પુરુષ–જીવ ઇશ્વરનો અંશ છે; માટે એ બન્નેને અનાદિ જાણવાં. તથા દેહ અને ઇંદ્રિયોના વિકારોને તેમજ ત્રણ ગુણોના પરિણામરૂપ સુખ, દુઃખ, મોહ, આદિકને પ્રકૃતિથી ઉત્પન્ન થયેલાં જાણવાં. ૨૦

પ્રકૃતિથી વિકારો ઉત્પન્ન થાય છે, એ દેખાડવા સાથે પ્રકૃતિ અને પુરુષથી સંસાર ઉત્પન્ન થાય છે, એ પણ દેખાડે છે.

**कार्यकारणकर्तृत्वे हेतुः प्रकृतिरुच्यते ।**
**पुरुषः सुखदुःखानां भोक्तृत्वे हेतुरुच्यते ॥२१॥**

કાર્ય એટલે શરીર અને કારણ એટલે સુખદુઃખને આપનારી ઇંદ્રિયો. એ બન્નેને ઉત્પન્ન કરવામાં પ્રકૃતિ કારણભૂત છે–અર્થાત્ પ્રકૃતિ પોતેજ શરીર તથા ઇંદ્રિયો-રૂપે પરિણામ પામે છે–અને પુરુષ સુખદુઃખનો ભોક્તા છે; એમ કપિલ આદિ મુનિઓ કહે છે. ૨૧

ભાવાર્થઃ–પ્રકૃતિ જડ હોવાથી તેનું પોતાની મેળે કર્તાપણું સંભવતું નથી; તેમ પુરુષ નિર્વિકારી હોવાથી તેનું ભોક્તાપણું સંભવતું નથી. તોપણ જીવના પ્રારબ્ધને લીધે અને ચૈતન્યના અધિષ્ઠાનપણાને લીધે જડ એવી પ્રકૃતિનું કર્તાપણું સંભવે છે. જેમ અગ્નિની ઊર્ધ્વ ગતિ, વાયુની વક્ર ( વાંકી ) ગતિ, માતાના સ્તનમાંથી દૂધ ઝરવું ઇત્યાદિ સ્વભાવથીજ થાય છે; તેમ પુરુષના સમીપપણાને લીધે પ્રકૃતિનું કર્તાપણું કહેવામાં આવે છે. હવે ભોક્તાપણું–એટલે સુખદુઃખનું જ્ઞાન, એ ચેતનનો ધર્મ ગણાય છે; તેથી પ્રકૃતિના સમીપમાં રહેવાથી પુરુષ ભોક્તા કહેવાય છે.

**पुरुषः प्रकृतिस्थो हि भुंक्ते प्रकृतिजान्गुणान् ।**
**कारणं गुणसंगोऽस्य सदसद्योनिजन्मसु ॥२२॥**

પ્રકૃતિના કાર્યરૂપ જે શરીર, તેમાં પુરુષ "હું શરીર છું" એવી બુદ્ધિથી રહ્યો છે, તેથીજ તે દેહથી થતાં સુખદુઃખ ઇત્યાદિ ભોગવે છે. વળી તે દેવ આદિની ઉત્તમ યોનિમાં તથા પશુપક્ષી આદિની નીચ યોનિમાં જન્મે છે, તેનું કારણ શુભાશુભ કર્મ કરનારી ઇંદ્રિયોની આસક્તિ છે.

પ્રકૃતિમાં અહંબુદ્ધિને લીધે પુરુષ પોતાનું વાસ્તવિક સ્વરૂપ જાણી શકતો નથી તેથીજ તેને સંસારમાં જન્મવું પડે છે; નહિ તો વસ્તુતાએ તેને સંસાર નથી. એવા અભિપ્રાયથી હવે ભગવાન એ પુરુષનું સ્વરૂપ કહે છે.

**उपद्रष्टानुमंता च भर्ता भोक्ता महेश्वरः ।**
**परमात्मेति चाप्युक्तो देहेऽस्मिन्पुरुषः परः ॥२३॥**

વળી પ્રકૃતિના કાર્યરૂપ આ શરીરમાં પરમાત્મા રહે છે તે પણ તેનાથી જુદા છે—અર્થાત્ દેહના ગુણો સાથે તે જોડાતા નથી. કારણ કે તે ઉપદ્રષ્ટા જીવાત્માની સમીપમાં રહીને સર્વના જોનારા સાક્ષી છે; સર્વ વિષયમાં અનુમોદન કરનારા છે; ઇશ્વરરૂપે સર્વ વસ્તુને ધારણ કરનારા અને ધર્મ પાલન કરનારા છે; બ્રહ્માદિકના પણ અધિપતિ છે અને શ્રુતિ પણ તેને સર્વના અંતર્યામી કહે છે. ૨૩

હવે પ્રકૃતિ અને પુરુષને એ પ્રમાણે જાણનારા જ્ઞાનીની સ્તુતિ શ્રીકૃષ્ણ ભગવાન કરે છે.

**य एवं वेत्ति पुरुषं प्रकृतिं च गुणैः सह ।**
**सर्वथा वर्तमानोऽपि न स भूयोऽभिजायते ॥२४॥**

જે કોઈ એ પ્રમાણે પુરુષને સાક્ષી આદિરૂપે જાણે છે; તથા પ્રકૃતિને તેનાં સુખદુઃખ આદિ પરિણામોસહિત જાણે છે; તે સર્વથા વર્તવા છતાં ફરી આ સંસારમાં જન્મતો નથી. ૨૪

પ્રકૃતિથી જુદાપણું દર્શાવનારાં આત્મજ્ઞાનનાં જુદા જુદા પ્રકારનાં સાધનો હવે બે શ્લોકથી કહે છે.

ध्यानेनात्मनि पश्यंति केचिदात्मानमात्मना ।
अन्ये सांख्येन योगेन कर्मयोगेन चापरे ॥२५॥

કેટલાએક વારંવાર આત્માકાર વૃત્તિ કરતા રહીને દેહમાં રહેલા એ આત્માને ધ્યાનવડે જુએ છે; કેટલાએક સાંખ્યવડે (એટલે કે પ્રકૃતિ પુરુષ ભિન્ન ભિન્ન છે એવા જ્ઞાનવડે તથા અષ્ટાંગયોગવડે) આત્માને જુએ છે; તથા બીજાઓ કર્મયોગરૂપ ઉપાયવડે આત્માને જુએ છે. ૨૫

હવે મંદ અધિકારીઓ માટે મોક્ષનો ઉપાય કહે છે.

अन्ये त्वेवमजानंतः श्रुत्वान्येभ्य उपासते ।
तेऽपिचातितरंत्येव मृत्युं श्रुतिपरायणाः ॥२६॥

જે બીજા મંદાધિકારીઓ ઉપરોક્ત પ્રકારે પરમાત્માને સાક્ષાત્ નથી જાણતા, તેઓ આચાર્યો પાસે શ્રવણ કરીને તેનું ધ્યાન કરતા થકા તથા શ્રદ્ધાપૂર્વક શ્રવણપરાયણ રહેતા થકા ધીમે ધીમે સંસારને તરી જાય છે. ૨૬

અધ્યાય ૩–૪–૫ માં કર્મયોગ વિસ્તારથી વર્ણવ્યો છે. તેથી અહીં છેવટ સુધી હવે સાંખ્યયોગ વિસ્તારથી કહે છે.

यावत्संजायते किंचित्सत्त्वं स्थावरजंगमम् ।
क्षेत्रक्षेत्रज्ञसंयोगात्तद्विद्धि भरतर्षभ ॥२७॥

હે ભરતકુળમાં શ્રેષ્ઠ! જે કાંઇ સ્થાવરજંગમ વસ્તુ ઉપજે છે; તે સર્વ ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞના સંયોગથી–અતદ્‌માં તદ્‌રૂપતાના અધ્યાસથી થાય છે. ૨૭

અજ્ઞાનથી સંસારની ઉત્પત્તિ કહી, હવે તેની નિવૃત્તિ માટે પ્રકૃતિથી અત્યંત શ્રેષ્ઠ એવા આત્માનું જ્ઞાન કહે છે.

समं सर्वेषु भूतेषु तिष्ठंतं परमेश्वरम् ।
विनश्यत्स्वविनश्यंतं यः पश्यति स पश्यति ॥२८॥

આ પ્રમાણે જે મનુષ્ય અવિનાશી પરમેશ્વરને સર્વ

સ્થાવરજંગમ ભૂતોમાં સત્‌રૂપે સમાન રહેલા, તથા ભૂતોનો નાશ થતાં નાશ નહિ પામનારા જાણે છે તેજ ખરૂં જાણે છે—ખરો જ્ઞાની છે. ૨૮

**समं पश्यन्हि सर्वत्र समवस्थितमीश्वरम् ।**
**न हिनस्त्यात्मनाऽत्मानं ततो याति परां गतिम् ॥**

કેમકે સર્વત્ર સમાનપણે રહેલા પરમેશ્વરને એ પ્રમાણે (પોતામાં અને સર્વ કોઇમાં) સમાન જાણનારો જ્ઞાની પુરુષ પોતે પોતાનો નાશ કરતો નથી. તાત્પર્ય કે, અવિદ્યાવડે તે સચ્ચિદાનંદસ્વરૂપ આત્માને ઢાંકી દઇને તેને કર્તા, ભોક્તા, સુખી, દુઃખી ઇત્યાદિ માનતો નથી તેથી મોક્ષને પામે છે. અને જે મનુષ્ય આત્માને જાણતો નથી અને દેહનેજ આત્મા જાણે છે; તે શરીરના નાશ સાથે આત્માનો પણ નાશ કરે છે. * ૨૯

આત્મા શુભ અશુભ કર્મ કરતો હોવાથી તેમાં વિષમપણું સ્પષ્ટ દેખાય છે, છતાં આપ તેને સર્વ ભૂતોમાં સમાન રહેનારો શાથી કહો છો ? એનો હવે શ્રીકૃષ્ણ ઉત્તર કહે છે.

**प्रकृत्यैव च कर्माणि क्रियमाणानि सर्वशः ।**
**यः पश्यति तथाऽऽत्मानमकर्तारं स पश्यति ॥३०॥**

દેહ તથા ઇંદ્રિયોના આકારમાં પરિણામ પામેલી પ્રકૃતિજ આ સર્વ કર્મો કરે છે અને આત્મા તો સર્વત્ર અકર્તા છે; છતાં “હું કરૂં છું” એવું જે જીવાત્માને કર્તાપણાનું અભિમાન થાય છે તે દેહાભિમાનનેજ લીધે થાય છે; એ પ્રમાણે જે જાણે છે તેજ યથાર્થ જ્ઞાની છે. ૩૦

સર્વ પ્રાણીઓ પ્રકૃતિમાંથી થતાં હોવાથી પ્રકૃતિરૂપે એકજ છે; તથા આત્મારૂપે પણ તે ભિન્ન ભિન્ન નથી પણ માત્ર પ્રાણીરૂપેજ

---

* શ્રુતિ કહે છે કે:—असूर्यानाम ते लोका अंधेन तमसावृताः । तांस्ते प्रेत्याभिगच्छंति ये के चात्महनोजनाः ॥ જે મનુષ્યો આત્મહત્યા કરનારા છે; તેઓ મરણ પછી અજ્ઞાનરૂપ અંધકારથી વિંટાયલા અસુરોના લોકમાં જાય છે.

ભિન્ન ભિન્ન છે. આ પ્રમાણે જાણનારો પરબ્રહ્મને પામે છે, તે વાત હવે શ્રીકૃષ્ણ ભગવાન કહે છે.

**यदा भूतपृथग्भावमेकस्थमनुपश्यति ।**
**तत एव च विस्तारं ब्रह्म संपद्यते तदा ॥३१॥**

પ્રલયસમયે જુદા જુદા સ્થાવરજંગમ પ્રાણીઓ પરમેશ્વરની પ્રકૃતિમાં એકત્ર થઇને રહે છે; તથા સૃષ્ટિ સમયે તેઓ પાછા એ પ્રકૃતિમાંથીજ વિસ્તાર પામે છે; એ વાત જ્યારે મનુષ્ય સમજે છે ત્યારેજ તે પરબ્રહ્મ પરમાત્માને પામવા ઇચ્છે છે, યત્ન કરે છે અને પ્રાપ્ત પણ થાય છે. ૩૧

પરંતુ સંસારી અવસ્થામાં તો દેહના સંબંધથી થનારાં વિવિધ કર્મો તથા તેનાં સુખદુઃખાદિ ફળોવડે આત્માની વિષમતા દૂર કરી શકાતી નથી; તેથી તેને સમદૃષ્ટિવાળો કેમ કહેવાય? તેનો હવે શ્રીકૃષ્ણ ભગવાન ઉત્તર આપે છે.

**अनादित्वान्निर्गुणत्वात्परमात्मायमव्ययः ।**
**शरीरस्थोऽपि कौंतेय न करोति न लिप्यते ॥३२॥**

જે વસ્તુ ઉત્પન્ન થાય છે તેનોજ નાશ થાય છે; તથા જે વસ્તુ ગુણવાળી હોય તેજ ગુણનો નાશ થતાં નાશ પામે છે. પરંતુ આ આત્મા તો નિર્ગુણ તથા અના-દિ હોવાથી તે અવ્યય (જન્મમરણાદિ વિકારોથી રહિત) છે. માટે હે કુંતાપુત્ર! આ આત્મા શરીરમાં રહ્યો છે તોપણ તે નથી કાંઇ કરતો કે નથી કર્મફળથી લેપાતો.

**यथा सर्वगतं सौक्ष्म्यादाकाशं नोपलिप्यते ।**
**सर्वत्रावस्थितो देहे तथात्मा नोपलिप्यते ॥३३॥**

જેમ કીચડ આદિને વિષે આકાશ રહ્યું છે તોપણ તે અત્યંત સૂક્ષ્મ અને અસંગ હોવાથી કીચડ આદિ-થી લેપાતું નથી; તેમ આત્મા પણ ઉત્તમ, મધ્યમ અને કનિષ્ઠ શરીરોમાં રહેવા છતાં અસંગપણાને લીધે

દેહના ગુણ તથા દોષવડે લેપાતો નથી—અર્થાત્ સદા સર્વત્ર નિર્લેપજ રહે છે. ૩૩

આત્માનું નિર્લેપપણું હવે સૂર્યના દૃષ્ટાંતથી કહે છે.

**यथा प्रकाशयत्येकः कृत्स्नं लोकमिमं रविः ।**
**क्षेत्रं क्षेत्री तथा कृत्स्नं प्रकाशयति भारत ॥३४॥**

હે અર્જુન! જેમ એકજ સૂર્ય આ સંપૂર્ણ જગતને પ્રકાશે છે; તેમ આ ક્ષેત્રોમાં રહેનાર આત્મા પણ એક છતાં સર્વ ક્ષેત્રને પ્રકાશે છે. ૩૪

ભાવાર્થ:—સૂર્ય જગતને પ્રકાશે છે તેથી જગતના ધર્મ સૂર્યને વળગતા નથી; તેમ આત્મા ક્ષેત્રને પ્રકાશે છે તેથી તે ક્ષેત્રના ધર્મથી લેપાતો નથી.

**क्षेत्रक्षेत्रज्ञयोरेवमंतरं ज्ञानचक्षुषा ।**
**भूतप्रकृतिमोक्षं च ये विदुर्यांति ते परम् ॥३५॥**

ઉપર કહ્યા પ્રમાણે જે મનુષ્ય જ્ઞાનચક્ષુવડે એ ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞ વચ્ચે રહેલા ભેદને જાણે છે, તથા જે આગળ કહેલા પ્રકૃતિથી છૂટવાના સાધનરૂપ ધ્યાન આદિ ઉપાયને યથાવત્ જાણે છે; તેજ યથાયોગ્ય પ્રયત્ન કરી શકી પરમ પદને પામે છે. ૩૫

हरिः ॐ तत्सदिति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्म-
विद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे क्षेत्रक्षेत्रज्ञ-
विभागयोगो नाम त्रयोदशोऽध्यायः ॥१३॥

ઇતિ શ્રીમદ્ભગવદ્ગીતાનો ક્ષેત્રક્ષેત્રજ્ઞ-વિભાગયોગ
નામનો તેરમો અધ્યાય સંપૂર્ણ.





# अध्याय १४ मो–गुणत्रयविभागयोग

ભગવાને તેરમા અધ્યાયમાં કહ્યું કે "જે કંઇ સ્થાવરજંગમ પદાર્થો ઉત્પન્ન થાય છે તે સર્વ ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞના સંયોગથી થાય છે." હવે એ બેને સંયોગ, નિરીશ્વર સાંખ્ય માને છે તેમ કાંઇ પોતાની મેળે થતો નથી, પણ ઈશ્વરની ઇચ્છાથી થાય છે. આ કથનપૂર્વક "જીવને શુભાશુભ યોનિમાં જન્મ થવાનું કારણ ગુણસંગ છે" ઇત્યાદિ વચનોવડે આગળ કહેલું સંસારનું વિચિત્રપણું વિસ્તારથી કહેવાની ઇચ્છાથી ભગવાન પ્રથમ બે શ્લોકવડે કહેવાના વિષયની પ્રશંસા કરે છે.

श्रीभगवानुवाच । શ્રીભગવાન કહે છે:–

**परं भूयः प्रवक्ष्यामि ज्ञानानां ज्ञानमुत्तमम् ।**
**यज्ज्ञात्वा मुनयः सर्वे परां सिद्धिमितो गताः ॥१॥**

હે અર્જુન ! મોક્ષના સાધનરૂપ તપ તથા કર્મ ઇત્યાદિને લગતાં સર્વ જ્ઞાનો કરતાં જે જ્ઞાન અતિ ઉત્તમ છે, તે જ્ઞાન હવે હું તને કહીશ, કે જેને જાણીને તેને અનુસરનારા સર્વ સાધક મુનિઓ આ દેહરૂપી બંધનથી મુક્ત થઇને પરમ સિદ્ધિને પામ્યા છે.૧

**इदं ज्ञानमुपाश्रित्य मम साधर्म्यमागताः ।**
**सर्गेऽपि नोपजायंते प्रलये न व्यथंति च ॥२॥**

એ ઉત્તમ જ્ઞાનનો આશ્રય કરીને જેઓ મારા સ્વરૂપને પામ્યા છે; તેઓ સૃષ્ટિની ઉત્પત્તિસમયે બ્રહ્મા આદિ ઉત્પન્ન થાય છે ત્યારે પણ ઉત્પન્ન થતા નથી અને તેથી પ્રલયસમયે પ્રલયનાં દુઃખ પણ પામતા નથી. ૨

આ પ્રમાણે જ્ઞાનની પ્રશંસાથી શ્રોતાને સન્મુખ કરીને હવે પ્રકૃતિ અને પુરુષ ઈશ્વરને આધીન રહીને સર્વ પદાર્થોને ઉત્પન્ન કરે છે પરંતુ સ્વતંત્ર રીતે નથી કરતાં એ વાત કહે છે.

**मम योनिर्महद्ब्रह्म तस्मिन्गर्भं दधाम्यहम् ।**
**संभवः सर्वभूतानां ततो भवति भारत ॥३॥**

દેશ અને કાળવડે જેને અત્યંત મહાન, તથા પોતાથી ઉત્પન્ન થતાં કાર્યોની વૃદ્ધિ કરવાથી જેને બ્રહ્મ પણ કહી શકાય, એવી જે સત્ત્વરજ તથા તમોગુણની સમાન અવસ્થાવાળી મૂળ પ્રકૃતિ; તે હું પરમેશ્વરની યોનિ છે. એ પ્રકૃતિમાં હું ગર્ભને (એટલે કે જગતનો વિસ્તાર કરનારા ચિદાભાસને) મૂકું છું—અર્થાત્ પ્રલયવેળા મારી પ્રકૃતિમાં લય થયા છતાં પણ અવિદ્યા, કામ અને કર્મોની વાસનાવાળા ક્ષેત્રજ્ઞ જીવાત્માને હું ઉત્પત્તિસમયે પાછો ક્ષેત્રની સંગાથે જોડી આપું છું. અને હે ભારત! બ્રહ્મા આદિ સર્વ પ્રાણીઓ એજ પ્રકારે ઉત્પન્ન થાય છે. ૩

માત્ર સૃષ્ટિના આરંભમાંજ પ્રકૃતિ અને પુરુષ મારે આધીન રહીને પ્રાણીઓ ઉત્પન્ન કરે છે એમ નથી, પણ તેઓ સદાસર્વદા મારે આધીન રહીને પ્રાણીઓને ઉત્પન્ન કરે છે. આ વાત હવે કહે છે.

**सर्वयोनिषु कौंतेय मूर्तयः संभवंति याः ।**
**तासां ब्रह्म महद्योनिरहं बीजप्रदः पिता ॥४॥**

હે કૌંતેય! મનુષ્ય આદિ સર્વ યોનિઓને વિષે સ્થાવરજંગમ જે જે પ્રાણીઓ અને પદાર્થો ઉત્પન્ન થાય છે તે બધા મૂર્ત પદાર્થોની મૂળ માતા તે મહદ્ બ્રહ્મ—એટલે કે મહાન પ્રકૃતિ છે; તથા તેનું બીજ આપનારો સર્વનો પિતા હું છું. ૪

પરમેશ્વરને આધીન રહીને પ્રકૃતિ-પુરુષ, સર્વ પ્રાણીઓને ઉત્પન્ન કરે છે એ વાત કહી. હવે ચાર શ્લોકવડે પ્રકૃતિના સંયોગથી પુરુષને સંસાર થાય છે તે વિસ્તારથી કહે છે.

सत्त्वं रजस्तम इति गुणाः प्रकृतिसंभवाः ।
निबध्नंति महाबाहो देहे देहिनमव्ययम् ॥५॥

હે મોટી ભુજાવાળા અર્જુન! સત્ત્વ, રજ અને તમ, એ ત્રણે પ્રકૃતિથી ઉત્પન્ન થયા છે; અને તેઓજ નિર્વિકાર એવા આત્માને (ચૈતન્યાંશને) દેહમાં અહંભાવરૂપી અધ્યાસ કરાવીને તેને દેહની સાથે બાંધી લે છે–અર્થાત્ એ ગુણોજ પોતાના કાર્યરૂપ સુખદુઃખ તથા મોહ આદિની સાથે શુદ્ધ આત્માને જોડીને વિકારી જીવાત્મા બનાવે છે.

હવે એ ગુણોનું સ્વરૂપ તથા તે કેમ બાંધે છે તે કહે છે.

तत्र सत्त्वं निर्मलत्वात्प्रकाशकमनामयम् ।
सुखसंगेन बध्नाति ज्ञानसंगेन चानघ ॥६॥

હે નિષ્પાપ અર્જુન! પ્રકૃતિના એ ત્રણ ગુણોમાં સત્ત્વગુણ સ્ફટિકમણિ જેવો સ્વચ્છ હોવાથી તે પ્રકાશમાન તથા ઉપદ્રવરહિત (શાંત) છે; માટે તે પોતાના કાર્યરૂપ સુખ તથા જ્ઞાનમાં જીવને આસક્ત કરીને તેઓની સાથે બાંધે છે–અર્થાત્ "હું સુખી છું, હું જ્ઞાની છું" એવા મનના ધર્મોને ક્ષેત્રજ્ઞ આત્મા પોતાના ધર્મ માની લે છે. ૬

रजो रागात्मकं विद्धि तृष्णासंगसमुद्भवम् ।
तन्निबध्नाति कौंतेय कर्मसंगेन देहिनम् ॥७॥

હે કુંતાપુત્ર! રજોગુણને લૌકિક પદાર્થમાં રાગ(પ્રીતિ) ઉપજાવનારો જાણવો. અને તે અપ્રાપ્ત વસ્તુઓની તૃષ્ણા તથા પ્રાપ્ત વસ્તુ ઉપરની આસક્તિ વધારનારો હોવાથી દેહાભિમાનીને પ્રત્યક્ષ તથા પરોક્ષ ફળવાળાં સકામ કર્મોમાં બાંધે છે–અર્થાત્ લૌકિક પદાર્થોની તૃષ્ણા અને આસક્તિને લીધે કર્મોમાં જે પ્રવૃત્તિ થાય છે, તે રજોગુણને લીધે થતી હોવાથી બંધનકારક નીવડે છે. ૭

तमस्त्वज्ञानजं विद्धि मोहनं सर्वदेहिनाम् ।

**प्रमादालस्यनिद्राभिस्तन्निबध्नाति भारत ॥८॥**

હે ભરતવંશી અર્જુન! તમોગુણ તો અજ્ઞાનમાંથી (એટલે કે પ્રકૃતિના એક અંશરૂપ આવરણશકિતમાંથી) ઉત્પન્ન થાય છે; અને તેથીજ તે દેહધારીઓને ભ્રમ ઉત્પન્ન કરી પ્રમાદ (ગાફલપણું), આળસ અને નિદ્રા સાથે બાંધી લે છે. ૮

સત્ત્વ આદિ ગુણોનું પોતપોતાનાં કાર્ય કરવામાં વિશેષ સામર્થ્ય છે એ વાત હવે શ્રીકૃષ્ણ ભગવાન કહે છે.

**सत्त्वं सुखे संजयति रजः कर्मणि भारत ।**
**ज्ञानमावृत्य तु तमः प्रमादे संजयत्युत ॥९॥**

દુઃખ, શોક ઇત્યાદિનાં કારણો સન્મુખ હોય તોપણ તે સમયે મનુષ્યમાં જો સત્ત્વગુણ વધેલો હોય તો તે તેને સુખ સાથેજ જોડે છે; જો તેનામાં રજોગુણ વર્તતો હોય તો સુખ આદિનાં કારણો હોય તોપણ મનુષ્યને તે કર્મ-માં જોડે છે; અને જો તમોગુણ વર્તતો હોય તો કોઇ અનુભવીનો ઉપદેશ અનાયાસે મળતો હોય તોપણ તમો-ગુણ તેમાં ધ્યાન નહિ લાગવા દેતાં પ્રમાદમાં–એટલે આળસ તથા ઉંઘ આદિમાં જોડે છે. ૯

**रजस्तमश्चाभिभूय सत्त्वं भवति भारत ।**
**रजः सत्त्वं तमश्चैव तमः सत्त्वं रजस्तथा ॥१०॥**

હે ભરતવંશી! આગલાં અથવા નવાં કારણોને લીધે મનુષ્યની પ્રકૃતિમાં કોઈ વાર રજોગુણ અને તમોગુણને દબાવી દઇને સત્ત્વગુણ પ્રબળ થાય છે; કોઇ વાર સત્ત્વગુણ તથા તમોગુણને દબાવી રજોગુણ પ્રબળ થાય છે; અને કોઈ વાર સત્ત્વગુણ તથા રજોગુણને દબાવીને તમોગુણ પ્રબળ થાય છે. આ પ્રમાણે જ્યારે જ્યારે જે જે ગુણ વધે છે, ત્યારે ત્યારે તે તે ગુણ પોતપોતા-ના ફળરૂપ જ્ઞાન તથા સુખાદિમાં, તૃષ્ણા અને લોભા-

દિની સકામ પ્રવૃત્તિમાં અથવા આળસ અને નિદ્રાદિકમાં માણસને જોડે છે. ૧૦

હવે સત્ત્વ આદિની વૃદ્ધિનાં ચિહ્નો ત્રણ શ્લોકથી કહે છે.

सर्वद्वारेषु देहेऽस्मिन् प्रकाश उपजायते।
ज्ञानं यदा तदा विद्याद्विवृद्धं सत्त्वमित्युत ॥११॥

આ દેહનાં જ્ઞાનેંદ્રિયોરૂપી સર્વ દ્વારોમાં જ્યારે સાત્ત્વિક સુખરૂપે અને જ્ઞાનરૂપે પ્રકાશ ઉપજે, ત્યારે સત્ત્વગુણને વધેલો જાણવો. ૧૧

लोभः प्रवृत्तिरारंभः कर्मणामशमः स्पृहा।
रजस्येतानि जायंते विवृद्धे भरतर्षभ ॥१२॥

હે ભરતકુલશ્રેષ્ઠ! રજોગુણ વધે ત્યારે આટલાં ચિહ્નો ઉપજે છેઃ-(૧) લોભ-એટલે ધનાદિ પદાર્થો પ્રાપ્ત છતાં અધિકાધિકની ઇચ્છા થવી તે; (૨) પ્રવૃત્તિ-એટલે સકામ કામોમાં જોડાવું; (૩) આરંભ એટલે સકામ કર્મોનો આરંભ; (૪) અશાંતિ-એટલે આ કામ પછી તે કામ કરીશ, તે પછી પેલું કરીશ, એવા ઉત્તરોત્તર સંકલ્પવિકલ્પ કરવા તે; અને (૫) સ્પૃહા-એટલે ધનવૈભવાદિ લૌકિક પદાર્થ મેળવવાની ઇચ્છા. ભાવાર્થ કે, આ ચિહ્નો ઉપરથી રજોગુણની વૃદ્ધિ થયેલી જાણવી. ૧૨

अप्रकाशोऽप्रवृत्तिश्च प्रमादो मोह एव च।
तमस्येतानि जायंते विवृद्धे कुरुनंदन ॥१३॥

હે કુરુનંદન ! તમોગુણ વધે ત્યારે અપ્રકાશ ( એટલે સમજણનો નાશ ); અપ્રવૃત્તિ (એટલે ઉદ્યમરહિત થવું); પ્રમાદ (એટલે કર્તવ્યનું ધ્યાન ન રહેવું ); અને મોહ (એટલે મૂઢતા ); આ ચિહ્નો થાય છે. ૧૩

મરણવેળા સત્ત્વાદિની વૃદ્ધિ થવાનું ફળ હવે કહે છે.

यदा सत्त्वे प्रवृद्धे तु प्रलयं याति देहभृत्।
तदोत्तमविदां लोकान् अमलान्प्रतिपद्यते ॥१४॥

સત્ત્વગુણની વૃદ્ધિમાં જેનો દેહ છૂટે છે, તે મનુષ્ય હિરણ્યગર્ભાદિને ઉપાસનારાઓને સુખાદિ ભોગવવાના સ્થાનરૂપ ઉજ્જ્વળ લોકને પામે છે.૧૪

**रजसि प्रलयं गत्वा कर्मसंगिषु जायते ।**

**तथा प्रलीनस्तमसि मूढयोनिषु जायते ॥१५॥**

રજોગુણની વૃદ્ધિમાં દેહ છૂટવાથી તે જીવ કર્મોમાં આસક્તિવાળાઓમાં જન્મે છે; તથા તમોગુણની વૃદ્ધિમાં દેહ છૂટવાથી તે પશુ આદિ મૂઢ યોનિમાં અવતરે છે.૧૫

**कर्मणः सुकृतस्याहुः सात्त्विकं निर्मलं फलम् ।**

**रजसस्तु फलं दुःखमज्ञानं तमसः फलम् ॥१६॥**

સાત્ત્વિક કર્મોનું* ફળ સાત્ત્વિક (સુખદાયક) અને નિર્મળ (નિર્દોષ) હોય છે; રજોગુણી કર્મોનું ફળ દુઃખદાયક હોય છે તથા તમોગુણી કર્મોનું ફળ અજ્ઞાન એટલે મૂઢતા કહેલું છે. ૧૬

**सत्त्वात्संजायते ज्ञानं रजसो लोभ एव च ।**

**प्रमादमोहौ तमसो भवतोऽज्ञानमेव च ॥१७॥**

સત્ત્વગુણથી ઉપજતું જ્ઞાનરૂપી ફળ ઘણા પ્રકાશવાળું અને સુખરૂપ હોય છે; રજોગુણથી ઉપજતું લોભરૂપી ફળ દુઃખદાયક હોય છે, તથા તમોગુણનું ફળ પ્રમાદ, મોહ અને અજ્ઞાનરૂપ હોવાથી વધારે દુઃખદાયક હોય છે.

હવે સાત્ત્વિક, રાજસ અને તામસ વૃત્તિવાળાઓને જે જે ફળ થાય છે તે શ્રીકૃષ્ણ ભગવાન કહે છે.

**ऊर्ध्वं गच्छंति सत्त्वस्था मध्ये तिष्ठंति राजसाः ।**

**जघन्यगुणवृत्तिस्था अधो गच्छंति तामसाः ॥१८॥**

જેઓ મુખ્યત્વે સાત્ત્વિક વૃત્તિવાળા છે તેઓ ઉપરના લોકમાં જાય છે (એટલે કે સત્ત્વગુણની ઓછી વધતી

---

* સાત્ત્વિક, રાજસ તથા તામસ કર્મોનાં લક્ષણ આગળ અઢારમા અધ્યાયમાં કહેશે.

ખીલવણીના પ્રમાણમાં ઉત્તરોત્તર સો સોગણા આનંદ-વાળા એવા ગંધર્વલોક, દેવલોક, પિતૃલોક આદિ સત્યલોક સુધીના લોકોમાં જાય છે;) રજોગુણી એટલે તૃષ્ણાદિથી વ્યાકુળ મનવાળા લોકો મધ્યમાં (એટલે કે મનુષ્યલોકમાં) રહે છે; અને પ્રમાદ, મોહ આદિ તમોગુણી વૃત્તિવાળાઓ તેની અધિકતાના પ્રમાણમાં તામિસ્ર આદિ નરકોમાં જાય છે. ૧૮

એ પ્રમાણે પ્રકૃતિના ગુણોમાં આસક્ત થવાથી પ્રાપ્ત થતા સંસારનું વિસ્તારથી નિરૂપણ કર્યું. હવે પ્રકૃતિ તથા આત્માની ભિન્નતા જાણવાથી કર્તવ્ય પ્રાપ્તવ્ય ચોખ્ખું સમજાઇ મોક્ષપ્રાપ્તિ સુગમ થાય છે એ વાત શ્રીકૃષ્ણ કહે છે.

**नान्यं गुणेभ्यः कर्तारं यदा द्रष्टानुपश्यति ।**
**गुणेभ्यश्च परं वेत्ति मद्भावं सोऽधिगच्छति ॥१९॥**

જ્યારે મનુષ્ય જ્ઞાનવાન થઇને બુદ્ધિ આદિના રૂપમાં પરિણામ પામેલા ગુણોસિવાય બીજા કશાને કર્તા જોતો નથી; પણ ગુણોનેજ કર્મોના કર્તા દેખે છે; તથા મને પર-માત્માને ત્રણે ગુણથી જુદો અને તેમનો સાક્ષી જાણે છે; ત્યારેજ તે મને પામવાના માર્ગે આગળ ચાલી વધી શકે છે.

**गुणानेतानतीत्य त्रीन्देही देहसमुद्भवान् ।**
**जन्ममृत्युजरादुःखैर्विमुक्तोऽमृतमश्नुते ॥२०॥**

જીવાત્મા, શરીરના આકારમાં પરિણમેલા આ સત્ત્વગુણ, રજોગુણ અને તમોગુણને ઓળંગવાથીજ એ ગુણોથી ઉપજનારાં જન્મમરણ તથા વૃદ્ધપણું આદિનાં દુઃખોથી છૂટીને મોક્ષરૂપી અમૃત અનુભવે છે. ૨૦

હવે એવા ગુણાતીત જીવનમુક્તનાં લક્ષણ, આચાર તથા ગુણાતીત થવાનો ઉપાય અર્જુન પૂછે છે.

अर्जुन उवाच । અર્જુન પૂછે છેઃ—

**कैर्लिंगैस्त्रीन् गुणानेतानतीतो भवति प्रभो ।**
**किमाचारः कथं चैतांस्त्रीन्गुणानतिवर्तते ॥२१॥**

હે પ્રભો! એ ત્રણે ગુણોને ઓળંગી ચૂકેલો ગુણાતીત પુરુષ કેવાં લક્ષણવાળો અને કેવાં આચરણવાળો હોય છે? તથા કયા ઉપાયવડે તે આ ત્રણે ગુણોને ઓળંગી જાય છે? તે કહો. ૨૧

આ વાત અર્જુને બીજા અધ્યાયમાં પૂછી હતી અને શ્રીકૃષ્ણે ઉત્તર પણ આપ્યો હતો; છતાં પણ અર્જુન પૂછે છે, તો તેની જિજ્ઞાસા વધી છે તેથી વધુ વિસ્તારથી જાણવા માટે પૂછે છે; એવું સમજીને ભગવાન બીજા અધ્યાયમાં આપેલા ઉત્તર કરતાં વિશેષરૂપે અને વિલક્ષણ રીતે ગુણાતીત જીવનમુક્તનાં લક્ષણ છ શ્લોકથી કહે છે. એમાં પ્રથમ એક શ્લોકથી ગુણાતીતનાં લક્ષણ કહે છે.

श्रीभगवानुवाच । શ્રીભગવાન કહે છેઃ—

**प्रकाशं च प्रवृत्तिं च मोहमेव च पांडव ।**
**न द्वेष्टि संप्रवृत्तानि न निवृत्तानि कांक्षति ॥२२॥**

હે પાંડવ! પ્રકાશ એટલે સત્ત્વગુણનાં કાર્યો, પ્રવૃત્તિ એટલે રજોગુણનાં કાર્યો અને મોહ એટલે તમોગુણનાં કાર્યો આપોઆપ અથવા કોઇ પણ પ્રકારે પ્રાપ્ત થયાં હોય, અને તે દુઃખદાયક હોય તોપણ ગુણાતીત મનુષ્ય તેમનો દ્વેષ કરતો નથી અને તે સુખદાયક હોય તથા નિવૃત્ત થયાં હોય તોપણ તે તેમની ઇચ્છા કરતો નથી. ૨૨

એ પ્રમાણે જે ગુણાતીત હોય તે પોતેજ જાણી શકે એ પ્રકારનું ગુણાતીતનું લક્ષણ પ્રથમ કહ્યું. હવે બીજાઓ પણ જાણી શકે એવું લક્ષણ કહેવા માટે " તેનું આચરણ કેવું હોય છે " એ બીજા પ્રશ્નનો ઉત્તર ત્રણ શ્લોકથી આપે છે.

**उदासीनवदासीनो गुणैर्यो न विचाल्यते ।**
**गुणा वर्तंत इत्येव योऽवतिष्ठति नेंगते ॥२३॥**

ઉદાસીનની પેઠે સાક્ષીરૂપે રહ્યો થકો જે મનુષ્ય સત્ત્વ આદિ ગુણનાં કાર્ય સુખદુઃખ આદિને લીધે સ્વરૂપથી ચલાયમાન થતો નથી; પણ "ગુણોજ પોતાનાં સુખ-

દુઃખ આદિ કાર્યોને વિષે વર્તે છે, અને તેમની સાથે મારે કંઇ પણ સંબંધ નથી" એવા જ્ઞાનવડે જે સ્થિર રહે છે-અર્થાત્ ચલાયમાન થતો નથી; ૨૩

**समदुःखसुखः स्वस्थः समलोष्टाश्मकांचनः ।**
**तुल्यप्रियाप्रियो धीरस्तुल्यनिंदात्मसंस्तुतिः ॥२४॥**

જે પરમાત્મસ્વરૂપમાં સ્થિતિ પામેલો હોવાથી સુખ-દુઃખને સમાન ગણે છે; જે ઢેફું, પથ્થર અને સુવર્ણને સમાન ગણે છે; જે પ્રિય અને અપ્રિય સર્વ કોઇને સમાન ગણે છે; જે ધીરજવાળો છે તથા જેને પોતાની નિંદા અને સ્તુતિ સમાન છે; ૨૪

**मानापमानयोस्तुल्यस्तुल्यो मित्रारिपक्षयोः ।**
**सर्वारंभपरित्यागी गुणातीतः स उच्यते ॥२५॥**

જેને માન અને અપમાન તુલ્ય છે; જે મિત્રપક્ષ અને શત્રુપક્ષને સમાન ગણે છે; અને દૃષ્ટ ફળવાળા તથા અદૃષ્ટ ફળવાળા ઉદ્યમોને તજી દેવાનો જેનો સ્વભાવ છે; તે પુરુષ ગુણાતીત (ત્રણ ગુણથી મુક્ત થયેલો-જીવનમુક્ત) કહેવાય છે. ૨૫

હવે તે કેવી રીતે ત્રણે ગુણને ઓળંગે છે તે વાત કહે છે.

**मां च योऽव्यभिचारेण भक्तियोगेन सेवते ।**
**स गुणान्समतीत्यैतान् ब्रह्मभूयाय कल्पते ॥२६॥**

જે મનુષ્ય અવ્યભિચારી ભક્તિરૂપી ઉપાયવડે મને પરમેશ્વરને સેવે છે, તેજ આ ત્રણ ગુણોને ઓળંગીને-અર્થાત્ તેનાથી મુક્ત થઇને બ્રહ્મભાવ પામવાને યોગ્ય થાય છે. ૨૬

**ब्रह्मणो हि प्रतिष्ठाहममृतस्याव्ययस्य च ।**
**शाश्वतस्य च धर्मस्य सुखस्यैकांतिकस्य च ॥२७॥**

કારણ કે જેમ સૂર્યનારાયણ એકઠા થયેલા ઘટ્ટ

તેજની–અત્યંત પ્રકાશિત અગ્નિની–પ્રતિમારૂપ છે; તેમ હું પણ પરબ્રહ્મની પ્રતિમારૂપ છું (અર્થાત્ ઘનીભૂત પરબ્રહ્મરૂપ છું); સદા સર્વદા મુક્ત હોવાથી મોક્ષની નિત્યમૂર્તિરૂપ છું; શુદ્ધ સત્ત્વગુણી હોવાથી મોક્ષના સાધનભૂત શાશ્વત ધર્મની મૂર્તિ છું; તથા પરમાનંદરૂપ હોવાથી હું અપાર અનુપમ ને અખંડસુખની મૂર્તિ છું.

हरिः ॐ तत्सदिति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्म-
विद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे गुणत्रय-
विभागयोगो नाम चतुर्दशोऽध्यायः ॥१४॥

ઇતિ શ્રીમદ્ભગવદ્ગીતાનો ગુણત્રયવિભાગયોગ
નામનો ચૌદમો અધ્યાય સંપૂર્ણ.





# अध्याय १५ मो—पुरुषोत्तमयोग

ચૌદમા અધ્યાયને અંતે એકનિષ્ઠ ભક્તિવાળોજ ત્રણે ગુણોથી છૂટીને બ્રહ્મરૂપ થાય છે એમ કહ્યું; પરંતુ એ એકનિષ્ઠ ભક્તિ જ્ઞાન અને વૈરાગ્યવિના પ્રાપ્ત થતી નથી. માટે વૈરાગ્યપૂર્વક જ્ઞાનનો ઉપદેશ કરવાની ઇચ્છાથી ભગવાન હવે અઢી શ્લોકવડે વૃક્ષના રૂપકથી સંસારનું વર્ણન કરે છે.

श्रीभगवानुवाच । શ્રીભગવાન કહે છેઃ—

**ऊर्ध्वमूलमधः शाखमश्वत्थं प्राहुरव्ययम् ।**
**छंदांसि यस्य पर्णानि यस्तं वेद स वेदवित् ॥१॥**

હે અર્જુન! જે સંસારરૂપી વૃક્ષનું મૂળ ઉંચું છે (એટલે કે ક્ષર તથા અક્ષર કરતાં પણ ઉત્તમ એવા પરબ્રહ્મ પરમાત્મા જેના મૂળરૂપ છે;) જેની શાખા નીચે છે (એટલે કે હિરણ્યગર્ભ વગેરે જીવો જે વૃક્ષની શાખાઓ છે); તથા વેદોને જેનાં પાંદડાં કહ્યાં છે; (કારણ કે વેદોદ્વારા અપાતી ધર્મ અધર્મની સમજણને લીધે કર્મફળો મેળવવા સારૂ સર્વ જીવો એ સંસારરૂપી વૃક્ષનો આશ્રય લે છે;) એવા આ સંસારરૂપી વૃક્ષને (તે અનિત્ય હોવાથી) અશ્વત્થ પણ કહે છે અને (તે રહે ત્યાંસુધી પણ માત્ર પ્રવાહરૂપેજ અવિછિન્ન હોવાથી) તેને અવ્યક્ત પણ કહે છે. માટે જે કોઈ આ સંસારને એવો જાણે છે, તેજ વેદને યથાવત્ જાણે છે.૧

**अधश्चोर्ध्वं प्रसृतास्तस्य शाखा गुणप्रवृद्धा**
**विषयप्रवालाः । अधश्च मूलान्यनुसंततानि कर्मा-**

नुबंधीनि मनुष्यलोके ॥२॥

સત્ત્વગુણી, રજોગુણી તથા તમોગુણી વૃત્તિઓરૂપી જલના સિંચનવડે પોષાઇને વધેલી, તથા શબ્દાદિ વિષયરૂપી કોમળ પાંદડાંવાળી એવી જે સંસારવૃક્ષની શાખાઓ (એટલે કે હિરણ્યગર્ભ આદિ જીવો) ઉપર તથા નીચે (એટલે કે દેવ અને પશુ આદિની ઉંચનીચ યોનિઓમાં) સર્વત્ર ફેલાયલી છે; અને આ મનુષ્યલોકમાં પણ એ સંસારરૂપી વૃક્ષનાં ભોગની વાસનાઓરૂપી નાનાં મોટાં મૂળિયાં, ઉપર તથા નીચે (ઉંચનીચ સર્વ યોનિઓવિષે) વિસ્તાર પામેલાં છે.૨

ભાવાર્થઃ–ઉપરના તથા નીચેના લોકમાં જે જે ભોગ પોતાના કર્માનુસાર ભોગવવાના હોય તે ભોગવી રહ્યા પછી તે જીવ પાછો ભોગોની તેવીજ વાસનાસહિત મનુષ્યલોકમાં આવે છે; અને પાછો પોતાની વાસના મુજબનાં કર્મોમાં જોડાય છે. કારણ બીજા લોકો તો ભોગભૂમિ છે અને આ મનુષ્યલોકમાંજ કર્મો કરી શકાય છે.

न रूपमस्येह तथोपलभ्यते नांतो न चादिर्न च संप्रतिष्ठा । अश्वत्थमेनं सुविरूढमूलमसंगशस्त्रेण दृढेन छित्त्वा ॥३॥

મનુષ્યો આ સંસારરૂપી વૃક્ષનું રૂપ જાણવા ઇચ્છતા નથી તેથીજ તેનો અંત ક્યાં છે અને શાથી થાય છે; તેની આદિ ઉત્પત્તિ ક્યાંથી, શાથી અને કેવી રીતે થાય છે; તથા તેની પ્રતિષ્ઠા અને સ્થિતિ કેવી, કેટલી અને શા વડે છે; તે ઇત્યાદિ તેઓ જાણી શકતા નથી. આવા કારણથી તેમનાથી આ સંસારરૂપી વૃક્ષને કાપી શકાતું નથી અને અનર્થકારક થયા કરે છે. માટે હે અર્જુન! તારે તો આ અત્યંત બદ્ધમૂળ થઇ ગયેલા સંસારરૂપી વૃક્ષથી ઉપરામ થઇને તથા અહંતા, મમતા અને

કર્મફળના ત્યાગરૂપી મજબૂત શસ્ત્ર ધારણ કરીને તેને છેદીજ નાખવું જોઇએ.૩

**તતઃ પદં તત્પરિમાર્ગિતવ્યં યસ્મિન્ગતા ન નિવર્તંતિ ભૂયઃ। તમેવ ચાદ્યં પુરુષં પ્રપદ્યે યતઃ પ્રવૃત્તિઃ પ્રસૃતા પુરાણી ॥૪॥**

અને એ સંસારવૃક્ષના અસલ મૂળરૂપ જે પરમાત્મપદ તેને શોધી કાઢીને એવો દૃઢ સંકલ્પ કરવો જોઇએ કે "જે પરમાત્મપદને પ્રાપ્ત થયેલા મનુષ્ય ફરીથી સંસારમાં આવતા નથી અને જે પરમાત્માના આધારપર આ સંસારની પ્રવૃત્તિ લાંબા કાળથી વિસ્તાર પામી છે; તે આદ્યપુરુષને શરણે હવે હું જાઉં છું."૪

એવી દૃઢ ઉપરામતા, અનન્ય નિષ્ઠા તથા સર્વભાવે પરમાત્મપરાયણતા જાગે નહિ ત્યાંસુધી તે પરમપદ પામી શકાતું નથી. એ વાત હવેના શ્લોકથી વધારે સ્પષ્ટ કરે છે.

**નિર્માનમોહા જિતસંગદોષા અધ્યાત્મનિત્યા વિનિવૃત્તકામાઃ। દ્વંદ્વૈર્વિમુક્તાઃસુખદુઃખસંજ્ઞૈર્ ગચ્છંત્યમૂઢાઃ પદમવ્યયં તત્ ॥૫॥**

જેઓ માન અને મોહને તજી ચૂકયા છે; જેણે વિષયાસક્તિરૂપી સંગદોષને જીતેલો છે; જેઓ સદા અધ્યાત્મ જ્ઞાનધ્યાનમાંજ નિષ્ઠાવાળા છે; જેઓ સર્વ પ્રકારની લૌકિક કામનાઓથી વિશેષ છૂટેલા છે; અને જેઓ ટાઢ, તડકો ઇત્યાદિ અનુકૂળ અને પ્રતિકૂળ પદાર્થોવડે અનુભવાતાં સુખદુઃખાદિ સર્વ પ્રકારનાં દ્વંદ્વોથી વિમુક્ત થયેલા છે; એવા સર્વ પ્રકારે મોહમમતા આદિથી છૂટેલા મનુષ્યોજ તે અવિનાશી પદને પામી શકે છે.૫

**ન તદ્ભાસયતે સૂર્યો ન શશાંકો ન પાવકઃ। યદ્ગત્વા ન નિવર્તંતે તદ્ધામ પરમં મમ ॥૬॥**

**જે પદને સૂર્ય, ચંદ્રમા કે અગ્નિ પ્રકાશી શકતા નથી; અને જે પદને પામ્યા પછી યોગીઓ પાછા આવતા નથી; તેજ મારૂં પરમ ધામ (અનુપમ, સર્વશ્રેષ્ઠ અને સચ્ચિદાનંદ સ્વરૂપ) છે.૬**

આપના સ્વરૂપને પામનારા પાછા નજ જન્મતા હોય, તો "सति संपद्य न विदुः सति संपद्यामहे પરબ્રહ્મના સ્વરૂપને પામેલા જાણતા નથી કે અમે પરબ્રહ્મને પ્રાપ્ત થયા છીએ." આ શ્રુતિ પ્રમાણે તો સુષુપ્તિ અવસ્થામાં તથા પ્રલયકાળમાં રહેનારા પણ પરમાત્માને પામેલા ઠરે અને તેમનો પણ જન્મ ન થવો જોઈએ. કેમકે એ સુષુપ્તિ તથા પ્રલયની અવસ્થામાં તેઓ પોતાને જાણી શકતા નથી. આવી શંકા થતાં સંસાર કોને ને શાથી પ્રાપ્ત થાય છે તે હવે પાંચ શ્લોકથી કહે છે.

**ममैवांशो जीवलोके जीवभूतः सनातनः ।**
**मनःषष्ठानीन्द्रियाणि प्रकृतिस्थानि कर्षति ॥७॥**

**મારોજ એક સનાતન અંશ કે જે અવિદ્યાવડે જીવરૂપ થયો છે, તે તો સંસારીતરીકે સદા પ્રસિદ્ધ છે. સુષુપ્તિ તથા પ્રલયકાળે એ જીવ પ્રકૃતિમાં લય થયેલા એવા મનને, જ્ઞાનેંદ્રિયોને, કર્મેંદ્રિયોને તથા પ્રાણને આ સંસારમાં ભોગ ભોગવવા માટે આકર્ષે છે.૭**

ભાવાર્થઃ—જીવ એ મારોજ અંશ છે, તેથી સુષુપ્તિ તથા પ્રલયસમયે પણ તે મારામાંજ લય પામે છે; પરંતુ તે અવિદ્યા તથા વાસનાવાળો હોવાથી મારા પ્રકૃતિથી વિંટાયલા માયાવિશિષ્ટ સ્વરૂપમાં લય પામે છે; મારા શુદ્ધ સ્વરૂપમાં લય પામતો નથી. આથી એવા મનુષ્યો, મારી પ્રકૃતિમાં લય થયેલી તેમની ઇંદ્રિય આદિ ઉપાધિઓને (સંસારભોગ ભોગવવા માટે) તેમાંથી પાછી ખેંચી લે છે; અને ઉપર કહેલાં લક્ષણવાળો જ્ઞાની ભક્ત તો મારા શુદ્ધ સ્વરૂપને પામતો હોવાથી ફરી આ સંસારમાં આવતો નથી.

शरीरं यदवाप्नोति यच्चाप्युत्क्रामतीश्वरः ।
गृहीत्वैतानि संयाति वायुर्गंधानिवाशयात् ॥८॥
श्रोत्रं चक्षुः स्पर्शनं च रसनं घ्राणमेव च ।
अधिष्ठाय मनश्चायं विषयानुपसेवते ॥९॥

દેહ આદિનો સ્વામી જીવાત્મા કર્મને વશ હોવાથી તે જ્યારે પૂર્વના શરીરમાંથી નીકળીને બીજા શરીરમાં પ્રવેશ કરે છે; ત્યારે–જેમ વાયુ પુષ્પ આદિકમાંથી સુગંધના સૂક્ષ્મ અણુઓને લઇને જાય છે તેમ–તે પણ પ્રથમના શરીરમાંથી અંતઃકરણસહિત ઇંદ્રિયોને સાથે લેતો જાય છે અને ત્યાં પણ તે, તેજ ઇંદ્રિયો તથા અંતઃકરણનો આશ્રય લઇને શબ્દાદિ વિષયોને ભોગવે છે. ૮,૯

આ રીતે કાર્ય અને કારણના સમુદાયરૂપ દેહથી જુદા એવા આત્માને સૌ કોઇ શાથી જાણતા નથી ? તે હવે કહે છે.

उत्क्रामंतं स्थितं वाऽपि भुंजानं वा गुणान्वितम् ।
विमूढा नानुपश्यंति पश्यंति ज्ञानचक्षुषः ॥१०॥

પરંતુ એવી રીતે મન ઇંદ્રિયો સહિત એક દેહમાંથી બીજા દેહમાં જઇ વિષયોને ભોગવનારા અદૃશ્ય જીવાત્માને અજ્ઞાની મૂઢ લોકો જાણી શકતા નથી; માત્ર જ્ઞાનરૂપી ચક્ષુવાળાજ જાણી શકે છે. ૧૦

યત્ન કરનારાઓમાં પણ જેમનું અંતઃકરણ શુદ્ધ થયું હોય તેવાજ તેને એ રૂપે જાણી શકે છે, એ વાત હવે કહે છે.

यतंतो योगिनश्चैनं पश्यंत्यात्मन्यवस्थितम् ।
यतंतोऽप्यकृतात्मानो नैनं पश्यंत्यचेतसः ॥११॥

ધ્યાન અને શાસ્ત્રાદિવડે પ્રયત્ન કરનારામાં પણ કેટલાક શુદ્ધ ચિત્તવાળા યોગીઓજ શરીરમાં રહેલા આ આત્માને યથાવત્ જાણી શકે છે અને બીજા અશુદ્ધ ચિત્તવાળા તો યત્ન કરવા છતાં પણ એ આત્માને જાણી શકતા નથી. ૧૧

હવે અનંત શક્તિરૂપે પરમાત્માનું નિરૂપણ કરે છે.

**यदादित्यगतं तेजो जगद्भासयतेऽखिलम् ।**
**यच्चंद्रमसि यच्चाग्नौ तत्तेजो विद्धि मामकम् ॥१२॥**

સૂર્યમાં રહેલું જે તેજ અખિલ જગતને પ્રકાશ આપે છે અને જે તેજ ચંદ્રમાં તથા અગ્નિમાં રહેલું છે; તે તેજ પણ મારૂંજ જાણ. ૧૨

**गामाविश्य च भूतानि धारयाम्यहमोजसा ।**
**पुष्णामिचौषधीः सर्वाः सोमो भूत्वा रसात्मकः॥**

પૃથ્વીમાં રહીને હુંજ મારા બળવડે સર્વ ભૂતોને ધારણ કરૂં છું અને હુંજ રસાત્મક ચંદ્ર થઇને યવ, ડાંગરાદિ સર્વ ઔષધિઓને પોષું છું. ૧૩

**अहं वैश्वानरो भूत्वा प्राणिनां देहमाश्रितः ।**
**प्राणापानसमायुक्तः पचाम्यन्नं चतुर्विधम् ॥१४॥**

હું વૈશ્વાનર જઠરાગ્નિ થઇને પ્રાણીમાત્રના દેહમાં રહું છું અને જઠરાગ્નિને દીપક એવા પ્રાણ તથા અપાનવાયુ સાથે રહીને પ્રાણીઓના ભક્ષ્ય, પેય, લેહ્ય અને ચોષ્ય, એ ચારે પ્રકારના* અન્નને પચાવું છું.

**सर्वस्य चाहं हृदि सन्निविष्टो मत्तः स्मृतिर्ज्ञानमपोहनं च । वेदैश्च सर्वैरहमेव वेद्यो वेदांतकृद्वेदविदेव चाहम् ॥१५॥**

સર્વ પ્રાણીઓના હૃદયમાં અંતર્યામીરૂપે હું પ્રવેશ કરીને રહેલો છું તેથીજ તેમને પૂર્વે અનુભવેલી વસ્તુઓની સ્મૃતિ, વિષય અને ઇંદ્રિયોના સંયોગથી થયેલું

---

* રોટલી આદિ જે ચાવીને ખવાય તે ભક્ષ્ય; જળાદિ પીવાના પદાર્થ તે પેય; ગોળ, મધ, દાળ વગેરે ચાટવાના પદાર્થ તે લેહ્ય; અને શેરડી વગેરે ચૂસવાના પદાર્થ તે ચોષ્ય.

જ્ઞાન, તથા એ બન્નેનો વિનાશ; એ સર્વ મારાવડેજ થાય છે. વળી સર્વ વેદોવડે જાણવા યોગ્ય વસ્તુ તથા વેદાંતનો કર્તા, પ્રવર્તક અને વેદનો અર્થ જાણુ-નાર પણ હુંજ છું. ૧૫

द्वाविमौ पुरुषौ लोके क्षरश्चाक्षर एव च।
क्षरः सर्वाणि भूतानि कूटस्थोऽक्षर उच्यते ॥१६॥

આ સંસારમાં ક્ષર અને અક્ષર એવા બે પદાર્થ પ્રસિદ્ધ છે. એમાં બ્રહ્માથી માંડીને સ્થાવરસુધીનાં સર્વ શરીરો ક્ષર (નાશવંત) કહેવાય છે; અને જે ચેતન પદાર્થ શરીરો નાશ થયા છતાં પણ પર્વતની પેઠે અડગ–અચળ રહે છે તેને વિવેકીઓ કૂટસ્થ અને અક્ષર (નાશરહિત) કહે છે. ૧૬

उत्तमः पुरुषस्त्वन्यः परमात्मेत्युदाहृतः।
यो लोकत्रयमाविश्य बिभर्त्यव्यय ईश्वरः॥१७॥

જેને શ્રુતિઓએ "પરમાત્મા" કહેલા છે; જે સર્વના નિયંતા તથા વિકારરહિત છે; તથા જે ત્રણે લોકમાં પ્રવેશ કરીને તેનું પાલન પોષણ કરે છે; તે તો વળી ક્ષર અને અક્ષર બન્નેથી વિલક્ષણ તથા અતિ ઉત્તમ પુરુષ છે.

यस्मात्क्षरमतीतोऽहम् अक्षरादपि चोत्तमः।
अतोऽस्मि लोके वेदे च प्रथितः पुरुषोत्तमः॥१८॥

જે નિત્યમુક્તપણાને લીધે હું આ ક્ષર એટલે જડ-વર્ગને ઓળંગી ગયો છું; તથા સર્વના નિયંતાપણાને લીધે ચેતન એવા જીવવર્ગથી પણ હું ઉત્તમ છું તેથીજ હું આ લોકમાં તથા વેદમાં "પુરુષોત્તમ" એવા નામથી પ્રખ્યાત છું. ૧૮

શ્રુતિ પણ કહે છે કેઃ–स वा अयमात्मा सर्वस्य वशी सर्वस्येशानः। सर्वस्याधिपतिः सर्वमिदं प्रशास्ति॥ અર્થાત્ આ પરમાત્માજ સર્વને વશ રાખનાર, સર્વના

નિયંતા અને સર્વના અધિપતિ છે; અને તેજ આ સર્વ જગતનું શાસન કરે છે.

**यो मामेवमसंमूढो जानाति पुरुषोत्तमम् ।**
**स सर्वविद्भजति मां सर्वभावेन भारत ॥१९॥**

હે ભરતવંશી અર્જુન! ઉપર પ્રમાણે જે મનુષ્ય મોહરહિત અને નિશ્ચળ બુદ્ધિવાળો થઈને મારા એ પુરુષોત્તમ રૂપને જાણે છે તે સર્વજ્ઞ છે; કેમકે તેજ સર્વ ભાવથી મને ભજી શકે છે. ૧૯

**इति गुह्यतमं शास्त्रम् इदमुक्तं मयानघ ।**
**एतद्बुद्ध्वा बुद्धिमान् स्यात् कृतकृत्यश्च भारत ॥२०**

હે નિર્દોષ અર્જુન! એ પ્રમાણે મેં તને આ છાનામાં છાનું શાસ્ત્ર કહ્યું છે, કે જેને જાણીને હે ભારત! હરકોઈ મનુષ્ય બુદ્ધિમાન તથા કૃતાર્થ થઈ શકે છે; તો તું થાય તેમાં આશ્ચર્ય શું? ૨૦

हरिः ॐ तत्सदिति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे पुरुषोत्तमयोगो नाम पंचदशोऽध्यायः ॥१५॥

ઇતિ શ્રીમદ્‌ભગવદ્‌ગીતાનો પુરુષોત્તમયોગ નામનો પંદરમો અધ્યાય સંપૂર્ણ.





# अध्याय १६ मो–दैवासुरसंपद्विभागयोग

પંદરમા અધ્યાયની અંતે કહ્યું છે કે, આ ગુપ્ત શાસ્ત્રને જાણી હરકોઈ મનુષ્ય બુદ્ધિમાન તથા કૃતાર્થ થઇ શકે છે; પણ એ ઉપરથી અર્જુનને એવી જિજ્ઞાસા થઈ કે, એ ગુહ્ય શાસ્ત્રને જાણવાનો અધિકારી કોણ અને અનધિકારી કોણ ? તેથી એનો વિવેક આ અધ્યાયમાં સમજાવે છે. કોઇ પણ વિષય જાણ્યા પછી તે મેળવવાની યોગ્યતા જાણવાની ઇચ્છા થવી સ્વાભાવિક છે. ભટ્ટમીમાંસકે કહ્યું છે કેઃ–भारो यो येन वोढव्यः स प्रागांदोलितो यदा। तदा कस्तस्य चोढति शक्यं कर्तुं निरूपणम् ॥ અર્થાત્ ઉપાડવાનો ભાર જો પ્રથમથી તોળી રાખ્યો હોય તો તે કોણ ઉપાડી શકશે તેનો નિર્ણય ઝટ થઇ શકે છે. માટે તત્ત્વજ્ઞાનના અધિકારીમાં દૈવી સંપત્તિરૂપે જે યોગ્યતા હોવી જોઈએ તે વાત પ્રથમ કહે છે.

श्रीभगवानुवाच। શ્રીભગવાન કહે છેઃ–

**अभयं सत्त्वसंशुद्धिर्ज्ञानयोगव्यवस्थितिः।**
**दानं दमश्च यज्ञश्च स्वाध्यायस्तप आर्जवम् ॥१॥**
**अहिंसा सत्यमक्रोधस्त्यागः शांतिरपैशुनम्।**
**दया भूतेष्वलोलुप्त्वं मार्दवं ह्रीरचापलम् ॥२॥**
**तेजः क्षमा धृतिः शौचमद्रोहो नातिमानिता।**
**भवंति संपदं दैवीमभिजातस्य भारत ॥३॥**

નિર્ભયપણું, અંતઃકરણની વિશુદ્ધિ, જ્ઞાનયોગમાં (આત્મજ્ઞાનના ઉપાયમાં) વિશેષ નિષ્ઠા, દાન, દમ (ઇંદ્રિયોનો નિગ્રહ), યજ્ઞ (બ્રહ્મયજ્ઞ, જ્ઞાનયજ્ઞ, જપયજ્ઞ, દર્શપૂર્ણમાસ આદિ યજ્ઞ કરવા તે), સ્વાધ્યાય, તપ (ચાંદ્રા-

યજ્ઞાદિ વ્રત કરવાં તે), આર્જવ (સરળતા, અંદરનો ભાવ ન છુપાવતાં મનમાં હોય તેવું કહેવાનો સ્વભાવ), અહિંસા (મન વાણી તથા શરીરથી કોઇને પીડવું નહિ તે), સત્ય (સાચું હિતકારી અને પ્રિય બોલવું તે), અક્રોધ (પોતાની ઇચ્છામાં અંતરાય થતાં મનમાં ક્રોધ ન લાવવો તે), ત્યાગ, ચિત્તની શાંતિ, અનિંદકપણું (કોઇની પછવાડે તેના દોષ ન કહેવા), દીનદુઃખીઓ ઉપર દયા, અલોલુપતા (લોલુપતા ન રાખવી–લોભ ન રાખવો), કોમળતા, અકૃત્ય કરવામાં લોકલજ્જા, અચપળતા (વ્યર્થ ચેષ્ટા ન કરવી), તેજસ્વિતા, ક્ષમા (અપમાન થવા છતાં ક્રોધ ન કરવો), ધૈર્ય (દુઃખાદિથી નહિ ગભરાતાં ચિત્તને સ્થિર રાખવું તે), શૌચ (બાહ્ય તથા આંતરિક શુદ્ધિ), અદ્રોહ (કોઇને નુકસાન કરવાની ઇચ્છા ન કરવી), નાતિમાનિતા (પોતામાં પૂજ્યપણાનું અભિમાન નહિ કરવું), એ છવ્વીસ ગુણો અથવા લક્ષણો હે ભરતવંશી અર્જુન! દેવોને યોગ્ય એવી દૈવી સંપત્તિવાળાઓને ત્યાં જન્મેલામાં (અર્થાત્ જેનું કલ્યાણ થવાનું હોય એવા મનુષ્યમાં) હોય છે. ૧–૩

દૈવી સંપત્તિ કહી. હવે આસુરી સંપત્તિ કહે છે.

**दंभो दर्पोऽभिमानश्च क्रोधः पारुष्यमेव च ।**
**अज्ञानं चाभिजातस्य पार्थ संपदमासुरीम् ॥४॥**

દંભ (ડોળ દેખાડવો તે), દર્પ (ધન અને વિદ્યાદિનો ગર્વ), અતિમાનિતા (પોતાને વિષે પૂજ્યપણાનું અભિમાન), ક્રોધ, નિર્દયતા, અજ્ઞાન, આટલાં લક્ષણ હે પૃથાના પુત્ર! આસુરી સંપત્તિવાળાને ત્યાં જન્મેલા મનુષ્યમાં–અર્થાત્ જેનું અહિત થવાનું હોય તેનામાં હોય છે.

**दैवी संपद्विमोक्षाय निबंधायासुरी मता ।**
**मा शुचः संपदं दैवीमभिजातोऽसि पांडव ॥५॥**

દૈવી સંપત્તિ મોક્ષને માટે, અને આસુરી સંપત્તિ બંધનને વધારવા માટે મનાયલી છે–અર્થાત્ દૈવી સંપત્તિવાળો તત્ત્વજ્ઞાનનો અધિકારી છે; અને આસુરી સંપત્તિવાળો તો સદા સંસારીજ છે. માટે હે પાંડુના પુત્ર અર્જુન ! તું શોક કર નહિ. કારણ કે તું દૈવી સંપત્તિમાં જન્મેલો છે. ૫

**द्वौ भूतमर्गौ लोकेऽस्मिन्दैव आसुर एव च ।**
**दैवो विस्तरशः प्रोक्त आसुरं पार्थ मे शृणु ॥६॥**

આ સંસારમાં દૈવી અને આસુરી એવા જે બે પ્રકારના પ્રાણીઓ ઉપજે છે; તેમાં દૈવી જીવોવિષે વિસ્તારથી કહ્યું. હવે હે પાર્થ ! આસુરી જીવોવિષે મારી પાસે વિસ્તારથી સાંભળ. ૬

હવેના બાર શ્લોકમાં આસુરી સંપત્તિ વિસ્તારથી વર્ણવે છે. એ આસુરી જીવોમાં રાક્ષસી જીવો પણ સમજી લેવા.

**प्रवृत्तिं च निवृत्तिं च जना न विदुरासुराः ।**
**न शौचं नापि चाचारो न सत्यं तेषु विद्यते ॥७॥**

આસુરી મનુષ્યો ધર્મમાં પ્રવૃત્તિ તથા અધર્મની નિવૃત્તિ કરવાનું જાણતાજ નથી. તેથી તેઓમાં પવિત્રતા, સદાચાર તથા સત્ય હોતાં નથી. ૭

તેઓ ધર્મની પ્રવૃત્તિ તથા અધર્મની નિવૃત્તિ કેમ નહિ જાણતા હોય ? ધર્મ તથા અધર્મની વ્યવસ્થા તેઓ ન માને તો જગતમાં જણાતા સુખદુઃખની વ્યવસ્થા કેવી રીતે માનતા હશે? વળી તેઓ શૌચ તથા સદાચાર આદિ શાથી નહિ પાળતા હોય ? તેઓ ઈશ્વરનું અસ્તિત્વ નહિ માને તો જગતની ઉત્પત્તિ કેવી રીતે માને છે ? એ વાત હવે ભગવાન શ્રીકૃષ્ણ કહે છે.

**असत्यमप्रतिष्ठं ते जगदाहुरनीश्वरम् ।**
**अपरस्परसंभूतं किमन्यत्कामहैतुकम् ॥८॥**

તે આસુરી ગુણવાળાઓ કહે છે કે, આ જગતમાં વેદાદિક કોઈ પણ ધર્મગ્રંથ પ્રમાણભૂત નથી; વેદના

કર્તાઓ તો ભાંડ, ધુતારા તથા રાક્ષસો છે; ધર્મ અને અધર્મની વ્યવસ્થાનું કશું પ્રયોજન નથી (અર્થાત્ આ જગતમાં સુખી અને દુઃખી મનુષ્યો જણાય છે, તેનું કારણ ધર્માધર્મ નહિ પણ સ્વભાવથીજ જગતની એવી વિચિત્ર રચના છે.) આ જગતનો કર્તા ઇશ્વર નથી; પણ સ્ત્રીપુરુષના સંયોગથી ઉપજે છે, તેથી જગત ઉપ-જવામાં સ્ત્રીપુરુષનો કામજ પ્રવાહરૂપે કારણ છે; બીજું હોય પણ શું ! અર્થાત્ બીજું કાંઇપણ કારણ નથી.૮

एतां दृष्टिमवष्टभ्य नष्टात्मानोऽल्पबुद्धयः ।
प्रभवंत्युग्रकर्माणः क्षयाय जगतोऽहिताः ॥९॥

એવા ચાર્વાકાદિના મતનો આશ્રય કરવાથી મલિન ચિત્તવાળા, અલ્પ બુદ્ધિવાળા, કેવળ પ્રત્યક્ષનેજ પ્રમાણ માનનારા તથા હિંસાવાળાં કર્મ કરનારા મૂઢ લોકો આ જગતમાં કેવળ નાશ કરવા માટે શત્રુરૂપેજ જન્મે છે.૯

काममाश्रित्य दुष्पूरं दंभमानमदान्विताः ।
मोहाद्गृहीत्वाऽसद्ग्राहान्प्रवर्तंते शुचिव्रताः ॥१०॥

એવા કામનો આશ્રય કરીને દંભ, માન અને મદથી ભરેલા આસુરી લોકો મદ્યમાંસાદિ અપવિત્ર વસ્તુઓના ઉપયોગવાળાં અપવિત્ર વ્રતો કરે છે; તથા મોહને લીધે, કદી પૂરી થાય નહિ પણ વધતીજ ચાલે એવી ભોગે-ચ્છાઓને પૂરી કરવા માટે અયોગ્ય માર્ગ, તથા શાસ્ત્રવિરુદ્ધ નિયમોને આધીન થતા ચાલીને ખોટાંજ કામોમાં પ્રવર્તે છે.૧૦

चिंतामपरिमेयां च प्रलयांतामुपाश्रिताः ।
कामोपभोगपरमा एतावदिति निश्चिताः ॥११॥
आशापाशशतैर्बद्धाः कामक्रोधपरायणाः ।
ईहन्ते कामभोगार्थमन्यायेनार्थसंचयान् ॥१२॥

જેનો મરણ થયેજ છેડો આવે એવી અપાર ચિંતાઓમાં ડુબેલા–અર્થાત્ નિરંતર ચિંતાતુર રહેનારા; પદાર્થોના ભોગનેજ પરમ પુરુષાર્થ માનનારા–અર્થાત્ મનુષ્યને માટે એ વિના બીજો પુરુષાર્થ નથી એવું માનનારા; અનેક પ્રકારની સેંકડો આશાઓના પાશથી બંધાયેલા; તથા કામક્રોધાદિને આધીન રહેનારા એ આસુરી મનુષ્યો, અનેકવિધ ભોગવૈભવને માટે ચોરી ઇત્યાદિ અનીતિને રસ્તે પણ ધનના ઢગ એકઠા કરવા ઇચ્છે છે. ૧૧, ૧૨

હવે ચાર શ્લોકથી આસુરી જીવોનાં મનોરાજ્ય કહે છે.

इदमद्य मया लब्धमिमं प्राप्स्ये मनोरथम् ।
इदमस्तीदमपि मे भविष्यति पुनर्धनम् ॥१३॥
असौ मया हतः शत्रुर्हनिष्ये चापरानपि ।
ईश्वरोऽहमहं भोगी सिद्धोऽहं बलवान्सुखी ॥१४॥
आढ्योऽभिजनवानस्मि कोऽन्योऽस्तिसदृशो मया ।
यक्ष्ये दास्यामि मोदिष्य इत्यज्ञानविमोहिताः ॥१५
अनेकचित्तविभ्रांता मोहजालसमावृताः ।
प्रसक्ताः कामभोगेषु पतंति नरकेऽशुचौ ॥१६॥

આજે મેં આ વસ્તુ તો મેળવી, હવે અમુક મનોરથ પાર પાડીશ; આટલું ધન તો મારી પાસે છે; અને આટલું હવે પછી મળશે; મેં આ શત્રુને માર્યો, હવે બીજાઓને પણ મારીશ; હું આ સર્વનો સ્વામી, પૂજનીય અથવા નભાવવાવાળો છું; હું આ ભોગો અથવા સત્તા ભોગવનારો છું; હું કૃતકૃત્ય થયેલો છું; હું બળવાન તથા સુખી છું; હું દ્રવ્ય આદિ સંપત્તિથી ભરપૂર છું; હું કુળવાન અથવા જથાવાળો છું; મારા જેવો બીજો છેજ કોણ? હું યજ્ઞયાગાદિ કરીને બીજાઓ કરતાં વિશેષ પ્રતિષ્ઠા મેળવીશ; મારી કીર્તિ ગાનારાઓને દાન આપી-

શ અને પ્રસન્ન થઇશ; આમ અજ્ઞાનને લીધે મોહને વશ થયેલા, અનેક મનોરથોમાં ભ્રમિત થયેલા, જાળમાં મત્સ્ય ફસાય તેમ મોહરૂપી જાળમાં ફસાઈ ગયેલા, તથા ભોગવૈભવમાં અતિ આસક્ત રહેનારા એ આસુરી લોકો તો અપવિત્ર નરકમાંજ પડે છે.૧૩-૧૬

आत्मसंभाविताः स्तब्धा धनमानमदान्विताः ।
यजंते नामयज्ञैस्ते दंभेनाविधिपूर्वकम् ॥१७॥
अहंकारं बलं दर्पं कामं क्रोधं च संश्रिताः ।
मामात्मपरदेहेषु प्रद्विषंतोऽभ्यसूयकाः ॥१८॥

પોતાની બડાઇ કરનારા-અથવા આપોઆપ પૂજ્ય બની બેઠેલા; ઉદ્ધત (અનમ્ર); ધન અને માનાદિકના મદવાળા; અહંકાર, શરીરબળ, ગર્વ, કામ અને ક્રોધ આદિ દુર્ગુણોનો આશ્રય કરનારા; સન્માર્ગે ચાલનાર ઉપર ઇર્ષ્યા અથવા દોષારોપ કરવારૂપે (તેના દેહમાં ચૈતન્યાંશરૂપે વસેલો જે હું તેની) મારી-પરમાત્માનીજ ઇર્ષ્યા અને નિંદા કરનારા; એવા આસુરી જીવો મારૂં યજન કરે તોપણ તે શ્રદ્ધાથી નહિ પરંતુ દંભથી, શાસ્ત્ર-વિધિ છોડીને તથા નામમાત્રનાજ યજ્ઞોવડે કરે છે.

तानहं द्विषतः क्रूरान् संसारेषु नराधमान् ।
क्षिपाम्यजस्रमशुभानासुरीष्वेव योनिषु ॥१९॥

એવા મારો દ્વેષ કરનારા તથા ક્રૂર સ્વભાવવાળા તે અધમ પુરુષોને જન્મમરણના માર્ગરૂપ આ સંસારમાં અતિ ક્રૂર એવી વ્યાઘ્રાદિકની અત્યંત નીચ આસુરી યોનિયોમાં હું સદા નાખું છું.૧૯

आसुरीं योनिमापन्ना मूढा जन्मनि जन्मनि ।
माम प्राप्यैव कौंतेय ततो यांत्यधमां गतिम् ॥२०॥

હે કુંતાના પુત્ર! એવી આસુરી યોનિને પામેલા તે

મૂઢ લોકો પ્રત્યેક જન્મે મને અથવા મને પામવાના ઉપાયરૂપ સન્માર્ગને નહિ પામતાં એનાથી પણ વધારે હલકી ગતિને પામે છે. ૨૦

ઉપર કહેલા આસુરી દોષોમાં પણ એ સર્વ દોષના મૂળભૂત એવા ત્રણ દોષ તો અવશ્ય તજવા જોઈએ તે હવે કહે છે.

त्रिविधं नरकस्येदं द्वारं नाशनमात्मनः ।
कामः क्रोधस्तथा लोभस्तस्मादेतत्त्रयं त्यजेत् ॥२१

કામ, ક્રોધ અને લોભ, એ ત્રણ તો સાક્ષાત્ નરકનાજ દ્વારરૂપ છે. કેમકે એ તો જીવાત્માને નીચથી પણ નીચ યોનિ આપીને તેનો નાશ કરનારા છે. માટે એ ત્રણે દ્વાર અવશ્ય તજવાં જોઇએ. ૨૧

एतैर्विमुक्तः कौंतेय तमोद्वारैस्त्रिभिर्नरः ।
आचरत्यात्मनः श्रेयस्ततो याति परां गतिम् ॥२२॥

કેમકે હે કુંતાપુત્ર! નરકના દ્વારરૂપ એ કામ, ક્રોધ અને લોભથી જે છૂટ્યો હોય તેજ પોતાના કલ્યાણના સાધનરૂપ તપ, યોગ ઈત્યાદિ આચરી શકે છે; અને પરમગતિને પામી શકે છે. ૨૨

यः शास्त्रविधिमुत्सृज्य वर्तते कामकारतः ।
न स सिद्धिमवाप्नोति न सुखं न परां गतिम् ॥२३॥

જે પુરુષ શાસ્ત્રવિહિત ધર્મમાર્ગ ત્યજીને ઇચ્છા પ્રમાણેજ વર્તે છે; તે નથી પામતો તત્ત્વજ્ઞાન, નથી પામતો સુખશાંતિ કે નથી પામતો પરમગતિ. ૨૩

तस्माच्छास्त्रं प्रमाणं ते कार्याकार्यव्यवस्थितौ ।
ज्ञात्वा शास्त्रविधानोक्तं कर्म कर्तुमिहार्हसि ॥२४।

માટે કરવા યોગ્ય 'કાર્ય'ની અને ન કરવા યોગ્ય 'અકાર્ય'ની વ્યવસ્થા કરવામાં તારે શ્રુતિસ્મૃતિરૂપ ધર્મશાસ્ત્રનેજ પ્રમાણભૂત જાણવાં; તથા શાસ્ત્રે વિધાન

કરેલાં કર્મ જાણીને પોતાના અધિકારને અનુસરતાં કર્તવ્ય કરવાં જોઇએ. ૨૪

ભાવાર્થ:–અત્યારે તારે અર્જુનને માટે કર્મયોગજ (નિષ્કામભાવે યુદ્ધકાર્ય કરવું એજ) યોગ્ય છે. કેમકે એથીજ ઇશ્વરકૃપા, ચિત્તશુદ્ધિ, તત્ત્વજ્ઞાન અને પરાભક્તિ પામીને મોક્ષનો અધિકારી થઇશ.

हरिः ॐ तत्सदिति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे दैवासुरसंपद्विभागयोगो नाम षोडशोऽध्यायः ॥१६॥

ઇતિ શ્રીમદ્ ભગવદ્ગીતાનો દૈવાસુરસંપદ્વિભાગયોગ નામનો સોળમો અધ્યાય સંપૂર્ણ.





# अध्याय १७ मो-श्रद्धात्रयविभागयोग

સોળમા અધ્યાયની અંતે "यः शास्त्रविधिमुत्सृज्य" એ શ્લોકમાં શાસ્ત્રવિધિને તજી યથેચ્છ વર્તનારનો અનધિકાર કહ્યો. હવે શાસ્ત્રવિધિ તજીને ઇચ્છા પ્રમાણે નહિ પણ શ્રદ્ધાથી વર્તનારનો અધિકાર છે કે નહિ ? એવું અર્જુન પૂછે છે.

अर्जुन उवाच। અર્જુન કહે છેઃ—

**ये शास्त्रविधिमुत्सृज्य यजंते श्रद्धयान्विताः।**
**तेषां निष्ठा तु का कृष्ण सत्त्वमाहो रजस्तमः॥१॥**

હે કૃષ્ણ! જેઓ દુઃખરૂપ સમજીને, આળસને લીધે અથવા શાસ્ત્રવિધિના અજ્ઞાનને લીધે કેવળ ચાલતી આવેલી આચારપરંપરા પ્રમાણેજ કોઇ દેવતાનું શ્રદ્ધાપૂર્વક યજનપૂજન કરે છે, તેઓની ગતિ શી થાય છે? તેઓનું તે યજનપૂજન સત્ત્વગુણી, રજોગુણી કે તમોગુણી કહેવાય ? તે કહો. ૧

ભાવાર્થઃ—શ્રદ્ધા પોતે તો સત્ત્વગુણી છે; પણ તેની સાથે જોડાયલો શાસ્ત્રનો અનાદર તથા આળસ, એ તમોગુણનું કાર્ય હોવાથી અર્જુને પૂછ્યું કે, એ પ્રવૃત્તિ કયા પ્રકારની કહેવાય ? તાત્પર્ય કે, શ્રદ્ધા જો સત્ત્વગુણીજ ગણાતી હોય તો તો શ્રદ્ધાવાળો મનુષ્ય સાત્ત્વિક અને અધિકારીજ ગણાય; અને જો તે શ્રદ્ધા સત્ત્વગુણી ન હોય તો તે સાત્ત્વિક તથા અધિકારી ગણાય નહિ.

श्रीभगवानुवाच। શ્રીભગવાન કહે છેઃ—

**त्रिविधा भवति श्रद्धा देहिनां सा स्वभावजा।**
**सात्त्विकी राजसी चैव तामसी चेति तां शृणु॥२॥**

હે અર્જુન! શાસ્ત્રનું તાત્પર્ય સમજીને પરમેશ્વર-પૂજન આદિ કરનારની શ્રદ્ધા તો માત્ર સાત્ત્વિક-નીજ હોય છે; પણ જે મનુષ્યો શાસ્ત્રજ્ઞાન નહિ હોવાથી માત્ર લોકાચાર પ્રમાણેજ દેવપૂજાદિ કરે છે; તેઓની તે પૂર્વ-સંસ્કાર પ્રમાણેની શ્રદ્ધા સત્ત્વગુણી, રજોગુણી અને તમોગુણી, એમ ત્રણ પ્રકારની હોય છે, તે તું સાંભળ. ૨

ભાવાર્થ:–શાસ્ત્રજ્ઞાન મેળવ્યા પછી પોતામાં રાજસ કે તામસ ગુણસ્વભાવ જણાય, તો પ્રયત્ન કરીને તેનો પણ વિજય કરી શકાય છે; પણ જ્યાં શાસ્ત્રોક્ત વિવેક હોય નહિ, ત્યાં તો કેવળ પૂર્વના સંસ્કાર પ્રમાણેનીજ શ્રદ્ધા હોય, એટલે તે ત્રણ પ્રકારની હોય છે.

શ્રદ્ધા તો સત્ત્વગુણીજ કહેવાય છે, છતાં આપ તેને ત્રણ પ્રકાર-ની કેમ કહો છો? એવી શંકા થતાં ભગવાન હવે કહે છે કે, શ્રદ્ધા સત્ત્વગુણી તો છેજ, પરંતુ તે રજોગુણ અને તમોગુણથી મિશ્રિત હોવાથી તથા રજોગુણી અને તમોગુણી પુરુષોમાં પણ તે રહેતી હોવાથી શ્રદ્ધા પણ ત્રણ પ્રકારની છે.

**सत्त्वानुरूपा सर्वस्य श्रद्धा भवति भारत ।**
**श्रद्धामयोऽयं पुरुषो यो यच्छ्रद्धः स एव सः ॥३॥**

હે ભરતવંશી અર્જુન! વિવેકીને તેમજ અવિવે-કીને પણ શ્રદ્ધા તો હોય છે. પરંતુ બુદ્ધિ તથા ગુણોની વધઘટને લીધે ત્રણ પ્રકારની હોય છે. આથી જે મનુષ્ય જે પ્રકારની શ્રદ્ધાવાળો હોય છે, તે મનુષ્ય તેવી શ્રદ્ધા-વાળો ગણાય છે. જેમકે અધિક સત્ત્વગુણવાળાની શ્રદ્ધા 'સાત્ત્વિક શ્રદ્ધા' કહેવાય છે; અધિક રજોગુણવાળાની શ્રદ્ધા 'રાજસ શ્રદ્ધા' કહેવાય છે અને તમોગુણ વિશેષ હોય તેની શ્રદ્ધા 'તામસ શ્રદ્ધા' કહેવાય છે. ૩

હવે કાર્યના ભેદથી ગુણોનો ભેદ દર્શાવે છે.

**यजंते सात्त्विका देवान्यक्षरक्षांसि राजसाः ।**
**प्रेतान्भूतगणांश्चान्ये यजंते तामसा जनाः ॥४॥**

સાત્ત્વિક મનુષ્ય સાત્ત્વિક દેવોને પૂજે છે; રજોગુણી મનુષ્યો યક્ષ અને રાક્ષસાદિ રાજસી દેવોને પૂજે છે; તથા તામસ મનુષ્યો તામસી પ્રકૃતિવાળા પિશાચાદિ ભૂતગણોને પૂજે છે. ૪

ભાવાર્થઃ-સાત્ત્વિક, રાજસ કે તામસ દેવની પૂજામાં રુચિ હોય તે ઉપરથી તેમના પૂજકોને સત્ત્વગુણી, રજોગુણી કે તમોગુણી જાણવા.

રાજસ તામસના પેટાભેદ હવે કહે છે.

**अशास्त्रविहितं घोरं तप्यंते ये तपो जनाः ।**
**दंभाहंकारसंयुक्ताः कामरागबलान्विताः ॥५॥**

એ પ્રમાણે કેટલાકો શાસ્ત્રવિધિને નહિ જાણવા છતાં પૂર્વના સંસ્કારને લીધે સાત્ત્વિક હોય છે; કેટલાએક મધ્યમ કોટીના લોકો રાજસ પ્રકૃતિવાળા હોય છે તથા અધમ લોકો તમોગુણી હોય છે; પરંતુ અત્યંત હીન ભાગ્યવાળા તો પાખંડીઓના કુસંગને લીધે ગતાનુગતિક પાખંડમત પ્રમાણે વર્તનારા, શાસ્ત્રે કહેલું નહિ એવું ભયંકર તપ કરનારા, દંભી, અહંકારી, કામના તથા આસક્તિવાળા અને દુરાગ્રહી હોય છે. ૫

**कर्षयंतः शरीरस्थं भूतग्राममचेतसः ।**
**मां चैवांतःशरीरस्थं तान्विद्ध्यासुरनिश्चयान् ॥६॥**

વળી તેઓ ઉપવાસાદિવડે શરીરમાં રહેલા પૃથ્વી આદિ પંચમહાભૂતના સમૂહને ઉપવાસાદિવડે દુર્બળ કરતા થકા શરીરમાં રહેલા મને અંતર્યામીને કષ્ટ આપીને તપ કરે છે; માટે એવાઓને તું આસુરી નિશ્ચયવાળા જાણ. ૬

**आहारस्त्वपि सर्वस्य त्रिविधो भवति प्रियः ।**
**यज्ञस्तपस्तथा दानं तेषां भेदमिमं शृणु ॥७॥**

મનુષ્યોને આહાર તથા યજ્ઞ, તપ અને દાન પણ

ત્રણ પ્રકારનાં પ્રિય હોય છે. માટે હવે તેમના પણ ભેદ કહું છું તે સાંભળ. ૭

મનુષ્યે રાજસ અને તામસ આહારવિહાર તજીને સાત્વિક આહારથી, સાત્ત્વિક યજ્ઞથી, સાત્ત્વિક દાનથી તથા સાત્ત્વિક તપથી સત્ત્વગુણજ વધારવો જોઇએ; એમ સૂચવવા માટે આહાર આદિના ત્રિવિધ ભેદો હવે તેર શ્લોકથી કહે છે.

**आयुः सत्त्वबलारोग्यसुखप्रीतिविवर्धनाः । रस्याः स्निग्धाः स्थिरा हृद्या आहाराः सात्त्विकप्रियाः ॥८॥**

આયુષ્ય, ઉત્સાહ, બળ, આરોગ્ય, પ્રસન્નતા તથા પ્રીતિને વધારનારા; રસવાળા, સ્નિગ્ધ પદાર્થવાળા, સારરૂપે વધુ કાળસુધી શરીરમાં રહેનારા, તથા હૃદયને પોષે અને પ્રિય લાગે એવા આહારો સત્ત્વગુણી મનુષ્યોને પ્રિય હોય છે. ૮

**कट्वम्ललवणात्युष्णतीक्ष्णरूक्षविदाहिनः । आहारा राजसस्येष्टा दुःखशोकामयप्रदाः ॥९॥**

તીખા, ખાટા, અતિ ઉના, લૂખા તથા દાહ કરનારા આહારો રજોગુણી મનુષ્યને પ્રિય હોય છે અને તે દુઃખ, શોક તથા રોગ ઉપજાવે છે. ૯

**यातयामं गतरसं पूति पर्युषितं च यत् । उच्छिष्टमपि चामेध्यं भोजनं तामसप्रियम् ॥१०॥**

રાંધ્યા પછી એક પહોર વીતેલું, ઠંડું પડેલું, સ્વાદ ઉડી ગયેલું, દુર્ગંધવાળું, રાતવાસી, ઉચ્છિષ્ટ–એટલે કે ખાતાં વધેલું, અથવા બીજી રીતે અપવિત્ર થયેલું–એવું નહિ ખાવા યોગ્ય અન્ન, તામસી મનુષ્યોને પ્રિય હોય છે.

હવે ત્રણ શ્લોકથી યજ્ઞના ત્રણ પ્રકાર કહે છે.

**अफलाकांक्षिभिर्यज्ञो विधिदृष्टो य इज्यते । यष्टव्यमेवेति मनः समाधाय स सात्त्विकः ॥११॥**

"યજ્ઞ કરવો યોગ્ય છે અથવા કર્તવ્યરૂપ છે" એવું

મનવડે સારી પેઠે સમજી લઇને ફળની કશી પણ લૌકિક ઇચ્છા વિના જે શાસ્ત્રવિધિ અનુસાર યજ્ઞ કરવામાં આવે છે; તે યજ્ઞ સાત્ત્વિક છે. ૧૧

अभिसंधाय तु फलं दंभार्थमपि चैव यत्।
ईज्यते भरतश्रेष्ठ तं यज्ञं विद्धि राजसम् ॥१२॥

પરંતુ હે ભરતકુળમાં ઉત્તમ! ફળના ઉદ્દેશથી, દંભને માટે અથવા પોતાની મોટાઇ દર્શાવવા માટે જે યજ્ઞ કરાય; તે યજ્ઞને રજોગુણી જાણવો.૧૨

विधिहीनमसृष्टान्नं मंत्रहीनमदक्षिणम्।
श्रद्धाविरहितं यज्ञं तामसं परिचक्षते ॥१३॥

અને શાસ્ત્રોક્ત વિધિરહિત, બ્રહ્મવેત્તાઓને જમાડ્યા-વિનાનો, મંત્રરહિત, દક્ષિણારહિત અને શ્રદ્ધારહિત જે યજ્ઞ તેને તામસ યજ્ઞ કહે છે.૧૩

હવે શારીરાદિ ત્રણ પ્રકારનાં તપ કહે છે.

देवद्विजगुरुप्राज्ञपूजनं शौचमार्जवम्।
ब्रह्मचर्यमहिंसा च शारीरं तप उच्यते ॥१४॥

દેવ, દ્વિજ, ગુરુ તથા તત્ત્વવેત્તા ઇત્યાદિનું પૂજન; તથા પવિત્રતા, સરળતા, બ્રહ્મચર્ય અને અહિંસાને શારીરિક કિંવા કાયક તપ કહે છે.૧૪

अनुद्वेगकरं वाक्यं सत्यं प्रियहितं च यत्।
स्वाध्यायाभ्यसनं चैव वाङ्मयं तप उच्यते ॥१५॥

કોઇને ઉદ્વેગ ન કરે એવું, સાચું, સાંભળનારને પ્રિય લાગે એવું, અને પરિણામે હિતકારી હોય એવું વચન બોલવું; તથા નિત્ય પ્રતિ સ્વાધ્યાય કરવો—અર્થાત્ પરમશ્રેષ્ઠ કર્તવ્યપ્રાપ્ત્યમાં પ્રેરી ઉન્નત કરે એવું સ્મરણ, વાચન, કીર્તન અને શ્રવણમનનાદિમાંનું જે જે અનુકૂળ હોય, તે તે બને તેટલા તેટલા વધુ પ્રમાણમાં

નિયમપૂર્વક કર્મ કરવું-એને વાણીનું તપ કહે છે.૧૫

**मनःप्रसादः सौम्यत्वं मौनमात्मविनिग्रहः ।**
**भावसंशुद्धिरित्येतत्तपो मानसमुच्यते ॥१६॥**

મનની પ્રસન્નતા, સૌમ્ય સ્વભાવ, મૌન, મનો-નિગ્રહ-એટલે કે મનને અનિષ્ટ વિષયો તરફથી રોકી ઇષ્ટ વિષયમાં જોડયા કરીને વશ કરવું, તથા ભાવોની સંશુદ્ધિપૂર્વક-એટલે કે નિષ્કપટભાવે અને "वसुधैव कुटुंबकम्" એવા ઉદારભાવપૂર્વક-વર્તવું, એ માનસિક તપ કહેવાય છે.૧૬

હવે તપના સાત્ત્વિકાદિ ત્રણ પ્રકાર કહે છે.

**श्रद्धया परया तप्तं तपस्तत् त्रिविधं नरैः ।**
**अफलाकांक्षिभिर्युक्तैः सात्त्विकं परिचक्षते ॥१७॥**

મનુષ્ય જો ઉપરોક્ત ત્રણે પ્રકારનાં તપ ફળની આકાંક્ષાવિના, એકાગ્ર ચિત્તથી તથા ઉત્તમ શ્રદ્ધાથી તપે છે; તો તે સાત્ત્વિક તપ કહેવાય છે.૧૭

**सत्कारमानपूजार्थं तपो दंभेन चैव यत् ।**
**क्रियते तदिह प्रोक्तं राजसं चलमध्रुवम् ॥१८॥**

જે તપ પોતાના સત્કાર, માન કે પૂજા માટે તપાય છે-અર્થાત્ " આ મોટો ધનવાન છે, સાધુ છે, મહાત્મા છે, તપસ્વી છે " ઇત્યાદિ વખાણ તથા માન મેળવવા અને પૂજાવા માટે કે બીજા લૌકિક લાભ માટે જે તપ દંભથી અથવા દેખાવપૂરતું કરાય છે; તે તપ ચંચળતાવાળું અસ્થિર અને રજોગુણી કહેવાય છે. ૧૮

**मूढग्राहेणात्मनो यत्पीडया क्रियते तपः ।**
**परस्योत्सादनार्थं वा तत्तामसमुदाहृतम् ॥१९॥**

જે તપ અજ્ઞાનજન્ય દુરાગ્રહથી, શક્તિ ઉપરાંતનું, પોતાનાં શરીર અને ઇંદ્રિયાદિને પીડા કરીને અથવા

બીજાના નાશમાટે કરાતું તપ તમોગુણી કહેવાય છે.૧૯

હવે ત્રણ પ્રકારનાં દાન કહે છે.

दातव्यमिति यद्दानं दीयतेऽनुपकारिणे ।
देशे काले च पात्रे च तद्दानं सात्त्विकं स्मृतम्॥२०॥

દાન આપવું એ કર્તવ્ય છે, એવો નિશ્ચય કરીને સામો બદલો વાળી શકે નહિ તેવા સુપાત્રને, તપસ્વીને, વેદશાસ્ત્રસંપન્ન બ્રાહ્મણને, બ્રહ્મવેત્તાને તથા યોગ્ય સ્થળે અને યોગ્ય કાળે અપાતું દાન સત્ત્વગુણી કહેવાય છે.

यत्तु प्रत्युपकारार्थं फलमुद्दिश्य वा पुनः ।
दीयते च परिक्लिष्टं तद्दानं राजसं स्मृतम् ॥२१॥

જો હું આને દાન આપીશ તો તે કોઇ સમયે મને બદલો વાળી આપશે એવી ધારણાથી, અથવા તો હું દાન કરીશ તો મને સ્વર્ગાદિ લોક મળશે એવી ફળાશાથી, કિંવા મનમાં ક્લેશ પામીને જે દાન અપાય છે તે દાન રજોગુણી કહેવાય છે. ૨૧

अदेशकाले यद्दानमपात्रेभ्यश्च दीयते ।
असत्कृतमवज्ञातं तत्तामसमुदाहृतम् ॥२२॥

જે દાન અયોગ્ય સ્થળમાં, અયોગ્ય સમયે તથા અપાત્ર મનુષ્યને અપાય છે; કિંવા પવિત્ર દેશ, પવિત્ર કાળ અને સુપાત્ર મનુષ્ય મળ્યા છતાં જે દાન સત્કાર કર્યા વિના કિંવા અપમાનસહિત અપાય છે; તે દાન તામસ કહેવાય છે. ૨૨

ॐतत्सदिति निर्देशो ब्रह्मणस्त्रिविधः स्मृतः ।
ब्राह्मणास्तेन वेदाश्च यज्ञाश्च विहिताः पुरा ॥२३॥

શિષ્ટ લોકોએ બ્રહ્મનાં ૐ, तत् અને सत् એવાં ત્રણ નામ કહેલાં છે. "ૐ" બ્રહ્મનું નામ એટલા માટે કે એ શબ્દ પરબ્રહ્મ પરમાત્માનો વાચક છે; તથા એ શબ્દનો અર્થ "જગતનું કારણ" એવો પણ પ્રસિદ્ધ છે. "तत्" (તે)

એ પણ પરબ્રહ્મનું નામ એટલા માટે કે એ શબ્દ પરોક્ષ વસ્તુને માટે બોલાય છે; અને સાધકથી પરબ્રહ્મ પરોક્ષજ હોય છે. सत् શબ્દનો અર્થ સત્ય-સાચું, શુભ ઇત્યાદિ છે અને પરબ્રહ્મ પણ સત્ય તથા શુભ છે; તેથી सत् શબ્દ પણ બ્રહ્મનું નામ છે. આવાં ત્રણ પ્રકારનાં બ્રહ્મનાં નામ શાસ્ત્રમાં કહ્યાં છે; અને પરમેશ્વરે એ ત્રણ પ્રકારનાં નામથી સૃષ્ટિના આરંભમાં પવિત્ર બ્રાહ્મણો, વેદો અને યજ્ઞોને સૃજ્યા છે.૨૩

આ શ્લોકનો અર્થ આવો પણ થાય કે, જે પરબ્રહ્મનાં ૐ, तत् અને सत् એવાં ત્રણ નામો શિષ્ટ લોકોએ કહ્યાં છે; તેજ પરમાત્માએ પૂર્વે મહાપવિત્ર બ્રાહ્મણોને, વેદોને તથા યજ્ઞોને સૃજ્યા છે; માટે બ્રહ્મનાં એ ત્રણે નામો અત્યંત શ્રેષ્ઠ છે. ૨૩

હવે પ્રત્યેક સ્થળે ૐકારની શ્રેષ્ઠતા દર્શાવે છે.

तस्मादोमित्युदाहृत्य यज्ञदानतपः क्रियाः ।
प्रवर्तंते विधानोक्ताः सततं ब्रह्मवादिनाम् ॥२४॥

એટલા માટેજ વેદવેત્તાઓની યજ્ઞ, દાન અને તપાદિકની શાસ્ત્રોક્ત ક્રિયાઓ સદા ૐ શબ્દના ઉચ્ચાર પછી ચાલુ થાય છે. ૨૪

तदित्यनभिसंधाय फलं यज्ञतपः क्रियाः ।
दानक्रियाश्च विविधाः क्रियंते मोक्षकांक्षिभिः॥२५॥

મોક્ષને ઇચ્છનાર શુદ્ધ ચિત્તવાળા મનુષ્યો લૌકિક ફળની ઇચ્છા નહિ રાખતાં યજ્ઞ, તપ આદિની ક્રિયાઓ તથા વિવિધ દાનો કરે છે; તે પણ तत् શબ્દનો ઉચ્ચાર કરીને કરે છે. ૨૫

सद्भावे साधुभावे च सदित्येतत्प्रयुज्यते ।
प्रशस्ते कर्मणि तथा सच्छब्दः पार्थ युज्यते ॥२६॥

હે પાર્થ ! અમુકનું અસ્તિત્વ (હયાતી) તથા શ્રેષ્ઠતા

દર્શાવવાને સત્ શબ્દ યોજાય છે; તથા વિવાહાદિ મંગલ કાર્યોમાં પણ સત્ શબ્દ યોજાય છે. ૨૬

**यज्ञे तपसि दाने च स्थितिः सदिति चोच्यते ।**
**कर्म चैव तदर्थीयं सदित्येवाभिधीयते ॥२७॥**

શ્રૌત અને સ્માર્ત આદિ યજ્ઞોમાં, શારીરાદિ તપશ્ચર્યાઓમાં અને કન્યા આદિકના દાનમાં જે સ્થિતિ થવી તે પણ સત્ (શુભ સ્થિતિ) કહેવાય છે; તથા 'ૐ, તત્ અને સત્' એ ત્રણે નામ જે પરમાત્માનાં છે; તે પરમાત્માની આરાધના માટે સેવા, પૂજા, વાળવું, લીંપવું ઇત્યાદિ જે જે કર્મ કરાય છે તેને પણ 'સત્' (સત્કર્મ) એમજ કહેવાય છે. ૨૭

ભાવાર્થઃ–પરમાત્માનાં ઉપર કહેલાં ત્રણે નામો શ્રેષ્ઠ હોવાથી સર્વ કર્મોને ઉત્તમ ગુણવાળાં કરવા માટે તે તે કર્મો કરતી વેળાએ 'ૐ તત્ સત્' એમ બોલવું જોઇએ. કારણ કે આ શ્લોક વિધિવાક્ય (આજ્ઞાના વચન)રૂપ છે, અર્થવાદરૂપ નથી.

**अश्रद्धया हुतं दत्तं तपस्तप्तं कृतं च यत् ।**
**असदित्युच्यते पार्थ न च तत्प्रेत्य नो इह ॥२८॥**

હે પૃથાના પુત્ર! શ્રદ્ધાવિના જે કંઈ હોમ્યું હોય, જે કંઈ આપ્યું હોય તથા તપ અથવા બીજું જે કંઈ કર્યું હોય, તે બધું "અસત્" કહેવાય છે. કારણ કે તે શ્રદ્ધારહિત કર્મ આ લોકમાં કે પરલોકમાં કંઈ પણ ફળદાયક થતું નથી. તાત્પર્ય કે, જે પણ કર્મ શ્રદ્ધાવિના કરવું તે નિષ્ફળ જેવું છે; માટે સર્વ કર્મો શ્રદ્ધાપૂર્વક કરવાં જોઇએ. ૨૮

**हरिः ॐ तत्सदिति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे श्रद्धात्रयविभागयोगो नाम सप्तदशोऽध्यायः ॥१७॥**

**ઇતિ શ્રી૦ ભગવદ્૦ સત્તરમો અધ્યાય સંપૂર્ણ.**



# अध्याय १८ मो—मोक्षसंन्यासयोग

પાંચમા અધ્યાયમાં ભગવાને કર્મનો ત્યાગ કરવાનો ઉપદેશ કર્યો, અને ચોથા અધ્યાયમાં માત્ર 'ફળનો ત્યાગ કરવો પણ કર્મ તો કરવાંજ' એમ કહ્યું. પરંતુ પરમ કૃપાળુ સર્વજ્ઞ ઈશ્વર એવી એકબીજાથી ઉલટી વાત કહે નહિ; માટે અર્જુન કર્મનો ત્યાગ તથા કર્મ કરવાં, એ બેનો વિરોધ સમજવા માટે તેમનું સ્વરૂપ જુદું જુદું પૂછે છે.

अर्जुन उवाच । અર્જુન કહે છેઃ—

**संन्यासस्य महाबाहो तत्त्वमिच्छामि वेदितुम् ।**
**त्यागस्य च हृषीकेश पृथक्केशिनिषूदन ॥१॥**

હે મોટી ભુજાવાળા! હે ઇંદ્રિયોને વશ રાખનારા! હે કેશી દૈત્યને મારનારા! હવે હું સંન્યાસનું અને ત્યાગનું જુદું જુદું સ્વરૂપ જાણવા ઇચ્છું છું. ૧

श्रीभगवानुवाच । શ્રીભગવાન કહે છેઃ—

**काम्यानां कर्मणां न्यासं संन्यासं कवयो विदुः ।**
**सर्वकर्मफलत्यागं प्राहुस्त्यागं विचक्षणाः ॥२॥**

स्वर्गकामो यजेत, पुत्रकामो यजेत, એટલે કે સ્વર્ગની કામનાવાળાએ યજ્ઞ કરવો, પુત્રની કામનાવાળાએ યજ્ઞ કરવો, એ પ્રમાણે લૌકિક ફળપ્રાપ્તિમાટે કર્મો કરવાનું કહેલું છે. પણ મુમુક્ષુ (મોક્ષને ઇચ્છનારો) તો કોઈ પ્રકારનું લૌકિક ફળ ઇચ્છે નહિ એટલે સકામ કર્મ તેને માટે નિષ્પ્રયોજન છે. તેથી મુમુક્ષુ કામ્ય કર્મોનો ત્યાગ કરે, તેને ચતુર પંડિતો "સંન્યાસ" કહે છે; અને નિત્ય,

નૈમિત્તિક ઇત્યાદિ સર્વ કર્મોનાં માત્ર ફળનોજ ત્યાગ કરે. એને વિચક્ષણ પુરુષો "ત્યાગ" કહે છે. ૨

શંકાઃ-નિત્યનૈમિત્તિક કર્મોનું ફળ શ્રુતિ તથા સ્મૃતિઓમાં કહ્યું નથી; અને જેનું કાંઇ ફળ નથી તેવાં કર્મના ફળનો ત્યાગ કેમ સંભવે? જેમકે વાંઝણીના પુત્રનો ત્યાગ કોઇ કાળે સંભવતો નથી.

ઉત્તરઃ-"स्वर्गकामो यजेत, पशुकामो यजेत, સ્વર્ગની કામનાઓવાળાએ યજ્ઞ કરવો, પશુની કામનાવાળાએ યજ્ઞ કરવો" એવું ફળ શ્રુતિએ કહ્યું છે; અને "अहरहः संध्यामुपासीत" તથા यावज्जीवमग्निहोत्रं जुहोति" ઇત્યાદિ વચનોમાં સંધ્યાવંદન અને અગ્નિહોત્રાદિ નિત્યકર્મોનું ફળ શ્રુતિએ કહ્યું નથી; પરંતુ જેમ વિશ્વજિત્ યજ્ઞનું કંઈપણ ફળ નથી કહ્યું તોપણ સ્વર્ગફળ કલ્પવામાં આવે છે; તેમ નિત્યનૈમિત્તિક કર્મનાં પણ ફળની કલ્પના કરવી જોઇએ. વળી શ્રુતિમાં નિત્યનૈમિત્તિક કર્મોનું ફળ કહ્યું પણ છે કે "सर्वे एते पुण्यलोका भवन्त" "कर्मणा पितृलोक." "धर्मेण पापमपनुदति" અર્થાત્ "શુભ કાર્ય કરનારા સર્વ પુણ્યવાનોના સ્વર્ગલોકને પામે છે" "કર્મવડે પિતૃલોકને પમાય છે" "ધર્મવડે મનુષ્ય પાપને દૂર કરે છે" આ વચનોથી નિત્યનૈમિત્તિક કર્મના ફળરૂપે પિતૃલોકની પ્રાપ્તિ તથા પાપની નિવૃત્તિ કહેલી છે. માટે "નિત્ય નૈમિત્તિક આદિ સર્વ કર્મોના ફળનો ત્યાગ કરવો, એને વિચક્ષણ પુરુષ 'ત્યાગ' કહે છે" એમ જે ભગવાને કહ્યું છે તે યોગ્યજ છે.

શંકાઃ-કર્મફળ તજીને કર્મ કરવાં; એવું કહેવાથી તો પુરુષની નિષ્ફળ કર્મમાં પ્રવૃત્તિ ગણાય. માટે એ જોતાં તો કર્મ ન કરવાં એજ ઉત્તમ છે.

સમાધાનઃ-સર્વ કર્મોનાં માત્ર ફળજ બંધન કરનાર છે; માટે એ કર્મફળોની ઇચ્છા ત્યજી દઇને કેવળ વિવિ-

દિષા ઉત્પન્ન થવા માટે નિષ્કામ કર્મોજ કરવાં જોઇએ. એ વિવિદિષા* ઉત્પન્ન થતાં સુધી અંતઃકરણની શુદ્ધિ સાધવાને માટે જ્ઞાનને અનુસરતાં કર્મ કરવાં અને તેમનાં ફળોની ઇચ્છાનો ત્યાગ કરવો, એનુંજ નામ 'ત્યાગ' છે; કર્મોને છોડી દેવાં એનું નામ કંઈ 'ત્યાગ' નથી. નૈષ્કર્મ્ય સિદ્ધિમાં કહ્યું છે કે "प्रत्यक् प्रणवता बुद्धेः कर्माण्युत्पाद्य शुद्धितः। कृतार्थोन्यस्तमायान्ति प्रावृडंते घना इव॥ જેમ ચોમાસાને અંતે વાદળાં એની મેળે નાશ પામે છે, તેમ નિષ્કામ કર્મો પણ અંતઃકરણની શુદ્ધિ કર્યા પછી બુદ્ધિને બ્રહ્માકાર કરી પોતે કૃતાર્થ થઇને લય પામે છે." આ ગીતાગ્રંથમાં પણ " यस्त्वात्मरतिरेव स्यात् आत्मतृप्तश्च मानवः। आत्मन्येव च संतुष्टस्तस्य कार्यं न विद्यते ॥" એ શ્લોકથી શ્રીકૃષ્ણ ભગવાને કહ્યું છે કે, મનુષ્ય જ્યારે બાહ્ય કર્મોથી ઉપરામ થઇને માત્ર પરમાત્મામાંજ પ્રીતિવાળો, પરમાત્મામાંજ તૃપ્તિવાળો તથા પરમાત્મામાંજ પૂર્ણ પ્રસન્ન રહેનારો થાય છે; ત્યારે તેને કાંઈ પણ કર્તવ્ય રહેતું નથી. મહર્ષિ વસિષ્ઠે પણ કહ્યું છે કે "न कर्माणि त्यजेद्योगीकर्मभिस्त्याज्यते ह्यसौ। कर्मणो मूलभूतस्य संकल्पस्यैव नाशनः ॥ અર્થાત્ યોગીએ કર્મોને તજવાં નહિ. કારણ કે નિષ્કામ કર્મો કરવાથી અંતઃકરણ શુદ્ધ થઈ કર્મના મૂળરૂપ જે સંકલ્પ, તે સંકલ્પનો નાશ થઇ જાય છે; એટલે પછી કર્મો પણ પોતાની મેળેજ તે યોગીનો ત્યાગ કરે છે." વળી ભાગવતમાં પણ કહ્યું છે કે "तावत्कर्माणि कुर्वीत न निर्विद्येत यावता। मत्कथा श्रवणादौ वा श्रद्धा

---

* " માત્ર એક પરમાત્માજ નિત્ય છે; અને એના સિવાય બીજું બધું અનિત્ય છે " એવા જ્ઞાનને લીધે દેહાદિક પ્રત્યે અહંતામમતા માનવારૂપી અવળી બુદ્ધિ તથા મિથ્યાભિમાન દૂર થઇ જઈને એ બુદ્ધિનો ( અહંતામમતાનો ) પ્રવાહ પરબ્રહ્મ પરમાત્મા તરફ વળી જઇ બ્રહ્માકાર થવો; એ બ્રાહ્મી સ્થિતિનું નામ " વિવિદિષા " કહેલું છે.

चावन्न जायते ॥ ज्ञाननिष्ठो विरक्तो वा मद्भक्तो वानपेक्षकः । सलिङ्गानाश्रमांस्त्यक्त्वा चरेदविधिगोचरः ॥ અર્થાત્ જ્યાં-સુધી કર્મો ઉપર ઉપરામતા આવીને મારી કથાકીર્તના-દિ પ્રત્યે પ્રીતિ અને મારા પ્રત્યે શ્રદ્ધા ન ઉપજે, ત્યાંસુધી નિષ્કામ કર્મોજ કરવાં જોઇએ. જે મારો ભક્ત બહારના પદાર્થો અને કર્મો ઉપર તથા બ્રહ્મલોકના પણ ભોગ ઉપર વૈરાગ્ય પામીને માત્ર એક મોક્ષનીજ ઇચ્છાવાળો થયો હોય, તેણેજ પ્રાપ્ત ગૃહસ્થાશ્રમનો અથવા દંડાદિકના ચિહ્નવાળા આશ્રમધર્મોનો ત્યાગ કરી દઇને પોતાથી પાળી શકાય તેટલા ઉત્તમ ધર્મ પાળવા; પરંતુ શાસ્ત્રના દાસ થઇને ફરવું નહિ." માટે જ્યાંસુધી અંતઃકરણની યોગ્ય વિશુદ્ધિ થયેલી ન જણાય ત્યાંસુધી તો યોગ્ય આંતરિક વિશુદ્ધિ માટે ફળની ઇચ્છા તજીને જ્ઞાનનાં અવિરોધી, આવશ્યક અને પોતાના ગુણસ્વભાવને અનુસરતાં હોય એવાં યથોચિત કર્મો કરવાં એનુંજ નામ ખરો 'ત્યાગ' કહેવાય છે.

त्याज्यं दोषवदित्येके कर्म प्राहुर्मनीषिणः ।
यज्ञदानतपः कर्म न त्याज्यमिति चापरे ॥३॥

કેટલાએક સાંખ્યશાસ્ત્રવેત્તાઓનો એવો અભિપ્રાય છે કે, યજ્ઞાદિ બધાંજ કર્મોમાં હિંસા આદિ અનેક દોષ રહેલા હોવાથી અશુભ અને શુભ, તથા સકામ અને નિષ્કામ, બધાંજ કર્મો મોક્ષેચ્છુએ તજી દેવાં જોઇએ; પરંતુ મીમાંસકો કહે છે કે યજ્ઞ, દાન અને તપ, એ કર્મો તો તજવાં નહિ પણ કર્યાંજ કરવાં. ૩

निश्चयं शृणु मे तत्र त्यागे भरतसत्तम ।
त्यागो हि पुरुषव्याघ्र त्रिविधः संप्रकीर्तितः ॥४॥

હે ભરતકુળમાં શ્રેષ્ઠ! ત્યાગવિષે ઉપર પ્રમાણે જે મતભેદ ચાલે છે, તે વિષે તું હવે મારો નિશ્ચય સાંભળ.

હે પુરુષશ્રેષ્ઠ! આ ત્યાગનું સ્વરૂપ જાણવું કઠિન હોવાથી વિદ્વાનોએ સત્ત્વગુણી, રજોગુણી અને તમોગુણી, એમ ત્રણ પ્રકારનો ત્યાગ કહ્યો છે. ૪

**यज्ञदानतपः कर्म न त्याज्यं कार्यमेव तत् ।**
**यज्ञो दानं तपश्चैव पावनानि मनीषिणाम् ॥५॥**

યજ્ઞ, દાન અને તપ, એ કર્મો તજવાં નહિ પણ કરવાંજ. કારણ કે યજ્ઞ, દાન અને તપ, એ તો વિવેકીના પણ ચિત્તને વિશેષ શુદ્ધ કરનારાં છે. ૫

**एतान्यपि तु कर्माणि संगं त्यक्त्वा फलानि च ।**
**कर्तव्यानीति मे पार्थ निश्चितं मतमुत्तमम् ॥६॥**

પરંતુ જે યજ્ઞાદિક કર્મોને મેં પવિત્ર કરનારાં કહ્યાં છે, તે કર્મોના "કર્તા હું છું" એવું મિથ્યાભિમાન મૂકી દઇને અને ફળની કાંઇ પણ આશા રાખ્યા વિના કેવળ ઇશ્વરના આરાધન માટે કરવાં જોઇએ; એવો મારો નિશ્ચિત અને ઉત્તમ મત છે. ૬

હવે ત્રણ પ્રકારનો ત્યાગ ત્રણ શ્લોકથી કહે છે.

**नियतस्य तु संन्यासः कर्मणो नोपपद्यते ।**
**मोहात्तस्य परित्यागस्तामसः परिकीर्तितः ॥७॥**

કામ્ય કર્મો બંધનકારક હોવાથી તેનો ત્યાગ કરવો ઠીક છે; પરંતુ નિષ્કામ કર્મ તો ચિત્તશુદ્ધિદ્વારા મોક્ષનું સાધન હોવાથી તેઓનો ત્યાગ કરવો કાંઇ રીતે ઉચિત નથી. આવું છતાં પણ અજ્ઞાનજન્ય મોહને લીધે જો તેનો ત્યાગ કરવામાં આવે, તો એને "તામસ ત્યાગ" કહેલો છે.

**दुःखमित्येव यत्कर्म कायक्लेशभयात्त्यजेत् ।**
**स कृत्वा राजसं त्यागं नैव त्यागफलं लभेत् ॥८॥**

વિવેકજ્ઞાનપૂર્વક કર્મયોગ સાધીને જે ચિત્તશુદ્ધિ મેળવવી જોઇએ, તે મેળવ્યા વિના જે મનુષ્ય "કર્મ કરવામાં

શ્રમ પડે છે તેથી તે દુ:ખરૂપજ છે" એવું સમજીને તેનો ત્યાગ કરે છે; તે રજોગુણી મનુષ્ય એવો રાજસ ત્યાગ કરવાથી ત્યાગનું અલૌકિક ફળ પામતો નથી.૮

**कार्यमित्येव यत्कर्म नियतं क्रियतेऽर्जुन ।**
**संगं त्यक्त्वा फलं चैव स त्यागः सात्त्विको मतः ॥९॥**

અને હે અર્જુન! જે પુરુષ કર્તાપણાનું અભિમાન અને ફળની આકાંક્ષા તજીને તથા "મારા ગુણસ્વભાવ જોતાં કર્મ કરવું એ મારૂં કર્તવ્ય છે" એમ સમજીને પોતાનાં સ્વભાવનિયત કર્મો કરે છે; તેના તે અભિમાનના તથા ફળેચ્છાના ત્યાગને મેં સાત્ત્વિક ત્યાગ માન્યો છે.૯

એવો સાત્ત્વિક ત્યાગ કરનારનું લક્ષણ હવે કહે છે.

**न द्वेष्ट्यकुशलं कर्म कुशले नानुषज्जते ।**
**त्यागी सत्त्वसमाविष्टो मेधावी छिन्नसंशयः ॥१०॥**

એવો ત્યાગી સત્ત્વગુણવાળો મેધાવી(યથાવત્ તત્ત્વજ્ઞાનવાળો) તથા સંશયમુક્ત હોય છે; તેથી તે અનિષ્ટ ફળદાયક અકુશળ કર્મનો દ્વેષ કરતો નથી; તથા સ્વર્ગાદિ શુભ ફળદાયક કુશળ કર્મમાં આસક્તિ રાખતો નથી.૧૦

એમ કર્મફળોને ત્યજવાં, તેના કરતાં કર્મોનોજ ત્યાગ કેમ ન કરવો, કે જેથી ક્રિયાજન્ય વિક્ષેપ નહિ રહેતાં સુખેથી જ્ઞાનનિષ્ઠા થાય? એનો હવે ભગવાન શ્રીકૃષ્ણ ઉત્તર કહે છે.

**न हि देहभृता शक्यं त्यक्तुं कर्माण्यशेषतः ।**
**यस्तु कर्मफलत्यागी स त्यागीत्यभिधीयते ॥११॥**

દેહધારી મનુષ્ય સઘળાં કર્મ તજી શકે એવું છેજ નહિ. માટે જે મનુષ્ય કર્મ કરે છે અને તેના ફળને તજે છે તેજ ત્યાગી કહેવાય છે. ૧૧

હવે એ કર્મફળના ત્યાગનું ફળ કહે છે.

**अनिष्टमिष्टं मिश्रं च त्रिविधं कर्मणः फलम् ।**
**भवत्यत्यागिनां प्रेत्य न तु संन्यासिनां क्वचित् ॥१२॥**

અનિષ્ટ કર્મનું ફળ નારકીપણું, ઇષ્ટ કર્મનું ફળ દેવપણું અને મિશ્ર કર્મનું ફળ મનુષ્યપણું, એ પ્રમાણે પાપ, પુણ્ય અને મિશ્રિત કર્મોનાં જે ત્રણ પ્રકારનાં ફળ પ્રસિદ્ધ છે; તે તો સકામ મનુષ્યને મળે છે. પણ કામ્ય કર્મને તથા કર્મફળને તજનારા સંન્યાસીને એ ત્રિવિધ કર્મફળ કદી પણ મળતાં નથી. કેમકે તે સાત્વિક ત્યાગીને પાપનો સંભવ નથી; અને પુણ્યકર્મો ઇશ્વરાર્પણ કરીને તેનું ફળ તો તેણે પ્રથમથીજ તજી દીધેલું હોય છે.૧૨

કર્મ કરવા છતાં પણ કરનારને પોતાના કર્મનું ફળ કેમ મળે નહિ? એવી શંકાના ઉત્તરમાં ફળની ઇચ્છા વિનાના તથા અહંકારરહિત પુરુષને કર્મના ફળનો લેપ શાથી થતો નથી, એ વાત હવે ભગવાન શ્રીકૃષ્ણ વિસ્તારથી સમજાવે છે.

पंचैतानि महाबाहो कारणानि निबोध मे ।
सांख्ये कृतांते प्रोक्तानि सिद्धये सर्वकर्मणाम् ॥१३॥

હે મોટી ભુજાવાળા! સર્વ કર્મોની સિદ્ધિ માટે વેદાંતના સિદ્ધાંતમાં આ પાંચ કારણો કહ્યાં છે; તે તું મારી પાસેથી જાણી લે.૧૩

अधिष्ठानं तथा कर्ता करणं च पृथग्विधम् ।
विविधाश्च पृथक्चेष्टा दैवं चैवात्र पंचमम् ॥१४॥

૧ અધિષ્ઠાન (શરીર), ૨ કર્તા (જીવ), ૩ કરણ (એટલે કે કર્મ કરવાના મુખ્ય સાધનરૂપ ઇંદ્રિયોનો સમૂહ), ૪ વિવિધ પ્રકારની જુદી જુદી ક્રિયાઓ, તથા પાંચમું દૈવ (એટલે કે ઇંદ્રિયાદિને સ્ફૂર્તિ આપનાર જે સૂર્યાદિક વિભૂતિઓ તેના નિયામક અને પ્રેરક એવા પરમેશ્વર). આ પાંચ કારણો કર્મને ઉત્પન્ન કરે છે.૧૪

शरीरवाङ्मनोभिर्यत्कर्म प्रारभते नरः ।
न्याय्यं वा विपरीतं वा पंचैते तस्य हेतवः ॥१५॥

तत्रैवं सति कर्तारमात्मानं केवलं तु यः।
पश्यत्यकृतबुद्धित्वान्न स पश्यति दुर्मतिः॥१६॥

શરીર, વાણી અને મનવડે મનુષ્ય જે કંઇ ધર્મકાર્ય અથવા વિપરીત કર્મ કરે છે; તે સર્વ કર્મો કરનાર ઉપરોક્ત પાંચ કારણો છે. છતાં જે મનુષ્ય પોતાને કિંવા નિર્લેપ આત્માને કર્તા સમજે છે; તે યથાવત્ જ્ઞાનવિનાનો અને વિપરીત દુર્બુદ્ધિવાળો હોવાથી ખરી વાત સમજતો નથી. ૧૫,૧૬

यस्य नाहंकृतो भावो बुद्धिर्यस्य न लिप्यते।
हत्वापि स इमाँल्लोकान्न हंति न निबद्धयते॥१७॥

'ઉપર જણાવેલાં શરીરાદિજ કર્મો કરે છે. મારે શુદ્ધાત્માને એની સાથે સંબંધ નથી' એવું યથાર્થ જ્ઞાન થવાથી જેને 'હું કર્તા છું' એવું કર્તાપણાનું મિથ્યાભિમાન નથી; તેની બુદ્ધિ કર્મફળની અનિચ્છાને લીધે લેપાતી નથી. અને તેથી એવો અનાસક્ત મનુષ્ય કદાચ આ બધાં પ્રાણીને હણે તોપણ તે વિવેકયુક્ત પરમાર્થદૃષ્ટિથી કોઇને હણતો નથી તથા હત્યાના પાપથી બંધાતો નથી. ૧૭

ભાવાર્થઃ–એવાં મહાપાપ પણ તેને બંધન કરતાં નથી, તો નિષ્કામ કર્મો તો અંતઃકરણની શુદ્ધિદ્વારા અપરોક્ષ જ્ઞાનના સાધનરૂપ રહ્યાં, એટલે તેનાથી તો બંધન સંભવેજ કેમ ?

માર્યો છતાં આત્મા મરતો નથી અને હિંસાના પાપથી બંધાતો નથી; એ વાત વિસ્તારથી સમજાવવા માટે હવે કર્મવિધિ, કર્મનો આશ્રય અને તેનાં ફળાદિક એ સર્વ ત્રિગુણાત્મક હોઈ તેઓનો સંબંધ નિર્ગુણ આત્મા સાથે નથી, એવા અભિપ્રાયથી કર્મનો વિધિ તથા આશ્રય ઇત્યાદિ કહે છે.

ज्ञानं ज्ञेयं परिज्ञाता त्रिविधा कर्मचोदना।
करणं कर्म कर्तेति त्रिविधः कर्मसंग्रहः॥१८॥

'જ્ઞેય' એટલે જાણવા તથા પામવા યોગ્ય પદાર્થ; 'જ્ઞાન' એટલે આ પદાર્થથી મારૂં હિત થશે, આથી અહિત થશે, ઇત્યાદિ જાણવું તે; 'પરિજ્ઞાતા' એટલે જ્ઞેય પદાર્થને તથા જ્ઞાનને જાણનારો પુરુષ; એ ત્રણના યોગથી કોઇપણ કર્મ કરવાની પ્રેરણા અને ઉત્સાહ થાય છે. એજ પ્રમાણે ક્રિયા થવાનો આધાર પણ આ ત્રિવિધ પદાર્થો ઉપર રહેલો છે. 'કરણ' એટલે ક્રિયાના અત્યંત સમીપના ને આવશ્યક સાધનરૂપ હાથ, પગ, ચક્ષુ, કાન ઇત્યાદિ ઈંદ્રિયો, તથા તેની અને પ્રાણાદિકની ક્રિયાઓ; 'કર્મ' એટલે કર્તાએ કરવા ઇચ્છેલા કાર્યનું યોજી રાખેલું સ્વરૂપ; તથા 'કર્તા' એટલે ક્રિયાનો પ્રયોજક, પ્રેરક અને નિવર્તક એવો ક્રિયા કરવામાં સ્વતંત્ર પુરુષ; એ ત્રિવિધ પદાર્થો ઉપર કોઈ પણ ક્રિયા થવાનો આધાર છે. ૧૮

**ज्ञानं कर्म च कर्ता च त्रिधैव गुणभेदतः ।**
**प्रोच्यते गुणसंख्याने यथावच्छृणु तान्यपि ॥१९॥**

હવે કાર્યપરત્વે ગુણોનું વિવેચન કરનાર જે સાંખ્યશાસ્ત્ર તેમાં જ્ઞાન, કર્મ તથા કર્તા, આ પ્રત્યેકને સત્ત્વાદિક ગુણના ભેદથી ત્રણ પ્રકારનાં કહ્યાં છે તે તું મારી પાસેથી યથાવત્ સાંભળ. ૧૯

ભાવાર્થ:—ચૌદમા અધ્યાયમાં तत्र सत्त्वं निर्मलत्वात् આદિ વચનોથી ગુણો કેવી રીતે બંધન કરે છે તે કહ્યું હતું; સત્તરમા અધ્યાયમાં यजन्ते सात्त्विका देवान् ઇત્યાદિ વચનોથી ત્રણ ગુણોવડે થતા ત્રણ પ્રકારના સ્વભાવનું નિરૂપણ કર્યું હતું; પછી સાત્ત્વિક આહારાદિથી રાજસી તથા તામસી સ્વભાવ દૂર કરી, સાત્ત્વિક સ્વભાવ પ્રાપ્ત કરવાનું કહ્યું હતું; અને આ અધ્યાયમાં ક્રિયા, સાધન તથા ફળાદિનો આત્માને સંબંધ નથી, એમ દર્શાવવા સર્વ વસ્તુઓનું ત્રિગુણાત્મકપણું સમજાવશે, એટલી પ્રથમ કરતાં અહીં વિશેષતા જાણવી.

હવે જ્ઞાનના ત્રણ પ્રકાર ત્રણ શ્લોકથી કહે છે.

सर्वभूतेषु येनैकं भावमव्ययमीक्षते ।
अविभक्तं विभक्तेषु तज्ज्ञानं विद्धि सात्त्विकम् ॥२०॥

બ્રહ્માથી તે સ્થાવરપર્યંતનાં સર્વ પ્રાણીઓ એક-બીજાથી ભિન્ન ભિન્ન આકાર અને સ્વભાવવાળાં છે; છતાં જે જ્ઞાન એ સર્વમાં એક અખંડ અવિનાશી પરમાત્માને સળંગ સૂત્રની પેઠે વ્યાપી રહેલા જાણે છે તે જ્ઞાનને સાત્ત્વિક જાણવું.૨૦

पृथक्त्वेन तु यज्ज्ञानं नाना भावान्पृथग्विधान् ।
वेत्ति सर्वेषु भूतेषु तज्ज्ञानं विद्धि राजसम् ॥२१॥

વસ્તુતઃ સર્વમાં સમાનપણે વ્યાપી રહેલા એક અખંડ પરમાત્માને જે જ્ઞાનવડે જુદાં જુદાં શરીરોમાં સુખી, દુઃખી ઇત્યાદિરૂપે અનેક આત્માઓને રહેલા જાણે છે, તે જ્ઞાનને રજોગુણી જાણવું.૨૧

यत्तु कृत्स्नवदेकस्मिन्कार्ये सक्तमहैतुकम् ।
अतत्त्वार्थवदल्पं च तत्तामसमुदाहृतम् ॥२२॥

જે જ્ઞાનથી કરીને અમુક એકજ કાર્યમાં (એટલે કે અમુક દેહ અથવા પ્રતિમામાં અને આટલો તથા આવોજ પરમાત્મા છે; અથવા આ અમુક શરીર કે પ્રતિમાજ પરમાત્મા કિંવા ઈશ્વર છે; અથવા તો માત્ર અમુક લોક-માં કે સ્થાનમાં) પરમાત્મા રહેલો છે; એવું જે એકજ દેહમાં કે સ્થળાદિકમાં સંપૂર્ણ પરમાત્મા કે પરમે-શ્વરને રહેલો હોવાનું યુક્તિવગરનું, પરમાર્થરહિત તથા દુરાગ્રહવાળું સ્વલ્પ જ્ઞાન થાય છે; તે જ્ઞાન તમોગુણી કહેવાય છે.૨૨

હવે ત્રણ પ્રકારનાં કર્મની સમજણ આપે છે.

नियतं संगरहितमरागद्वेषतः कृतम् ।
अफलप्रेप्सुना कर्म यत्तत्सात्त्विकमुच्यते ॥२३॥

જે નિયત કર્મ અથવા નિત્યકર્મ પોતાના ગુણસ્વભાવને અનુકૂળ હોય; જે કર્મ કર્તાપણાના અભિમાનવિના અને સ્વભાવથી કરાતું હોય; જે કર્મ ધનપુત્રાદિમાં રાગ હોવાથી અથવા શત્રુ ઉપર દ્વેષ હોવાથી કરાતું હોય નહિ; તથા જે કર્મ નિષ્કામભાવે એટલે પ્રભુપ્રીત્યર્થે કરાતું હોય; તે કર્મ સાત્ત્વિક કહેવાય છે. ૨૩

यत्तु कामेप्सुना कर्म साहंकारेण वा पुनः ।
क्रियते बहुलायासं तद्राजसमुदाहृतम् ॥२४॥

જે કર્મ ફળની ઇચ્છાવાળા પુરુષથી અથવા "મારા જેવો લાયક ભક્ત, આગેવાન, વિદ્વાન, ધનવાન, દાતા કે મહાપુરુષ બીજો કોઇ નથી" એવા અહંકારી પુરુષથી કરાય છે અથવા ઘણા કલેશવાળું હોય છે; તે કર્મ રાજસ કહેલું છે. ૨૪

अनुबंधं क्षयं हिंसामनपेक्ष्य च पौरुषम् ।
मोहादारभ्यते कर्म तत्तामसमुदाहृतम् ॥२५॥

પરિણામે થનારા દુઃખદાયક બંધનનો; ધન, બળ, પુણ્ય અને આયુષ્યાદિકના ક્ષયનો, હિંસાનો તથા પોતાના સામર્થ્ય ઇત્યાદિનો વિચાર કર્યા વિના જે કર્મ કેવળ મોહથી, દેખાદેખીથી, ઉશ્કેરણીથી કે અંધશ્રદ્ધાથી આરંભવામાં આવે છે; તે કર્મ તમોગુણી કહેવાય છે.

હવે શ્રીકૃષ્ણ ત્રણ શ્લોકથી ત્રણ પ્રકારના કર્તા કહે છે.

मुक्तसंगोऽनहंवादी धृत्युत्साहसमन्वितः ।
सिद्ध्यसिद्ध्योर्निर्विकारः कर्ता सात्त्विक उच्यते ।२६

જે મનુષ્ય કર્તાપણાના અભિમાન વિનાનો, ગર્વયુક્ત વાણી નહિ બોલનારો, ધીરજવાળો, ઉત્સાહવાળો,

ઉદ્યમવાળો તથા કર્મની સિદ્ધિ અથવા અસિદ્ધમાં હર્ષશોકાદિ વિકારવિનાનો હોય; એવો કર્તા સત્ત્વ-ગુણી કહેવાય છે. ૨૬

**रागी कर्मफलप्रेप्सुर्लुब्धो हिंसात्मकोऽशुचिः।**

**हर्षशोकान्वितः कर्ता राजसः परिकीर्तितः॥२७॥**

જે કર્તા લૌકિક પદાર્થોમાં પ્રીતિવાળો, કર્મફળની ઇચ્છાવાળો, પરાયા ધનાદિકના લોભવાળો, ઘાતકી સ્વભાવવાળો, પવિત્રતા વગરનો, લાભથી હર્ષ પામ-નારો અને હાનિથી શોક કરનારો હોય, તેવો કર્તા રજો-ગુણી ગણાય છે. ૨૭

**अयुक्तः प्राकृतः स्तब्धः शठो नैष्कृतिकोऽलसः।**

**विषादी दीर्घसूत्री च कर्ता तामस उच्यते॥२८॥**

જે કર્તા ગાફલ, વિવેકરહિત, અનમ્ર, શઠ, બીજાનું અપમાન કરનારો, આળસુ, ખેદયુક્ત સ્વભાવવાળો તથા દીર્ઘસૂત્રી (એટલે કે કરવાનું હોય તે કરવાને બદલે વાતો અથવા વિચારોજ કર્યા કરનારો) હોય, તે કર્તા તામસ કહેવાય છે. ૨૮

હવે બુદ્ધિ તથા ધીરજના ત્રિવિધ ભેદો કહે છે.

**बुद्धेर्भेदं धृतेश्चैव गुणतस्त्रिविधं शृणु।**

**प्रोच्यमानमशेषेण पृथक्त्वेन धनंजय॥२९॥**

હે ધનંજય! સત્ત્વ આદિ ગુણોને લીધે ધીરજના તથા બુદ્ધિના પણ ત્રણ ત્રણ પ્રકારના ભેદ છે; તે સર્વ જુદા જુદા કહીશ તે તું સાંભળ. ૨૯

**प्रवृत्तिं च निवृत्तिं च कार्याकार्ये भयाभये।**

**बंधं मोक्षं च या वेत्ति बुद्धिः सा पार्थ सात्त्विकी ३०**

હે પૃથાના પુત્ર! જે બુદ્ધિ ધર્મમાં પ્રવૃત્તિ, અધર્મની નિવૃત્તિ, કરવા જેવું શું અને ન કરવા જેવું શું, ભય

રાખવા જેવું શું અને નિર્ભય રહેવા જેવું શું તથા બંધન શાથી થાય છે અને મોક્ષ શાથી થાય છે, એ સર્વ યથાવત્ જાણે છે; તે બુદ્ધિને સત્ત્વગુણી જાણવી. ૩૦

यया धर्ममधर्मं च कार्यं चाकार्यमेव च ।
अयथावत्प्रजानाति बुद्धिः सा पार्थ राजसी ॥३१॥

હે પાર્થ ! મનુષ્ય જે બુદ્ધિવડે ધર્મને તથા અધર્મને, કાર્યને તથા અકાર્યને, ભયને તથા અભયને અને બંધ તથા મોક્ષને યથાવત્ જાણતો નથી; તે બુદ્ધિને રજોગુણી જાણવી. ૩૧

अधर्मं धर्ममिति या मन्यते तमसावृता ।
सर्वार्थान् विपरीतांश्च बुद्धिः सा पार्थ तामसी ॥३२

તમોગુણથી ઢંકાયેલી જે બુદ્ધિ અધર્મને ધર્મરૂપ માને છે, અને બીજા પણ સર્વ પદાર્થોને કંઇકને બદલે કંઇક–હોય તેથી ઉલટાજ જાણે છે; તે બુદ્ધિને હે અર્જુન ! તામસી જાણવી. ૩૨

હવે શ્રીકૃષ્ણ ભગવાન ત્રણ પ્રકારની ધીરજ સમજાવે છે.

धृत्या यया धारयते मनःप्राणेंद्रियक्रिया ।
योगेनाव्यभिचारिण्या धृतिः सा पार्थ सात्त्विकी ॥

હે પાર્થ ! જે અચળ ધીરજવડે મનુષ્ય યોગમાં અવ્યભિચારી વૃત્તિવાળો (એટલે કે એકનિષ્ઠાવાળો–એકાગ્રચિત્તવાળો) થવાના હેતુથી મન, પ્રાણ તથા ઇંદ્રિયોની ક્રિયાઓને બીજી ત્રીજી બાબતોમાં જતી રોકીને ઇષ્ટસાધનામાં જોડ્યા કરે છે; તે ધીરજ સત્ત્વગુણી છે. ૩૩

यया तु धर्मकामार्थान् धृत्या धारयतेऽर्जुन ।
प्रसंगेन फलाकांक्षी धृतिः सा पार्थ राजसी ॥३४॥

હે પૃથાના પુત્ર અર્જુન ! મનુષ્ય જે ધીરજવડે ધર્મ, અર્થ અને કામને મુખ્યતાથી ધારણ કરી રાખે છે–

અર્થાત્ તેમને છોડતો નથી; અને નિષ્કામ કર્મમાં પણ લાલચનો પ્રસંગ આવતાં ફળની ઇચ્છા કરે છે તે ધીરજ રજોગુણી છે. ૩૪

यया स्वप्नं भयं शोकं विषादं मदमेव च।
न विमुंचति दुर्मेधा धृतिः सा पार्थ तामसी ॥३५॥

હે પાર્થ! દુર્બુદ્ધિવાળો મનુષ્ય જે ધીરજવડે નિદ્રા, ભય, શોક અને ખેદ તથા મદને છોડતો નથી; તે ધીરજને તમોગુણી કહેલી છે. ૩૫

હવે શ્રીકૃષ્ણ ભગવાન ત્રણ પ્રકારનાં સુખ સમજાવે છે.

सुखं त्विदानीं त्रिविधं शृणु मे भरतर्षभ।
अभ्यासाद्रमते यत्र दुःखांतं च निगच्छाति ॥३६॥
यत्तदग्रे विषमिव परिणामेऽमृतोपमम्।
तत्सुखं सात्त्विकं प्रोक्तमात्मबुद्धिप्रसादजम् ॥३७॥

હે ભરતકુલમાં શ્રેષ્ઠ! હવે મારી પાસેથી તું સુખ પણ ત્રણ પ્રકારનું સાંભળ. પરમાત્મનિષ્ઠ બુદ્ધિની પ્રસન્નતાથી ઉપજનારા એવા (જીવનમુક્તિના) વિલક્ષણ સુખમાં મનુષ્ય વિષયસુખની પેઠે તરતજ રમણ કરી શકતો નથી, પણ વૈરાગ્યપૂર્વક અભ્યાસ કરવાથીજ રમણ કરી શકે છે; જે સુખમાં રમણ કરવાથી મનુષ્ય સદાને માટે સર્વ દુઃખોથી રહિત થાય છે; સાધનાના આરંભમાં જે સુખ વિષ જેવું ભાસે છે, પણ પરિણામે અમૃત જેવું સુખકારક થાય છે; તથા જે સુખ લૌકિક વિષયોના સંયોગ કે ભોગથી નહિ પણ ઉપર કહ્યું તેમ પરમાત્માકાર થયેલી બુદ્ધિની ઉત્થાન દશાની નિર્મળતા અને પ્રસન્નતાથી ઉપજેલું હોય છે; તે સુખને યોગીજનો સાત્ત્વિક સુખ કહે છે. ૩૬,૩૭

विषयेंद्रियसंयोगाद् यत्तदग्रेऽमृतोपमम्।
परिणामे विषमिव तत्सुखं राजसं स्मृतम् ॥३८॥

વિષયો અને ઇંદ્રિયોના સંબંધથી થતું સુખ આરંભમાં અમૃત જેવું લાગે છે, પણ છેવટે તો તે (આ લોકમાં ને પરલોકમાં) વિષના જેવું દુઃખદાયક હોય છે; તેથી તેને રજોગુણી સુખ કહેલું છે. ૩૮

**यदग्रे चानुबंधे च सुखं मोहनमात्मनः ।**
**निद्रालस्यप्रमादोत्थं तत्तामसमुदाहृतम् ॥३९॥**

જે સુખ પ્રથમ તેમજ છેવટે પણ મનને મોહ કરનારૂં હોય છે; તેવા નિદ્રા, આળસ તથા ગાફલપણાથી થયેલા સુખને તમોગુણી કહેલું છે. ૩૯

**न तदस्ति पृथिव्यां वा दिवि देवेषु वा पुनः ।**
**सत्त्वं प्रकृतिजैर्मुक्तं यदेभिः स्यात् त्रिभिर्गुणैः ॥४०॥**

પૃથ્વી ઉપરનાં મનુષ્યાદિકમાં તથા સ્વર્ગના દેવતાઓમાં પણ કોઇ પ્રાણી કે પદાર્થ એવો નથી, કે જે પ્રકૃતિથી ઉત્પન્ન થયેલા આ સત્ત્વાદિક ત્રણ ગુણોથી રહિત હોય.

આપના કહેવા પ્રમાણે જો સર્વ ક્રિયાઓ, કર્તાઓ, ફળો અને પ્રાણીઓનો સમૂહ ત્રિગુણાત્મક હોય; તો કોઈનો મોક્ષ તો ક્યાંથીજ થાય ? એવી શંકાના ઉત્તરમા પોતપોતાના ગુણસ્વભાવને અનુસરતાં કર્મોવડે પરમાત્માનું આરાધન કરવાથી તેમની કૃપા તથા સાક્ષાત્કાર થઇને મનુષ્યનો મોક્ષ થાય છે; એ વાત આખી ગીતાના સારાંશરૂપે દર્શાવનારૂં જુદુંજ પ્રકરણ હવે શ્રીકૃષ્ણ ભગવાન આરંભે છે.

**ब्राह्मणक्षत्रियविशां शूद्राणां च परंतप ।**
**कर्माणि प्रविभक्तानि स्वभावप्रभवैर्गुणैः ॥४१॥**

હે શત્રુને તપાવનાર અર્જુન! પૂર્વના સંસ્કારો પ્રમાણે જન્મથીજ પ્રાપ્ત થયેલા સત્ત્વાદિક ત્રણ ગુણોને લીધે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્રોનાં કર્મ જુદાં જુદાં હોય છે. તેમાં બ્રાહ્મણમાં સત્ત્વગુણ મુખ્ય અને રજોગુણ ગૌણ હોય છે; ક્ષત્રિયમાં રજોગુણ મુખ્ય અને સત્ત્વગુણ ગૌણ હોય છે; વૈશ્યમાં રજોગુણ મુખ્ય અને

તમોગુણ ગૌણ હોય છે; તથા શૂદ્રમાં તમોગુણ મુખ્ય અને રજોગુણ ગૌણ હોય છે.૪૧

शमो दमस्तपः शौचं क्षांतिरार्जवमेव च ।
ज्ञानं विज्ञानमास्तिक्यं ब्रह्मकर्म स्वभावजम् ॥४२॥

શમ (મનોનિગ્રહ), દમ (ઇંદ્રિયનિગ્રહ), શારીર આદિ ત્રણ પ્રકારનું પૂર્વે કહેલું તપ, પવિત્રતા, ક્ષમા, સરળતા, જ્ઞાન (શાસ્ત્રજ્ઞાન), વિજ્ઞાન (અનુભવસિદ્ધ જ્ઞાન) અને આસ્તિકપણું, એ બ્રાહ્મણનાં સ્વાભાવિક કર્મ છે. ૪૨

शौर्यं तेजो धृतिर्दाक्ष्यं युद्धे चाप्यपलायनम् ।
दानमीश्वरभावश्च क्षात्रं कर्म स्वभावजम् ॥४३॥

પરાક્રમ, તેજ, ધીરજ, ચતુરાઇ, યુદ્ધમાં પાછી પાની ન કરવી–પૂંઠ ન બતાવવી, દાતાપણું અને ઇશ્વર-ભાવ (નિયમમાં રાખવાનું સામર્થ્ય) એ ક્ષત્રિયનાં સ્વાભાવિક કર્મ છે.૪૩

कृषिगोरक्ष्यवाणिज्यं वैश्यकर्म स्वभावजम् ।
परिचर्यात्मकं कर्म शूद्रस्यापि स्वभावजम् ॥४४॥

ખેતી, ગૌ આદિ પશુપાલન અને વ્યાપાર, એ વૈશ્યનાં સ્વાભાવિક કર્મ છે; તથા ત્રણે વર્ણની સેવા-ચાકરી કરવી, એ શૂદ્રનાં સ્વાભાવિક કર્મ છે.૪૪

स्वे स्वे कर्मण्यभिरतः संसिद्धिं लभते नरः ।
स्वकर्मनिरतः सिद्धिं यथा विंदति तच्छृणु ॥४५॥

ઉપર કહેલાં પોતપોતાના અધિકાર પ્રમાણેનાં કર્મોમાં મચ્યો રહેનારો મનુષ્ય પરબ્રહ્મ પરમાત્માના સાક્ષાત્કારરૂપી સર્વોત્તમ સંસિદ્ધિ પણ અવશ્ય મેળવે છે. પણ એવો–પોતાના કર્મમાં નિરત રહેનારો–મનુષ્ય પ્રથમ જે પ્રકારે સાધનરૂપી સિદ્ધિને પામે છે તે પ્રકાર તું સાંભળ.

**यतः प्रवृत्तिर्भूतानां येन सर्वमिदं ततम्।**
**स्वकर्मणा तमभ्यर्च्य सिद्धिं विंदति मानवः॥४६॥**

જે સર્વાન્તર્યામી પરમાત્માની સત્તા અને સ્ફૂર્તિવડે સર્વ પ્રાણીઓની ઉત્પત્તિ અને ચેષ્ટા થાય છે; તથા જે સર્વના કારણરૂપ પરમાત્માથી આ સઘળું વિશ્વ વ્યાપ્ત છે; તે પરમાત્માને પોતપોતાના સ્વધર્મકર્મ વડે, પૂજવા–આરાધવાથી મનુષ્ય અવશ્ય એ સિદ્ધિને પામે છે. ૪૬

**श्रेयान् स्वधर्मो विगुणः परधर्मात्स्वनुष्ठितात्।**
**स्वभावनियतं कर्म कुर्वन्नाप्नोति किल्बिषम्॥४७॥**

અને બીજાએ ભલે તેના શ્રેષ્ઠ ગુણસ્વભાવને લીધે તેનો વિશેષ ગુણવાળો ધર્મ પાળ્યો હોય, પણ જો પોતાના ગુણસ્વભાવ તેના જેવા ન હોય તો પોતાને માટે તે ધર્મ પ્રતિકૂળ અને પરમધર્મ રૂપજ છે. માટે એ બીજાએ સારી રીતે આચરેલા વિશેષ ગુણવાળા પરધર્મ કરતાં સ્વધર્મ ઓછા ગુણવાળો હોય તોપણ તેનેજ પોતાનેમાટે કલ્યાણકારી સમજવો. કેમકે સ્વભાવનિયત કર્મ કરનારો સહજ સ્વભાવે કરી શકે છે તથા નિષ્કામભાવે કરવાથી તેમાં રહેલા પાપને પામતો નથી. ૪૭

ભાવાર્થ:–ક્ષાત્રધર્મને અનુસરીને અત્યારે તો બંધુ આદિ સાથે પણ યુદ્ધ કરવું એજ તારો સ્વધર્મ છે. એ સ્વધર્મ કોઇ અંશે હીન હોય તોપણ તેનો ત્યાગ કરીને ભિક્ષાટન આદિ પરધર્મ આચરવો, એ તારે માટે કલ્યાણકારી નહિ પણ નુકસાનકારક છે.

જો તું બ્રહ્મનિષ્ઠની જ્ઞાનદૃષ્ટિથી તારા ક્ષાત્રધર્મમાં હિંસારૂપી દોષ જોઇને વિરક્ત બ્રહ્મવેત્તાનો અથવા ચતુર્થાશ્રમીનો ભિક્ષાટનાદિ પરધર્મ સ્વીકારવા ઇચ્છતો હોય. તો તે પરધર્મમાં પણ દોષ તો હોયજ; એવા આશયથી શ્રીકૃષ્ણભગવાન સર્વ કર્મમાં દોષ હોવાની વાત હવે કહે છે.

**सहजं कर्म कौंतेय सदोषमपि न त्यजेत्।**

सर्वारंभा हि दोषेण धूमेनाग्निरिवावृताः ॥४८॥

હે કુંતાના પુત્ર! બીજા ઉત્તમ ગુણસ્વભાવવાળા મનુષ્યના કર્મ કરતાં પોતાનું સ્વાભાવિક કર્મ દોષવાળું હોય તોપણ તેને તજવું નહિ. કારણ કે પોતે પેદા કરેલા ધૂમાડાથી ઢંકાયલા અગ્નિની પેઠે સર્વ કર્મો કોઇ ને કોઇ દોષથી ઢંકાયલાં હોય છે. ૪૮

ભાવાર્થઃ—મનુષ્ય ટાઢ તથા અંધારાને દૂર કરવા માટે ધૂમાડાને જતો કરી માત્ર અગ્નિનેજ સેવે છે; તેમ સ્વધર્મ પાળવામાં દોષ જણાય તે જવા દઈ ગુણનો લાભ અવશ્ય લેવો જોઇએ.

હવે કેવી રીતે કર્મ કરવાથી એમાંનો દોષનો અંશ દૂર થઇ ગુણનો લાભ લઇ શકાય અને પરમસિદ્ધિ પામી શકાય, તે વાત શ્રીકૃષ્ણ ભગવાન સમજાવે છે.

असक्तबुद्धिः सर्वत्र जितात्मा विगतस्पृहः ।
नैष्कर्म्यसिद्धिं परमां संन्यासेनाधिगच्छति ॥४९॥

પરંતુ જે મનુષ્ય સર્વ લૌકિક પદાર્થોમાં અનાસક્ત બુદ્ધિવાળો, મન ઇંદ્રિયોને વશ રાખનારો, તથા સ્પૃહાવિનાનો થઇને સ્વધર્મનું પાલન કરે છે; તેજ ચિત્તશુદ્ધિ વિશેષ પામીને કર્મત્યાગરૂપ સંન્યાસવડે ઉત્તમ નૈષ્કર્મ્ય સિદ્ધિને—એટલે કે પૂર્વે કહેલી બ્રાહ્મી સ્થિતિને તથા જીવનમુક્ત દશાને પ્રાપ્ત થઇ શકે છે. ૪૯

એવો વિશુદ્ધ ચિત્તવાળો તીવ્ર જિજ્ઞાસુ એ બ્રહ્મભાવને કેવી રીતે પામે છે, એ વાત હવે ૬ શ્લોકથી કહે છે.

सिद्धिं प्राप्तो यथा ब्रह्म तथाप्नोति निबोध मे ।
समासेनैव कौंतेय निष्ठा ज्ञानस्य या परा ॥५०॥

હે કુંતાપુત્ર! એવો વિશેષ ચિત્તશુદ્ધિ પામેલો મનુષ્ય જે પ્રકારે જ્ઞાનના પરમ લક્ષ્યરૂપ પરમાત્મભાવને પામે છે; તે પ્રકાર હવે તું મારાથી ટૂંકમાં સમજી લે, કે જે

પ્રકાર જ્ઞાનની ઉત્તમ સ્થિતિરૂપ-એટલે કે પરિપક્વ અવસ્થારૂપ છે. ૫૦

**बुद्ध्या विशुद्धया युक्तो धृत्यात्मानं नियम्य च ।**
**शब्दादीन्विषयांस्त्यक्त्वा रागद्वेषौ व्युदस्य च ॥५१**
**विविक्तसेवी लघ्वाशी यतवाक्कायमानसः ।**
**ध्यानयोगपरो नित्यं वैराग्यं समुपाश्रितः ॥५२॥**
**अहंकारं बलं दर्पं कामं क्रोधं परिग्रहम् ।**
**विमुच्य निर्ममः शांतो ब्रह्मभूयाय कल्पते ॥५३॥**

ઉપર કહ્યા તેવો વિશુદ્ધ બુદ્ધિવાળો મનુષ્ય સાત્ત્વિક ધીરજવડે ચિત્તને નિયમમાં રાખીને, તથા શબ્દાદિ સર્વ વિષયોનો ત્યાગ કરીને, અને તેના ઉપરના રાગ-દ્વેષને દૂર કરીને, (૫૧) જ્યારે એકાંત સેવનારો; લઘુ (એટલે થોડો અથવા જલદી પચે તેવો હલકો) આહાર કરનારો; મન, વાણી તથા કાયાને વશ કરનારો, પરમ-પદને શીઘ્ર પામવા માટે સદા બ્રહ્મલોક પ્રત્યે પણ વૈરા-ગ્યનો દૃઢપણે આશ્રય કરનારો; એકનિષ્ઠાથી અને સર્વ-ભાવથી સદા ધ્યાનપરાયણ રહેનારો; (૫૨) તથા અહં-કાર, બળ અને દર્પ (યોગબળનો દુરુપયોગ) વિનાનો; કોઇ પણ પ્રકારની કામના વિનાનો; ક્રોધ વિનાનો; પ્રાર-બ્ધબળથી અનાયાસે પ્રાપ્ત થાય તે પદાર્થનો પણ પરિ-ગ્રહ (સ્વીકાર અથવા સંગ્રહ) નહિ કરનારો; સર્વ પ્રકારે મમતાવિનાનો તથા શાંત પ્રસન્ન ચિત્તવાળો થાય છે; ત્યારેજ તે વેદોના મહાવાક્યના લક્ષ્યરૂપ પરબ્રહ્મપદને—પરમાત્મભાવને—પરમધામને—મોક્ષસ્થા-નને—પામવા યોગ્ય થાય છે. ૫૧–૫૩

**ब्रह्मभूतः प्रसन्नात्मा न शोचति न कांक्षति ।**
**समः सर्वेषु भूतेषु मद्भक्तिं लभते पराम् ॥५४॥**

એવો પરબ્રહ્મભાવને યોગ્ય થયેલો અને સદા પ્રસન્ન રહેનારો મનુષ્ય દેહાદિક પદાર્થોમાં અહંતામમતા વિનાનો હોવાથી કોઇ પણ નાશ પામેલા પદાર્થનો તે શોક કરતો નથી; તેમ અપ્રાપ્ત વસ્તુની ઇચ્છા કરતો નથી. આ પ્રમાણે તે રાગદ્વેષજન્ય વિક્ષેપવાળો નહિ હોવાથી સર્વ પ્રાણીઓ, સુખદુઃખાદિ દ્વંદ્વો અને બીજા પદાર્થો-પ્રત્યે સમદૃષ્ટિવાળો રહે છે તેથીજ તે મોક્ષદાયક એવી મારી પરાભક્તિને–પ્રેમભક્તિને લાભે છે.૫૪

**भक्त्या मामभिजानाति यावान्यश्चास्मि तत्त्वतः।**
**ततो मां तत्त्वतो ज्ञात्वा विशते तदनंतरम् ॥५५॥**

હું જેવો છું (એટલે કે સગુણ બ્રહ્મરૂપે સર્વજ્ઞ, સર્વવ્યાપક, વિશ્વંભર, ભક્તવત્સલ તથા સર્વનો સુહૃદ, નિયંતા ઇત્યાદિ અનંત પ્રકારની અપાર અનુપમ મહત્તાવાળો છું;) તથા નિર્ગુણ બ્રહ્મરૂપે હું સચ્ચિદાનંદઘન ઇત્યાદિ જે કાંઇ અદ્ભુત ને અકથનીય મહત્તાવાળો છું; તે મહત્તા તો એવી પરાભક્તિવાળોજ તત્ત્વથી જાણી શકે છે; અને એવી રીતે મને તત્ત્વથી યથાવત્ જાણ્યા પછીજ તેનું તે જ્ઞાન પણ હું પરમજ્ઞાનસ્વરૂપ પરમાત્મામાં લીન–શાંત થઇ જઇને તે પુરુષ મારે વિષે પ્રવેશ કરે છે. અર્થાત્ ધારણા અને ધ્યાનને પરિણામે સંપ્રજ્ઞાત સમાધિ થયા પછી તે અસંપ્રજ્ઞાત સમાધિને–એટલે કે મારા પરમાત્માના સાક્ષાત્કારને–પામીને પરમાનંદરૂપ સચ્ચિદાનંદઘનસ્વરૂપ બની રહે છે.૫૫

પોતપોતાનાં સ્વભાવનિયત કર્મોવડે પરમેશ્વરની આરાધના કરવાથી મોક્ષ મળે છે, એમ જે ભગવાને આગળ કહેલું તેનો ક્રમ ઉપર કહ્યા પછી હવે ઉપસંહાર કરે છે.

**सर्वकर्माण्यपि सदा कुर्वाणो मद्व्यपाश्रयः।**
**मत्प्रसादादवाप्नोति शाश्वतं पदमव्ययम् ॥५६॥**

આગળ કહ્યા પ્રમાણે સ્વભાવનિયત અને શાસ્ત્રનિયત

એવાં સર્વ નિત્યનૈમિત્તિક ઇત્યાદિ કર્મો કરનારો, તથા સ્વર્ગાદિક લૌકિક ફળોની ઇચ્છા તજી દઇને કેવળ મારો પરમાત્માનો આશ્રય કરનારોજ વિશેષ અંતરશુદ્ધિરૂપે તથા પરાભક્તિરૂપે મારી કૃપાપ્રસાદી પામીને ઉપરોક્ત અનાદિ તથા નિત્ય એવા સર્વોત્તમ પદને પ્રાપ્ત થાય છે.

**चेतसा सर्वकर्माणि मयि संन्यस्य मत्परः ।**
**बुद्धियोगमुपाश्रित्य मच्चित्तः सततं भव ॥५७॥**

માટે હે અર્જુન ! મનેજ સર્વશ્રેષ્ઠ પરમપદાર્થ જાણી ચૂકેલો એવો તું, ચિત્તવડે સર્વ કર્મો મારેવિષે અર્પણ કરતો રહીને મને પામવાના એકનિશ્ચયવાળી યોગબુદ્ધિ-પૂર્વક કર્મયોગનો આશ્રય કર; અને કર્માનુષ્ઠાન વેળાએ પણ સર્વ પદાર્થો પ્રત્યે "ब्रह्मार्पणं ब्रह्महविर्" ઇત્યાદિ પ્રકારે બ્રહ્મભાવના કરતો રહીને ચિત્તને પણ સદા મારામાંજ અર્પણ કરતો રહે—જોડતો રહે. ૫૭

**मच्चित्तः सर्वदुर्गाणि मत्प्रसादात्तरिष्यसि ।**
**अथ चेत्त्वमहंकारान्न श्रोष्यसि विनंक्ष्यसि ॥५८॥**

એ પ્રમાણે મારામાં ચિત્તવાળો થવાથી મારી કૃપાવડે તું સર્વ કોટાકલ્લા જેવાં ભારે દુઃખો અને વિઘ્નો તરી જઇશ; અને જો કદી "હું વિદ્વાન છું" ઇત્યાદિ પ્રકારના અભિમાનથી તું મારૂં કહેવું નહિ સાંભળે તો તું નાશ પામીશ—અર્થાત્ પુરુષાર્થથી ભ્રષ્ટ થઇશ. ૫૮

'ભલે મારો નાશ થાય, પણ ભાઇઓ સાથે તો નહિ લડું" એવા અર્જુનના અભિપ્રાયનો શ્રીકૃષ્ણ હવે ઉત્તર આપે છે.

**यदहंकारमाश्रित्य न योत्स्य इति मन्यसे ।**
**मिथ्यैष व्यवसायस्ते प्रकृतिस्त्वां नियोक्ष्यति ॥५९॥**

અહંકારનો આશ્રય લઇને "હું નહિ લડું" એમ જે તું માને છે; તે તારો નિશ્ચય મિથ્યા છે. કેમકે તું પ્રકૃતિને

આધીન છે તથા રજોગુણપ્રધાન ક્ષાત્રપ્રકૃતિવાળો છે; તેથી એ પ્રકૃતિ તને પરાણે પણ યુદ્ધમાં જોડશે. ૫૯

स्वभावजेन कौंतेय निबद्धः स्वेन कर्मणा।
कर्तुं नेच्छसि यन्मोहात् करिष्यस्यवशोऽपि तत ॥

હે કૌંતેય ! સર્વની પેઠે તું પણ પોતાના પૂર્વકર્મજન્ય સંસ્કારોથી તથા ગુણસ્વભાવજન્ય શૌર્યાદિ કર્મોથી બંધાયલો (ટેવાયલો) હોવાથી મોહને લીધે જે કર્મ કરવા ઇચ્છતો નથી, તે કર્મ પરાધીન થઇને–અર્થાત્ તારી પ્રકૃતિને આધીન થઇને પરાણે પણ તું કરીશ.

ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति।
भ्रामयन्सर्वभूतानि यंत्रारूढानि मायया ॥६१॥

હે અર્જુન ! કારીગર જેમ ગુપ્તપણે યંત્રપરનાં પૂતળાંને દોરીના સંચારવડે ફેરવે છે; તેમ અંતર્યામી ઇશ્વર સર્વ પ્રાણીઓના હૃદયમાં રહીને આ શરીરધારી દેહાભિમાની જીવોને પોતાની માયાશક્તિવડે ફેરવે છે.

तमेव शरणं गच्छ सर्वभावेन भारत।
तत्प्रसादात्परां शांतिं स्थानं प्राप्स्यासि शाश्वतं ॥

હે ભારત ! એ રીતે છેવટે તો સર્વ જીવો ઇશ્વરનેજ આધીન છે; માટે તું અહંકાર તજીને સર્વભાવથી તે પરમેશ્વરનેજ શરણે જા. કારણ કે તેનીજ કૃપાથી તું શ્રેષ્ઠ શાંતિ, પરાભક્તિ તથા શાશ્વત સ્થાનને પ્રાપ્ત થઇશ.

इति ते ज्ञानमाख्यातं गुह्याद्गुह्यतरं मया।
विमृश्यैतदशेषेण यथेच्छसि तथा कुरु ॥६३॥

આ પ્રમાણે મેં તને ગુપ્તમાં પણ અત્યંત ગુપ્ત જ્ઞાન કહ્યું છે; માટે એના રહસ્યનો પૂરેપૂરો વિચાર કરીને જેમ તારી ઇચ્છામાં આવે તેમ કર. ૬૩

આ અતિ ગંભીર એવા ગીતશાસ્ત્રનો અર્જુન સંપૂર્ણ રીતે વિચાર નહિ કરી શકવાથી તેના ઉપર દયા લાવીને ભગવાન પોતેજ હવે ત્રણ શ્લોકવડે સમગ્ર ગીતાનો સાર કહે છે.

**सर्वगुह्यतमं भूयः शृणु मे परमं वचः ।**
**इष्टोऽसि मे दृढमिति ततो वक्ष्यामि ते हितम् ॥६४॥**

સર્વ ગુહ્યમાં પણ ગુહ્ય એવું મારૂં અતિ ઉત્તમ વચન તને વારંવાર કહ્યું છે; છતાં તે ફરી પણ સાંભળ. કેમકે તું મને બહુ પ્રિય હોવાથી તારૂં ખરૂં હિત જેમાં રહેલું છે તેજ વાત તને કહીશ. ૬૪

**मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु ।**
**मामेवैष्यसि सत्यं ते प्रतिजाने प्रियोऽसि मे ॥६५॥**

તું મારામાંજ મન રાખનારો થા; મારોજ ભક્ત થા; મારૂંજ યજનપૂજન કરનારો થા અને મનેજ નમસ્કાર કર. એ પ્રમાણે વર્તવાથીજ તું મારી કૃપા, મારૂં યથાર્થ જ્ઞાન અને મારી પરાભક્તિ પામીને મારા સચ્ચિદાનંદઘન પરમાત્મસ્વરૂપમાં પ્રવેશ કરી શકીશ; એવી હું તારી પાસે સત્ય પ્રતિજ્ઞા કરૂં છું; કેમકે તું મને પ્રિય છે.

**सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रज ।**
**अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः ॥६६॥**

માટે કેવળ મારી પરમેશ્વરનાજ યથાધિકાર આરાધના કરવાથી સર્વ વસ્તુઓનો લાભ થશે; એવો દૃઢ વિશ્વાસ રાખીને તું બીજા સર્વ ગૌણ અને લૌકિક ધર્મોનું દાસત્વ છોડી દઇને, કેવળ એક મારે અલૌકિક સર્વેશ્વરનેજ શરણે આવ (અર્થાત્ મારૂં પરમાત્માનું સ્મરણ કરતો થકો કર્મયોગની નિષ્કામ બુદ્ધિપૂર્વક તારા સ્વધર્મરૂપ જે ક્ષાત્રધર્મ તેનું પાલન કર) અને કોઇ પ્રકારે શોક કર નહિ. કારણ કે કેવળ એક મારો આશ્રય કરવાથી હું તને સઘળાં પાપોથી મુક્ત કરીશ. ૬૬

ઉપર પ્રમાણે ગીતાના અર્થનું તત્ત્વ સમજાવ્યા પછી હવે એ જ્ઞાન કેવા મનુષ્યોને કહેવું તથા કેવા મનુષ્યોને ન કહેવું તે વાત શ્રીકૃષ્ણ ભગવાન કહે છે.

इदं ते नातपस्काय नाभक्ताय कदाचन ।
न चाशुश्रूषवे वाच्यं न च मां योऽभ्यसूयति ॥६७॥

જે મનુષ્ય સ્વધર્મમાં અંતઃકરણપૂર્વક વર્તતો ન હોય; જે ઇશ્વર, શાસ્ત્ર તથા ગુરુજનોમાં ભક્તિવિનાનો હોય; જેને સાંભળવાની ઇચ્છા ન હોય; તથા જે મનુષ્ય મને સામાન્ય મનુષ્ય જેવો ગણી મારામાં દોષારોપ કરીને મારી નિંદા કરતો હોય; તેને તારે આ ગીતા-શાસ્ત્રનું જ્ઞાન કદી પણ કહેવું નહિ. ૬૭

य इदं परमं गुह्यं मद्भक्तेष्वभिधास्यति ।
भक्तिं मयि परां कृत्वा मामेवैष्यत्यसंशयः ॥६८॥
न च तस्मान्मनुष्येषु कश्चिन्मे प्रियकृत्तमः ।
भविता न च मे तस्मादन्यः प्रियतरो भुवि ॥६९॥

જે મનુષ્ય આ અત્યંત ગુહ્ય એવું ગીતાનું તત્ત્વ મારા ભકતોમાં સંભળાવશે-પ્રચારશે, તે પણ મારી પરાભક્તિ કરીને તથા સંશયરહિત થઇને મનેજ પામશે. કેમકે આ સંસારનાં સર્વ મનુષ્યોમાં તેના કરતાં મારૂં વધારે પ્રિય કાર્ય કરવાવાળો બીજો કોઈ મનુષ્ય નથી; તેમ આ પૃથ્વીમાં મને તેના જેવો અત્યંત પ્રિય પણ બીજો થનાર નથી. ૬૮,૬૯

अध्येष्यते च य इमं धर्म्यं संवादमावयोः ।
ज्ञानयज्ञेन तेनाहम् इष्टः स्यामिति मे मतिः ॥७०॥

જે મનુષ્ય આપણા બન્નેના આ ધર્મયુકત સંવાદનો પાઠ કરશે, તેણે જ્ઞાનયજ્ઞવડે મારૂં પોતાનું યજનપૂજન કર્યું, એવી મારી મતિ છે. ૭૦

श्रद्धावाननसूयश्च शृणुयादपि यो नरः।
सोऽपि मुक्तः शुभाँल्लोकान् प्राप्नुयात्पुण्यकर्मणाम् ॥

જે મનુષ્ય શ્રદ્ધાવાન થઇને ગીતાશાસ્ત્રનું શ્રવણ કરશે; તથા જે પાઠ કરનાર ઉપર "તે મોટેથી પાઠ કરે છે અથવા અશુદ્ધ પાઠ કરે છે" ઇત્યાદિ પ્રકારની દોષદૃષ્ટિ નહિ કરે; તે પણ પાપકર્મોથી મુકત થઇને પુણ્યકર્મ કરનારાને મળનારા શુભ લોકોને પામશે. ૭૧

कच्चिदेतद् श्रुतं पार्थ त्वयैकाग्रेण चेतसा।
कच्चिदज्ञानसंमोहः प्रनष्टस्ते धनंजय ॥७२॥

હે પાર્થ ! આ ગીતાજ્ઞાન તેં એકાગ્રચિત્તે સાંભળ્યું કે? અને હે ધનંજય! તારો અજ્ઞાનજન્ય મોહ મટયો કે?

अर्जुन उवाच। અર્જુન કહે છેઃ—

नष्टो मोहःस्मृतिर्लब्धा त्वत्प्रसादान्मयाच्युत।
स्थितोऽस्मि गतसंदेहः करिष्ये वचनं तव ॥७३॥

હે અચ્યુત! આપની કૃપાથી મને હવે (આગળ જાણેલા સ્વધર્મકર્મની, ગુણસ્વભાવની, કાર્ય અકાર્યની, પ્રવૃત્તિ નિવૃત્તિની, પરમાત્મસ્વરૂપની, યોગબુદ્ધિની તથા કર્તવ્ય પ્રાપ્તવ્ય ઇત્યાદિની) સ્મૃતિ પ્રાપ્ત થઇ છે અને તેથી મારો સર્વ મોહ નાશ પામ્યો છે; તથા સર્વ પ્રકારે સંદેહરહિત અને સ્થિર થઇને યુદ્ધને માટે તૈયાર છું; તથા હવે હું આપની આજ્ઞા પાળીશ.૭૩

संजय उवाच। સંજય કહે છેઃ—

इत्यहं वासुदेवस्य पार्थस्य च महात्मनः।
संवादमिममश्रौषमद्भुतं रोमहर्षणम् ॥७४॥

હે રાજા ધૃતરાષ્ટ્ર! આ પ્રમાણે મહાત્મા શ્રીકૃષ્ણ અને અર્જુનનો આ રોમાંચ કરનારો અદ્ભુત રહસ્ય-

વાળો સંવાદ મેં સાંભળ્યો.૭૪

व्यासप्रसादाच्छ्रुतवानेतद्गुह्यमहं परम् ।
योगं योगेश्वरात्कृष्णात् साक्षात्कथयतः स्वयम् ॥७५

ભગવાન વેદવ્યાસે કૃપા કરીને મને દિવ્ય નેત્ર, કાન ઇત્યાદિ આપ્યાં હતાં; તેથીજ આ પરમ ઉત્તમ તથા ગુહ્ય યોગને મેં સાક્ષાત્ યોગેશ્વર શ્રીકૃષ્ણને મુખેથી કહેવાતો સાંભળ્યો છે. ૭૫

राजन्संस्मृत्य संस्मृत्य संवादमिममद्भुतम् ।
केशवार्जुनयोः पुण्यं हृष्यामि च मुहुर्मुहुः ॥७६॥

હે રાજા ધૃતરાષ્ટ્ર ! ભગવાન શ્રીકૃષ્ણ તથા અર્જુનના આ પવિત્ર અને અદ્ભુત સંવાદને સંભારી સંભારીને હું વારંવાર હર્ષ પામું છું. ૭૬

तच्च संस्मृत्य संस्मृत्य रूपमत्यद्भुतं हरेः ।
विस्मयो मे महान् राजन् हृष्यामि च पुनः पुनः ॥७७

અને હે રાજન્ ! ભગવાનનું એ અતિ અદ્ભુત વિશ્વરૂપ પણ સંભારી સંભારીને મને મોટો વિસ્મય પણ થાય છે અને હું વારંવાર હર્ષ પામું છું. ૭૭

यत्र योगेश्वरः कृष्णो यत्र पार्थो धनुर्धरः ।
तत्र श्रीर्विजयो भूतिर्ध्रुवा नीतिर्मतिर्मम ॥७८॥

જ્યાં યોગેશ્વર શ્રીકૃષ્ણ છે અને જ્યાં ગાંડીવ-ધનુર્ધારી અર્જુન છે; ત્યાંજ અચળ રાજ્યલક્ષ્મી, અચળ વિજય છે; ઉત્તરોત્તર અચળ અભ્યુદય છે અને ત્યાંજ અચળ નીતિ છે; એવો મારો નિશ્ચય છે.

સંજયે ધૃતરાષ્ટ્રને ઉપલો શ્લોક કહેવામાં ભાવાર્થ એ છે કે, જે પક્ષમાં શ્રીકૃષ્ણ તથા ધનુર્ધારી અર્જુન છે, તેમનોજ યુદ્ધમાં જય થશે; માટે હે ધૃતરાષ્ટ્ર ! હજી પણ;

તમે પુત્રસહિત શ્રીકૃષ્ણને શરણે જાઓ તથા પાંડવોને સર્વસ્વ અર્પણ કરી દઇ પ્રસન્ન કરીને તમારા પુત્રોના પ્રાણ બચાવો. ૭૮

इति श्रीमन्हाभारतांतर्गत श्रीभीष्मपर्वाणि श्रीमद्भगवद्गीता-
सूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे
योगशास्त्रनिर्णये संन्यासादितत्त्वनिर्णये सुबोधिन्यां
टीकायां श्रीधरस्वामिकृतौ मोक्षसंन्यासयोगो
नामाष्टादशोऽध्यायः ॥ १८ ॥

ઇતિ શ્રીમહર્ષિ વ્યાસપ્રણીત મહાભારતના ભીષ્મપર્વમાં
શ્રીમદ્ ભગવદ્ગીતા નામક ઉત્તમ ઉપનિષદ્રૂપી
બ્રહ્મવિદ્યા શ્રીમદ્ ભગવદ્ગીતામાં મોક્ષસંન્યાસ-
યોગ નામનો અઢારમો અધ્યાય સંપૂર્ણ.

श्रीमद् भगवद्गीता समाप्त



# श्री विष्णुसहस्रनाम

## સરલાર્થ સહિત





શેષશાયી ભગવાન વિષ્ણુ

# अथ करन्यासः ॥

ॐ अस्य श्रीविष्णोर्दिव्यसहस्रनामस्तोत्रमंत्रस्य भगवान् वेदव्यास ऋषिः ॥ श्रीविष्णु परमात्मा देवता ॥ अनुष्टुप् छंदः॥ अमृतांशूद्भवोभानुरिति बीजम् ॥ देवकीनंदनः स्त्रष्टेति शक्तिः ॥ त्रिसामा सामगः सामेति हृदयम् ॥ शंखभृन्नंदकी चक्रीति कीलकम् ॥ शार्ङ्गधन्वा गदाधर इत्यस्त्रम् ॥ रथाङ्गपाणिरक्षोभ्य इति कवचम् ॥ उद्भवः क्षोभणो देव इति परमो मंत्रः ॥

ॐ શ્રીવિષ્ણુના દિવ્ય સહસ્રનામવાળા આ સ્તોત્રરૂપી મંત્રના **ઋષિ** (દ્રષ્ટા) ભગવાન વેદવ્યાસ છે. **દેવતા** શ્રીવિષ્ણુ પરમાત્મા છે. **છંદ** અનુષ્ટુપ્ છે. "अमृतांशूद्भवो भानुः" એ એનું **બીજ** (ઉત્પત્તિનું કારણ) છે. "देवकीनंदनः स्त्रष्टा" એ એની **શક્તિ** છે. "त्रिसामा सामगः साम" એ એનું **હૃદય** છે. "शंखभृन्नंदकी चक्री" એ એનો **કીલક** (ખીલો—આધાર) છે. "शार्ङ्गधन्वा गदाधरः" એ એનું **અસ્ત્ર** છે. "रथाङ्गपाणिरक्षोभ्यः" એ એનું **કવચ** છે અને "उद्भवः क्षोभणो देवः" એ એનો **પરમ મંત્ર** છે.

श्रीमहाविष्णुप्रीत्यर्थे जपे विनियोगः ॥

શ્રીમહાવિષ્ણુની કૃપા થવા માટે જપ કરવામાં મારો—પાઠ કરનારનો—**વિનિયોગ** (એકાગ્રતાપૂર્વક જોડાવું) છે.

विश्वं विष्णुर्वषट्कार इत्यंगुष्ठाभ्यां नमः ॥

અર્થાત્ "વિશ્વરૂપ, સર્વવ્યાપક ને યજ્ઞમાં દેવોને હવિષ્ આપતી વખતે બોલાતા વષટ્કારરૂપ" એ મંત્ર ભણીને બન્ને હાથની તર્જનીઓ (અંગુઠા પાસેની આંગળીઓ) અંગુઠાઓના મૂળ પાસે અડાડીને **अंगुष्ठाभ्यां नमः** એમ બોલીને તેને નમસ્કાર કરવા.

अमृतांशूद्भवो भानुरिति तर्जनीभ्यां नमः ॥

અર્થાત્ "ચંદ્રની ઉત્પત્તિના હેતુરૂપ અને સૂર્યરૂપ" એ મંત્ર ભણી બન્ને હાથની તર્જનીઓને અંગુઠાઓ સાથે અડાડીને **तर्जनीभ्यां नमः** । એમ બોલીને તેને નમસ્કાર કરવા,

**ब्रह्मण्यो ब्रह्मकृद्ब्रह्मेति मध्यमाभ्यां नमः ॥**

અર્થાત્ "બ્રાહ્મણાદિની રક્ષા કરનારા, કર્મમાર્ગ પ્રવર્તાવનારા બ્રહ્મને" એ મંત્ર ભણી બન્ને હાથની મધ્યમાઓ(વચલી આંગળીઓ)ને અંગુઠાઓ સાથે અડાડીને **मध्यमाभ्यां नमः ।** એમ બોલીને તેને નમસ્કાર કરવા.

**सुवर्णबिन्दुरक्षोभ्य इत्यनामिकाभ्यां नमः ॥**

અર્થાત્ "સુંદર વર્ણવાળા ને દુષ્ટોથી તથા વિષયોથી ક્ષોભ નહિ પામનારા" એ મંત્ર ભણી બન્ને હાથની અનામિકાઓ (ટચલીની પાસેની આંગળીઓ) અંગુઠાઓ સાથે અડાડીને **अनामिकाभ्यां नमः ।** એમ બોલીને તેને નમસ્કાર કરવા.

**निमिषोऽनिमिषः स्रग्वीति कनिष्ठिकाभ्यां नमः ॥**

અર્થાત્ "યોગનિદ્રા લેતી વેળા આંખનું મટકું મારનારા, સર્વદા જાગ્રત હોવાથી મટકું નહિ મારનારા ને પંચતન્માત્રારૂપી માળા ધારણ કરનારા" એ મંત્ર ભણી **कनिष्ठिकाभ्यां नमः ।** એમ બોલીને તેને નમસ્કાર કરવા.

**रथाङ्गपाणिरक्षोभ्य इति करतलकरपृष्ठाभ्यां नमः ॥**

અર્થાત્ "હાથમાં રથના પૈડા જેવું ચક્ર ધારણ કરનારા, નિર્ભય, કશાથી ક્ષોભ નહિ પામનારા" એ મંત્ર ભણી બન્ને હાથની હથેળીઓને તેના પાછલા ભાગો સાથે યથાક્રમ સ્પર્શ કરી **करतलकरपृष्ठाभ्यां नमः ।** એમ બોલીને તેને નમસ્કાર કરવા.

**इति करन्यासः ।**



# अथ हृदयादि षडङ्ग न्यासः ॥

## હૃદયાદિ ૬ પ્રકારના ન્યાસ

**सुव्रतः सुमुखः सूक्ष्मः ज्ञानाय हृदयाय नमः ॥**

અર્થાત્ "ભક્તોને તરત અભયદાન આપવાના ઉત્તમ વ્રત-વાળા, સુંદર મુખવાળા અને સૂક્ષ્મરૂપ" એ મંત્ર ભણી **ज्ञानाय हृदयाय नमः ।** એમ બોલી જમણા હાથની પાંચે આંગળીઓના છેડાથી હૃદયને સ્પર્શ કરીને તેને (હૃદયદ્વારા અંતરાત્માને) નમસ્કાર કરવા.

**सहस्रमूर्धा विश्वात्मा ऐश्वर्याय शिरसे स्वाहा ॥**

અર્થાત્ "હજાર મસ્તકવાળા, વિશ્વના આત્મારૂપ" એ મંત્ર ભણીને **ऐश्वर्याय शिरसे स्वाहा** એમ બોલી જમણા હાથની પાંચે આંગળીઓના અગ્રભાગવડે મસ્તકને સ્પર્શ કરવો.

**सहस्रार्चिः सप्तजिह्वः शक्त्यै शिखायै वषट् ॥**

અર્થાત્ "હજારો જ્વાળાઓવાળા, કાલી કરાલી ઈત્યાદિ સાત પ્રકાશમાન જીભવાળા" એ મંત્ર ભણીને **शक्त्यै शिखायै वषट्** એમ બોલી જમણા હાથની પાંચે આંગળીઓના છેડાવડે ચોટલીનો સ્પર્શ કરવો.

**त्रिसामा सामगः साम बलाय कवचाय हुम् ॥**

અર્થાત્ "ત્રણ સામગાનથી સ્તુતિ કરાતા, સામવેદનું ગાન કરનારા, વેદોમાં સામવેદરૂપ" એ મંત્ર ભણીને **बलाय कवचाय हुम् ।** એમ બોલી બન્ને હાથની હથેળીઓ બન્ને ખભાને અડાડીને અદબ વાળીએ તેમ કરવું. આથી કવચ પહેર્યાની ભાવના થાય છે.

**रथाङ्गपाणिरक्षोभ्यः तेजसे नेत्राभ्यां वौषट् ॥**

અર્થાત્ "હાથમાં રથના પૈડા જેવું શસ્ત્ર ધારણ કરનારા, નિર્ભય, કશાથી ક્ષોભ નહિ પામનારા" એ મંત્ર ભણીને **तेजसे नेत्राभ्यां वौषट्** એમ બોલીને જમણા હાથની આંગળીઓના અગ્રભાગવડે બન્ને ચક્ષુઓને સ્પર્શ કરવો.

**शार्ङ्गधन्वा गदाधरः वीर्याय अस्त्राय फट् ॥**

અર્થાત્ "શાર્ઙ્ગ નામનું ધનુષ્ય ધારણ કરનારા, ગદા ધારણ કરનારા" એ મંત્ર ભણીને **वीर्याय अस्त्राय फट्** એમ બોલીને જમણા હાથને માથાની આસપાસ પ્રદક્ષિણાથી ઉલટી રીતે ફેરવીને તેની પહેલી બે આંગળીઓવડે ડાબી હથેળીમાં તાળી વગાડવી.

**ऋतुः सुदर्शनः कालः भूर्भुवः स्वरोम् ॥ दिग्बंधः ॥**

હાથમાં જળ લઈ "ઋતુઓવડે સમયરૂપે દેખાતા, મોક્ષરૂપી સુંદર ફળ આપનારા અને પ્રલયકાળે સર્વનો સંહાર કરનારા" એ મંત્ર ભણી ચારે દિશામાં પાણી છાંટી દિગ્બંધ કરવો.

**इति हृदयादि षडङ्ग न्यासः ॥**

# अथ ध्यानम् ॥

**शान्ताकारं भुजगशयनं पद्मनाभं सुरेशम् ।**
**विश्वाधारं गगनसदृशं मेघवर्णं शुभाङ्गम् ॥**
**लक्ष्मीकान्तं कमलनयनं योगिभिर्ध्यानगम्यम् ।**
**वन्दे विष्णुं भवभयहरं सर्वलोकैकनाथम् ॥१॥**

**શેષશાયી ભગવાનનું ધ્યાન**—જેનો આકાર શાન્ત—સૌમ્ય છે; જે શેષનાગ ઉપર પોઢેલા છે; જેની નાભિમાં કમળ છે; જે સર્વ દેવતાઓના ઈશ્વર છે; જે સમગ્ર વિશ્વના આધાર છે; જેનું સ્વરૂપ આકાશ જેવું (નિરાકાર અને સર્વવ્યાપી) છે; મેઘના જેવો જેનો વર્ણ છે; જેનાં સર્વ અંગો શુભ છે; લક્ષ્મીના જે પતિ છે; જેનાં નેત્ર કમળ સરખાં છે; ધ્યાન કરવાથી યોગી લોકોને જે પ્રાપ્ત થાય છે; જે સંસારના સર્વ ભયને હરી લઈ નિર્ભય કરે છે; અને જે સર્વ લોકના કેવળ એકજ નાથ—અધિપતિ છે, તે શ્રીવિષ્ણુ ભગવાનને હું વંદન—નમસ્કાર કરૂં છું.



# श्री विष्णुसहस्त्रनाम

श्री गणेशाय नमः। श्री गोपालकृष्णाय नमः।

यस्य स्मरणमात्रेण जन्मसंसारबंधनात्।
विमुच्यते नमस्तस्मै विष्णवे प्रभविष्णवे ॥१॥

મનુષ્ય જેમના સ્મરણમાત્રથી સંસારના જન્મ-મરણરૂપી બંધનથી મુકત થાય છે, તે મહાપ્રભાવ-શાળી વિષ્ણુ ભગવાનને નમસ્કાર હો. ૧

वैशंपायन उवाच। વૈશંપાયન કહે છે:—

श्रुत्वा धर्मानशेषेण पावनानि च सर्वशः।
युधिष्ठिरः शांतनवं पुनरेवाभ्यभाषत ॥२॥

હે જનમેજય! પાવન કરનારા બધા ધર્મો સંપૂર્ણ-પણે સાંભળીને યુધિષ્ઠિરે શાન્તનુપુત્ર—એવા ભીષ્મ-પિતાને ફરીથી પૂછયું. ૨

युधिष्ठिर उवाच। યુધિષ્ઠિર પૂછે છે:—

किमेकं दैवतं लोके किं वाप्येकं परायणम्।
स्तुवंतः कं कमर्चंतः प्राप्नुयुर्मानवाः शुभम् ॥३॥

હે પિતામહ! આ લોકમાં એક મહાન દેવ કયા છે? પામવાયોગ્ય એક શ્રેષ્ઠ સ્થાન કયું છે? તથા કોની સ્તુતિ અને પૂજા કરવાથી મનુષ્ય કલ્યાણ પ્રાપ્ત કરે છે? ૩

को धर्मः सर्वधर्माणां भवतः परमो मतः।
किं जपन् मुच्यते जंतुर्जन्मसंसारबंधनात् ॥४॥

બધા ધર્મોમાં આપના મતે કયો ધર્મ શ્રેષ્ઠ છે ? કોનો જપ કરવાથી મનુષ્ય જન્મમરણરૂપી સંસારબંધનમાંથી મુક્ત થાય છે ? ૪

भीष्म उवाच । ભીષ્મ કહે છેઃ—

जगत्प्रभुं देवदेवमनंतं पुरुषोत्तमम् ।
स्तुवन्नामसहस्रेण पुरुषः सततोत्थितः ॥५॥
तमेव चार्चयन्नित्यं भक्त्या पुरुषमव्ययम् ।
ध्यायन् स्तुवन्नमस्यंश्च यजमानस्तमेव च ॥६॥
अनादिनिधनं विष्णुं सर्वलोकमहेश्वरम् ।
लोकाध्यक्षं स्तुवन्नित्यं सर्वदुःखातिगो भवेत् ॥७॥
ब्रह्मण्यं सर्वधर्मज्ञं लोकानां कीर्तिवर्धनम् ।
लोकनाथं महद्भूतं सर्वभूतभवोद्भवम् ॥८॥

હે યુધિષ્ઠિર ! જગતના સ્વામી, દેવોના દેવ, અનંત અને પુરુષોત્તમરૂપ એવા શ્રીવિષ્ણુ ભગવાનનાં (આમાં કહેવાશે તે) હજાર નામોવડે જે મનુષ્ય નિત્ય સાવધાન થઇને સ્તુતિ કરે, એ અવિનાશી પુરુષનું ભાવભક્તિસહિત નિત્ય પૂજન કરે, ધ્યાન ધરે, પ્રાર્થના કરે, પ્રણામ કરે, તેમના નિમિત્તે યજ્ઞ કરે. એ આદિઅંતરહિત અને સર્વ લોકના મહેશ્વર તથા સર્વ જગતના અધ્યક્ષની સ્તુતિ કરે, તે સર્વ પ્રકારનાં દુઃખોથી મુક્ત થાય છે. એ બ્રહ્મસ્વરૂપ, સર્વ ધર્મને જાણનારા, લોકોની કીર્તિ વધારનારા, સર્વ લોકના અધિપતિ સત્યરૂપ અને સર્વ પ્રાણીપદાર્થની ઉત્પત્તિરૂપ એવા જે શ્રીવિષ્ણુ ભગવાન, તેમની સ્તુતિ કરનાર મનુષ્ય સર્વ દુઃખથી છૂટે છે. ૫–૮

एष मे सर्वधर्माणां धर्मोऽधिकतमो मतः ।
यद्भक्त्या पुंडरीकाक्षं स्तवैरर्चेन्नरः सदा ॥९॥

કમળ જેવાં નેત્રવાળા શ્રીવિષ્ણુ ભગવાનનું મનુષ્ય સ્તવન અને પૂજન કરે, એ ધર્મ બીજા ધર્મોથી શ્રેષ્ઠ છે; એવો મારો મત છે. * ૯

परमं यो महत्तेजः परमं यो महत्तपः ।
परमं यो महद्ब्रह्म परमं यः परायणम् ॥१०॥
पवित्राणां पवित्रं यो मंगलानां च मंगलम् ।
दैवतं देवतानां च भूतानां योऽव्ययः पिता ॥११॥
यतः सर्वाणि भूतानि भवंत्यादि युगागमे ।
यस्मिंश्च प्रलयं यांति पुनरेव युगक्षये ॥१२॥
तस्य लोकप्रधानस्य जगन्नाथस्य भूपते ।
विष्णोर्नामसहस्त्रं मे शृणु पापभयापहम् ॥१३॥

જે વિષ્ણુદેવ સૂર્ય, અગ્નિ અને વીજળી ઇત્યાદિ પ્રબળ તેજોને પણ તેજ આપનાર એવા મહાન્ તેજસ્વ-

* વિષ્ણુપુરાણમાં કહ્યું છે કેઃ—

ध्यायन्कृते यजन्यज्ञैस्त्रेतायां द्वापरेऽर्चयन् ।
यदाप्नोति तदाप्नोति कलौ संकीर्त्य केशवम् ॥

અર્થાત્ કૃતયુગમાં–એટલે સત્યુગમાં–ધ્યાન કરવાથી, ત્રેતાયુગમાં યજ્ઞ કરવાથી, અને દ્વાપરયુગમાં પૂજન–અર્ચન કરવાથી જે શ્રેય અને પ્રેય સધાય છે; તે કળિકાળમાં કેશવનું સંકીર્તન (ગુણગાન) કરવાથી સધાય છે.

મહાભારતમાં કહ્યું છે કેઃ-

जपस्तु सर्वधर्मेभ्यः परमो धर्म उच्यते ।
अहिंसया च भूतानां जपयज्ञः प्रवर्तते ॥

મનુસ્મૃતિમાં કહ્યું છે કેઃ-

जप्येनैव तु संसिद्ध्येद् ब्राह्मणो नात्र संशयः ।
कुर्यादन्यन्न वा कुर्यान्मैत्रो ब्राह्मण उच्यते ॥

ભગવદ્ગીતામાં કહ્યું છે કેઃ-

यज्ञानां जपयज्ञोऽस्मि ।

રૂપ× છે; જે વિષ્ણુદેવ મહાનમાં મહાન તપરૂપ છે; જે વિષ્ણુદેવ મહાન બ્રહ્મરૂપ છે; જે વિષ્ણુદેવ પરમ સત્ય, પરમજ્ઞાન અને પરમ આનંદમય પરમાત્મારૂપે અવશ્ય પ્રાપ્ત કરવા યોગ્ય છે;(૧૦) જે દેવ પવિત્રમાં પવિત્ર તથા સર્વ પવિત્ર પદાર્થો અને મહાત્માઓને પવિત્રતા આપનાર+ છે; જે વિષ્ણુદેવ સર્વ મંગળોના મંગળરૂપ (સર્વ કલ્યાણોના કલ્યાણરૂપ) છે; જે વિષ્ણુદેવ સર્વ દેવતાઓના દૈવતરૂપ છે; જે વિષ્ણુદેવ સર્વ ભૂતોના અવિનાશી પિતા છે;(૧૧) યુગના આદિકાળમાં જે વિષ્ણુ-

× ઉપનિષદ્‌માં કહ્યું છે કે:-

यद् भयाद्वाति वातोऽयं सूर्यस्तपति यद् भयात् ।
वर्षतीन्द्रो दहत्यग्निर्मृत्युश्चरति यद् भयात् ॥

અર્થાત્ જેના ભયથી ( સત્તાસ્ફૂર્તિથી ) આ વાયુ વાય છે; જેના ભયથી આ સૂર્ય તપી રહ્યો છે; જેના ભયથી વરસાદ વર્ષે છે; જેના ભયથી અગ્નિ બાળે છે અને જેના ભયથી મૃત્યુ વિચરે છે; તે એ પરબ્રહ્મ પરમાત્મા છે.

+ મહાભારતમાં કહ્યું છે કે:-

ज्ञानहृदे ध्यानजले रागद्वेषमलापहे ।
यः स्नाति मानसे तीर्थे स याति परमां गतिम् ॥

જે મનુષ્ય મનરૂપી તીર્થના જ્ઞાનરૂપી કુંડમાં ધ્યાનરૂપી જળથી સ્નાન કરીને રાગદ્વેષરૂપી મેલને ધોઈ નાખે છે; તેજ પરમગતિને પ્રાપ્ત થાય છે.

आत्मानदी संयमतोयपूर्णा, सत्यावहा शीलतटादयोर्मिः ।
तत्राभिषेकं कुरु पांडुपुत्र, न वारिणा शुद्ध्यति चांतरात्मा ॥

હે પાંડુપુત્ર યુધિષ્ઠિર ! શીલરૂપી કિનારાવાળી, દયારૂપી લહેરોવાળી, સત્યરૂપી પ્રવાહવાળી અને સંયમરૂપી જળથી ભરેલી પરમાત્મારૂપી મહાન નદીમાં ડૂબકી મારીને પોતાના અંતરાત્મારૂપી દેવને અભિષેક કરો-અર્થાત્ પોતાના અંતઃકરણને સ્નાન કરાવો અને તેમાંના સર્વ દોષ દૂર કરો. આ પ્રમાણે અંતરાત્માને શુદ્ધ કરવાથીજ તે પરમપદને યોગ્ય થાય છે; માત્ર બહારના જળસ્નાનથી તે શુદ્ધ થતો નથી.

માંથી સર્વ પ્રાણીપદાર્થોની ઉત્પત્તિ થાય છે અને યુગનો ક્ષય થયે જેમનામાં એ બધાં લય પામે છે; (૧૨) એવા તે સર્વ લોકના અધિપતિ અને જગતના નાથ શ્રી-વિષ્ણુ ભગવાનનાં પાપ તથા ભયનો નાશ કરનારાં જે સહસ્રનામ તે હે યુધિષ્ઠિર રાજન્ ! મારી પાસેથી સાંભળ.

**यानि नामानि गौणानि विख्यातानि महात्मनः ।**
**ऋषिभिः परिगीतानि तानि वक्ष्यामि भूतये ॥१४॥**

ભગવાનવિષ્ણુના ગુણો ઉપરથી તેમનાં જે જે ગૌણ નામો મહાત્માઓએ જગતમાં વિખ્યાત કર્યાં છે; તથા જે જે નામો અને ગુણો સર્વ ઋષિમુનિઓથી ગવાયેલાં છે; તે તે ગુણવાચક નામો લોકોને ધર્મ, અર્થ, કામ અને મોક્ષ મળવા માટે હું તને કહું છું. ૧૪

---

ॐ नमो भगवते वासुदेवाय ॥

॥ ૐકારસ્વરૂપ વાસુદેવ ભગવાનને નમસ્કાર ॥

**ॐ विश्वं विष्णुर्वषट्कारो भूतभव्यभवत्प्रभुः ।**
**भूतकृद्भूतभृद्भावो भूतात्मा भूतभावनः ॥१॥**

(૧) વિશ્વ=વિશ્વના કારણરૂપ હોવાથી વિશ્વરૂપ. (૨) વિષ્ણુ=સર્વવ્યાપક. (૩) વષટ્કારઃ=યજ્ઞમાં બોલાતા વષટ્કારરૂપ. (૪) ભૂતભવ્યભવત્પ્રભુ=ભૂત, ભવિષ્ય અને વર્તમાનકાળના સ્વામી. (૫) ભૂતકૃત્=બ્રહ્મારૂપે પ્રાણીઓને ઉત્પન્ન કરનારા. (૬) ભૂતભૃત્=પ્રાણીઓનું ભરણપોષણ કરનારા. (૭) ભાવઃ=ભાવોની સ્ફૂર્તિરૂપે અને પદાર્થોના અસ્તિત્વરૂપે પ્રતીત થનારા. (૮) ભૂતાત્મા=સર્વ ભૂતોના (પ્રાણીપદાર્થોના) અંતરાત્મા. (૯) ભૂતભાવન=સર્વ ભૂતોની ઉત્પત્તિ અને વૃદ્ધિ કરનારા.

**पूतात्मा परमात्मा च मुक्तानां परमा गतिः ।**
**अव्ययः पुरुषः साक्षी क्षेत्रज्ञोऽक्षर एव च ॥२॥**

(૧૦) પૂતાત્મા=પવિત્ર સ્વરૂપવાળા. પવિત્ર આત્માવાળા. (૧૧) પરમાત્મા=સર્વ કારણ કાર્યોથી (સર્વ ભૂત પદાર્થોથી) પર, શ્રેષ્ઠ અને નિત્ય, શુદ્ધ, બુદ્ધ, મુક્ત ઇત્યાદિ વિલક્ષણ સ્વભાવવાળા. (૧૨) મુક્તાનાં પરમાગતિ=જેને પામીને ફરી જન્મ લેવા પડતો નથી એવી મુકતોની પરમ ગતિરૂપ (ગંતવ્ય સ્થાનરૂપ). (૧૩) અવ્યય=અવિકારી, અવિનાશી. (૧૪) પુરુષ=નવ દ્વારવાળી શરીરરૂપી પુરીમાં રહેનારા અને પ્રલય થતાં સર્વ ભૂતોને પોતામાં સમાવી લેનારા. (૧૫) સાક્ષી=કાંઈપણ અંતરાયવિના સર્વ ભૂતપદાર્થોને જોનારા, પ્રકાશનારા. (૧૬) ક્ષેત્રજ્ઞ=સ્થૂળ, સૂક્ષ્મ અને કારણશરીરાદિ સર્વ ક્ષેત્રોને જાણનારા. (૧૭) અક્ષર=ક્ષયરહિત. અવિનાશી.

**योगो योगविदां नेता प्रधानपुरुषेश्वरः ।**
**नारसिंहवपुः श्रीमान् केशवः पुरुषोत्तमः ॥३॥**

(૧૮) યોગ=જીવાત્માને પરમાત્મામાં જોડનારા–તલ્લીન કરનારા–યોગરૂપ. (૧૯) યોગવિદાં નેતા=યોગવેત્તા એવા સિદ્ધ યોગીઓના નાયક. (૨૦) પ્રધાન પુરુષેશ્વર=પ્રકૃતિ અને પુરુષના–અર્થાત્ માયા અને જીવના ઇશ્વર. (૨૧) નારસિંહવપુ=પ્રસંગ આવતાં નર અને સિંહના જેવું નૃસિંહરૂપ ધારણ કરનારા. (૨૨) શ્રીમાન્=લક્ષ્મીને વક્ષસ્થળમાં ધારણ કરનારા. (૨૩) કેશવ=કેશી દૈત્યનો નાશ કરનારા. અથવા સુંદર કેશવાળા. (૨૪) પુરુષોત્તમ=સર્વ પુરુષોમાં ઉત્તમ. ૩

**सर्गः शर्वः शिवः स्थाणुर्भूतादिर्निधिरव्ययः ।**
**संभवो भावनो भर्ता प्रभवः प्रभुरीश्वरः ॥४॥**

(૨૫) સર્ગ=સર્વની ઉત્પત્તિ, સ્થિતિ અને નાશના સ્થાનરૂપ. (૨૬) શર્વ=પ્રલયકાળે સર્વનો સંહાર કરનારા. (૨૭) શિવ=સદાય ત્રિગુણાતીત–શિવસ્વરૂપ,

કલ્યાણરૂપ. (૨૮) સ્થાણુ=સર્વદા સ્થિર રહેનારા. (૨૯) ભૂતાદિ=સર્વ ભૂતપદાર્થોના આદિરૂપ. (૩૦) નિધિરવ્યય=સર્વ પદાર્થોના સર્વ કાળ માટેના અખૂટ–અવિનાશી ભંડારરૂપ. (૩૧) સંભવ=સદા સર્વદા અસ્તિત્વવાળા; સાચા સંત સાધુઓની રક્ષા અને દુષ્ટોના સંહાર માટે યુગે યુગે અવતરનારા. (૩૨) ભાવન=સર્વભોકતા જીવોને તેમનાં કર્માનુસાર ફળ આપનારા. (૩૩) ભર્તા=અધિષ્ઠાનરૂપે સર્વને ધારણ કરનારા તથા સર્વનું ભરણપોષણ કરનારા. (૩૪) પ્રભવ=સર્વ ભૂતોને ઉત્પન્ન કરનારા. ઉત્તમ જન્મ લેનારા. (૩૫) પ્રભુ=સર્વ પ્રકારે અત્યંત સમર્થ. (૩૬) ઇશ્વર=સર્વ ઐશ્વર્યના નિર્લેપ સ્વામી=માલિકોના માલિક. ૪

**स्वयंभूः शंभुरादित्यः पुष्कराक्षो महास्वनः ।**
**अनादिनिधनो धाता विधाता धातुरुत्तमः ॥५॥**

(૩૭) સ્વયંભૂ=પોતાની મેળે ઉત્પન્ન થનારા. (૩૮) શંભુ=ભકતોને સુખ આપનારા. ભકતોનું કલ્યાણ કરનારા. (૩૯) આદિત્ય=સૂર્યમંડળમાં વસી રહેલા હિરણ્યમય પુરુષ. (૪૦) પુષ્કરાક્ષ=કમળ જેવાં નેત્રવાળા. (૪૧) મહાસ્વન=ઋગ્વેદ, યજુર્વેદ અને સામવેદના ગાનરૂપે મહાન સ્વરવાળા. (૪૨) અનાદિનિધન=જન્મ અને મરણરહિત. (૪૩) ધાતા=અનંત બ્રહ્માંડનું ધારણ પોષણ કરનારા. (૪૪) વિધાતા=કર્મની અને તેના ફળની વ્યવસ્થા કરનારા. (૪૫) ધાતુરુત્તમ=હિરણ્યગર્ભથી અને બ્રહ્માથી ઉત્તમ; પૃથ્વી આદિ સર્વ ધાતુઓથી ઉત્તમ એવા ચૈતન્ય ધાતુરૂપ. ૫

**अप्रमेयो हृषीकेशः पद्मनाभोऽमरप्रभुः ।**
**विश्वकर्मा मनुस्त्वष्टा स्थविष्ठः स्थविरो ध्रुवः ॥६॥**

(૪૬) અપ્રમેય=પ્રમાણોથી જાણી શકાય નહિ એવા.

(૪૭) હૃષીકેશ=ઈંદ્રિયોના સ્વામી. (૪૮) પદ્મનાભ= નાભિમાં સર્વ જગતના કારણરૂપ કમળવાળા. (૪૯) અમરપ્રભુ=દેવતાઓના સ્વામી. (૫૦) વિશ્વકર્મા= વિશ્વરૂપી રચના કરનારા. જેની શક્તિથી સર્વ જગત ક્રિયા કરે છે તે. (૫૧) મનુ=મનન કરનારા. મંત્રરૂપ. પ્રજાપતિ મનુ. (૫૨) ત્વષ્ટા=પ્રલયકાળે સર્વ ભૂતોને તેમના કારણશરીરરૂપે સૂક્ષ્મ કરનારા. (૫૩) સ્થવિષ્ઠ= સર્વ સ્થૂળ પદાર્થોથી પણ વધારે સ્થૂળ. (૫૪) સ્થવિરોધ્રુવ=સનાતન પરમાત્મા. પ્રાચીન અચલ પુરુષ. ૬

**अग्राह्यःशाश्वतः कृष्णो लोहिताक्षः प्रतर्दनः ।**
**प्रभूतस्त्रिककुब्धाम पवित्रं मंगलं परम् ॥७॥**

(૫૫) અગ્રાહ્ય=મન તથા ઇંદ્રિયોથી ગ્રહણ કરી શકાય નહિ એવા. (૫૬) શાશ્વત=સર્વકાળમાં રહેનારા. (૫૭) કૃષ્ણ=સચ્ચિદાનંદમૂર્તિ. શ્યામમૂર્તિ. કૃષ્ણરૂપ. (૫૮) લોહિતાક્ષ=રાતાં નેત્રવાળા. (૫૯) પ્રતર્દન=પ્રલયકાળે સર્વ જગતનો નાશ કરનારા. (૬૦) પ્રભૂત=જ્ઞાન આદિ સર્વ ઐશ્વર્યથી ભરપૂર. (૬૧) ત્રિકકુબ્ધામ=ઉપર, નીચે અને મધ્ય, એ ત્રણે દિશાઓમાં વસી રહેલા, અથવા એ ત્રણે દિશાઓને પ્રકાશનારા. (૬૨) પવિત્ર=ઋષિરૂપે, દેવતારૂપે અને મંત્રરૂપે પવિત્ર કરનારા. (૬૩) મંગલં પરમ્=પરમ મંગળરૂપ. સર્વ મંગળોથી ઉત્તમ. મંગળોના મંગળરૂપ. પરમ કલ્યાણરૂપ. સ્મરણચિંતનથી મંગળ કરનારા. ૭

**ईशानः प्राणदः प्राणो ज्येष्ठः श्रेष्ठः प्रजापतिः ।**
**हिरण्यगर्भो भूगर्भो माधवो मधुसूदनः ॥८॥**

(૬૪) ઇશાન=સર્વના પ્રેરક અને નિયંતા (૬૫) પ્રાણદ=સર્વના પ્રાણદાતા. સર્વને જીવન આપનારા. (૬૬) પ્રાણ=સર્વના પ્રાણરૂપ–જીવનરૂપ. (૬૭) જ્યેષ્ઠ=સર્વના

વડીલ. સર્વના વૃદ્ધ. (૬૮) શ્રેષ્ઠ=સર્વથી શ્રેષ્ઠ. સર્વથી મહાન. સર્વોત્તમ. (૬૯) પ્રજાપતિઃ=બ્રહ્માથી કીડીપર્યંત સર્વ પ્રજાના સ્વામી. (૭૦) હિરણ્યગર્ભ=જેના ગર્ભમાં બ્રહ્માંડ રહેલું છે એવા. (૭૧) ભૂગર્ભ=જેના ગર્ભમાં પૃથ્વી રહેલી છે અથવા જે પૃથ્વીના ગર્ભમાં (ઉકળતા લાવારૂપે) રહેલા છે એવા. (૭૨) માધવ=માયાના પતિ. લક્ષ્મીપતિ. બ્રહ્મવિદ્યાથી જાણી શકાય એવા. (૭૩) મધુસૂદનઃ=મધુ દૈત્યને હણનારા. ૮

**ईश्वरो विक्रमी धन्वी मेधावी विक्रमः क्रमः ।**
**अनुत्तमो दुराधर्षः कृतज्ञः कृतिरात्मवान् ॥९॥**

(૭૪) ઇશ્વરઃ=સર્વના સર્વશક્તિમાન સ્વામી. માલીકોના માલીક. (૭૫) વિક્રમી=પરાક્રમી, શૂરવીર. (૭૬) ધન્વી=ધનુર્ધારી શ્રીરામચંદ્ર. (૭૭) મેધાવી=મહાન બુદ્ધિવાળા. (૭૮) વિક્રમઃ=સર્વત્ર વ્યાપી રહેલા વિરાટરૂપ. (૭૯) ક્રમ=સર્વત્ર વિચરનારા, સર્વને ચલવનારા. (૮૦) અનુત્તમ=જેનાથી કોઇ ઉત્તમ નથી એવા. (૮૧) દુરાધર્ષ=દૈત્યોથી પણ હારે નહિ એવા. (૮૨) કૃતજ્ઞ=સર્વ કોઇનાં સર્વ કર્મોને તથા ઉદ્દેશોને જાણનારા. પત્ર, પુષ્પ, ફળ અને જળ જેવા સ્વલ્પ પદાર્થોથી પણ જો ભાવભક્તિપૂર્વક થોડું પણ પૂજન કર્યું હોય તો તેને ઘણું સમજીને પ્રેમપૂર્વક સ્વીકારનારા. શ્રદ્ધાભક્તિ અને ધર્મપાલનપૂર્વક પત્ર, પુષ્પ, ફળ કે જળ ચઢાવવાથી પણ દુઃખથી મુક્ત કરનારા. (૮૩) કૃતિ=સર્વની ક્રિયારૂપ-પ્રયત્નરૂપ. (૮૪) આત્મવાન્=સર્વના આત્મસ્વરૂપ, પોતાના મહિમામાં સ્થિત રહેલા. ૯

**सुरेशः शरणं शर्म विश्वरेताः प्रजाभवः ।**
**अहः संवत्सरो व्यालः प्रत्ययः सर्वदर्शनः ॥१०॥**

(૮૫) સુરેશ=દેવતાઓના સ્વામી. (૮૬) શરણ=

શરણરહિત નિરાધારોના આધારરૂપ, શરણરૂપ, રક્ષણરૂપ. (૮૭) શર્મ=પરમાનંદસ્વરૂપ. કલ્યાણમૂર્તિ. (૮૮) વિશ્વરેતા=વિશ્વના કારણભૂત. વિશ્વના વીર્યરૂપ. (૮૯) પ્રજાભવ=સર્વ પ્રજાઓને ઉત્પન્ન કરનારા. (૯૦) અહ= દિવસરૂપ. પ્રકાશમૂર્તિ. (૯૧) સંવત્સર=કાળરૂપે રહેલા હોવાથી વર્ષરૂપ. (૯૨) વ્યાલ=સર્પની પેઠે ગ્રહણ કરી શકાય નહિ એવા. (૯૩) પ્રત્યય=માત્ર સૂક્ષ્મ બુદ્ધિથી જેની પ્રતીતિ પામી શકાય એવા. જ્ઞાનસ્વરૂપ. નિશ્ચયસ્વરૂપ. (૯૪) સર્વદર્શન=સર્વના સાક્ષીરૂપ. સર્વનાં ચક્ષુથી સર્વને જોનારા. સર્વ તરફ દૃષ્ટિવાળા. ૧૦

**अजः सर्वेश्वरः सिद्धः सिद्धिः सर्वादिरच्युतः।**
**वृषाकपिरमेयात्मा सर्वयोगविनिःसृतः ॥११॥**

(૯૫) અજ=જન્મરહિત. (૯૬) સર્વેશ્વર=સર્વ સ્વામીઓના સ્વામી. સર્વના ઈશ્વર. (૯૭) સિદ્ધ=કૃતાર્થ. સર્વ કાંઇ મેળવેલા. (૯૮) સિદ્ધિ=સર્વ સિદ્ધિઓરૂપ. સર્વ જ્ઞાનની મૂર્તિ. સર્વોત્તમ ફળરૂપ. (૯૯) સર્વાદિ= સર્વ પદાર્થોના આદિરૂપ. (૧૦૦) અચ્યુત=સ્વરૂપભ્રષ્ટ નહિ થનારા. (૧૦૧) વૃષાકપિ=ધર્મનું રક્ષણ કરનારા, સર્વ પદાર્થોને વર્ષાવનારા. (૧૦૨) અમેયાત્મા=કશાથી માપી શકાય નહિ એવા. અમાપ સ્વરૂપવાળા. (૧૦૩) સર્વયોગવિનિઃસૃત=સર્વ સંબંધોથી રહિત. સર્વ બંધનોથી રહિત. સર્વ સંયોગોની બહાર રહેલા. ૧૧

**वसुर्वसुमनाः सत्यः समात्माऽसंमितः समः।**
**अमोघः पुंडरीकाक्षो वृषकर्मा वृषाकृतिः ॥१२॥**

(૧૦૪) વસુ=સર્વ પ્રાણીપદાર્થોમાં વસનારા. સર્વ જેમાં વસે છે એવા. (૧૦૫) વસુમના=નિર્વિકાર ઉત્તમ મનવાળા. (૧૦૬) સત્ય=સત્યસ્વરૂપ. અવિનાશી. ત્રિકાલાબાધ્ય. (૧૦૭) સમાત્મા=આત્મારૂપે સર્વમાં વિકા-

રરહિતપણે અને સમાનપણે રહેલા. (૧૦૮) અસંમિત=કશાથી માપી શકાય નહિ એવા. સર્વથી અપરિચ્છિન્ન, અભિન્ન. (૧૦૯) સમ=સદા અને સર્વ પ્રત્યે સમાન દૃષ્ટિવાળા. (૧૧૦) અમોઘ=જેનું પૂજન, સ્મરણ, સ્તવન વૃથા જતું નથી એવા. ભક્તોની યાચના વૃથા નહિ કરતાં ઇચ્છિત પદાર્થ આપનારા. (૧૧૧) પુંડરીકાક્ષ=કમળની પેઠે ખીલેલાં ઉત્તમ અને વિશાળ નેત્રવાળા. હૃદયકમળમાં વિશેષરૂપે રહેલા. (૧૧૨) વૃષકર્મા=લોકસંગ્રહાર્થે ધર્મયુક્ત કર્મ કરનારા. (૧૧૩) વૃષાકૃતિ=ધર્મને માટે શરીર ધારણ કરનારા. ૧૨

**रुद्रो बहुशिरा बभ्रुर्विश्वयोनिः शुचिश्रवाः ।**
**अमृतः शाश्वतः स्थाणुर्वरारोहो महातपाः ॥१३॥**

(૧૧૪) રુદ્ર=દુષ્ટોને દુઃખથી રોવરાવનારા. સંહારવેળાએ પ્રાણીઓને રોવરાવનારા. (૧૧૫) બહુશિરા=બહુ મસ્તકોવાળા. (૧૧૬) બભ્રુ=લોકોનું ધારણ અને પોષણ કરનારા. (૧૧૭) વિશ્વયોનિ=જગતની ઉત્પત્તિના સ્થાનરૂપ. (૧૧૮) શુચિશ્રવા=જેનાં નામ અને યશ પવિત્ર કરનાર છે એવા. (૧૧૯) અમૃત=અમર. અવિનાશી. (૧૨૦) શાશ્વતઃસ્થાણુ=સદાકાળ અચળ રહેનારા. (૧૨૧) વરારોહ=જેના ખોળામાં બેઠા પછી અથવા જેના પદને પહોંચવા પછી જન્મમરણ નથી એવા. (૧૨૨) મહાતપા=જેના ઐશ્વર્યનો પ્રતાપ મહાન છે એવા મહાતપસ્વી. ૧૩

**सर्वगः सर्वविद्भानुर्विष्वक्सेनो जनार्दनः ।**
**वेदो वेदविदव्यंगो वेदांगो वेदवित् कविः ॥१४॥**

(૧૨૩) સર્વગ=સર્વને ગતિ આપનારા, સર્વત્ર રહેનારા. (૧૨૪) સર્વવિદ્ભાનુ=સર્વને જાણનારા અને પ્રકાશરૂપ. સદા સર્વત્ર રહેનારા અને મહાન સૂર્યરૂપ.

(૧૨૫) વિશ્વક્સેન=દૈત્યોની સેનાને સર્વ દિશાઓમાં નસાડનારા. (૧૨૬) જનાર્દન=સર્વ દુષ્ટ જનોનો નાશ કરનારા. ભક્તજનોનાં પાપોનો નાશ કરનારા. (૧૨૭) વેદ=વેદરૂપ. જ્ઞાનરૂપ. પોતાને પામવાનો માર્ગ બતાવનારા. સર્વ પદાર્થોના યથાર્થ જ્ઞાનવાળા. (૧૨૮) વેદવિત્=વેદોના યથાવત્ અર્થ જાણનારા. (૧૨૯) અવ્યંગ=જ્ઞાનથી પરિપૂર્ણ. (૧૩૦) વેદાંગ=વેદરૂપી અંગવાળા. વેદોના અંગરૂપ. (૧૩૧) વેદવિદ્=વેદ વિચારનારા. (૧૩૨) કવિ=ઇંદ્રિયોથી ન જણાય તેને હસ્તામલકવત્ જોનારા. ૧૪

लोकाध्यक्षः सुराध्यक्षो धर्माध्यक्षः कृताकृतः ।
चतुरात्मा चतुर्व्यूहश्चतुर्दंष्ट्रश्चतुर्भुजः ॥१५॥

(૧૩૩) લોકાધ્યક્ષ=સર્વ લોકના અધ્યક્ષ, દ્રષ્ટા. (૧૩૪) સુરાધ્યક્ષ=દેવતાઓના અધ્યક્ષ. (૧૩૫) ધર્માધ્યક્ષ=સર્વ ધર્મોના અધ્યક્ષ. ધર્મ તથા અધર્મને સાક્ષાત્ જોનારા અને તેનું ફળ આપનારા. (૧૩૬) કૃતાકૃત=કાર્યરૂપ અને કારણરૂપ. કર્તા છતાં અકર્તા. (૧૩૭) ચતુરાત્મા=ઉત્પત્તિકાળમાં બ્રહ્મા, દક્ષાદિક પ્રજાપતિ, કાળ તથા સર્વ ભૂતો; પાલનકાળમાં વિષ્ણુ, મનુ આદિક, કાળ અને સર્વ ભૂતો; સંહારકાળમાં રુદ્ર, મૃત્યુ, કાળ અને સર્વ ભૂતો; અર્થાત્ ત્રણે કાળમાં ચાર પ્રકારની વિભૂતિવાળા અથવા અંતઃકરણની ચારે વૃત્તિઓના આત્મા. (૧૩૮) ચતુર્વ્યૂહ=વાસુદેવ, સંકર્ષણ, પ્રદ્યુમ્ન ને અનિરુદ્ધ, એ ચાર મૂર્તિઓરૂપી વ્યૂહવાળા. (૧૩૯) ચતુર્દંષ્ટ્ર=નામ, આખ્યાત, ઉપસર્ગ અને નિપાતરૂપી ચાર દાઢોવાળા શ્રીનૃસિંહ. ચાર દાઢવાળા વરાહ ભગવાન. (૧૪૦) ચતુર્ભુજ=ચાર ભુજાવાળા. ૧૫

भ्राजिष्णुर्भोजनं भोक्ता सहिष्णुर्जगदादिजः ।
अनघो विजयो जेता विश्वयोनिः पुनर्वसुः ॥१६॥

(૧૪૧) ભ્રાજિષ્ણુ=સદા પ્રકાશરૂપ. (૧૪૨) ભોજન=જેનું માયારૂપી ભોજન છે એવા. જેનાવડે પ્રાણીઓ જીવે છે એવા ભોજનરૂપ. (૧૪૩) ભોક્તા=જીવરૂપે સુખદુઃખને ભોગવનારા અથવા પુરુષરૂપે પ્રકૃતિને (માયાને) ભોગવનારા. (૧૪૪) સહિષ્ણુ=દૈત્યોને હરાવનારા. આશ્રિતોના દોષ સહી લેનારા. ક્ષમાવંત. (૧૪૫) જગદાદિજ=જગતના આદિમાં હિરણ્યગર્ભરૂપે પ્રકટ થનારા. જગતના આદિપુરુષ બ્રહ્માને જન્મ આપનારા. (૧૪૬) અનઘ=પાપરહિત. દોષરહિત. (૧૪૭) વિજય=જ્ઞાનવૈરાગ્ય આદિ ઐશ્વર્યના ગુણોવડે વિશ્વને જીતનારા. (૧૪૮) જેતા=ભકતના શત્રુઓને જીતનારા. સ્વભાવથી સર્વને જીતનારા. (૧૪૯) વિશ્વયોનિ=વિશ્વના કારણરૂપ. (૧૫૦) પુનર્વસુ=જીવરૂપે વારંવાર શરીરોમાં વાસ કરનારા. ૧૬

**उपेंद्रो वामनः प्रांशुरमोघः शुचिरूर्जितः ।**
**अतींद्रः संग्रहः सर्गो धृतात्मा नियमो यमः ॥१७॥**

(૧૫૧) ઉપેન્દ્ર=ઇંદ્રના નાના ભાઈ. (૧૫૨) વામન=દેવોને માટે વામન થનારા. (૧૫૩) પ્રાંશુ=ત્રણ પગલાં પૃથ્વી માપી ત્યારે બહુ મોટા શરીરવાળા થયેલા. (૧૫૪) અમોઘ=જેની ચેષ્ટા વ્યર્થ થતી નથી એવા. (૧૫૫) શુચિ=સ્મરણ, પુજન, સ્તવન કરનારને પવિત્ર કરનારા. (૧૫૬) ઊર્જિત=મહાબળવાન. (૧૫૭) અતીંદ્ર=ઇંદ્રનો પરાજય કરનારા. ઇંદ્રિયોથી પાર પામી શકાય નહિ એવા. (૧૫૮) સંગ્રહ=સંહારકાળે સર્વનો ગ્રાહ કરનારા. પુણ્યવાનોનો સંગ્રહ કરનારા. (૧૫૯) સર્ગ=સૃષ્ટિરૂપ. સૃષ્ટિના કારણરૂપ. (૧૬૦) ધૃતાત્મા=આત્મારૂપે સર્વ શરીરોને ધારણ કરનારા. (૧૬૧) નિયમ=સર્વને નિયમમાં રાખનારા. (૧૬૨) યમ=સર્વને પોતપોતાના કામમાં જોડનારા.

वेद्यो वैद्यः सदायोगी वीरहा माधवो मधुः ।
अतींद्रियो महामाया महोत्साहो महाबलः ॥१८॥

(૧૬૩) વેદ્ય=મોક્ષેચ્છુઓએ જાણવા યોગ્ય. (૧૬૪) વૈદ્ય=ધન્વંતરીરૂપ. સંસારરૂપી મહારોગને ટાળનારા. વેદાદિક સર્વ વિદ્યાઓવડે જાણવા યોગ્ય. (૧૬૫) સદા-યોગી=આત્મજ્ઞાન અને સ્વરૂપ જેને સદાય પ્રાપ્ત છે એવા. (૧૬૬) વીરહા=ધર્મનો નાશ કરનારા. અસુર વીરોને હણનારા. (૧૬૭) માધવ=માયાના સ્વામી. બ્રહ્મ-વિદ્યાના સ્વામી. (૧૬૮) મધુ=ભક્તોને અમૃતની પેઠે આનંદ આપનારા. (૧૬૯) અતીંદ્રિય=ઇંદ્રિયોથી જોઇ શકાય નહિ એવા. (૧૭૦)મહામાય=માયાવીઓને પણ મોહ પમાડનારા મોટા માયાવી. (૧૭૧) મહોત્સાહ=જ-ગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લય કરવામાં મહા ઉત્સા-હી. (૧૭૨) મહાબલ=સર્વ બળવાનોથી મોટા બળવાન.

महाबुद्धिर्महावीर्यो महाशक्तिर्महाद्युतिः ।
अनिर्देश्यवपुः श्रीमानमेयात्मा महाद्रिधृक् ॥१९॥

(૧૭૩) મહાબુદ્ધિ=સર્વથી મહાન બુદ્ધિવાળા.(૧૭૪) મહાવીર્ય=મહાન પરાક્રમવાળા. (૧૭૫) મહાશકિત= મહાન શકિતવાળા. (૧૭૬) મહાદ્યુતિ=અંદર બહાર મહાન પ્રકાશરૂપ. (૧૭૭) અનિર્દેશ્યવપુ=વર્ણવી શકાય નહિ એવા શરીરવાળા. (૧૭૮) શ્રીમાન=સર્વ પ્રકારના ઐશ્વર્યવાળા. (૧૭૯) અમેયાત્મા=અપાર બુદ્ધિવાળા. અમાપ સ્વરૂપવાળા. (૧૮૦) મહાદ્રિધૃક્=સમુદ્રમંથન-વેળાએ કચ્છરૂપે મંદરાચળને ધારણ કરનારા. વ્રજની રક્ષામાટે ગોવર્ધનને ધારણ કરનારા. ૧૯

महेष्वासो महीभर्ता श्रीनिवासः सतांगतिः ।
अनिरुद्धः सुरानंदो गोविंदो गोविदांपतिः ॥२०॥

(૧૮૧) મહેષ્વાસ=મોટા ધનુર્ધારી. (૧૮૨) મહીભર્તા=વરાહરૂપે પૃથ્વીને ધારણ કરનારા. પૃથ્વીનું ભરણપોષણ કરનારા. (૧૮૩) શ્રીનિવાસ=સર્વ સંપત્તિ અને ઐશ્વર્યના નિવાસસ્થાન. (૧૮૪) સતાંગતિ=સત્પુરુષોના ગતિરૂપ, આશ્રયરૂપ. (૧૮૫) અનિરુદ્ધ=રોકી શકાય નહિ એવા. (૧૮૬) સુરાનંદ=દેવતાઓને આનંદ આપનારા. (૧૮૭) ગોવિંદ=વરાહરૂપે પૃથ્વીનું રક્ષણ કરનારા. ગાયત્રીમંત્રનું યથાર્થ રહસ્ય અને માહાત્મ્ય જાણનારા. ઇંદ્રિયોને જાણનારા. વેદોના શિખરરૂપ ઉપનિષદોથી જાણી શકાય એવા. (૧૮૮) ગોવિદાંપતિ=વેદ અને શાસ્ત્રાદિને જાણનારાઓના પતિ. ૨૦

मरीचिर्दमनो हंसः सुपर्णो भुजगोत्तमः ।
हिरण्यनाभः सुतपाः पद्मनाभः प्रजापतिः ॥२१॥

(૧૮૯) મરીચિ=તેજસ્વીઓમાં મહાતેજસ્વી. (૧૯૦) દમન=ધન તથા અધિકાર આદિના મદવાળાનું દમન કરનારા. (૧૯૧) હંસ=સંસારના ભયને હણનારા. (૧૯૨) સુપર્ણ=સર્વના હૃદયમાં ગમન કરનારા. સુંદર પાંખવાળા ગરુડરૂપ. (૧૯૩) ભુજગોત્તમ=સર્પોમાં શેષનાગરૂપ. (૧૯૪) હિરણ્યનાભ=સુવર્ણ જેવી સુંદર નાભિવાળા. (૧૯૫) સુતપા=બદરિકાશ્રમમાં નરનારાયણરૂપે ઉત્તમ તપ કરનારા. (૧૯૬) પદ્મનાભ=કમળના જેવી સુંદર ગોળ નાભિવાળા. (૧૯૭) પ્રજાપતિ=પ્રજાઓના સ્વામી. ૨૧

अमृत्युः सर्वदृक्सिंहः संधाता संधिमान् स्थिरः ।
अजो दुर्मर्षणः शास्ता विश्रुतात्मा सुरारिहा ॥२२॥

(૧૯૮) અમૃત્યુ=મરણરહિત. (૧૯૯) સર્વદૃક્=સ્વાભાવિક જ્ઞાનશક્તિવડે સર્વ શુભાશુભ દેશકાળ અને કર્માદિને જોનારા. (૨૦૦) સિંહ=દુષ્ટ મનુષ્યોરૂપી મૃગોનો

નાશ કરનારા. (૨૦૧) સંધાતા=સજ્જનોમાં સંધિ (મૈત્રી કરાવનારા. કર્મનાં યથાયોગ્ય ફળ આપનારા. (૨૦૨) સંધિમાન્=જીવરૂપે કર્મફળ ભોગવનારા. સર્વ પ્રત્યે સ્નેહવાળા. (૨૦૩) સ્થિર=સદાકાળ સ્થિર–એકરસ રહેનારા. (૨૦૪) અજ=જન્મરહિત.(૨૦૫) દુર્મર્ષણ= અસહ્ય પ્રતાપવાળા. (૨૦૬) શાસ્તા=સર્વ પદાર્થો પર અનુશાસન કરનારા. (૨૦૭) વિશ્રુતાત્મા=સત્ય અને જ્ઞાનાદિકરૂપે પ્રસિદ્ધ સ્વરૂપવાળા. (૨૦૮) સુરારિહા= દેવોના શત્રુને હણનારા. ૨૨

**गुरुर्गुरुतमो धामः सत्यः सत्यपराक्रमः ।**
**निमिषोऽनिमिषः स्रग्वी वाचस्पतिरुदारधीः ॥२३॥**

(૨૦૯) ગુરુ=સર્વ વિદ્યાઓ આપનારા. (૨૧૦) ગુરુ-તમ=ગુરુઓના ગુરુ. બ્રહ્માદિકને બ્રહ્મવિદ્યા આપનારા. (૨૧૧) ધામ=સર્વના આશ્રયરૂપ–ધામરૂપ=જ્યોતિરૂપ. (૨૧૨) સત્યઃ=સત્યમૂર્તિ. (૨૧૩) સત્યપરાક્રમ=સત્ય પરાક્રમવાળા. (૨૧૪) નિમિષ=યોગનિદ્રા સમયે આંખ મીંચનારા. (૨૧૫) અનિમિષઃ=સદાય જાગ્રત રહેનારા. (૨૧૬) સ્રગ્વી=પંચતન્માત્રારૂપી વૈજયંતિ માળા ધારણ કરનારા. (૨૧૭) વાચસ્પતિરુદારધી=સર્વ પદાર્થને જાણનારી વિશાળ બુદ્ધિવાળા. વાણીના પતિ બૃહસ્પતિ.

**अग्रणीर्ग्रामणीः श्रीमान् न्यायो नेता समीरणः ।**
**सहस्रमूर्धा विश्वात्मा सहस्राक्षः सहस्रपात् ॥२४॥**

(૨૧૮) અગ્રણી=સર્વના નેતા–આગેવાન. શુભે-ચ્છાવાળાઓને શુભ માર્ગે ચલાવનારા. (૨૧૯) ગ્રામ-ણીઃ=સર્વ સમૂહોના નાયક. (૨૨૦) શ્રીમાન્=અપાર કાન્તિવાળા. (૨૨૧) ન્યાય=તર્કમૂર્તિ. ન્યાયરૂપ. (૨૨૨) નેતાઃ=જગતના સર્વ વ્યવહારોનો અસંગપણે નિર્વાહ કરનારા. (૨૨૩) સમીરણ=શ્વાસરૂપે સર્વને ચેષ્ટા

કરાવનારા. (૨૨૪) સહસ્રમૂર્ધા=અનંત મસ્તકવાળા. (૨૨૫) વિશ્વાત્મા=વિશ્વના આત્મારૂપ. વિશ્વ જેનું શરીર છે તે. (૨૨૬) સહસ્રાક્ષ=અનંત આંખોવાળા. (૨૨૭) સહસ્રપાત્=અનંત ચરણોવાળા.૨૪

**आवर्तनो निवृत्तात्मा संवृतः संप्रमर्दनः ।**
**अहः संवर्तको वह्निरनिलो धरणीधरः ॥२५॥**

(૨૨૮) આવર્તન=અવતાર ધારણ કરનારા. સંસાર-ચક્રને ચલાવનારા. (૨૨૯) નિવૃત્તાત્મા=સંસારબંધન-થી મુક્ત સ્વરૂપવાળા. (૨૩૦) સંવૃત=લૌકિક દૃષ્ટિએ માયાથી આવૃત થયેલા-વિંટાયેલા. (૨૩૧) સંપ્રમર્દન= રુદ્રરૂપે જગતનોસંહાર કરનારા. (૨૩૨) અહઃ સંવર્તક= સૂર્યરૂપે દિવસ પ્રકટાવનારા.(૨૩૩) વહ્નિ=અગ્નિરૂપે દેવ-તાઓને આહુતિ પહોંચાડનારા. અગ્નિરૂપે આહુતિ સ્વી-કારનારા. (૨૩૪) અનિલ=સુગંધ દુર્ગંધથી નિર્લેપ રહે-નારા.વાયુની પેઠે પુણ્યપાપથી નિર્લેપ રહેનારા. (૨૩૫) ધરણીધર=પૃથ્વીને ધારણ કરનારા. ૨૫

**सुप्रसादः प्रसन्नात्मा विश्वधृग्विश्वभुग्विभुः ।**
**सत्कर्ता सत्कृतः साधुर्जह्नुर्नारायणो नरः ॥२६॥**

(૨૩૬) સુપ્રસાદ=હિતકારી કૃપા કરનારા. (૨૩૭) પ્રસન્નાત્મા=રજસ તમસથી રહિત પ્રસન્ન સ્વભાવ-વાળા. (૨૩૮) વિશ્વધૃક્=વિશ્વને ધારણ કરનારા. (૨૩૯) વિશ્વભુક્=પ્રલયકાળમાં વિશ્વનું ભોજન કરનારા. વિશ્વ-રૂપે જગતનું પાલન કરનારા. (૨૪૦) વિભુ=વિવિધ રૂપ ધારણ કરનારા. (૨૪૧) સત્કર્તા=શુભ કર્મ કરનારા. સત્કાર કરનારા. (૨૪૨) સત્કૃત=પૂજ્ય પુરુષોથી પૂજા-યલા. ભક્તજનોનો સત્કાર પામેલા. (૨૪૩) સાધુ= સદાચારી ભક્તોનાં કાર્ય સાધી આપનારા. (૨૪૪) જહ્નુ=સંહારકાળે સર્વનો પોતામાં લય કરનારા.

(૨૪૫) નારાયણ=પ્રકૃતિમાં પાંચ મહાભૂતોના કારણરૂપે રહેલા. (૨૪૬) નર=જીવોને કર્મમાં જોડનારા. કર્મફળ આપનારા. ૨૬

**असंख्येयोऽप्रमेयात्मा विशिष्टः शिष्टकृच्छुचिः ।**
**सिद्धार्थः सिद्धसंकल्पः सिद्धिदः सिद्धिसाधनः ॥२७**

(૨૪૭) અસંખ્યેય=અગણિત નામ, રૂપ અને કર્મવાળા. (૨૪૮) અપ્રમેયાત્મા=કોઇ પણ રીતે માપી શકાય નહિ એવા. (૨૪૯) વિશિષ્ટ=સર્વ પ્રકારે સર્વ કરતાં શિષ્ટ. (૨૫૦) શિષ્ટકૃત્=શિષ્ટજનોને સહાય કરનારા. દુષ્ટોને શિક્ષા કરનારા. (૨૫૧) શુચિ=સદાય પવિત્ર-નિર્મળ. માયારહિત. (૨૫૨) સિદ્ધાર્થ=મુમુક્ષુઓનો મનોરથ સિદ્ધ કરનારા. (૨૫૩) સિદ્ધસંકલ્પ=સિદ્ધ સંકલ્પવાળા. (૨૫૪) સિદ્ધિદ=સર્વ સિદ્ધિ અને મુક્તિ આપનારા. (૨૫૫) સિદ્ધિસાધન=સિદ્ધિઓના સાધનરૂપ. ૨૭

**वृषाही वृषभो विष्णुर्वृषपर्वा वृषोदरः ।**
**वर्धनो वर्धमानश्च विविक्तः श्रुतिसागरः ॥२८॥**

(૨૫૬) વૃષાહી=ધર્મની મૂર્તિરૂપ. (૨૫૭) વૃષભ=ભક્તોના શુભ મનોરથ પૂરનારા. (૨૫૮) વિષ્ણુ=સર્વત્ર વ્યાપી રહેલા. (૨૫૯) વૃષપર્વા=પરમધામનાં ધર્મરૂપી પગથિયાંરૂપ. (૨૬૦) વૃષોદર=સર્વ ધર્મો અને પ્રજાઓને ઉદરમાં ધારણ કરનારા. (૨૬૧) વર્ધન=ભક્તોની શુદ્ધિને અને સજ્જનોના ધર્મને વધારનારા. (૨૬૨) વર્ધમાન=સંસારરૂપે થઇને વૃદ્ધિ પામનારા. (૨૬૩) વિવિક્ત=સંસારથી નિર્લેપ રહેનારા. (૨૬૪) શ્રુતિસાગર=શ્રુતિઓના-વેદોના સમુદ્ર. ૨૮

**सुभुजो दुर्धरो वाग्मी महेंद्रो वसुदो वसुः ।**
**नैकरूपो बृहद्रूपः शिपिविष्टः प्रकाशनः ॥२९॥**

(૨૬૫) સુભુજ=ભક્તોને પોષનાર અને રક્ષનાર

સુંદર બાહુવાળા. (૨૬૬) દુર્ધર=કષ્ટથી અંતઃકરણમાં ધારણ કરી શકાય એવા. (૨૬૭) વાગ્મી=વાણી અને વેદાદિનું ઉત્પત્તિસ્થાન. (૨૬૮) મહેન્દ્ર=મોટા ઈંદ્ર. (૨૬૯) વસુદ=ધન ઇચ્છનાર ભક્તોને ધન આપનારા. (૨૭૦) વસુઃ=ધનરૂપ. આકાશમાં વસનારા વાયુરૂપ. (૨૭૧) નૈકરૂપ=અનેક રૂપવાળા. પ્રસંગવશાત્ અનેક રૂપ ધારનારા. (૨૭૨) બૃહદ્રૂપઃ=વિશાળ રૂપવાળા. (૨૭૩) શિપિવિષ્ટઃ=સૂર્યચંદ્રાદિનાં કિરણમાં વસનારા. (૨૭૪) પ્રકાશન=સર્વના પ્રકાશક. ૨૯

**ओजस्तेजोद्युतिधरः प्रकाशात्मा प्रतापनः ।**
**ऋद्धः स्पष्टाक्षरो मंत्रश्चंद्रांशुर्भास्करद्युतिः ॥३०॥**

(૨૭૫) ઓજસ્તેજોદ્યુતિધર=પ્રાણબલરૂપે ઓજસ, શૌર્યાદિરૂપે તેજ અને સૌંદર્યરૂપે કાન્તિને ધારણ કરનારા. (૨૭૬) પ્રકાશાત્મા=સર્વ પ્રકાશોના આત્મારૂપ. આત્મારૂપે સર્વને પ્રકાશનારા. (૨૭૭) પ્રતાપન=સૂર્યાદિ વિભૂતિદ્વારા વિશ્વને પ્રકાશનારા. (૨૭૮) ઋદ્ધ=ધર્મ, જ્ઞાન અને વૈરાગ્યાદિ ઐશ્વર્યોથી સમૃદ્ધ. (૨૭૯) સ્પષ્ટાક્ષર=ૐકારરૂપી સ્પષ્ટ એકાક્ષરી નામવાળા. (૨૮૦) મંત્ર=ઋક્, યજુષ્ અને સામવેદોના મંત્રરૂપ. (૨૮૧) ચંદ્રાંશુઃ=ત્રિવિધ તાપથી તપેલાને ચંદ્રનાં કિરણોની પેઠે શાંતિ પમાડનારા. (૨૮૨) ભાસ્કરદ્યુતિ=સૂર્યને તેજ આપનારા. ૩૦

**अमृतांशूद्भवो भानुः शशबिंदुः सुरेश्वरः।**
**औषधं जगतः सेतुः सत्यधर्मपराक्रमः॥३१॥**

(૨૮૩) અમૃતાંશૂદ્ભવ=સમુદ્રમંથનથી અમૃતાંશસહિત ચંદ્રને ઉત્પન્ન કરનારા. સમુદ્રની ભરતી સાથે ચંદ્રનો ઉદય કરનારા. (૨૮૪) ભાનુ=સદાય પ્રકાશમાન સૂર્યરૂપ. (૨૮૫) શશબિંદુ=ચંદ્રમારૂપ. ચંદ્રમાની પેઠે

સર્વને પોષનારા. (૨૮૬) સુરેશ્વર=દેવોના ઈશ્વર. દેવ જેવા સદાચારી મનુષ્યોને અતિ સુંદર ફળ આપનારા. (૨૮૭) ઔષધ=સંસારરૂપી રોગના ઔષધરૂપ. (૨૮૮) જગતઃસેતુ=સંસારસાગરને ઓળંગવાના સેતુરૂપ. ધર્મ-સેતુરૂપે જગતમાં રહેલા. (૨૮૯) સત્યધર્મપરાક્રમઃ=ધર્મ, જ્ઞાન અને પરાક્રમાદિ જેમનાં સત્યરૂપ છે એવા. ૩૧

**भूतभव्यभवन्नाथः पवनः पावनोऽनलः ।**
**कामहा कामकृत् कांतः कामः कामप्रदः प्रभुः ॥३२**

(૨૯૦) ભૂતભવ્ય ભવન્નાથ=ભૂત, ભવિષ્ય અને વર્તમાનકાળના સર્વ પ્રાણીપદાર્થોના સ્વામી. (૨૯૧) પવનઃ=પવિત્ર પવનરૂપ. (૨૯૨) પાવન=પવનને પવિત્રતા આપનારા. ધ્યાનસ્મરણાદિ કરનારને પવિત્ર કરનારા. સર્વને પ્રેરણાદ્વારા ગતિ આપનારા. જેના ભયથી પવન ચાલે છે તે. (૨૯૩) અનલ=અગ્નિરૂપ. ભક્તોનાં પાપ બાળનારા. જન્મ અને અંતરહિત. (૨૯૪) કામહા=ભક્તજનોના કામક્રોધાદિ શત્રુઓને હણનારા. (૨૯૫) કામકૃત્=ભક્તની શુભ કામના પૂરનારા. (૨૯૬) કાંત=મનોહર કાંતિરૂપ. (૨૯૭) કામ=મુમુક્ષુજનો જેની કામના કરે છે તે. (૨૯૮) કામપ્રદ=ભક્તોને કામનાઓથી અધિક આપનારા. (૨૯૯) પ્રભુ=પરમ સમર્થ. અનેકરૂપે થનારા.

**युगादिकृद्युगावर्तो नैकमायो महाशनः ।**
**अदृश्योऽव्यक्तरूपश्च सहस्रजिदनंतजित् ॥३३॥**

(૩૦૦) યુગાદિકૃત્=સત્યાદિ યુગોનો આરંભ કરનારા. (૩૦૧) યુગાવર્ત=યુગોની વારંવાર આવૃત્તિ કરનારા. (૩૦૨) નૈકમાય=અનેક પ્રકારની માયા કરનારા. (૩૦૩) મહાશન=મહાપ્રલયમાં દેશ, કાળ અને કારણ-સહિત સર્વ જગતનું મહાન ભોજન કરનારા—તેને પોતાની અવ્યક્ત પ્રકૃતિમાં સમાવી દેનારા. (૩૦૪) અ-

દૃશ્ય=વૃત્તિઓ અને ઇંદ્રિયોથી દેખાય નહિ એવા.(૩૦૫) અવ્યક્તરૂપ=અતિ સૂક્ષ્મ રૂપવાળા. (૩૦૬) સહસ્રજિત્ હજારો અસુરોને જીતનારા. (૩૦૭) અનંતજિત્=યુદ્ધાદિ લીલાવડે અનંત જીવોને જીતનારા.૩૩

**इष्टो विशिष्टः शिष्टेष्टः शिखंडी नहुषो वृषः ।**
**क्रोधहा क्रोधकृत्कर्ता विश्वबाहुर्महीधरः ॥३४॥**

(૩૦૮) ઇષ્ટ=પરમાનંદરૂપ હોવાથી સર્વને પ્રિય. યજ્ઞાદિવડે પૂજાયલા. (૩૦૯) વિશિષ્ટ=સર્વ ઇષ્ટ પદાર્થો કરતાં સર્વ પ્રકારે વધારે ઇષ્ટ અથવા શ્રેષ્ઠ. (૩૧૦) શિષ્ટેષ્ટ=ઉત્તમજનોના ઇષ્ટ. ઉત્તમજનો જેને પ્રિય છે તે. ઉત્તમજનોથી પૂજાયલા. (૩૧૧) શિખંડી=મયૂરપિચ્છનો મુકુટ ધારણ કરનારા. (૩૧૨) નહુષ=અજ્ઞાની અભક્તોને માયાજાળમાં બાંધનારા. (૩૧૩) વૃષ=ધર્મરૂપ મનોરથોને વર્ષાવનારા–પૂરનારા. (૩૧૪) ક્રોધહા= સાધુઓના ક્રોધને હણનારા. (૩૧૫) ક્રોધકૃત્કર્તા=દુષ્ટો ઉપર ક્રોધ કરનારા. (૩૧૬) વિશ્વબાહુ=સર્વ તરફ વિશ્વરૂપી હાથવાળા (૩૧૭) મહીધર=પૃથ્વીને ધારણ કરનારા. ૩૪

**अच्युतः प्रथितः प्राणः प्राणदो वासवानुजः ।**
**अपांनिधिरधिष्ठानमप्रमत्तः प्रतिष्ठितः ॥३५॥**

(૩૧૮) અચ્યુત=છએ વિકારોથી* રહિત. (૩૧૯) પ્રથિત=જગતની ઉત્પત્તિ, પાલન, નાશ ઇત્યાદિ કર્મોથી પ્રખ્યાત. (૩૨૦) પ્રાણ=સૂત્રાત્મારૂપે જગતને જીવાડનારા. પ્રાણરૂપ. (૩૨૧) પ્રાણદ=સર્વના પ્રાણના દાતા. સાધુજનોને બળ દેનારા. (૩૨૨) વાસવાનુજ=કશ્યપઋષિના પુત્ર ઇંદ્રના નાના ભાઈ. (૩૨૩) અપાંનિધિ=

* એ છ વિકારો આ પ્રમાણે છેઃ–જન્મવું, અસ્તિત્વ ભોગવવું, વધવું, નામરૂપ બદલાવું, ઘટવું અને નાશ પામવું.

જળના સાગરરૂપ. (૩૨૪) અધિષ્ઠાન=સર્વ પદાર્થના વિવર્ત ઉપાદાનકારણરૂપ. (૩૨૫) અપ્રમત્ત=કર્મને અનુસરતાં ફળ આપવામાં સાવધાન.(૩૨૬)પ્રતિષ્ઠિત= પોતાના મહિમામાં સ્થિર રહેલા. ૩૫

**स्कंदः स्कंदधरो धुर्यो वरदो वायुवाहनः।**
**वासुदेवो बृहद्भानुरादिदेवः पुरंदरः ॥३६॥**

(૩૨૭) સ્કંદ=અમૃતરૂપે વહેનારા. વાયુરૂપે શોષણ કરનારા. કાર્તિકસ્વામીરૂપ. (૩૨૮) સ્કંદધર=ધર્મરૂપે ધારણ કરનારા. (૩૨૯) ધુર્ય=સર્વની ઉત્પત્તિ, સ્થિતિ અને લયરૂપી ધુંસરી ધરનારા. (૩૩૦) વરદ=વાંચ્છિત વર આપનારા. (૩૩૧) વાયુવાહન=વાયુવેગી ગરુડના વાહનવાળા. વાયુઓને ચલાવનારા. (૩૩૨) વાસુદેવ= વસુદેવના પુત્ર. સર્વમાં આત્મારૂપે વસી રહેલા. (૩૩૩) બૃદ્દભાનુ=પોતાનાં સૂર્યચંદ્રાદિ મોટાં કિરણોવડે જગતને પ્રકાશનારા. (૩૩૪) આદિદેવ=સર્વ દેવોના આદિરૂપ દેવ. (૩૩૫) પુરંદર=દેવોના શત્રુઓનાં નગરોનો નાશ કરનારા. ૩૬

**अशोकस्तारणस्तारः शूरः शौरिर्जनेश्वरः।**
**अनुकूलः शतावर्तः पद्मी पद्मनिभेक्षणः ॥३७॥**

(૩૩૬) અશોક=ક્ષુધા-તૃષા, જરા-મૃત્યુ અને શોક- મોહરૂપી છ ઉર્મીઓથી રહિત. (૩૩૭) તારણ=સંસા- રસાગરમાંથી તરવા ઇચ્છનારને તારનારા-ઉદ્ધારનારા. (૩૩૮) તાર=ૐકારમૂર્તિ. સર્વ ભયો અને દુઃખોથી તારનારા. (૩૩૯) શૂર=શૂરવીર. પરાક્રમી. (૩૪૦) શૌરિ=શૂરસેન યાદવના વંશમાં જન્મેલા. (૩૪૧) જ- નેશ્વર=સર્વ જીવજંતુઓના ઇશ્વર. (૩૪૨) અનુકૂલ= આત્મારૂપે સર્વને અનુકૂળ રહેનારા. સર્વ તરફ દયા- દૃષ્ટિવાળા. (૩૪૩) શતાવર્ત=ધર્મરક્ષાર્થે સેંકડો અવ-

તાર લેનારા. (૩૪૪) પદ્મી=હાથમાં કમળ ધારણ કરનારા. (૩૪૫) પદ્મનિભેક્ષણ=કમળ જેવાં વિશાળ અને તેજસ્વી નેત્રવાળા. ૩૭

**पद्मनाभोऽरविंदाक्षः पद्मगर्भः शरीरभृत्।**
**महर्द्धिर्ऋद्धो वृद्धात्मा महाक्षो गरुडध्वजः॥३८॥**

(૩૪૬) પદ્મનાભ=નાભિમાં કમળ ધારણ કરનારા. કમળની નાભિમાં રહેલા. (૩૪૭) અરવિંદાક્ષ=કમળ જેવાં નેત્રવાળા. (૩૪૮) પદ્મગર્ભ=હૃદયકમળમાં ધ્યાન ધરવા યોગ્ય. યોગીઓનાં હૃદયકમળમાં સ્મરણચિંતનાદિરૂપે વિશેષ વસનારા. (૩૪૯) શરીરભૃત્=પ્રાણરૂપે સર્વ શરીરને ધારણ કરનારા. આત્મારૂપે સર્વ શરીરોમાં રહેલા. (૩૫૦) મહર્દ્ધિ=મહાન વિભૂતિઓવાળા. (૩૫૧) ઋદ્ધ=અલૌકિક સમૃદ્ધિવાળા. સંસારની ઉત્પત્તિ આદિમાં સ્વેચ્છાથી રૂંધાયલા. (૩૫૨) વૃદ્ધાત્મા=પુરાતન-સનાતન-આત્મારૂપ. (૩૫૩) મહાક્ષ=વિશાળ નેત્રવાળા. (૩૫૪) ગરુડધ્વજ=ગરુડના ચિહ્નવાળી ધ્વજાવાળા. ૩૮

**अतुलः शरभो भीमः समयज्ञो हविर्हरिः।**
**सर्वलक्षणलक्षण्यो लक्ष्मीवान् समितिंजयः॥३९॥**

(૩૫૫) અતુલ=જેની સમાન કશું નથી એવા ઉપમારહિત. (૩૫૬) શરભ=સર્વ શરીરોમાં અંતર્યામીરૂપે ભાસનારા-જ્ઞાનનો પ્રકાશ પાડનારા. (૩૫૭) ભીમ=પાપીઓને ભયકારક. ભક્તોને અભય આપનારા. (૩૫૮) સમયજ્ઞ=કાળને જાણનારા. સમદૃષ્ટિરૂપે સર્વનું યજન-પૂજન-આરાધન-કરનારા. (૩૫૯) હવિર્હરિ=ભક્તનાં પાપ હરનારા. યજ્ઞમાં બલિને (આહુતિને) ગ્રહણ કરનારા. (૩૬૦) સર્વલક્ષણલક્ષણ્ય=સર્વ પ્રમાણોથી અને લક્ષણોથી જાણવા યોગ્ય. (૩૬૧) લક્ષ્મીવાન્=લક્ષ્મી

સદાય જેમની સેવા કરે છે તે. (૩૬૨) સમિતિંજય=યુદ્ધ જીતનારા. ૩૯

**विक्षरो रोहितो मार्गो हेतुर्दामोदरः सहः ।**
**महीघरो महाभागो वेगवानमिताशनः ॥४०॥**

(૩૬૩)વિક્ષર=ક્ષયરહિત. અવિનાશી.(૩૬૪)રોહિત=મત્સ્યરૂપે અને વરાહરૂપે અવતરનારા. (૩૬૫) માર્ગ-હેતુ=ધર્મમાર્ગના હેતુરૂપ. મોક્ષમાર્ગમાં ચલાવનારા. (૩૬૬) દામોદર=દમ આદિ સાધનોથી પ્રાપ્ત થનારા, માયારૂપી મહાન દોરડું જેના ઉદરના એક નાનાજ ભાગમાં સમાયલું છે એવા અમાપ ઉદરવાળા. યશોદાજીએ જેમને દોરડીવડે ઉદર આગળથી બાંધ્યા હતા તે. (૩૬૭) સહ=દોષને સહન કરનારા–ક્ષમા કરનારા. (૩૬૮) મહીધર=વરાહરૂપે પૃથ્વીને ધારણ કરનારા. પૃથ્વીરૂપે પહાડ, પર્વત અને સમુદ્રાદિકને ધારણ કરનારા. (૩૬૯) મહાભાગ=મોટા ભાગ્યવાળા. અતિશ્રેષ્ઠ શરીર ધારણ કરનારા. વામનરૂપે કાયાને વિશાળ કરનારા. (૩૭૦) વેગવાન્=મન કરતાં પણ વધારે વેગવાળા. (૩૭૧) અમિતાશન=પ્રલયકાળે અનંત બ્રહ્માંડનું–અપાર વિશ્વનું ભક્ષણ કરનારા. ૪૦

**उद्भवः क्षोभणो देवः श्रीगर्भः परमेश्वरः ।**
**करणं कारणं कर्ता विकर्ता गहनो गुहः॥४१॥**

(૩૭૨) ઉદ્‌ભવ=જગતના ઉપાદાનકારણરૂપ. (૩૭૩) ક્ષોભણ=પુરુષ અને પ્રકૃતિમાં પ્રવેશીને ક્ષોભ પમાડનારા. (૩૭૪) દેવ=દિવ્ય કર્મો કરનારા. આત્મારૂપે સર્વને પ્રકાશનારા. (૩૭૫) શ્રીગર્ભ=જગતરૂપી શ્રી જેના ગર્ભમાં છે એવા. જેના ગર્ભમાં સર્વ પ્રકારની અખૂટ સંપત્તિ રહેલી છે એવા. (૩૭૬) પરમેશ્વર=સર્વથી શ્રેષ્ઠ નિયંતા અને પ્રેરક. (૩૭૭) કારણ=સર્વ સાધનોમાં નિ-

કટતમ અને સર્વોત્તમ સાધન. (૩૭૮) કરણ=સર્વના નિમિત્તકારણ અને ઉપાદાનકારણરૂપ. (૩૭૯) કર્તા=સર્વ પ્રકારે સ્વતંત્ર. (૩૮૦) વિકર્તા=વિચિત્ર સૃષ્ટિ બનાવનારા. (૩૮૧) ગહન=જેનું સમગ્ર સ્વરૂપ, સામર્થ્ય અને ક્રિયા આદિ કોઇથી જાણી શકાય નહિ એવા. (૩૮૨) ગુહ=માયાવડે સ્વરૂપને ઢાંકનારા. ૪૧

**व्यवसायो व्यवस्थानः संस्थानः स्थानदो ध्रुवः ।**
**परार्द्धिः परम स्पष्टस्तुष्टः पुष्टः शुभेक्षणः ॥४२॥**

(૩૮૩) વ્યવસાય=જ્ઞાનસ્વરૂપ હોવાથી નિશ્ચયરૂપ. (૩૮૪) વ્યવસ્થાન=વર્ણાશ્રમની વ્યવસ્થા કરનારા–વિભાગ કરનારા. જેમનામાં સદાય સર્વને માટે સ્થાન (જગ્યા) છે એવા. (૩૮૫) સંસ્થાન=પ્રલયકાળે જેની અવ્યક્ત પ્રકૃતિમાં સર્વનું સ્થાન છે એવા. (૩૮૬) સ્થાનદ=આકાંક્ષા અને યોગ્યતા પ્રમાણે સ્થાન આપનારા. (૩૮૭) ધ્રુવ=અચલ. અવિનાશી. (૩૮૮) પરર્દ્ધિ=સર્વશ્રેષ્ઠ સમૃદ્ધિવાળા. (૩૮૯) પરમ=સર્વોત્તમ. (૩૯૦) સ્પષ્ટ=સત્તા અને સ્ફૂર્તિરૂપે સ્પષ્ટ જણાનારા. (૩૯૧) તુષ્ટ=પ્રસન્ન રહેનારા. પરમાનંદરૂપ. (૩૯૨) પુષ્ટ=સર્વ પ્રકારે સંપૂર્ણ. (૩૯૩) શુભેક્ષણ=શુભકારી દૃષ્ટિવાળા. સર્વના શુભેચ્છક. મુમુક્ષુઓને મોક્ષ, ભોગેચ્છુઓને ભોગ અને પાપીઓને દંડ દેનારા. જેની કૃપાદૃષ્ટિથી અથવા જેનામાં વૃત્તિ જોડવાથી સર્વ અવિદ્યા, કામના અને કર્મનો નાશ થાય એવા. ૪૨

**रामो विरामो विरजो मार्गो नेयो नयोऽनयः ।**
**वीरः शक्तिमतां श्रेष्ठो धर्मो धर्मविदुत्तमः॥४३॥**

(૩૯૪) રામ=યોગીઓને રમવાના સ્થાનરૂપ. યોગીઓના હૃદયમાં વિશેષરૂપે રમણ કરી રહેલા. રમણીય સ્વરૂપ ધારણ કરનારા. સમાનરૂપે સર્વમાં રમી રહેલા.

(૩૯૫) વિરામ=સર્વનું લયસ્થાન–વિરામસ્થાન.(૩૯૬) વિરજ=રજોગુણ અને તમોગુણથી રહિત. (૩૯૭) માર્ગ =મુમુક્ષુઓના મોક્ષના માર્ગરૂપ. (૩૯૮) નેય=ઉત્તમ જ્ઞાનથી પ્રાપ્ત કરવાયોગ્ય. (૩૯૯) નયઃ=મુમુક્ષુને મોક્ષ-માર્ગે લઇ જનારા. સર્વને નિયમમાં રાખનારા. (૪૦૦) અનય=સર્વ તંત્રો યોજવામાં સ્વતંત્ર. જેનો કોઇ નેતા નથી એવા. (૪૦૧) વીર=પરાક્રમી. (૪૦૨) શક્તિમતાં-શ્રેષ્ઠ=શક્તિવાળાઓમાં વધારે શ્રેષ્ઠ–ઉત્તમ. (૪૦૩) ધર્મ=સર્વને ધારણ કરવા યોગ્ય સ્વધર્મરૂપ. જેને ધારણ કરવાથી અધોગતિમાં ન પડવા દેતાં ઉત્તમ ગતિમાં ધારણ કરી રાખે–આગળ વધારે એવા સ્વધર્મરૂપ. જેને દરેક સમજુ મનુષ્ય ધારણ કરવા ઇચ્છે તે. જેને આચર-વાથી મોક્ષદાયક આરાધના થઇ શકે તે ધર્મરૂપ. (૪૦૪) ધર્મવિદુત્તમ=ધર્મ જાણનારાઓમાં ઉત્તમ. શ્રુતિસ્મૃતિ જેની આજ્ઞારૂપ છે તે. ૪૩

**वैकुंठः पुरुषः प्राणः प्राणदः प्रणवः पृथुः ।**
**हिरण्यगर्भः शत्रुघ्नो व्याप्तो वायुरधोक्षजः ॥४४॥**

(૪૦૫) વૈકુંઠ=જગતના આરંભમાં સૂક્ષ્મ પંચમહા-ભૂતોને ઉપજાવી એકત્ર કરીને તેમને સ્થિતિ અને ગતિ આપનારા. (૪૦૬) પુરુષ=નવ દ્વારવાળા દેહરૂપી પુરમાં રહેનારા. (૪૦૭) પ્રાણ=સર્વમાં પ્રાણરૂપે ચેષ્ટા કરનારા. (૪૦૮) પ્રાણદ=સર્વને પ્રાણ દેનારા. (૪૦૯) પ્રણવ= પવિત્ર ૐકારરૂપ. (૪૧૦) પૃથુ=જગતપ્રપંચરૂપે વિસ્તાર કરનારા–વિસ્તાર પામેલા. (૪૧૧) હિરણ્યગર્ભ=સૃષ્ટિના કારણરૂપ. માયારૂપી અંડ જેના ગર્ભમાં છે તે. (૪૧૨) શત્રુઘ્ન=સાધુજનોના શત્રુરૂપ દૈત્યોનો અને કામક્રોધાદિ શત્રુઓનો નાશ કરનારા. (૪૧૩) વ્યાપ્ત=કારણરૂપે સર્વ કાર્યોમાં વ્યાપી રહેલા. (૪૧૪) વાયુ=સર્વ પ્રકારના વાયુરૂપ. (૪૧૫) અધોક્ષજ=જેને પહોંચ્યા પછી નીચે

આવવું પડે નહિ એવા. આકાશ તથા પૃથ્વી જેનાથી ઉપજ્યાં છે અને નીચે છે એવા. ૪૪

**ऋतुः सुदर्शनः कालः परमेष्ठी परिग्रहः ।**
**उग्रः संवत्सरो दक्षो विश्रामो विश्वदक्षिणः ॥४५॥**

(૪૧૬) ઋતુ=વસંતાદિ ઋતુઓવડે જે સમયરૂપે જણાય છે તે. (૪૧૭) સુદર્શનઃ=ભક્તો જેનું સુખે દર્શન કરે છે તે. મોક્ષરૂપી સુંદર ફળ દર્શાવનારા—આપનારા. જેના દર્શનથી સર્વ અર્થો સિદ્ધ થાય એવા સુંદર સ્વરૂપવાળા. (૪૧૮) કાલ=પ્રલયકાળે સર્વનો સંહાર કરનારા. સમયરૂપે સૂર્યચંદ્રાદિને પ્રવર્તાવનારા. (૪૧૯) પરમેષ્ઠી=પરમોત્તમ મહિમાવાળા. (૪૨૦) પરિગ્રહ=ભાવપૂર્વક અર્પાયલાં પત્રપુષ્પાદિ પણ સ્નેહથી ગ્રહણ કરનારા. સર્વભાવથી શરણે આવનારને સર્વ પ્રકારથી સ્વીકારનારા. (૪૨૧) ઉગ્ર=સૂર્યાદિકના ઉગ્ર તેજવાળા પદાર્થોને પણ પોતાના વધારે ઉગ્ર તેજથી ભય ઉપજાવનારા. (૪૨૨) સંવત્સર=જેમાં પ્રાણીઓ સારી રીતે રહે છે એવા. (૪૨૩) દક્ષ=સર્વ બાબતોમાં સર્વ પ્રકારે કુશળ. સર્વ ભૂતોનું સર્વ પ્રકારનું હિત કરવામાં સદાય ચતુર. (૪૨૪) વિશ્રામઃ=સંસારના ક્લેશોથી પીડાયલાને તેમાંથી છોડવીને મોક્ષરૂપી વિશ્રાન્તિ આપનારા. (૪૨૫) વિશ્વદક્ષિણ=વિશ્વમાં સૌથી વિશેષ શક્તિમાન—ચતુર. વિશ્વસંબંધી સર્વ કર્મોમાં કુશળ. ૪૫

**विस्तारः स्थावरः स्थाणुः प्रमाणं बीजमव्ययम् ।**
**अर्थोऽनर्थो महाकोशो महाभोगो महाधनः॥४६॥**

(૪૨૬) વિસ્તાર=સમગ્ર જગતનો વિસ્તાર જેના એક ભાગમાં સમાયલો છે એવા મહાન વિસ્તારરૂપ. (૪૨૭) સ્થાવરસ્થાણુ=સર્વ વસ્તુસ્થિતિઓના આધારભૂત અચળ સ્થંભરૂપે સ્થિર રહેનારા—સ્થિતિવાળા.

પૃથ્વી આદિક સર્વ પદાર્થોના આધારસ્તંભરૂપ. (૪૨૮) પ્રમાણ=પ્રત્યક્ષાદિ પ્રમાણોથી પ્રમાણિત થયેલા. પ્રમાણરૂપ. (૪૨૯) બીજમવ્યય=સર્વના અવિનાશી બીજ અથવા કારણરૂપ. (૪૩૦) અર્થ=જાણતાં અજાણતાં પણ જેને સર્વ કોઈ પામવા ઇચ્છે છે તે સચ્ચિદાનંદમય મોક્ષ પદાર્થરૂપ. (૪૩૧) અનર્થ=પૂર્ણકામ હોવાથી કોઇને કશી પ્રાર્થના નહિ કરનારા. (૪૩૨) મહાકોશ=પાંચ કોશથી ઢંકાયલા. (૪૩૩) મહાભોગ=સર્વ પ્રકારના અમાપ અખૂટ ઐશ્વર્યરૂપી મહાન વૈભવ ભોગવનારા. (૪૩૪) મહાધન=સર્વ પદાર્થો અને ભોગોના લક્ષ્યભૂત એવા મહાન ધનરૂપ.૪૬

**अनिर्विण्णः स्थविष्ठोऽभूर्धर्मयूपो महामखः ।**
**नक्षत्रनेमिर्नक्षत्री क्षमः क्षामः समीहनः ॥४७॥**

(૪૩૫) અનિર્વિણ્ણ=પૂર્ણકામ હોવાથી શોકરહિત. (૪૩૬) સ્થવિષ્ઠ=વિરાટરૂપે અત્યંત સ્થૂલ. (૪૩૭) અભૂ=અજન્મા. સત્તારૂપ. સર્વદા રહેનારા. પૃથ્વીરૂપ. (૪૩૮) ધર્મયૂપ=યજ્ઞના સ્તંભરૂપ. ધર્મના સ્તંભરૂપ. (૪૩૯) મહામખ=મહાન યજ્ઞરૂપ. (૪૪૦) નક્ષત્રનેમિ=સર્વ નક્ષત્રો અને ગ્રહો જેની આસપાસ ફર્યા કરે છે તે નેમિરૂપ-ધ્રુવરૂપ. (૪૪૧) નક્ષત્રી=નક્ષત્રોના સ્વામી ચંદ્રમારૂપ. (૪૪૨) ક્ષમ=સર્વ પ્રકારે સમર્થ. ક્ષમા જેમનો સ્વભાવ છે. (૪૪૩) ક્ષામ=સર્વનો નાશ થાય ત્યારે પણ આત્મારૂપે રહેનારા. (૪૪૪) સમીહન=જીવોનાં કર્માનુસાર સૃષ્ટિ ઇત્યાદિ રચનારા. જીવોને તેમનાં કર્માનુસાર પ્રેરનારા.

**यज्ञइज्यो महेज्यश्च क्रतुः सत्रं सतां गतिः ।**
**सर्वदर्शी विमुक्तात्मा सर्वज्ञो ज्ञानमुत्तमम् ॥४८॥**

(૪૪૫) યજ્ઞ=યજ્ઞના આત્મારૂપ હોવાથી યજ્ઞમૂર્તિ. (૪૪૬) ઇજ્ય=પૂજવાયોગ્ય. ઇષ્ટદેવ. (૪૪૭) મહેજ્ય=

મોક્ષરૂપીમહાફળના દાતા હોવાથી સર્વ પૂજ્યોના મહાન પૂજ્ય-પરમપૂજ્ય. (૪૪૮) ક્રતુ=સ્તંભવાળા યજ્ઞરૂપ. (૪૪૯) સત્ર=સત્પુરુષોની રક્ષા કરનારા. ભોજનપૂર્વે આહુતિ આપવા યોગ્ય. (૪૫૦) સતાંગતિ=સત્પુરુષોની-શુદ્ધ હૃદયવાળા સદાચારી મનુષ્યોની ગતિરૂપ-ગંતવ્ય-સ્થાનરૂપ. (૪૫૧) સર્વદર્શી=સર્વ પ્રાણીઓનાં પુણ્ય-પાપ ઇત્યાદિ સર્વ કાંઇ જોનારા. (૪૫૨) વિમુક્તાત્મા=સ્વભાવથીજ સદા સર્વ પ્રકારે મુક્ત. (૪૫૩) સર્વજ્ઞ=સર્વ વસ્તુઓ અને સ્થિતિઓને યથાવત્ જાણનારા. સર્વ પદાર્થોરૂપે અને સર્વ જગતરૂપે જે જાણવા યોગ્ય છે તે. (૪૫૪) ઉત્તમ જ્ઞાન=શ્રેષ્ઠ જ્ઞાનરૂપ.૪૮

**सुव्रतः सुमुखः सूक्ष्मः सुघोषः सुखदः सुहृत् ।**
**मनोहरो जितक्रोधो वीरबाहुर्विदारणः ॥४९॥**

(૪૫૫) સુવ્રત=ભકતોને અભયદાન આપવાના શ્રેષ્ઠ વ્રતવાળા. (૪૫૬) સુમુખ=સુંદર મુખવાળા. રાજ્ય કરતાં પિતાના વચનને વિશેષતરીકે સ્વીકારનારા સુંદર મુખવાળા. જેમાંથી વેદ નીકળ્યા છે તે સુંદર મુખવાળા. (૪૫૭) સૂક્ષ્મ=સ્થૂળ પદાર્થોના સૂક્ષ્મ કારણભૂત. (૪૫૮) સુઘોષ=મેઘ જેવા સુંદર શબ્દવાળા. (૪૫૯) સુખદ=સજ્જનોને સુખ દેનારા. (૪૬૦) સુહૃત્=સર્વના નિઃસ્વાર્થી અને પરમ હિતકારી મિત્રરૂપ. (૪૬૧) મનોહર=દર્શનમાત્રથી હરકોઇનું મન હરી લેનારા. (૪૬૨) જિત-ક્રોધ=ક્રોધને જીતનારા. (૪૬૩) વીરબાહુ=પરાક્રમી હાથવાળા. વેદની મર્યાદા સ્થાપનારા. (૪૬૪) વિદારણ=અધર્મીઓનો નાશ કરનારા. ૪૯

**स्वापनः स्ववशो व्यापी नैकात्मा नैककर्मकृत् ।**
**वत्सरो वत्सलो वत्सी रत्नगर्भो धनेश्वरः ॥५०॥**

(૪૬૫) સ્વાપન=અજ્ઞાનીઓને માયામાં ઉંઘાડનારા.

(૪૬૬) સ્વવશ=ઉત્પત્તિ, સ્થિતિ અને લય જેને આધીન છે તે. (૪૬૭) વ્યાપી=આકાશની પેઠે સર્વત્ર વ્યાપક. સર્વ કાર્યોમાં કારણરૂપે રહેલા. (૪૬૮) નૈકાત્મા=વિભૂતિઓરૂપે અનેક શરીરવાળા. અનેક રૂપધારી. (૪૬૯) નૈકકર્મકૃત્=જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને સંહારરૂપ અનેક કર્મ કરનારા. (૪૭૦) વત્સર=સર્વને વસવાના સ્થાનરૂપ. (૪૭૧) વત્સલ=સર્વ ઉપર વાત્સલ્યભાવવાળા. પ્રેમ રાખનારા. (૪૭૨) વત્સી=સર્વપર પુત્રની પેઠે પ્રેમ રાખનારા. (૪૭૩) રત્નગર્ભ=ઉદરમાં રત્નો ધારણ કરનારા સમુદ્રરૂપ. અપાર રત્નોવાળા અતિ વિશાળ સમુદ્રો જેના ગર્ભમાં રહ્યા છે તે. (૪૭૪) ધનેશ્વર=ધનના ઇશ્વર કુબેરરૂપ. ૫૦

**धर्मगुब्धर्मकृद्धर्मी सदसत्क्षरमक्षरम् ।**
**अविज्ञाता सहस्रांशुर्विधाता कृतलक्षणः ॥५१॥**

(૪૭૫) ધર્મગુપ્=ધર્મનું રક્ષણ કરનારા. (૪૭૬) ધર્મકૃત્=ધર્મની મર્યાદા સ્થાપવા ધર્મ પાળનારા. (૪૭૭) ધર્મી=ધર્મોને ધારણ કરનારા. (૪૭૮) સત્=સર્વના કારણરૂપે સત્બ્રહ્મ. (૪૭૯) અસત્=કાર્યરૂપે-જગતરૂપે -અસત્બ્રહ્મ. (૪૮૦) ક્ષર=પ્રાણીપદાર્થરૂપે નાશવાન. (૪૮૧) અક્ષર=કૂટસ્થરૂપે અક્ષર-નિર્વિકાર. (૪૮૨) અવિજ્ઞાતા=જીવરૂપ. ભક્તોના દોષ નહિ જોનારા. (૪૮૩) સહસ્રાંશુ=હજારો કિરણોવાળા સૂર્યરૂપ. જેનાં કિરણ સૂર્યાદિકને પ્રકાશ આપી રહ્યાં છે તે. (૪૮૪) વિધાતા=સર્વ ભૂતપદાર્થને ઉત્પન્ન કરનારા બ્રહ્માર૫. (૪૮૫) કૃતલક્ષણ=કૃતકૃત્યપણાનાં સર્વ લક્ષણોવાળા. મહર્ષિઓરૂપે શાસ્ત્રાદિકના કર્તા. ૫૧

**गभस्तिनेमिः सत्त्वस्थः सिंहो भूतमहेश्वरः ।**
**आदिदेवो महादेवो देवेशो देवभृद्गुरुः ॥५२॥**

(૪૮૬) ગભસ્તિનેમિ=કિરણોરૂપી હાથવાળા. સૂર્ય અને ચંદ્રરૂપે રહેલા. (૪૮૭) સત્ત્વસ્થ=સત્ત્વગુણમાં વિશેષરૂપે રહેલા. સર્વ પ્રાણીમાં અંતઃકરણરૂપે રહેલા. (૪૮૮) સિંહ=પરાક્રમમાં સિંહ જેવા. (૪૮૯) ભૂતમહેશ્વર =સર્વ ભૂતોના મહાન ઈશ્વર. (૪૯૦) આદિદેવ=બ્રહ્માદિ સર્વ દેવોના આદિદેવ. (૪૯૧) મહાદેવ=સર્વ દેવતાઓનો પોતાના યોગરૂપી ઐશ્વર્યમાં લય કરીને પરમાત્મભાવરૂપી મહાન ઐશ્વર્યમાં મગ્ન રહેનારા. (૪૯૨) દેવેશ=સર્વ દેવતાઓના ઈશ્વર. (૪૯૩) દેવભૃદ્ગુરુ=સર્વ દેવતાઓ અને વિદ્યાઓને ધારણ કરનારા તથા પોષણ કરનારા. દેવતાઓના રાજા ઈંદ્રના ગુરુ બૃહસ્પતિરૂપ.

उत्तरो गोपतिर्गोप्ता ज्ञानगम्यः पुरातनः ।
शरीरभूतभृद्भोक्ता कपींद्रो भूरिदक्षिणः ॥५३॥

(૪૯૪) ઉત્તર=સંસારસાગરથી તારનારા. સર્વથી ઉત્તમ. (૪૯૫) ગોપતિ=ગાયોનું પાલન કરનારા. ઈંદ્રિયોના પતિ. (૪૯૬) ગોપ્તા=સર્વનું પાલન-રક્ષણ કરનારા. (૪૯૭) જ્ઞાનગમ્ય=અધ્યાત્મવિદ્યાથી-તત્ત્વજ્ઞાનથી જેમનું સ્વરૂપ સમજી શકાય એવા. (૪૯૮) પુરાતન=સર્વથી પ્રાચીન. (૪૯૯) શરીરભૂતભૃત્=પ્રાણરૂપે સર્વ ભૂતોને ધારણ કરનારા. સર્વ ભૂતોનું પોષણ કરનારા. (૫૦૦) ભોક્તા=અનંત રૂપોવડે જગતને ભોગવનારા. (૫૦૧) કપીંદ્ર=મહાવરાહ અથવા શ્રીરામચંદ્ર. (૫૦૨) ભૂરિદક્ષિણ=મહાન યજ્ઞોદ્વારા બહુ દક્ષિણા આપનારા. ૫૩

सोमपोऽमृतपः सोमः पुरुजित्पुरुसत्तमः ।
विनयो जयः सत्यसंधो दाशार्हः सात्वतांपतिः ॥

(૫૦૩) સોમપ=યજ્ઞમાં યજમાન અને દેવતારૂપે સોમરસનું પાન કરનારા. (૫૦૪) અમૃતપ=સમુદ્રમંથન વેળાએ દેવતાઓને અમૃત પાનારા તથા પીનારા. (૫૦૫)

સોમ=ઔષધિઓનું પોષણ કરનારા ચંદ્રરૂપ. ઉમાસહિત શિવરૂપ. (૫૦૬) પુરુજિત્=બહુ દૈત્યોને જીતનારા. (૫૦૭) પુરુસત્તમ=વિશ્વરૂપ. સર્વશ્રેષ્ઠ. (૫૦૮) વિનય=દુષ્ટોને દંડ આપનારા-નિયમમાં રાખનારા. (૫૦૯) જય=સર્વને જીતનારા. (૫૧૦) સત્યસંધ=સત્ય સંકલ્પવાળા. સત્ય પ્રતિજ્ઞાવાળા. (૫૧૧) દાશાર્હ=અર્થીઓને દાન દેનારા. ભકતોનું દાન લેનારા. (૫૧૨) સાત્વતાંપતિ=સાત્વત કુળના પતિ. સતોગુણી ભકતોનું યોગક્ષેમ વહન કરનારા. ૫૪

जीवो विनयिता साक्षी मुकुंदोऽमितविक्रमः ।
अंभोनिधिरनंतात्मा महोदधिशयोऽन्तकः ॥५५॥

(૫૧૩) જીવ=ક્ષેત્રજ્ઞરૂપે શરીર અને પ્રાણને ધારણ કરનારા. (૫૧૪) વિનયિતા સાક્ષી=વિનયીજનોને વિશેષ જાણનારા. (૫૧૫) મુકુંદ=મુક્તિ દેનારા. (૫૧૬) અમિતવિક્રમ=અપાર પરાક્રમવાળા. (૫૧૭) અમ્ભોનિધિ=સમુદ્રરૂપ. (૫૧૮) અનંતાત્મા=દેશ, કાળ, વસ્તુથી મપાય નહિ એવા અનંત પરમાત્મા. (૫૧૯) મહોદધિશય=પ્રલય કરીને સમુદ્રમાં શયન કરનારા. (૫૨૦) અંતક=સર્વ ભૂતોના અંતકાળરૂપ. ૫૫

अजो महार्हः स्वाभाव्यो जितामित्रः प्रमोदनः ।
आनंदो नंदनो नंदः सत्यधर्मा त्रिविक्रमः ॥५६॥

(૫૨૧) અજ=જન્મરહિત કામમૂર્તિ. (૫૨૨) મહાર્હ=મહાન પૂજાને યોગ્ય. (૫૨૩) સ્વાભાવ્ય=સ્વભાવથીજ ઉત્પન્ન થનારા. (૫૨૪) જિતામિત્ર=આંતરિક અને બાહ્ય શત્રુઓને જીતનારા. (૫૨૫) પ્રમોદન=સિદ્ધ જ્ઞાનીઓને પરમાનંદ આપનારા. ભકતોને કથાકીર્તનમાં આનંદ આપનારા. (૫૨૬) આનંદ=આનંદમૂર્તિ. (૫૨૭) નંદન=આનંદદાયક. (૫૨૮) નંદ=નિર્વિષયી

આનંદસ્વરૂપ. (૫૨૯) સત્યધર્મ=જ્ઞાનાદિક નિત્ય ધર્મ-વાળા. સત્ય ધર્મરૂપ. (૫૩૦) ત્રિવિક્રમ=ત્રણ પગલાંથી ત્રિલોકને માપી લેનારા વામનાવતારરૂપ. ઉત્પત્તિ, પાલન અને સંહારરૂપી ત્રણ મહાપરાક્રમવાળા.૫૬

**महर्षिः कपिलाचार्यः कृतज्ञो मेदिनीपतिः ।**
**त्रिपदस्त्रिदशाध्यक्षो महाश्रृंगः कृतांतकृत् ॥५७॥**

(૫૩૧) મહર્ષિ કપિલાચાર્ય=(વિશેષણવાળું સાંખ્ય) શાસ્ત્રના રચનાર મહર્ષિ કપિલરૂપ. (૫૩૨) કૃતજ્ઞ=સર્વ કર્મોને જાણનારા. (૫૩૩) મેદિનીપતિ=પૃથ્વીના સ્વામી. (૫૩૪) ત્રિપદ=વામન અવતારમાં ત્રણ પગલાંથી ત્રણે લોક લેનારા. (૫૩૫) ત્રિદશાધ્યક્ષ=ત્રણ ગુણોને લીધે જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ ત્રણે દશાઓના અધ્યક્ષ. બ્રહ્મા, વિષ્ણુ અને મહાદેવ એ ત્રણે દેવોના અધ્યક્ષ. (૫૩૬) મહાશૃંગ=મત્સ્યાવતારમાં શિંગડાંને નાવ બાંધી ક્રીડા કરનારા. (૫૩૭) કૃતાંતકૃત્=સર્વનો અને મૃત્યુનો પણ નાશ કરનારા એવા મહાકાળરૂપ. ૫૭

**महावराहो गोविंदः सुषेणः कनकांगदी ।**
**गुह्यो गभीरो गहनो गुप्तश्चक्रगदाधरः ॥५८॥**

(૫૩૮) મહાવરાહ=મોટા વરાહ અવતારરૂપ. (૫૩૯) ગોવિંદ=શ્રુતિથી–વેદવાણીથી–જાણવાયોગ્ય. (૫૪૦) સુષેણ=સુંદર સેનાવાળા. (૫૪૧) કનકાંગદી=સોનાના બાજુબંધવાળા. (૫૪૨) ગુહ્ય=હૃદયરૂપી ગુફામાં રહે-નારા. (૫૪૩) ગભીર=અગાધ જ્ઞાન, ઐશ્વર્ય અને બળ-વાળા. (૫૪૪) ગહન=ત્રણે અવસ્થાના તથા ભાવ અને અભાવના સાક્ષી. (૫૪૫) ગુપ્ત=મન–વાણીથી જણાય નહિ એવા. (૫૪૬) ચક્રગદાધર=સર્વની રક્ષા માટે મન-રૂપી ચક્ર અને બુદ્ધિરૂપી ગદા ધારણ કરનારા. ૫૮

**वेधाः स्वांगोऽजितः कृष्णो दृढः संकर्षणोऽच्युतः।**
**वरुणो वारुणो वृक्षः पुष्कराक्षो महामनाः॥५९॥**

(૫૪૭) વેધા=વિધાતારૂપ. બ્રહ્મારૂપ થઇને જગતને રચનારા. (૫૪૮) સ્વાંગ=પોતાની પ્રકૃતિમાંથી કાર્ય અને કારણ રચનારા. (૫૪૯) અજિત=કોઇથી નહિ જીતાયેલા. (૫૫૦) કૃષ્ણ=કૃષ્ણ દ્વૈપાયન વેદવ્યાસરૂપ. શ્યામસ્વરૂપ શ્રીકૃષ્ણરૂપ. (૫૫૧) દૃઢ=સ્વરૂપ અને સામર્થ્યાદિકમાં સદા અચળ–એકરસ રહેનારા. (૫૫૨) સંકર્ષણ=સંહાર વેળાએ પ્રાણીઓનું આકર્ષણ કરનારા. (૫૫૩) અચ્યુત=સર્વદા અવિકારી સ્વરૂપવાળા. (૫૫૪)વરુણ=વરુણદેવરૂપ. પોતાના કિરણ ટુંકાવનારા સાયંકાળના સૂર્યરૂપ. (૫૫૫) વારુણ=વરુણના પુત્ર વસિષ્ઠરૂપ અને અગસ્ત્યરૂપ. (૫૫૬) વૃક્ષ=વૃક્ષની પેઠે અચલ રહેનારા. તપેલાને શાંતિ આપનારા. થાકેલાને વિશ્રામ આપનારા. (૫૫૭) પુષ્કરાક્ષ=હૃદયકમળમાં ધ્યાન ધરવાથી પોતાના સ્વરૂપે પ્રકાશનારા. (૫૫૮) મહામના=ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલય કરનારા મહાન મનવાળા. ૫૯

**भगवान् भगहा नंदी वनमाली हलायुधः।**
**आदित्यो ज्योतिरादित्यः सहिष्णुर्गतिसत्तमः॥६०॥**

(૫૫૯) ભગવાન્=ઐશ્વર્ય, ધર્મ, યશ, શ્રી, વૈરાગ્ય અને મોક્ષ, એ છએ પ્રકારની અખૂટ સંપત્તિવાળા. ભાગ્યવાન. સર્વ પ્રાણીઓની ઉત્પત્તિ, પ્રલય, ગતિ, અગતિ, વિદ્યા અને અવિદ્યાને જાણનારા. (૫૬૦) ભગહા=સંહારવેળાએ ઐશ્વર્યાદિ સર્વ ભાગ્યનો નાશ કરનારા. (૫૬૧) નંદી=સુખરૂપ. આનંદી. સર્વ સંપત્તિરૂપ. (૫૬૨) વનમાલી=પંચતન્માત્રારૂપી વૈજયન્તી માળા પહેરનારા. (૫૬૩) હલાયુધ=બલદેવરૂપે હળને

ધારણ કરનારા. (૫૬૪) આદિત્ય=અદિતિને ઉદરે કશ્યપ મુનિના પુત્ર વામનરૂપે જન્મેલા. (૫૬૫) જ્યોતિરાદિત્ય=સૂર્યમંડળમાં જેમની જ્યોતિ પ્રકાશી રહી છે તે. જ્યોતિ અને સૂર્યરૂપે પ્રકાશી રહેલા. (૫૬૬) સહિષ્ણુ=સર્વ દ્વંદ્વોને સહન કરનારા. (૫૬૭) ગતિસત્તમ=સર્વથી ઉત્તમ ગતિવાળા. ઉત્તમ ગતિરૂપ. ઉત્તમ પુરુષોની ગતિરૂપ. ૬૦

**सुधन्वा खंडपरशुर्दारुणो द्रविणप्रदः ।**
**दिवस्पृक् सर्वदृग्व्यासो वाचस्पतिरयोनिजः ॥६१॥**

(૫૬૮) સુધન્વા=શાર્ઙ્ગ ધનુષ્ય ધારણ કરનારા. (૫૬૯) ખંડપરશુ=શત્રુઓનું ખંડન કરનારા. પરશુરામરૂપે ફરશી ધારણ કરનારા. (૫૭૦) દારુણ=પાપીઓ માટે મહાભયંકર. (૫૭૧) દ્રવિણપ્રદ=ભક્તોને વાંચ્છિત ફળ આપનારા. (૫૭૨) દિવસ્પૃક્=સ્વર્ગનો સ્પર્શ કરનારા. (૫૭૩) સર્વદૃગ્વ્યાસ=સર્વને પ્રત્યક્ષ જોનારા, સર્વ જ્ઞાનનો વિસ્તાર કરનારા અને વેદના ચાર વેદરૂપે વિભાગ કરનારા વ્યાસરૂપ. (૫૭૪) વાચસ્પતિ=વિદ્યાના પતિ. વાણીના પતિ. (૫૭૫) અયોનિજ=યોનિદ્વારા નહિ જન્મેલા બ્રહ્મારૂપ. ૬૧

**त्रिसामा सामगः साम निर्वाणं भेषजं भिषक् ।**
**संन्यासकृच्छमः शांतो निष्ठा शांतिः परायणम् ६२**

(૫૭૬) ત્રિસામા=ત્રણે વેદજાતથી અથવા ત્રણ સામગાનથી સ્તુતિ કરાતા. (૫૭૭) સામગ=સામવેદનું ગાન કરનારા. (૫૭૮) સામ=વેદોમાં સામવેદરૂપ. (૫૭૯) નિર્વાણ=દુઃખમાત્રની આત્યંતિક નિવૃત્તિવાળા. માયારહિત નિત્ય પરમાનંદરૂપ. (૫૮૦) ભેષજ=ભવરોગના ઔષધરૂપ. (૫૮૧) ભિષક્=સંસારરૂપી મહારોગ ટાળવા માટે ઉપનિષદ્ અને ગીતાદિરૂપે બ્રહ્મવિદ્યા આપનારા

મહાન વૈદ્યરૂપ. (૫૮૨) સંન્યાસકૃત્=મોક્ષપ્રાપ્તિ માટે કર્મ-સંન્યાસ અને ચોથો આશ્રમ યોજનારા. (૫૮૩) શમ=સંન્યાસીઓને મુખ્યત્વે શમનો બોધ કરનારા.* સર્વને શાંતિ આપનારા. (૫૮૪) શાંત=વિષયસુખોમાં આસક્તિરહિત. (૫૮૫) નિષ્ઠા શાંતિપરાયણ=પ્રલયવેળા એ દૃશ્યપ્રપંચને લય થવાના સ્થાનરૂપ. અવિદ્યાની આત્યંતિક નિવૃત્તિરૂપ તથા પુનરાવૃત્તિની શંકારહિત. ઉત્તમ સ્થાનરૂપ. ૬૨

**शुभांगः शांतिदः स्रष्टा कुमुदः कुवलेशयः।**
**गोहितो गोपतिर्गोप्ता वृषभाक्षो वृषप्रियः ॥६३॥**

(૫૮૬) શુભાંગ=શુભ અંગોવાળા. (૫૮૭) શાંતિદ=ભક્તજનોને શાન્તિ આપનારા. (૫૮૮) સ્રષ્ટા=સર્વ ભૂતપદાર્થના સરજનહાર. (૫૮૯) કુમુદ=પૃથ્વીમાં આનંદ આપનારા ચંદ્રરૂપ. (૫૯૦) કુવલેશય=જળમાં શેષ ઉપર શયન કરનારા. (૫૯૧) ગોહિત=ગાયોનું હિત કરનારા. પૃથ્વીનો ભાર ઉતારવા અવતરનારા. (૫૯૨) ગોપતિ=પૃથ્વીનું પાલન કરનારા સ્વામી. (૫૯૩) ગોપ્તા=માયાવડે પોતાનું વાસ્તવિક સ્વરૂપ ઢાંકનારા. જગતના રક્ષક. (૫૯૪) વૃષભાક્ષ=સર્વ કામના પૂરનારી ઉદાર દૃષ્ટિવાળા. ધર્મરૂપી પવિત્ર દૃષ્ટિવાળા. (૫૯૫) વૃષપ્રિય=ધર્મ જેમને પ્રિય છે એવા. ૬૩

**अनिवर्ती निवृत्तात्मा संक्षेप्ता क्षेमकृच्छिवः।**
**श्रीवत्सवक्षाः श्रीवासः श्रीपतिः श्रीमतांवरः ६४**

(૫૯૬) અનિવર્તી=દેવાસુર સંગ્રામવેળા પાછા નહિ

* यतिनां प्रशमो धर्मो नियमो वनवासिनाम्।
दानमेव गृहस्थानां शुश्रूषा ब्रह्मचारिणाम् ॥
અર્થાત્ સંન્યાસીઓનો મુખ્ય ધર્મ શમ છે; વાનપ્રસ્થોનો મુખ્ય ધર્મ નિયમ છે; ગૃહસ્થોનો મુખ્ય ધર્મ દાન છે અને બ્રહ્મચારીઓનો મુખ્ય ધર્મ સેવા છે.

ફરનારા. શ્રદ્ધાવાન યાચકને ખાલી હાથે પાછો નહિ વાળનારા. (૫૯૭) નિવૃત્તાત્મા=સર્વ વાસનારહિત પવિત્ર મનવાળા. (૫૯૮) સંક્ષેપ્તા=સંહારવેળાએ જગતને ટુંકાવી દેનારા—સંકેલી લેનારા. (૫૯૯) ક્ષેમકૃત્=શરણાગતનું રક્ષણ કરનારા. (૬૦૦) શિવ=કલ્યાણસ્વરૂપ. શુદ્ધભાવે સ્મરણ કરવાથી કલ્યાણ કરનારા. (૬૦૧) શ્રીવત્સવક્ષા=વક્ષસ્થળમાં શ્રીવત્સના ચિહ્નવાળા. (૬૦૨) શ્રીવાસ=લક્ષ્મીના નિવાસસ્થાન. (૬૦૩) શ્રીપતિ=લક્ષ્મીના સ્વામી. વિવિધ પ્રકારની સર્વ શકિત, સર્વ વિદ્યા અને સર્વ યોગ્યતાના સ્વામી. (૬૦૪) શ્રીમતાંવર=ત્રણે વેદરૂપ પરમશ્રેષ્ઠ લક્ષ્મીના પતિ. બ્રહ્માદિથી પણ શ્રેષ્ઠ.

**श्रीदः श्रीशः श्रीनिवासः श्रीनिधिः श्रीविभावनः**
**श्रीधरः श्रीकरः श्रेयः श्रीमाँल्लोकत्रयाश्रयः ॥६५॥**

(૬૦૫) શ્રીદ=ભકતોને વિદ્યા, શોભા, યોગ્યતા આદિ હિતકર લક્ષ્મી આપનારા. (૬૦૬) શ્રીશ=સમગ્ર વિદ્યા, શોભા, શક્તિ અને યોગ્યતા ઇત્યાદિ શુભ લક્ષ્મીના સ્વામી. (૬૦૭) શ્રીનિવાસ=બ્રહ્મવિદ્યા ઇત્યાદિ સર્વ લક્ષ્મીના નિવાસ્થાન. (૬૦૮) શ્રીનિધિ=સર્વ પ્રકારની શુભકારી લક્ષ્મીના અખૂટ ભંડારરૂપ. (૬૦૯) શ્રીવિભાવન=કર્મ પ્રમાણે સર્વને લક્ષ્મી આપનારા. (૬૧૦) શ્રીધર=અખૂટ શકિત, સૌંદર્ય આદિ દિવ્ય સંપત્તિને ધારણ કરનારા. (૬૧૧) શ્રીકર=સ્તુતિ, ધ્યાન અને સ્મરણપૂજનાદિ કરનાર ભકતોનું શ્રેય* કલ્યાણ કરનારા. જેનો હાથ લક્ષ્મીરૂપ અને કલ્યાણકારી છે એવા. (૬૧૨) શ્રેય=કલ્યાણસ્વરૂપ પરબ્રહ્મ પરમાત્મા. (૬૧૩) શ્રીમાન્=સદાય સર્વ પ્રકારની લક્ષ્મીની યોગ્યતા—

* નાશરહિત પરમ સુખને શ્રેય, કલ્યાણ અથવા મોક્ષ કહે છે; અને નાશવંત સુખ વૈભવાદિકને "પ્રેય" અથવા લૌકિક પદાર્થ—અનિત્ય પદાર્થ—કહે છે.

સંપત્તિ–વાળા. (૬૧૪) લોકત્રયાશ્રય=ત્રણ લોકના આધારભૂત–આશ્રયરૂપ. ૬૫

**स्वक्षः स्वंगः शतानंदो नंदिर्ज्योतिर्गणेश्वरः ।**
**विजितात्माऽविधेयात्मा सत्कीर्तिश्छिन्नसंशयः ॥६६**

(૬૧૫) સ્વક્ષ=સુંદર નેત્રવાળા. (૬૧૬) સ્વંગ=સુંદર અંગવાળા. (૬૧૭) શતાનંદ=પ્રકૃતિદ્વારા સેંકડોરૂપે થનારા. (૬૧૮) નંદિ=પરમાનંદસ્વરૂપ. (૬૧૯) જ્યોતિર્ગણેશ્વર=ગ્રહ–નક્ષત્રાદિ જ્યોતિર્મંડળના ઈશ્વર. (૬૨૦) વિજિતાત્મા=મનને સારી રીતે જીતનારા. (૬૨૧) અવિધેયાત્મા=વર્ણવી શકાય નહિ એવા. કશાને આધીન નહિ એવા પૂર્ણ સ્વતંત્ર. (૬૨૨) સત્કીર્તિ=ઉત્તમ કીર્તિવાળા. (૬૨૩) છિન્નસંશય=સંશયવિનાના.

**उदीर्ण सर्वतश्चक्षुरनीशः शाश्वतः स्थिरः ।**
**भूशयो भूषणो भूतिर्विशोकः शोकनाशनः ॥६७॥**

(૬૨૪) ઉદીર્ણ=સર્વ ભૂતપદાર્થોથી ઉત્તમ. (૬૨૫) સર્વતશ્ચક્ષુ=સર્વતરફ ચક્ષુવાળા. સર્વને સર્વ પ્રકારે સર્વતરફથી સર્વદા જોનારા. (૬૨૬) અનીશ=જેનો કોઈ સ્વામી નથી એવા. (૬૨૭) શાશ્વતઃસ્થિર=સદાકાળ સ્થિર રહેનારા. કદી વિકાર નહિ પામનારા. (૬૨૮) ભૂશય=રામાવતારમાં લંકા શોધવા જતાં પૃથ્વીપર શયન કરનારા. (૬૨૯) ભૂષણ=અનેક અવતારોથી પૃથ્વીને શોભાવનારા. (૬૩૦) ભૂતિ=સર્વ સત્તા, સ્ફૂર્તિ, ઐશ્વર્ય અને વિભૂતિના કારણરૂપ. (૬૩૧) વિશોક=સર્વદા શોકરહિત. (૬૩૨) શોકનાશન્=સ્મરણપ્રાર્થનાદિથી શોકનો નાશ કરનારા. ૬૭

**अर्चिष्मानर्चितः कुंभो विशुद्धात्मा विशोधनः ।**
**अनिरुद्धोऽप्रतिरथः प्रद्युम्नोऽमितविक्रमः ॥६८॥**

(૬૩૩) અર્ચિષ્માન્=જેનો પ્રકાશ પામીને સૂર્યચંદ્ર-માદિક પ્રકાશે છે તે. કિરણોવાળા સૂર્યચંદ્રરૂપ. (૬૩૪) અર્ચિત=બ્રહ્માદિ પૂજ્ય દેવોથી પૂજાયેલા. (૬૩૫) કુંભ=ઘડાની પેઠે જેમાં સર્વ જગત રહેલું છે એવા. (૬૩૬) વિશુદ્ધાત્મા=ત્રણે ગુણોથી રહિત વિશુદ્ધ આત્મા-રૂપ. (૬૩૭) વિશોધન=સ્મરણમાત્રથી પાપનો નાશ કર-નારા. (૬૩૮) અનિરુદ્ધ=વિષ્ણુના ચાર વ્યૂહમાં અનિ-રુદ્ધમૂર્તિ. કોઇથી રોકી શકાય નહિ એવા. (૬૩૯) અ-પ્રતિરથ=વિરોધીરહિત. (૬૪૦) પ્રદ્યુમ્ન=વિષ્ણુના ચાર વ્યૂહમાં પ્રદ્યુમ્નરૂપ. (૬૪૧) અમિતવિક્રમ=અપાર પરાક્રમવાળા. ૬૮

**कालनेमिनिहा वीरः शौरिः शूरजनेश्वरः ।**
**त्रिलोकात्मा त्रिलोकेशः केशवः केशिहा हरिः॥**

(૬૪૨) કાલનેમિનિહા=કાલનેમિ અસુરનો નાશ કરનારા. (૬૪૩) વીર=શૂરવીર. (૬૪૪) શૌરિ=શૂરકુ-ળમાં જન્મેલા. (૬૪૫) શૂરજનેશ્વર=ઇંદ્રાદિ શૂરવીરોના ઈશ્વર. (૬૪૬) ત્રિલોકાત્મા=ત્રણે લોકના આત્મારૂપ. (૬૪૭) ત્રિલોકેશ=ત્રણે લોકના ઈશ્વર. (૬૪૮) કેશવ= સૂર્યચંદ્રાદ તેજસ્વી પદાર્થો જેના કેશરૂપ છે એવા. સૂર્યચંદ્રાદિકનાં કિરણો જેના કેશરૂપ છે એવા. બ્રહ્મા, વિષ્ણુ, સૂર્ય, ગણેશ, શક્તિ આદિ જેના કેશરૂપ છે એવા. (૬૪૯) કેશિહા=કેશિદૈત્યને મારનારા. (૬૫૦) હરિ=અવિદ્યાસહિત સમગ્ર સંસારનો નાશ કરનારા. ભક્તોનાં દુઃખ હરનારા. ૬૯

**कामदेवः कामपालः कामी कांतः कृतागमः ।**
**अनिर्देश्यवपुर्विष्णुर्वीरोऽनंतो धनंजयः ॥७०॥**

(૬૫૧) કામદેવ=દેવો, સાધકો અને સિદ્ધો જેની કૃપાની કામના કરે છે તે દેવ. (૬૫૨) કામપાલ=ઉપાસ-

કોની કામના પૂરનારા. (૬૫૩) કામી=સર્વના હિતની કામનાવાળા. (૬૫૪) કાન્ત=બ્રહ્માનાં ૧૦૦ વર્ષ–એટલે કે મનુષ્યોનાં બે પરાર્ધ વર્ષ–વીત્યા પછી તેમનો પણ નાશ કરનારા. ઉત્તમ દેહવાળા. (૬૫૫) કૃતાગમ=શ્રુતિ અને સ્મૃતિ આદિ રચનારા. (૬૫૬) અનિર્દેશ્યવપુ=ત્રિગુણાતીત હોવાથી જેનું સ્વરૂપ યથાવત્ વર્ણવી શકાય નહિ એવા. અનંત બ્રહ્માંડરૂપી જેના વિરાટ શરીરને યથાવત્ વર્ણવી શકાય નહિ એવા. (૬૫૭) વિષ્ણુ=સર્વવ્યાપક. જેની કાન્તિ સર્વત્ર વ્યાપક છે એવા. (૬૫૮) વીર=પરાક્રમી. (૬૫૯) અનંત=અંતરહિત. અપાર ગુણઐશ્વર્યવાળા. જેનું સ્વરૂપ દેશ કાલ વસ્તુના વિભાગથી તથા નિયમથી રહિત અને એક અખંડ તથા અનંત છે એવા. (૬૬૦) ધનંજય=અર્જુનરૂપે દિગ્વિજય કરીને ઘણું ધન જીતનારા. ૭૦

**ब्रह्मण्यो ब्रह्मकृद् ब्रह्मा ब्रह्म ब्रह्मविवर्धनः ।**

**ब्रह्मविद् ब्राह्मणो ब्रह्मी ब्रह्मज्ञो ब्राह्मणप्रियः ॥७१॥**

(૬૬૧) બ્રહ્મણ્ય=બ્રહ્મવેત્તાની રક્ષા કરનારા. તપ અને વેદવડે બ્રહ્મજ્ઞાનરૂપે જાણવા યોગ્ય. (૬૬૨) બ્રહ્મકૃત્=પરબ્રહ્મપ્રાપ્તિ અર્થે કર્માદિ યોગમાર્ગ રચનારા. (૬૬૩) બ્રહ્મા=સૃષ્ટિકર્તા. (૬૬૪) બ્રહ્મ=સત્રૂપ, ચેતનરૂપ અને આનંદઘનરૂપ. (૬૬૫) બ્રહ્મવિવર્ધન=તપ આદિ દૈવી સંપત્તિની અને કર્માદિક સાધનાની વૃદ્ધિ કરનારા. (૬૬૬) બ્રહ્મવિત્=વેદ અને તેના રહસ્યને યથાવત્ જાણનારા. બ્રહ્મને જાણનારા. (૬૬૭) બ્રાહ્મણ=સર્વ વસ્તુઓને પરબ્રહ્મ પરમાત્મારૂપ જાણનારા. પરબ્રહ્મ પરમાત્માનો સાક્ષાત્કાર પામનારા. બ્રહ્મારૂપે વેદો આપનારા. (૬૬૮) બ્રહ્મી='બ્રહ્મ' એવા નામવાળા. (૬૬૯) બ્રહ્મજ્ઞ=બ્રહ્મને જાણનારા. (૬૭૦) બ્રાહ્મણપ્રિય=બ્રાહ્મણને–બ્રહ્મવેત્તાને–અત્યંત પ્રિય. બ્રહ્મવેત્તા ઉપર પ્રીતિ રાખનારા. ૭૧

**महाक्रमो महाकर्मा महातेजा महोरगः।**
**महाक्रतुर्महायज्वा महायज्ञो महाहविः॥७२॥**

(૬૭૧) મહાક્રમ=મહાન ક્રમવાળા. ધરતીરૂપ મહાન ચરણવાળા. (૬૭૨) મહાકર્મા=જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને નાશરૂપ મહાન કર્મ કરનારા. (૬૭૩) મહાતેજા=સૂર્યાદિને પ્રકાશ આપનાર મહાન તેજવાળા. (૬૭૪) મહોરગ=વાસુકિરૂપી મોટા સર્પરૂપ. (૬૭૫) મહાક્રતુ=જપરૂપી મહાન યજ્ઞરૂપ (यज्ञानां जपयज्ञोऽस्मि). (૬૭૬) મહાયજ્વા=લોકસંગ્રહને માટે મહાન યજ્ઞો કરનારા. (૬૭૭) મહાયજ્ઞ=મોટા યજ્ઞરૂપ. (૬૭૮)મહાહવિ=બ્રહ્માત્મામાં હોમવાના જગતરૂપી મહાન્ બલિદાનરૂપ.

**स्तव्यः स्तवप्रियः स्तोत्रं स्तुतिः स्तोता रणप्रियः।**
**पूर्णः पूरयिता पुण्यः पुण्यकीर्तिरनामयः॥७३॥**

(૬૭૯) સ્તવ્ય=સૌ કોઇએ સ્તુતિ કરવા યોગ્ય. સ્તુતિસ્વરૂપ.(૬૮૦) સ્તવપ્રિય=સ્તુતિ જેમને પ્રિય છે એવા. (૬૮૧) સ્તોત્ર=સ્તોત્રરૂપ. ગુણોના કીર્તનરૂપ. (૬૮૨) સ્તુતિ=સ્તુતિરૂપ. (૬૮૩) સ્તોતા=સ્તુતિ કરનારા ભક્તરૂપ. (૬૮૪) રણપ્રિય=ભક્તજનો માટે યુદ્ધમાં પ્રીતિ રાખનારા. (૬૮૫) પૂર્ણ=સર્વ પ્રકારે સંપૂર્ણ. (૬૮૬) પૂરયિતા=ભક્તોના મનોરથ પૂરનારા. (૬૮૭) પુણ્ય=સ્મરણ કરવાથી પાપનો નાશ કરનારા એવા પુણ્યની સાક્ષાત્ મૂર્તિરૂપ. (૬૮૮) પુણ્યકીર્તિ=પવિત્ર કીર્તિવાળા. જેની કીર્તિ ગાવા–સાંભળવાથી પવિત્ર થવાય છે એવા. (૬૮૯) અનામય=વિકારરહિત. ત્રિગુણાતીત.

**मनोजवस्तीर्थकरो वसुरेता वसुप्रदः।**
**वसुप्रदो वासुदेवो वसुर्वसुमना हविः॥७४॥**

(૬૯૦) મનોજવ=મનના જેવા શીઘ્ર વેગવાળા. (૬૯૧) તીર્થકર=તીર્થોને રચનારા. ચૌદ વિદ્યા અને

વેદોનો ઉપદેશ કરનારા. (૬૯૨) વસુરેતા=સુવર્ણરૂપી વીર્યવાળા. (૬૯૩) વસુપ્રદ=ભકતોને ધન દેનારા. (૬૯૪) વસુપ્રદ=ભકતોને મોક્ષરૂપી મહાધન આપનારા. (૬૯૫) વાસુદેવ=વસુદેવના પુત્ર. (૬૯૬) વસુ=માયાવડે પોતાના સ્વરૂપને ઢાંકી રાખનારા. સર્વ ભૂતો જેનામાં વસે છે તે. સર્વ ભૂતોમાં અને દેશકાળમાં વસનારા. (૬૯૭) વસુમના=સર્વ વસ્તુઓ પ્રત્યે ઉદાર મનવાળા. (૬૯૮) હવિ=બલિદાનરૂપ. ૭૪

**सद्गतिः सत्कृतिः सत्ता सद्भूतिः सत्परायणः ।**

**शूरसेनो यदुश्रेष्ठः सन्निवासः सुयामुनः ॥७५॥**

(૬૯૯) સદ્દગતિ=સત્પુરુષોની ગતિરૂપ. (૭૦૦) સત્કૃતિ=જીવોનાં કર્માનુસાર ફળ આપવારૂપ શુભ કાર્ય કરનારા. (૭૦૧) સત્તા=સજાતીય, વિજાતીય અને સ્વગતભેદથી રહિત. અનુભવરૂપ. સર્વત્ર વિદ્યમાનપણાથી સત્તારૂપ–હોવારૂપ–અસ્તિત્વરૂપ. (૭૦૨) સદ્દભૂતિ=ઉત્તમ વિભૂતિરૂપ. સર્વના આત્મારૂપ. ચિદાત્મારૂપ પરમાત્મા. (૭૦૩) સત્પરાયણ=સત્પુરુષોના પરમશ્રેષ્ઠ સ્થાનરૂપ. (૭૦૪) શૂરસેન=શૂર પુરુષોની સેનાવાળા. (૭૦૫) યદુશ્રેષ્ઠ=યાદવવંશમાં શ્રેષ્ઠ. (૭૦૬) સન્નિવાસ=સત્પુરુષોના આશ્રયસ્થાનરૂપ. (૭૦૭) સુયામુન=યમુનાને કિનારે આનંદથી ખેલનારા. ૭૫

**भूतावासो वासुदेवः सर्वासुनिलयोऽनलः ।**

**दर्पहा दर्पदो दृप्तो दुर्धरोऽथापराजितः ॥७६॥**

(૭૦૮) ભૂતાવાસ=પ્રાણીઓના નિવાસસ્થાનરૂપ. (૭૦૯) વાસુદેવ=ગુપ્તરૂપે જગતને પ્રકાશનારા. માયાવડે જગતને ઢાંકનારા. (૭૧૦) સર્વાસુનિલય=સર્વના પ્રાણોના નિવાસસ્થાનરૂપ. (૭૧૧) અનલ=અપાર બળ અને સંપત્તિવાળા. (૭૧૨) દર્પહા=અધર્મીઓના ગર્વનો

નાશ કરનારા. (૭૧૩) દર્પદ=અધર્મીઓનો ગર્વ દૂર કરનારા. ધર્મપરાયણ રહેનારાઓને શુદ્ધ ગર્વ દેનારા. (૭૧૪) દૃપ્ત=સ્વરૂપસુખમાં સદાય મગ્ન.(૭૧૫)દુર્ધર= નિર્ગુણ બ્રહ્મરૂપે મહાકષ્ટે હૃદયમાં ધારણ કરી શકાય એવા. (૭૧૬) અપરાજિત=કોઇ પણ સ્થળે નિર્બળતાથી હારેલા નહિ એવા. ૭૬

**विश्वमूर्तिर्महामूर्तिर्दीप्तमूर्तिरमूर्तिमान् ।**
**अनेकमूर्तिरव्यक्तः शतमूर्तिः शताननः ॥७७॥**

(૭૧૭) વિશ્વમૂર્તિ=વિરાટસ્વરૂપ. (૭૧૮) મહામૂર્તિ= મહાન સ્વરૂપવાળા. (૭૧૯) દીપ્તમૂર્તિ=જ્ઞાનસ્વરૂપ. પ્રકાશસ્વરૂપ. (૭૨૦) અમૂર્તિમાન્=વાસ્તવ સ્વરૂપે નિરાકાર. (૭૨૧) અનેકમૂર્તિ=અનેક અવતારોરૂપે અનેક મૂર્તિવાળા. (૭૨૨) અવ્યક્ત=નામ અને રૂપથી આવાજ છે એમ સ્પષ્ટ ન જણાનારા નિરાકાર બ્રહ્મરૂપ. (૭૨૩)શતમૂર્તિ=સેંકડો સ્વરૂપવાળા.(૭૨૪)શતાનન= સેંકડો મુખવાળા. ૭૭

**एकोनैकः सवः कः किं यत्तत्पदमनुत्तमम् ।**
**लोकबन्धुर्लोकनाथो माधवो भक्तवत्सलः ॥७८॥**

(૭૨૫) એક=અનેકરૂપે દેખાવા છતાં જે પરમાર્થ-દૃષ્ટિએ સજાતીય અને વિજાતીય ભેદથી રહિત હોવાથી એક-અદ્વિતીય અખંડરૂપ છે તે. (૭૨૬) નૈક=જે વા-સ્તવમાં એક-અખંડ અને અદ્વિતીય હોવા છતાં અવિ-દ્યારૂપિણી માયાને લીધે અનેક સ્વરૂપે દેખાય છે એવા. (૭૨૭) સવ=જેમાં સોમરસનું પાન થાય છે તે યજ્ઞરૂપ. (૭૨૮) કઃ=સુખરૂપ. બ્રહ્મરૂપ. (૭૨૯) કિં=સર્વ પુરુષાર્થ-રૂપ હોવાથી અત્યંત વિચારવા યોગ્ય બ્રહ્મરૂપ. (૭૩૦) યત્=જેમાંથી આ સર્વ ભૂતો ઉપજે છે તે બ્રહ્મસ્વરૂપ. (૭૩૧) તત્=જગતનો વિસ્તાર કરનારા બ્રહ્મરૂપ. (૭૩૨)

અનુત્તમ પદ=મુમુક્ષુઓ જેને પામે છે અને જેનાથી ઉત્તમ કશું નથી તે પરમ પદરૂપ. (૭૩૩) લોકબંધુ=લોકોના બંધુરૂપ. સર્વનું હિત કરનારા. (૭૩૪) લોકનાથ=સર્વ લોકોના પતિ. (૭૩૫) માધવ=મધુકુળમાં જન્મેલા.(૭૩૬) ભક્તવત્સલ=ભક્તો ઉપર કૃપાવાળા.૭૮

**सुवर्णवर्णो हेमांगो वरांगश्चंदनांगदी ।**
**वीरहा विषमः शून्यो घृताशीरचलश्चलः ॥७९॥**

(૭૩૭) સુવર્ણવર્ણ=સોના જેવા તેજસ્વી વર્ણવાળા. (૭૩૮) હેમાંગ=સોના જેવાં મનોહર અંગવાળા. (૭૩૯) વરાંગ=શ્રેષ્ઠ અંગવાળા. (૭૪૦) ચંદનાંગદી=ચંદનથી અર્ચેલાં અને બાજુબંધથી શોભતાં અંગવાળા. (૭૪૧) વીરહા=ધર્મરક્ષા માટે વીર અસુરોનો નાશ કરનારા. (૭૪૨) વિષમ=સર્વથી વિલક્ષણ સ્વરૂપવાળા. જેના સમાન કાંઇ નથી એવા. (૭૪૩) શૂન્ય=સર્વ ગુણોથી અને ભેદોથી રહિત હોવાથી શૂન્યરૂપ. (૭૪૪) ઘૃતાશી=ભક્તોની પ્રાર્થના સ્વીકારનારા. (૭૪૫) અચલ=સ્વરૂપથી સદાય અચળ સ્થિર.(૭૪૬) ચલ=વાયુરૂપે સર્વત્ર ગતિ કરનારા. ભક્તોના હિત માટે સર્વત્ર ગમન કરનારા.

**अमानी मानदो मान्यो लोकस्वामी त्रिलोकधृक् ।**
**सुमेधा मेधजो धन्यः सत्यमेधा धराधर ॥८०॥**

(૭૪૭) અમાની=અભિમાનરહિત. (૭૪૮) માનદ=અભિમાનીઓનું માન તોડનારા. ભક્તોને માન આપનારા. (૭૪૯) માન્ય=સર્વને માનવા યોગ્ય. (૭૫૦) લોકસ્વામી=સર્વ લોકોના સ્વામી. (૭૫૧) ત્રિલોકધૃક્=ત્રણે લોકને ધારણ કરનારા. (૭૫૨) સુમેધા=સારી બુદ્ધિવાળા. (૭૫૩) મેધજ=મેધ-અધ્વર-નામે યજ્ઞમાં પ્રકટ થનારા. (૭૫૪) ધન્ય=ભાગ્યશાળી. કૃતાર્થ. (૭૫૫) સત્યમેધા=સત્ય બુદ્ધિવાળા. જેનાં સ્મૃતિ અને

જ્ઞાન અસત્ય નથી એવા. (૭૫૬) ધરાધર=શેષાદિરૂપે પૃથ્વીને ધારણ કરનારા. ૮૦

**तेजोवृषो द्युतिधरः सर्वशस्त्रभृतांवरः ।**
**प्रग्रहो निग्रहो व्यग्रो नैकशृंगो गदाग्रजः ॥८१॥**

(૭૫૭) તેજોવૃષ=સૂર્યરૂપે નિરંતર તેજને વર્ષાવનારા. (૭૫૮) દ્યુતિધર=કાંતિવાળા. (૭૫૯) સર્વશસ્ત્રભૃતાંવર=સર્વ શસ્ત્રધારીઓમાં શ્રેષ્ઠ. (૭૬૦) પ્રગ્રહ=ભક્તોએ અર્પેલાં પત્રપુષ્પાદિ પ્રીતિથી ગ્રહણ કરનારા. વિષયરૂપ જંગલમાં દોડી રહેલા ઇંદ્રિયોરૂપી જોરાવર ઘોડા જેની કૃપાથી વશમાં આવી શકે છે એવા. (૭૬૧) નિગ્રહ=સર્વ દુષ્ટોનો અને કામનાઓનો નિગ્રહ કરનારા. (૭૬૨) વ્યગ્ર=અવિનાશી. ભક્તોપર અનુગ્રહ કરવામાં વ્યગ્ર થનારા. (૭૬૩) નૈકશૃંગ=નામ, આખ્યાત (ક્રિયાપદ), ઉપસર્ગ અને નિપાત (અવ્યય), એવાં ચાર શીંગડાંવાળા. (૭૬૪) ગદાગ્રજ=ગદના મોટા ભાઇ વાસુદેવ. ૮૧

**चतुर्मूर्तिश्चतुर्बाहुश्चतुर्व्यूहश्चतुर्गतिः ।**
**चतुरात्मा चतुर्भावश्चतुर्वेदविदेकपात् ॥ ८२ ॥**

(૭૬૫) ચતુર્મૂર્તિ=વિરાટ, સૂત્રાત્મા, અવ્યાકૃત અને તુરીય એવી ચાર મૂર્તિ ધારણ કરનારા. (૭૬૬) ચતુર્બાહુ=ચાર હાથવાળા. (૭૬૭) ચતુર્વ્યૂહ=વાસુદેવાદિ ચાર વ્યૂહવાળા. છંદપુરુષ, શરીરપુરુષ, વેદપુરુષ અને મહાપુરુષ, એવા ઉપનિષદમાં કહેલા ચાર વ્યૂહવાળા. (૭૬૮) ચતુર્ગતિ=ચારે વર્ણ અને ચારે આશ્રમની ગતિરૂપ–આશ્રયરૂપ. (૭૬૯) ચતુરાત્મા=મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર, એવી અંતઃકરણની ચાર વૃત્તિરૂપ. રાગદ્વેષાદિથી રહિત ચતુર હૃદયવાળા. (૭૭૦) ચતુર્ભાવ=ધર્મ, અર્થ, કામ અને મોક્ષરૂપી ચાર ભાવવાળા. (૭૭૧) ચતુર્વેદવિદ=ચાર વેદોના સંપૂર્ણ અર્થ

જાણનારા. (૭૭૨) એકપાત્=સર્વ ભૂતોને એકજ અંશથી અથવા એકજ ચરણરૂપે ધારણ કરી રહેલા.૮૨

**समावर्तोऽनिवृत्तात्मा दुर्जयो दुरतिक्रमः।**
**दुर्लभो दुर्गमो दुर्गो दुरावासो दुरारिहा ॥८३॥**

(૭૭૩) સમાવર્ત=જીવોનાં કર્માનુસાર સંસારચક્ર ચલાવનારા. (૭૭૪) અનિવૃત્તાત્મા=સર્વત્ર રહેલા હોવાથી જેનો આત્મા નિવૃત્ત નથી એવા. (૭૭૫) દુર્જય=કોઇથી જીતી શકાય નહિ એવા. (૭૭૬) દુરતિક્રમ=ઉલ્લંઘન ન કરી શકાય એવી આજ્ઞાવાળા. (૭૭૭) દુર્લભ=અનન્ય ભક્તિવડે મળી શકે એવા દુર્લભ. (૭૭૮) દુર્ગમ=જેને દુઃખથી જાણી શકાય–પામી શકાય એવા. (૭૭૯) દુર્ગ=દુઃખથી મળી શકે એવા. (૭૮૦) દુરાવાસ=યોગીઓ પણ જેને અંતરમાં દુઃખથી સમાધિદ્વારા જાણી શકે એવા. (૭૮૧) દુરારિહા=દુષ્ટોને હણનારા. ૮૩

**शुभांगो लोकसारंगः सुतंतुस्तंतुवर्धनः ।**
**इंद्रकर्मा महाकर्मा कृतकर्मा कृतागमः ॥८४॥**

(૭૮૨) શુભાંગ=સુંદર અંગવાળા. (૭૮૩) લોકસારંગ=લોકનો સાર ગ્રહણ કરનારા. (૭૮૪) સુતંતુ=સંસારરૂપી સુંદર તંતુનો વિસ્તાર કરનારા. (૭૮૫) તંતુવર્ધન=સંસારરૂપી તંતુને વધારનારા અથવા છેદન કરનારા. (૭૮૬)ઇંદ્રકર્મા=ઇંદ્રના જેવાં કર્મ કરનારા. (૭૮૭) મહાકર્મા=પંચમહાભૂતાદિ મહાન્ કર્મ કરનારા. (૭૮૮) કૃતકર્મા=જેને કંઇપણ કર્તવ્ય બાકી નથી એવા. (૭૮૯) કૃતાગમ=આગમ–એટલે વેદો–ના કર્તા. ૮૪

**उद्भवः सुंदरः सुंदोः रत्ननाभः सुलोचनः ।**
**अर्को वाजसनः शृंगीः जयंतः सर्वविज्जयी ॥८५॥**

(૭૯૦) ઉદ્ભવ=વ્યવહારપક્ષે ઉત્કૃષ્ટ જન્મ ધારણ કરનારા. (૭૯૧) સુંદર=વિશ્વથી વધુ શોભાયમાન. (૭૯૨) સુન્દ=દયાના સમુદ્ર. કોમળ સ્વભાવવાળા. (૭૯૩) રત્નનાભ=રત્ન જેવી સુંદર નાભિવાળા. (૭૯૪) સુલોચન=સુંદર નેત્રોવાળા. સુંદર જ્ઞાનચક્ષુવાળા. (૭૯૫) અર્ક=બ્રહ્માદિક પૂજ્ય દેવોના પણ પૂજ્ય એવા મહાન સૂર્યરૂપ. (૭૯૬) વાજસન=યોગ્ય યાચકોને અન્નાદિક યથેચ્છ પદાર્થ આપનાર. (૭૯૭) શૃંગી=મત્સ્યાવતારમાં શિંગડાંવાળા. (૭૯૮) જયંત=શત્રુઓ-ને સહેજે જીતનારા. (૭૯૯) સર્વવિજ્જયી=સર્વત્ર વિજય પામનારા. ૮૫

सुवर्णबिंदुरक्षोभ्यः सर्ववागीश्वरेश्वरः ।
महाहृदो महागर्तो महाभूतो महानिधिः ॥८६॥

(૮૦૦) સુવર્ણબિંદુ=સુંદર વર્ણ અને સુંદર બિંદુ-(અનુસ્વાર)વાળા એકાક્ષર મંત્રરૂપ. (૮૦૧) અક્ષોભ્ય=રાગદ્વેષથી, લૌકિક વિષયોથી અને દુષ્ટોથી ક્ષોભ નહિ પામનારા. (૮૦૨) સર્વવાગીશ્વરેશ્વર=બ્રહ્મા અને બૃહ-સ્પતિ આદિ સર્વ વાણીના ઈશ્વરોના ઈશ્વર. (૮૦૩) મહાહ્રદ=જે આનંદરૂપી મહાન સરોવરમાં સ્નાન કરીને યોગીજનો સુખથી રહે છે તે. (૮૦૪) મહાગર્ત=મોટા ખાડા જેવી દુસ્તર માયાવાળા. (૮૦૫) મહાભૂત=કોઈ કાળે જેનું સ્વરૂપ બાધ નથી પામતું એવા મહાન પદાર્થરૂપ. (૮૦૬) મહાનિધિ=સર્વ પદાર્થોની ઉત્પત્તિ, સ્થિતિ અને લયના મહાન સ્થાનરૂપ. ૮૬

कुमुदः कुंदरः कुंदः पर्जन्यः पावनोऽनिलः ।
अमृतांशोऽमृतवपुः सर्वज्ञः सर्वतोमुखः ॥८७॥

(૮૦૭) કુમુદ=પૃથ્વીનો ભાર ઉતારીને તેને આનંદ આપનારા. (૮૦૮) કુંદર=મોગરાનાં ફૂલ જેવાં ઉત્તમ

ફળ આપનારા. (૮૦૯) કુંદ=સ્ફટિકમણિ જેવા નિર્મળ. પરશુરામરૂપે કશ્યપને પૃથ્વી દેનારા. (૮૧૦) પર્જન્ય=મેઘની પેઠે ત્રિવિધ તાપ ટાળનારા. (૮૧૧) પાવન=સ્મરણ કરવાથી પવિત્ર કરનારા. (૮૧૨) અનિલ=સદા જાગ્રત રહેનારા. (૮૧૩) અમૃતાંશ=જ્ઞાનરૂપી અમૃતનું ભોજન કરનારા. (૮૧૪) અમૃતવપુ=અવિનાશી શરીરવાળા. (૮૧૫) સર્વજ્ઞ=સર્વને યથાવત્ જાણનારા. (૮૧૬) સર્વતોમુખ=સર્વત્ર મુખવાળા. ૮૭

**सुलभः सुव्रतः सिद्धः शत्रुजिच्छत्रुतापनः ।**
**न्यग्रोधोदुंबरोऽश्वत्थश्चाणूरांध्रनिषूदनः ॥८८॥**

(૮૧૭) સુલભ=અનન્ય ભક્તિવડે સુખથી મળે તેવા. (૮૧૮) સુવ્રત=સારા વ્રતવાળા. (૮૧૯) સિદ્ધ=બધી સિદ્ધિઓવાળા. (૮૨૦) શત્રુજિત્=દેવો અને ભક્તોના શત્રુઓને જીતનારા. (૮૨૧) શત્રુતાપન=આંતર્બાહ્ય શત્રુઓને તપાવનારા. (૮૨૨) ન્યગ્રોધ=વડરૂપ. વડની પેઠે માયાના વિસ્તારવાળા. (૮૨૩) ઉદુમ્બર=ઉંબરાના વૃક્ષરૂપ. (૮૨૪) અશ્વત્થ=પીંપળારૂપ. (૮૨૫) ચાણૂરાંધ્રનિષૂદન=ચાણૂર નામના આંધ્ર દેશના દૈત્યનો નાશ કરનારા. ૮૮

**सहस्रार्चिः सप्तजिह्वः सप्तैधाः सप्तवाहनः ।**
**अमूर्तिरनघोऽचिंत्यो भयकृद्भयनाशनः ॥८९॥**

(૮૨૬) સહસ્રાર્ચિ=હજારો સૂર્ય જેટલા તેજવાળા. (૮૨૭) સપ્તજિહ્વ=કાલી, કરાલી, મનોજવા, સુલોહિતા, સુધૂમ્રવર્ણા, સ્ફુલિંગિની અને વિશ્વરુચિ નામની સાત પ્રકાશમાન જીભવાળા. (૮૨૮) સપ્તૈધા=સાત પ્રકાશિત જીભોવડે સર્વનું ભક્ષણ કરનારા. (૮૨૯) સપ્તવાહન=સાત ઘોડાઓરૂપી વાહનવાળા. (૮૩૦) અમૂર્તિ=આકારવિનાના. (૮૩૧) અનઘ=પાપ તથા દુઃખવિનાના.

(૮૩૨) અચિંત્ય=એકસાથે સર્વ પ્રકારે ચિંતવી શકાય નહિ એવા.(૮૩૩)ભયકૃત્=દુષ્ટોને ભય કરનારા.(૮૩૪) ભયનાશનઃ=ભક્તોના ભયનો નાશ કરનારા.૮૯

**अणुर्बृहत्कृशः स्थूलो गुणभृन्निर्गुणो महान् ।**
**अधृतः स्वधृतः स्वास्यः प्राग्वंशो वंशवर्धनः॥९०॥**

(૮૩૫)અણુ=સૂક્ષ્મથી પણ અતિસૂક્ષ્મ.(૮૩૬) બૃહત્= ઘણા વિશાળ સ્વરૂપવાળા.(૮૩૭) કૃશ=પાતળા. (૮૩૮) સ્થૂળ=બ્રહ્માંડરૂપી સ્થૂળ શરીરવાળા. (૮૩૯) ગુણ-ભૃત્=જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લયને માટે સત્ત્વ, રજ અને તમોગુણને ધારણ કરનારા. (૮૪૦) નિર્ગુણ= વાસ્તવિક રીતે ત્રણે ગુણરહિત. (૮૪૧) મહાન્=અત્યંત મહત્તાવાળા. સર્વવ્યાપક. (૮૪૨) અધૃત=આધાર-રહિત રહેલા. (૮૪૩) સ્વધૃત=પોતાવડે પોતાને ધારણ કરનારા. (૮૪૪) સ્વાસ્ય=વેદાદિવડે પુરુષાર્થનો ઉપદેશ આપનારા. સુંદર મુખવાળા. (૮૪૫) પ્રાગ્વંશ=સર્વના પ્રથમ વંશરૂપ. (૮૪૬) વંશવર્ધન=વંશને વધારનારા.

**भारभृत् कथितो योगी योगीशः सर्वकामदः ।**
**आश्रमः श्रमणः क्षामः सुपर्णो वायुवाहनः॥९१॥**

(૮૪૭) ભારભૃત્=અનંત બ્રહ્માંડોનો ભાર ધારણ કરનારા. (૮૪૮) કથિત=વેદાદિકમાં ગવાયેલા. (૮૪૯) યોગી=સદાય યોગ (સમાધિ) વાળા. (૮૫૦) યોગીશ= સર્વ યોગીઓના સ્વામી. (૮૫૧) સર્વકામદ=ભક્તોની સર્વ કામનાઓ પૂરનારા. (૮૫૨) આશ્રમ=સંસારરૂપ અરણ્યમાં ભટકતા સર્વ આશ્રમીઓના આશ્રયરૂપ. (૮૫૩) શ્રમણ=અવિવેકીઓને સંતાપનારા. (૮૫૪) ક્ષામ=સર્વ કાળને ક્ષીણ કરનારા. સર્વ પાપીઓનો ક્ષય કરનારા. (૮૫૫) સુપર્ણ=વેદરૂપ સુંદર પાંખોવાળા. વેદરૂપી સુંદર પાનવાળા. (૮૫૬) વાયુવાહન=વાયુને

વહેવરાવનારા—ગતિ આપનારા. ૯૧

**धनुर्धरो धनुर्वेदो दंडो दमयिता दमः ।**
**अपराजितः सर्वसहो नियंता नियमो यमः ॥९२॥**

(૮૫૭) ધનુર્ધર=ધનુર્ધારી રામ. (૮૫૮) ધનુર્વેદ=ધનુર્વિદ્યા જાણનારા. (૮૫૯) દંડ=શિક્ષારૂપ. (૮૬૦) દમયિતા=યમ તથા રાજારૂપે શિક્ષા કરનારા. (૮૬૧) દમઃ=શિક્ષા કરવા યોગ્યને શિક્ષા કરનારા. (૮૬૨) અપરાજિત=શત્રુઓથી જીતાય નહિ એવા. (૮૬૩) સર્વસહ=સર્વને સહન કરનારા. સર્વ કાર્યોમાં સમર્થ. પૃથ્વીરૂપે સર્વનો ભાર સહેનારા. (૮૬૪) નિયંતાઃ=સર્વને નિયમમાં રાખનારા—સ્વધર્મમાં પ્રેરનારા. (૮૬૫) નિયમ=યોગના નિયમ નામના અંગરૂપ (અનિયમ પાઠ સ્વીકારીએ તો સર્વ તંત્રમાં સ્વતંત્ર—કોઇ પણ નિયમની જેના ઉપર સત્તા નથી એવા.) (૮૬૬) યમ=યોગના યમ નામના અંગરૂપ. ૯૨

**सत्त्ववान् सात्त्विकः सत्यः सत्यधर्मपरायणः ।**
**अभिप्रायः प्रियार्होऽर्हः प्रियकृत् प्रीतिवर्धनः ॥९३॥**

(૮૬૭) સત્ત્વવાન્=શૂરતા, વીરતા ઇત્યાદિ સત્ત્વવાળા. (૮૬૮) સાત્ત્વિક=સત્ત્વગુણવાળા. (૮૬૯) સત્ય=સત્પુરુષોમાં વસનારા સત્યસ્વરૂપ. (૮૭૦) સત્યધર્મપરાયણ=સત્ય અને ધર્મને અનુસરનારા. (૮૭૧) અભિપ્રાયઃ=મુમુક્ષુઓ જેને પામે છે તે. (૮૭૨) પ્રિયાર્હ=પ્રિય થવાને યોગ્ય. પ્રિય વસ્તુઓ અર્પવાયોગ્ય. (૮૭૩) અર્હ=પૂજા, પ્રશંસા, ધ્યાન, સ્તુતિ અને નમસ્કારાદિ કરવાયોગ્ય. (૮૭૪) પ્રિયકૃત્=ભક્તોનું પ્રિય કરનારા. (૮૭૫) પ્રીતિવર્ધન=ભક્તોની પ્રીતિ વધારનારા. ૯૩

**विहायसगतिर्ज्योतिः सुरुचिर्हुतभुग्विभुः ।**
**रविर्विरोचनः सूर्यः सविता रविलोचनः ॥९४॥**

(૮૭૬) વિહાયસગતિ=સર્વત્ર ગતિ કરનારા. (૮૭૭) જ્યોતિ=પ્રકાશરૂપ. (૮૭૮) સુરુચિ=સુંદર કાન્તિવાળા. (૮૭૯) હુતભુક્=યજ્ઞમાં હોમેલું અગ્નિરૂપે ભક્ષણ કરનારા. (૮૮૦) વિભુ=સર્વવ્યાપક, સર્વશક્તિમાન. (૮૮૧) રવિ=સૂર્ય. (૮૮૨) વિરોચન=બહુ પ્રકારે પ્રકાશનારા. (૮૮૩) સૂર્ય=કાન્તિ અને શોભા ઉત્પન્ન કરનારા. સૂર્યરૂપે સર્વને જગાડી ગતિ આપનારા. (૮૮૪) સવિતા=સર્વ જગતને રચનારા. સર્વ રસોના દાતા. (૮૮૫) રવિલોચન=સૂર્યરૂપી નેત્રવાળા. ૯૪

**अनंतो हुतभुग्भोक्ता सुखदो नैकजोऽग्रजः ।**
**अनिर्विण्णः सदामर्षी लोकाधिष्ठानमद्भुतः॥९५॥**

(૮૮૬) અનંત=અંતરહિત. શેષનાગરૂપ. (૮૮૭) હુતભુક્=હોમેલા દ્રવ્યનું અગ્નિરૂપે ભક્ષણ કરનારા. (૮૮૮) ભોક્તા=પુરુષોત્તમરૂપે પ્રકૃતિ અથવા માયાને ભોગવનારા. (૮૮૯) સુખદ=ભક્તોને સુખ આપનારા. (૮૯૦) નૈકજ=ધર્મરક્ષા માટે અનેક વાર જન્મેલા. (૮૯૧) અગ્રજ=સર્વથી પ્રથમ જન્મેલા. હિરણ્યગર્ભરૂપે પ્રથમ પ્રકટેલા. (૮૯૨) અનિર્વિણ્ણ=પૂર્ણકામ હોવાથી ખેદરહિત. (૮૯૩) સદામર્ષી=સત્પુરુષોને ક્ષમા આપનારા. સાધુજનોના દોષ સહેનારા. (૮૯૪) લોકાધિષ્ઠાન=ત્રણે લોકના અધિષ્ઠાન (આધાર) રૂપ. (૮૯૫) અદ્ભુત=સર્વજ્ઞતા, સર્વશક્તિમત્તા, સર્વવ્યાપકતા, સર્વરૂપતા, સર્વથી અતીતપણું, સર્વના કર્તા, સર્વના અકર્તા, ઇત્યાદિ અપાર અદ્ભુત યોગ્યતાઓવાળા. આશ્ચર્યરૂપ. સર્વથી વિલક્ષણ. ૯૫

**सनात्सनातनतमः कपिलः कपिरव्ययः। स्वस्तिदः स्वस्तिकृत्स्वस्ति स्वस्तिभुक् स्वस्तिदक्षिणः ॥९६॥**

(૮૯૬) સનાત્=નિત્ય પુરાણપુરુષ. સર્વ દેશકાળ

અને કારણથી પ્રાચીન એવા પરમપુરુષ.(૮૯૭) સનાતન તમ=બ્રહ્માદિ પ્રાચીન દેવતાઓથી પણ પ્રાચીન. (૮૯૮) કપિલ=સાંખ્યશાસ્ત્રને રચનારા મહર્ષિ કપિલરૂપ. વડવાગ્નિરૂપે કપિલવર્ણરૂપ. (૮૯૯) કપિ=વરાહરૂપ થયેલા. કિરણવડે જળ પીનારા સૂર્યરૂપ. (૯૦૦) અવ્યય=મહાપ્રલયમાં સર્વ ભૂતપદાર્થનો લય થાય ત્યારે પણ રહેનારા. અવિનાશી. (૯૦૧) સ્વસ્તિદ= ભક્તોને મંગળદાયક. (૯૦૨) સ્વસ્તિકૃત્=ભક્તોનું કલ્યાણ કરનારા. (૯૦૩) સ્વસ્તિ=કલ્યાણરૂપ. મંગળરૂપ. (૯૦૪) સ્વસ્તિભુક્=કલ્યાણના ભોક્તા. (૯૦૫) સ્વસ્તિદક્ષિણ=શીઘ્ર કલ્યાણ કરનારા. કલ્યાણ કરવામાં સમર્થ. ૯૬

अरौद्रः कुंडली चक्री विक्रम्यूर्जितशासनः ।
शब्दातिगः शब्दसहः शिशिरः शर्वरीकरः ॥९७॥

(૯૦૬) અરૌદ્ર=પૂર્ણકામ હોવાથી રાગદ્વેષરહિત શાંતમૂર્તિ. (૯૦૭) કુંડલી=સૂર્યમંડળરૂપી કુંડળવાળા. સાંખ્ય અને યોગરૂપી કુંડળવાળા. શેષનારાયણરૂપે કુંડળ જેવા સ્વરૂપવાળા. (૯૦૮) ચક્રી=સુદર્શન ચક્ર ધારણ કરનારા. (૯૦૯) વિક્રમી=મહાન પરાક્રમી. (૯૧૦) ઊર્જિત શાસન=શ્રુતિસ્મૃતિરૂપે શ્રેષ્ઠ આજ્ઞાઓ આપનારા. (૯૧૧) શબ્દાતિગ=જેમનું સ્વરૂપ કે મહત્ત્વ શબ્દોથી વર્ણવી શકાય નહિ એવા. (૯૧૨) શબ્દસહ= વેદો જેમનો મહિમા ગાય છે એવા. (૯૧૩) શિશિર= આશ્રિતોના ત્રણે તાપ ટાળી શાંતિ કરનારા. (૯૧૪) શર્વરીકર=જ્ઞાનીઓમાટે સંસારને રાત્રિરૂપે (નહિ જાણવા યોગ્ય–નહિ જાગવા યોગ્ય); અને સંસારીઓ માટે સચ્ચિદાનંદ પરમાત્માને રાત્રિરૂપે (નહિ જાણવાયોગ્ય– નહિ જાગવા યોગ્ય) કરનારા.૯૭

अक्रूरः पेशलो दक्षो दक्षिणः क्षमिणांवरः ।
विद्वत्तमो वीतभयः पुण्यश्रवणकीर्तनः ॥९८॥

(૯૧૫) અક્રૂર=ક્રૂરતા વિનાના. ક્રોધરહિત. કોમળ હૃદયવાળા. (૯૧૬) પેશલ=મન વાણી અને કર્મથી સુંદર. (૯૧૭) દક્ષ=ચતુર. કુશળ. (૯૧૮) દક્ષિણ=સર્વ પ્રકારે કુશળ. (૯૧૯) ક્ષમિણાંવર=પૃથ્વી જેવી ક્ષમા-વાળા. ક્ષમાવાનોમાં શ્રેષ્ઠ. (૯૨૦) વિદ્વત્તમ=વિદ્વાનોમાં શ્રેષ્ઠ. સદાય સંપૂર્ણ જ્ઞાનવાળા. (૯૨૧) વીતભય= સર્વ પ્રકારના ભયરહિત. (૯૨૨) પુણ્યશ્રવણકીર્તન= મનુષ્યને જેના ગુણ અને યશનું કથનશ્રવણ અને કીર્ત-નાદિ પવિત્ર કરે છે એવા.૯૮

उत्तारणो दुष्कृतिहा पुण्यो दुःस्वप्ननाशनः ।
वीरहा रक्षणः संतो जीवनः पर्यवस्थितः ॥९९॥

(૯૨૩) ઉત્તારણ=અપાર સંસારસાગરમાંથી તાર-નારા. (૯૨૪) દુષ્કૃતિહા=દુષ્ટોનો નાશ કરનારા. શર-ણાગતોનાં પાપ હણનારા. (૯૨૫) પુણ્ય=પુણ્યસ્વરૂપ. શ્રુતિ સ્મૃતિ આદિદ્વારા પવિત્ર ઉપદેશ આપનારા. (૯૨૬) દુઃસ્વપ્નનાશન=ધ્યાન, પૂજન, સ્તુતિ કિંવા પ્રાર્થના કરવાથી દુષ્ટ સ્વપ્નોનો નાશ કરનારા. (૯૨૭) વીરહા= પરાક્રમી દૈત્યોનો નાશ કરનારા. આશ્રિતોનાં સર્વ દુઃખ, વિઘ્ન અને પાપનો નાશ કરનારા. (૯૨૮) રક્ષણ=શર-ણાગતોનું રક્ષણ કરનારા. (૯૨૯) સંત=લોકોને સાચા સુખનો માર્ગ દર્શાવવા સન્માર્ગે વર્તનારા—સુવિદ્યા, વિનય અને સદાચાર પ્રવર્તાવનારા. (૯૩૦) જીવન= સર્વત્ર પ્રાણરૂપે રહી જગતને જીવાડનારા. (૯૩૧) પર્ય-વસ્થિત=વિશ્વની અંદર બહાર અને સર્વત્ર વ્યાપી રહેલા.

अनंतरूपोऽनंतश्रीर्जितमन्युर्भयापहः ।
चतुरस्रो गभीरात्मा विदिशो व्यादिशो दिशः॥१००

(૯૩૨) અનંતરૂપ=અનંત પદાર્થો અને બ્રહ્માંડોરૂપે થયેલા. (૯૩૩) અનંતશ્રી=અપાર સૌંદર્ય, ઐશ્વર્ય, વિભૂતિ, જ્ઞાન અને શક્તિવાળા. (૯૩૪) જિતમન્યુ=ક્રોધને જીતનારા. (૯૩૫) ભયાપહ=ભક્તોના સર્વ ભય હરનારા. (૯૩૬) ચતુરસ્ત્ર=ચાર વેદોરૂપ ખૂણાવાળા. કર્માનુસાર યોગ્ય ફળ આપવામાં ચતુર.(૯૩૭) ગભીરાત્મા=ગંભીર (અથાહ) આત્મારૂપ. (૯૩૮) વિદિશ=વિવિધ કર્માનુસાર વિવિધ ફળ દેનારા. (૯૩૯) વ્યાદિશ=ઈંદ્રાદિ દેવોને વિવિધ પ્રકારની આજ્ઞા દેનારા. (૯૪૦) દિશ=દિશાઓરૂપ. વેદાદિકથી કર્મોનાં ફળ દર્શાવનારા.

अनादिर्भूर्भुवो लक्ष्मीः सुवीरो रुचिरांगदः ।
जननो जनजन्मादिर्भीमो भीमपराक्रमः ॥१०१॥

(૯૪૧) અનાદિ=જેને કોઇ પણ આદિ (કારણ) નથી એવા.(૯૪૨) ભૂઃ=પૃથ્વીરૂપે સર્વના આધારભૂત.(૯૪૩) ભુવોલક્ષ્મી=પૃથ્વી અને અંતરિક્ષની શોભારૂપ. (૯૪૪) સુવીર=સુંદર ગતિવાળા. શુભ પરાક્રમી. (૯૪૫) રુચિરાંગદ=સુંદર બાજુબંધવાળા. (૯૪૬) જનન=સર્વને ઉત્પન્ન કરનારા.(૯૪૭) જનજન્માદિ=જીવોના જન્મના આદિકારણરૂપ–મૂળરૂપ. (૯૪૮) ભીમ=પાપીઓ માટે ભયકારક. સર્વત્ર અને સર્વજ્ઞ હોવાથી સર્વ કોઇએ ભય રાખવા યોગ્ય. (૯૪૯) ભીમપરાક્રમ=દુષ્ટોને માટે ભયંકર પરાક્રમવાળા. ૧૦૧

आधारनिलयो धाता पुष्पहासः प्रजागरः ।
ऊर्ध्वगः सत्पथाचारः प्राणदः प्रणवः पणः ॥१०२॥

(૯૫૦) આધારનિલય=જગતના આધારભૂત જે પૃથ્વી આદિક પંચમહાભૂત તેના પણ આધારરૂપ.(૯૫૧) ધાતા=સર્વને ધારણ કરનારા. (૯૫૨) પુષ્પહાસ=ખીલેલા પુષ્પ જેવું હાસ્ય કરનારા. (૯૫૩) પ્રજાગર=નિરંતર

જાગ્રત રહેનારા.(૯૫૪) ઊર્ધ્વગ=સર્વની ઉપર રહેનારા. સર્વથી ઉચ્ચ ગતિવાળા. ઊર્ધ્વગતિવાળા. (૯૫૫) સત્પથાચાર=સન્માર્ગનાં આચરણ કરનારા. (૯૫૬) પ્રાણદ=પ્રાણ આપનારા. (૯૫૭) પ્રણવ=ૐકારના અર્થરૂપ. પરમાત્મારૂપ. (૯૫૮) પણ=પણરૂપ. પ્રતિજ્ઞારૂપ. પ્રતિજ્ઞા પૂર્ણ કરનારા. ૧૦૨

**प्रमाणं प्राणनिलयः प्राणभृत् प्राणजीवनः ।**
**तत्त्वं तत्त्वविदेकात्मा जन्ममृत्युजरातिगः ॥१०३॥**

(૯૫૯) પ્રમાણ=પ્રમાણરૂપ. પ્રમાજ્ઞાનરૂપ. (૯૬૦) પ્રાણનિલય=પ્રાણાદિકના આધારરૂપ. (૯૬૧) પ્રાણભૃત=અન્નરૂપે પ્રાણોનું પોષણ કરનારા. (૯૬૨) પ્રાણજીવન=પ્રાણવડે પ્રાણીઓને જીવાડનારા. પ્રાણોના જીવનરૂપ. (૯૬૩) તત્ત્વ=વાસ્તવિકરૂપ. તત્ત્વમૂર્તિ. (૯૬૪) તત્ત્વવિત્=તત્ત્વને યથાવત્ જાણનારા. (૯૬૫) એકાત્મા=એક અભિન્ન આત્મારૂપે સર્વત્ર રહેલા. (૯૬૬) જન્મમૃત્યુજરાતિગ=જન્મ, મૃત્યુ અને જરા ઇત્યાદિ સર્વ વિકારોને ઓળંગી ગયેલા. ૧૦૩

**भूर्भुवः स्वस्तरुस्तारः सविता प्रपितामहः ।**
**यज्ञो यज्ञपतिर्यज्वा यज्ञांगो यज्ञवाहनः ॥१०४॥**

(૯૬૭) ભૂર્ભુવઃસ્વસ્તરુ=ભૂઃ ભુવ અને સ્વઃ, એ ત્રણ વ્યાહૃતિવડે હોમાદિકથી ત્રિલોકને તારનારા. ભુર્, ભુવર્ અને સ્વર્ગલોકમાં વ્યાપી રહેલા. એ ત્રણે લોકરૂપે સંસારવૃક્ષરૂપ થયેલા. (૯૬૮) તાર=ૐકારમૂર્તિ. તારકમંત્રરૂપ. સંસારસાગરથી તારનારા. (૯૬૯) સપિતા=સર્વ લોકના પરમ પિતા. (૯૭૦) પ્રપિતામહ=સર્વના પિતામહ એવા બ્રહ્માના પણ પિતા. (૯૭૧) યજ્ઞ=યજ્ઞરૂપ. (૯૭૨) યજ્ઞપતિ=યજ્ઞોના રક્ષક અથવા સ્વામી. (૯૭૩) યજ્વા=યજ્ઞ કરનારા યજમાનરૂપ. (૯૭૪) યજ્ઞાંગ=

યજ્ઞોરૂપી અંગવાળા. યજ્ઞના પ્રત્યેક અંગરૂપ. (૯૭૫) યજ્ઞવાહન=યજ્ઞોનું વહન કરનારા. યજ્ઞોના ફળને વહન કરનારા–પહોંચાડનારા. ૧૦૪

**यज्ञभृद्यज्ञकृद्यज्ञी यज्ञभुग्यज्ञसाधनः ।**
**यज्ञांतकृद्यज्ञगुह्यमन्नमन्नाद एव च ॥१०५॥**

(૯૭૬) યજ્ઞભૃત્=સાત્ત્વિક યજ્ઞનું પોષણ અને રક્ષણ કરનારા. (૯૭૭) યજ્ઞકૃત્=જગતના ઉત્પત્તિ, પોષણ અને અંતરૂપી યજ્ઞો કરનારા.(૯૭૮) યજ્ઞી=યજ્ઞ કરનારા-ઓમાં મુખ્ય. યજ્ઞરૂપ. (૯૭૯) યજ્ઞભુક્=યજ્ઞના ભોકતા. (૯૮૦) યજ્ઞસાધન=જેની પ્રાપ્તિમાં યજ્ઞ સાધનરૂપ છે એવા. યજ્ઞના સર્વોત્તમ સાધનરૂપ. યજ્ઞનાં સર્વ સાધનરૂપ. (૯૮૧) યજ્ઞાંતકૃત્=યજ્ઞને અંતે ફળ આપનારા. (૯૮૨) યજ્ઞગુહ્ય=સર્વ યજ્ઞોમાં ગુપ્તરૂપે રહેલા એવા જ્ઞાનયજ્ઞ-રૂપ. જ્ઞાનયજ્ઞોવડે જાણવા જેવા ગુપ્ત રહસ્યરૂપ. (૯૮૩) અન્ન=અન્નરૂપ. શરીરને અને અંતઃકરણને પોષણ, શુદ્ધિ અને તૃપ્તિ આપે એવા પ્રત્યેક પદાર્થ, વિચાર અને ક્રિયારૂપ. (૯૮૪) અન્નાદ=અન્નનું ભક્ષણ કરનારા.૧૦૫

**आत्मयोनिःस्वयंजातो वैखानः सामगायनः ।**
**देवकीनंदनः स्रष्टा क्षितीशः पापनाशनः ॥१०६॥**

(૯૮૫) આત્મયોનિ=પોતાથીજ પોતે થયેલા.અંતઃ-કરણના વિવર્તઉપાદાનકારણરૂપ. (૯૮૬) સ્વયંજાત=સ્વયંભૂ. પોતેજ પોતાના નિમિત્તકારણરૂપ. (૯૮૭) વૈખાન=હિરણ્યાક્ષનો નાશ કરવા પૃથ્વીને ખોદનારા. (૯૮૮) સામગાયન=સામવેદનું ગાયન કરનારા. (૯૮૯) દેવકીનંદન=દેવકીને આનંદ આપનારા. (૯૯૦) સ્રષ્ટા=સૃષ્ટિને સૃજનારા. (૯૯૧) ક્ષિતીશ=પૃથ્વીના પતિ. શ્રીરામચંદ્ર. (૯૯૨) પાપનાશન=શરણાગતનાં પાપ નષ્ટ કરનારા. ૧૦૬

**शंखभृन्नंदकी चक्री शार्ङ्गधन्वा गदाधरः ।**
**रथांगपाणिरक्षोभ्यः सर्वप्रहरणायुधः ॥१०७॥**
**सर्वप्रहरणायुधों नम इति ।**

(૯૯૩) શંખભૃત્=પાંચજન્ય શંખ ધારણ કરનારા. સર્વના આદિ એવા અહંકારરૂપી શંખને ધારણ કરનારા. (૯૯૪) નંદકી=નંદક નામની તરવારવાળા. વિદ્યારૂપી તરવાર ધારણ કરનારા. (૯૯૫) ચક્રી=સુદર્શન ચક્ર ધારણ કરનારા. મનરૂપી સુદર્શન ચક્રવાળા. યુગચક્રનેચલાવનારા. (૯૯૬) શાર્ઙ્ગધન્વા=શાર્ઙ્ગ નામનું ધનુષ્ય ધારણ કરનારા. ઈંદ્રિયોરૂપી શાર્ઙ્ગ ધનુષ્યવાળા. (૯૯૭) ગદાધર=ગદાને ધારણ કરનારા. બુદ્ધિરૂપ ગદાવાળા. (૯૯૮) રથાંગપાણિ=હાથમાં રથના પૈડા જેવું ચક્ર ધારણ કરનારા. (૯૯૯)અક્ષોભ્ય=કશાથી ક્ષોભ નહિ પામનારા. નિર્ભય. (૧૦૦૦) સર્વપ્રહરણાયુધ=ઉપર કહેલાં તથા નહિ કહેલાં એવાં સર્વ પ્રકારનાં આયુધ ધરનાર. सर्वप्रहरणायुधों नमः=સર્વ પ્રકારનાં આયુધ ધારણ કરનારા અને ॐ નામથી ઉચ્ચારાતા એવા શ્રીવિષ્ણુ પરમાત્માને નમસ્કાર હો.૧૦૭

ઈતિ શ્રીવિષ્ણુનાં દિવ્ય સહસ્રનામ સમાપ્ત

---

**इतीदं कीर्तनीयस्य केशवस्य महात्मनः ।**
**नाम्नां सहस्रं दिव्यानामशेषेण प्रकीर्तितम् ॥१०८॥**

આ પ્રમાણે મહાત્મા કેશવ ભગવાનનાં અત્યંત દિવ્ય, પ્રસિદ્ધ અને કીર્તન કરવા યોગ્ય એવાં સહસ્ર નામ સંપૂર્ણ રીતે કહ્યાં.૧૦૮

**य इदं शृणुयान्नित्यं यश्चापि परिकीर्तयेत् ।**
**नाशुभं प्राप्नुयात् किंचित्सोऽमुत्रेह च मानवः १०९**
**वेदांतगो ब्राह्मणः स्यात्क्षत्रियो विजयी भवेत् ।**

वैश्यो धनसमृद्धः स्याच्छूद्रः सुखमवाप्नुयात् ॥
धर्मार्थी प्राप्नुयाद्धर्ममर्थार्थी चार्थमाप्नुयात् ।
कामानवाप्नुयात्कामी प्रजार्थी प्राप्नुयात्प्रजाम् ॥

જે મનુષ્ય વિષ્ણુનાં આ સહસ્રનામને નિત્યપ્રતિ શ્રદ્ધાભક્તિથી સાંભળે છે અથવા પાઠ કે કીર્તન કરે છે; તે આ લોકમાં તથા પરલોકમાં કશા અશુભને પામતો નથી. વળી જો તે બ્રાહ્મણના–મુમુક્ષુના ગુણસ્વભાવવાળો જિજ્ઞાસુ હોય તો વેદાંતનો પાર પામનારો થાય છે; જો તે ક્ષત્રિય (ક્ષાત્ર પ્રકૃતિવાળો) કર્મયોગી હોય તો યુદ્ધમાં વિજયી થાય છે; જો તે વૈશ્ય પ્રકૃતિવાળો અર્થાર્થી (ધનેચ્છુ) ભક્ત હોય તો ધનવાન થાય છે; અને જો તે શૂદ્રના ગુણસ્વભાવવાળો અથવા આરોગ્યાદિ સુખને ઇચ્છનારો આર્ત ભક્ત હોય તો યથેચ્છ સુખ પામે છે. (સારાંશ કે, મનુષ્ય કોઈ પણ વર્ણ, આશ્રમ કે જાતિનો હોવા છતાં જો તે શ્રદ્ધાભક્તિપૂર્વક વિષ્ણુસહસ્રનામનો પાઠ કરે તો તે) ધર્મના ઇચ્છાવાળો હોય તો ધર્મ પામે છે; ધનની ઇચ્છાવાળો હોય તો ધન પામે છે; ભોગવૈભવની કામનાવાળો હોય તો ભોગવૈભવ પામે છે અને પ્રજાની ઇચ્છાવાળો હોય તો પ્રજાને પામે છે.૧૦૯–૧૧

भक्तिमान्यः सदोत्थाय शुचिस्तद्गतमानसः ।
सहस्रं वासुदेवस्य नाम्नामेतत्प्रकीर्तयेत् ॥११२॥
यशः प्राप्नोति विपुलं ज्ञातिप्राधान्यमेव च ।
अचलां श्रियमाप्नोति श्रेयः प्राप्नोत्यनुत्तमम् ॥११३
न भयं क्वचिदाप्नोति वीर्यं तेजश्च विंदति ।
भवत्यरोगो द्युतिमान्बलरूपगुणान्वितः ॥११४॥

જે શ્રદ્ધાભક્તિવાળો પુરુષ નિત્ય વહેલો ઉઠી પવિત્ર થઇને તથા ઇશ્વરમાં મન પરોવીને વાસુદેવનાં આ

સહસ્રનામનું કીર્તન કરે છે, તે પુષ્કળ યશ પામે છે; જાતિમાં પ્રાધાન્ય પામે છે; અચળ સંપત્તિ પ્રાપ્ત કરે છે અને પરમોત્તમ કલ્યાણપદને પામે છે. વળી તે કશાથી અને કદી પણ ભય પામતો નથી; વીર્ય અને તેજ પામે છે તથા નિરોગી, કાન્તિવાન, બળવાન, રૂપવાન, સદ્ગુણી અને સદાચારવાળો થાય છે. ૧૧૨–૧૧૪

**रोगार्तो मुच्यते रोगाद् बद्धो मुच्येत बंधनात् ।**
**भयान्मुच्येत भीतस्तु मुच्येतापन्न आपदः ॥११५॥**

રોગી રોગથી, બંધનવાળો બંધનથી અને ભયભીત મનુષ્ય ભયથી છૂટે છે તથા આપત્તિવાળો આપત્તિમાંથી મુક્ત થાય છે. ૧૧૫

**दुर्गाण्यतितरत्याशु पुरुषः पुरुषोत्तमम् ।**
**स्तुवन्नामसहस्रेण नित्यं भक्तिसमन्वितः ॥११६॥**

જે પુરુષ શ્રદ્ધા–ભક્તિવાળો થઇને આ સહસ્રનામવડે નિત્ય પ્રતિ પુરુષોત્તમની સ્તુતિ કરે છે, તે સર્વ વિઘ્નોને તરી જાય છે. ૧૧૬

**वासुदेवाश्रयो मर्त्यो वासुदेवपरायणः ।**
**सर्वपापविशुद्धात्मा याति ब्रह्म सनातनम् ॥११७॥**

જે મનુષ્ય વાસુદેવનો આશ્રય કરે છે અને વાસુદેવપરાયણ થાય છે તે સર્વ પાપથી વિશુદ્ધ થઇને સનાતન બ્રહ્મને પામે છે. ૧૧૭

**न वासुदेवभक्तानामशुभं विद्यते क्वचित् ।**
**जन्ममृत्युजराव्याधिभयं नैवोपजायते ॥११८॥**

શ્રી વાસુદેવના ભક્તનું કદી પણ અશુભ થતું નથી; તેમજ તેને જન્મ, મૃત્યુ, ઘડપણ અને વ્યાધિનો પણ ભય લાગતો નથી. ૧૧૮

इमं स्तवमधीयानः श्रद्धाभक्तिसमन्वितः ।
युज्येतात्मासुखक्षांति श्रीधृतिस्मृतिकीर्तिभिः११९

જે મનુષ્ય શ્રદ્ધા અને ભક્તિયુક્ત થઇને આ સ્તોત્રનો પાઠ કરે છે; તેને સુખ, સહનશીલતા, લક્ષ્મી, ધીરજ, સ્મૃતિ અને કીર્તિ પણ મળે છે. ૧૧૯

न क्रोधो न च मात्सर्यं न लोभो नाशुभा मतिः ।
भवन्ति कृतपुण्यानां भक्तानां पुरुषोत्तमे ॥१२०॥

પુરુષોત્તમના પુણ્યશાળી ભકતોને ક્રોધ, ઈર્ષ્યા, લોભ કે અશુભ બુદ્ધિ ઉપજતાં નથી. ૧૨૦

द्यौः सचंद्रार्कनक्षत्रा खं दिशो भूर्महोदधिः ।
वासुदेवस्य वीर्येण विधृतानि महात्मनः ॥१२१॥
ससुरासुरगंधर्वं सयक्षोरगराक्षसम् ।
जगद्वशे वर्ततेदं कृष्णस्य सचराचरम् ॥१२२॥

કેમકે સ્વર્ગ, સૂર્ય, ચંદ્ર, નક્ષત્રોસહિત આકાશ, સર્વ દિશાઓ, પૃથ્વી, મહાસાગર—આ સર્વને મહાત્મા વાસુદેવનાજ પરાક્રમે ધારણ કરી રાખેલાં છે; તથા સુર, અસુર, ગંધર્વ, યક્ષ, સર્પ અને રાક્ષસોસહિત આ બધું સચરાચર જગત શ્રીકૃષ્ણ પરમાત્માનેજ વશ વર્તે છે.

इंद्रियाणि मनो बुद्धिः सत्त्वं तेजो बलं धृतिः ।
वासुदेवात्मकान्याहुः क्षेत्रं क्षेत्रज्ञ एव च ॥१२३॥

વળી ઇંદ્રિયો, મન, બુદ્ધિ, સત્ત્વ, તેજ, બળ, ધીરજ, ક્ષેત્ર (શરીર) અને ક્ષેત્રજ્ઞ, એ સર્વના આત્મા શ્રીવાસુદેવ છે; એમ વેદવેત્તાઓ કહે છે.૧૨૩

सर्वागमानमाचारः प्रथमं परिकल्पते ।
आचारप्रभवो धर्मो धर्मस्य प्रभुरच्युतः ॥१२४॥

સર્વ શાસ્ત્રોમાં આચારને પ્રથમ માનેલો છે. કેમકે

આચારથી ધર્મની ઉત્પત્તિ થાય છે; પણ એ ધર્મના સ્વામી અચ્યુત પરમાત્મા છે.૧૨૪

**ऋषयः पितरो देवा महाभूतानि धातवः ।**
**जंगमाजंगमं चेदं जगन्नारायणोद्भवम् ॥१२५॥**

ઋષિઓ, પિતૃઓ, દેવતાઓ, પંચમહાભૂતો, ધાતુઓ અને સ્થાવર તથા જંગમ, એ બધું જગત શ્રીનારાયણથીજ ઉપજ્યું છે.૧૨૫

**योगो ज्ञानं तथा सांख्यं विद्याः शिल्पादि कर्म च ।**
**वेदाः शास्त्राणि विज्ञानमेतत्सर्वं जनार्दनात् ॥१२६॥**

યોગ, જ્ઞાન તથા સાંખ્યશાસ્ત્રની વિદ્યાઓ, શિલ્પ આદિ કર્મો તથા વેદો, શાસ્ત્રો અને વિજ્ઞાન, એ પણ બધું જનાર્દન વિષ્ણુથીજ થયું છે.૧૨૬

**एको विष्णुर्महद्भूतं पृथग्भूतान्यनेकशः ।**
**त्रीन्लोकान्व्याप्य भूतात्माभुंक्तेविश्वभुगव्ययः॥**

ભગવાન વિષ્ણુજ એક એવા મહાન અવ્યકત ભૂતરૂપ છે કે જે જુદા જુદા અનેક ભૂતપદાર્થરૂપે થઇને ત્રણ લોકમાં વ્યાપી રહ્યા છે; અને સર્વ ભૂતોના અવિનાશી આત્મારૂપે આ વિશ્વને ભોગવી રહ્યા છે.

**इमं स्तवं भगवतो विष्णोर्व्यासेन कीर्तितम् ।**
**पठेद्य इच्छेत्पुरुषः श्रेयः प्राप्तुं सुखानि च ॥१२८॥**

જે મનુષ્ય કલ્યાણ અને સુખ મેળવવાની ઇચ્છા રાખતો હોય; તેણે વ્યાસ ભગવાનનાં કહેલાં આ શ્રીવિષ્ણુનાં સહસ્ર નામનો પાઠ કરવો. ૧૨૮

**विश्वेश्वरमजं देवं जगतः प्रभवाप्ययम् ।**
**भजंति ये पुष्कराक्षं न ते यांति पराभवम् ॥१२९॥**

કેમકે જેઓ એ વિશ્વપતિ, અજન્મા, જગતની ઉત્પત્તિ સ્થિતિ અને પ્રલય કરનારા, તથા કમળસમાન

નેત્રવાળા એવા શ્રીવિષ્ણુદેવને ભજે છે; તેઓ પરાજય પામતા નથી. ૧૨૯

अर्जुन उवाच। અર્જુન પૂછે છેઃ—

पद्मपत्रविशालाक्ष पद्मनाभसुरोत्तम।
भक्तानामनुरक्तानां त्राता भव जनार्दन ॥१३०॥

હે કમળપત્ર જેવાં વિશાળ નેત્રવાળા! હે નાભિમાં કમળવાળા! હે દેવોમાં ઉત્તમ! હે જનાર્દન! આપ પ્રીતિવાળા ભકતોનું રક્ષણ કરો. ૧૩૦

श्रीभगवानुवाच। શ્રીભગવાન કહે છેઃ—

यो मां नामसहस्रेण स्तोतुमिच्छति पांडव।
सोऽहमेकेन श्लोकेन स्तुत एव न संशयः ॥१३१॥

હે પાંડવ! જે મારી સહસ્રનામવડે સ્તુતિ કરવા ઇચ્છે છે; તે મનુષ્ય જો શ્રદ્ધાભક્તિપૂર્વક એક શ્લોકથી પણ મારી સ્તુતિ કરે તો તેણે મારી સઘળી સ્તુતિ કરી છે એમાં સંશય નથી. ૧૩૧

(ગ્રંથકાર હવે શ્રીવિષ્ણુ ભગવાનની વિશેષ સ્તુતિ તથા સ્તુતિનું વિશેષ માહાત્મ્ય આપે છે.)

नमोऽस्त्वनंताय सहस्रमूर्तये सहस्रपादाक्षिशिरोरुबाहवे। सहस्रनाम्ने पुरुषाय शाश्वते सहस्रकोटियुगधारिणे नमः ॥१३२॥

અંતવિનાના, હજારો સ્વરૂપવાળા તથા હજારો ચરણ, આંખ, મસ્તક, સાથળ અને બાહુવાળા પરમાત્માને નમસ્કાર હો. હજાર નામવાળા અને હજાર કોટિ યુગને ધારણ કરનારા એવા શાશ્વત પરમ પુરુષને નમસ્કાર હો. ૧૩૨

नमः कमलनाभाय नमस्ते जलशायिने।
नमस्ते केशवानंत वासुदेव नमोऽस्तु ते ॥१३३॥

જેની નાભિમાં કમળ છે એવા ભગવાન વિષ્ણુને નમસ્કાર હો. જલમાં શયન કરનારા શ્રીવિષ્ણુ ભગવાનને નમસ્કાર હો. હે કેશવ ! હે અનંત ! આપને નમસ્કાર હો. હે વાસુદેવ ! આપને નમસ્કાર હો. ૧૩૩

वासनाद्वासुदेवस्य वासितं भुवनत्रयम् ।
सर्वभूतनिवासोऽसि वासुदेव नमोऽस्तु ते ॥१३४॥

જે વાસુદેવની વાસનાથી ત્રણે લોક વાસનાવાળા છે અને જે સર્વ પ્રાણીપદાર્થના નિવાસસ્થાનરૂપ છે; એવા હે વાસુદેવ ! આપને નમસ્કાર હો. ૧૩૪

नमो ब्रह्मण्यदेवाय गोब्राह्मणहिताय च ।
जगद्धिताय कृष्णाय गोविंदाय नमो नमः॥१३५॥

બ્રહ્મસ્વરૂપ અને ગોબ્રાહ્મણનું હિત કરનારા એવા દેવને નમસ્કાર હો. જગતનું હિત કરનારા શ્રીકૃષ્ણ ભગવાનને નમસ્કાર હો. ગોવિંદસ્વરૂપને વારંવાર નમસ્કાર હો. ૧૩૫

आकाशात्पतितं तोयं यथा गच्छति सागरम् ।
सर्वदेवनमस्कारः केशवं प्रति गच्छति ॥१३६॥

જેમ આકાશમાંથી પૃથ્વીપર સર્વ સ્થળે પડેલું પાણી સમુદ્રમાં જાય છે; તેમ બધા દેવોને કરેલા નમસ્કાર ભગવાન કેશવ પ્રતિજ જાય છે. ૧૩૬

एष निष्कंटकः पंथा यत्र संपूज्यते हरिः ।
कुपथं तं विजानीयाद्गोविंदरहितागमम् ॥१३७॥

જેમાં શ્રીહરિનું ભજનપૂજન થાય છે એવો આ માર્ગ નિષ્કંટક છે; અને શ્રીહરિના ભજનપૂજન વિનાના માર્ગને કુમાર્ગ જાણવો. ૧૩૭

सर्ववेदेषु यत्पुण्यं सर्वतीर्थेषु यत्फलम् ।
तत्फलं समवाप्नोति स्तुत्वा देवं जनार्दनम् ॥१३८॥

બધા વેદો જાણવાથી જે પુણ્ય થાય છે; અને સર્વ તીર્થયાત્રાથી જે ફળ મળે છે; તે સમગ્ર ફળ દુષ્ટોનો નાશ કરનારા વિષ્ણુ ભગવાનની સ્તુતિ શ્રદ્ધાભક્તિપૂર્વક કરવાથી મળે છે. ૧૩૮

यो नरः पठते नित्यं त्रिकालं केशवालये ।
द्विकालमेककालं वा क्रूरं सर्वं व्यपोहति ॥१३९॥

જે મનુષ્ય શ્રીહરિના મંદિરમાં નિત્ય ત્રણ વાર (પ્રભાત, મધ્યાહ્ન અને સાયંકાળ), બે વાર કે એક વાર પણ આ શ્રીવિષ્ણુસહસ્રનામનો પાઠ કરે છે; તેનાં સર્વ પાપકર્મો નાશ પામે છે. ૧૩૯

दह्यंते रिपवस्तस्य साम्यौ सर्वे सदा ग्रहाः ।
विलीयंते च पापानि स्तवे ह्यास्मिन् प्रकीर्तिते॥१४०॥

જે મનુષ્ય આ સ્તોત્રનો પાઠ ભાવભક્તિથી કરે છે, તેના શત્રુઓ બળી જાય છે; તેના ઉપર સર્વ ગ્રહો સદા શાન્ત રહે છે અને તેનાં સર્વ પાપ વિનાશ પામે છે.૧૪૦

येन ध्यातः श्रुतो येन येनायं पठ्यते स्तवः ।
दत्तानि सर्व दानानि सुराः सर्वे समार्चिताः॥१४१॥

જેણે શ્રદ્ધાભક્તિપૂર્વક આ સ્તોત્રનું ધ્યાન કર્યું, શ્રવણ કર્યું કે પાઠ કર્યો; તેણે સર્વ દાન આપ્યાં અને સર્વ દેવોની રૂડે પ્રકારે પૂજા કરી એમ સમજવું. ૧૪૧

इह लोके परे वापि न भयं विद्यते क्वचित् ।
नाम्नां सहस्रं योधीते द्वादश्यां मम सन्निधौ ॥१४२॥
शनैर्दहति पापानि कल्पकोटिशतानि च ।
अश्वत्थसन्निधौ पार्थ तुलसीसन्निधौ तथा ॥१४३॥
पठेन्नमसहस्रं तु गवां कोटिफलं लभेत् ।
शिवालये पठेन्नित्यं तुलसीवनसंस्थितः॥१४४॥

**नरो मु[illegible]मवाप्नोति चक्रपाणेर्वचो यथा ।**
**ब्रह्महत्यादिकं घोरं सर्वपापं विनश्यति ॥१४५॥**

જે મનુષ્ય દરેક બારશને દિવસે મારી સમીપ આ સહસ્રનામનો પાઠ કરે, તેને આ લોક કે પરલોકમાં કોઇ પણ ઠેકાણે ભય રહેતો નથી, અને તેનાં કરોડો કલ્પનાં પાપ ધીમે ધીમે બળી જાય છે. હે અર્જુન! જે મનુષ્ય પીંપળાની પાસે કે તુલસીની પાસે બેસીને આ શ્રીવિ-ષ્ણુસહસ્ર નામનો પાઠ કરે છે, તે કરોડ ગાયોના દાનનું ફળ પામે છે. વળી જે મનુષ્ય નિત્ય શિવાલયમાં અથવા તુલસીના વનમાં બેસીને નિત્ય શ્રીવિષ્ણુ સહસ્રનામનો પાઠ કરે છે તે મોક્ષને પામે છે; અને તેનાં બ્રહ્મહત્યાદિ ઘોર પાપ હોય તોપણ તે સર્વ નાશ પામે છે; એવું ચક્રધારી ભગવાનનું વચન છે. ૧૪૨-૪૫

इति श्रीमन्महाभारते शतसाहस्र संहितायां वै[illegible]ासिक्या-
मानुशासनिक पर्वणि दानधर्मे भीष्मयुधिष्ठिरसंवादे
श्रीविष्णोर्दिव्यसहस्रनामस्तोत्रं संपूर्णम् ॥
॥ श्रीकृष्णार्पणमस्तु ॥





બાણશય્યાપર પિતામહ ભીષ્મ



# ॥श्री भीष्मस्तवराजः॥

श्री गणेशाय नमः । श्री गोपालकृष्णाय नमः ।

जनमेजय उवाच । જનમેજય કહે છે:—

शरतल्पे शयानस्तु भारतानां पितामहः ।
कथमुत्सृष्टवान् देहं कं च योगमधारयत् ॥१॥

હે વૈશંપાયન! બાણશૈયામાં સૂતેલા ભરતકુળના રાજાઓના પિતામહ ભીષ્મે કેવી રીતે દેહ છોડયો અને તે સમયે તેમણે કયો યોગ ધારણ કર્યો? ૧

वैशंपायन उवाच । વૈશંપાયન કહે છે:—

शृणुष्वावहितो राजन् शुचिर्भूत्वा समाहितः ।
भीष्मस्य कुरुशार्दूल देहोत्सर्गं महात्मनः ॥२॥

હે રાજન્! હે કુરુકુળમાં સિંહરૂપ! મહાત્મા ભીષ્મના દેહત્યાગની કથા તમે પવિત્ર અને સાવધ થઇને સાંભળો. ૨

निवृत्तमात्रे त्वयन उत्तरे वै दिवाकरे ।
समावेशयदात्मानमात्मन्येव समाहितः ॥३॥
शुक्लपक्षस्य चाष्टम्यां माघमासस्य पार्थिव ।
प्राजापत्ये च नक्षत्रे मध्यं प्राप्ते दिवाकरे ॥४॥

જ્યારે દક્ષિણાયનના સૂર્ય નિવૃત્ત થઇને ઉત્તરાયનના થયા અને માઘશુકલ અષ્ટમીના દિવસે મધ્યાહ્નસમયે સૂર્ય રોહિણી નક્ષત્રમાં હતો; ત્યારે ભીષ્મપિતામહે સાવધ

થઇને પોતાનો આત્મા પરમાત્મામાં જોડયો હતો—અર્થાત્ પરમાત્મામાં લીન થઇને દેહ તજ્યો હતો. ૩, ૪

विकीर्णांशुरिवादित्यो भीष्मः शरशतैश्चितः ।
शुशुभे परया लक्ष्म्या वृतो ब्राह्मणसत्तमैः ॥५॥

તેજસ્વી કિરણો પ્રસારતો થકો સૂર્ય જેમ પરમ શોભાથી શોભે; તેમ સેંકડો બાણુથી વિંધાયલા અને ઉત્તમ બ્રાહ્મણોથી વિંટાયલા એવા ભીષ્મપિતામહ ઘણા શોભતા હતા. ૫

व्यासेन वेदविदुषा नारदेन सुरर्षिणा ।
देवरातेन वात्स्येन तथा तेन सुमंतुना ॥६॥
तथा जैमिनिना चैव पैलेन च महात्मना ।
शांडिल्यदेवलाभ्यां च मैत्रेयेण च धीमता ॥७॥
असितेन वसिष्ठेन कौशिकेन महात्मना ।
हारीतरोमशाभ्यां च तथात्रेगेण धीमता ॥८॥
बृहस्पतिश्च शुक्रश्च च्यवनश्च महामुनिः ।
सनत्कुमारकपिलो वाल्मीकिस्तुंबुरुः कुरुः ॥९॥
मौद्गल्यो भार्गवो रामस्तृणबिंदुर्महामुनिः ।
पिप्पलादश्च वायुश्च संवर्तः पुलहः कचः ॥१०॥
कश्यपश्च पुलस्त्यश्च क्रतुर्दक्षः पराशरः ।
मरीचिरंगिराः कण्वो गौतमो गालवो मुनिः ॥
धौम्यो विभांडो मांडव्यो धौम्रः कृष्णोऽनुभौतिकः
उलूकः परमो विप्रो मार्कंडेयो महामुनिः ॥१२॥
भास्करः पूरणः कृष्णः सूतः परमधार्मिकः ।
शैब्येन याज्ञवल्क्येन शंखेन लिखितेन च ॥१३॥

एतैश्चान्यैर्मुनिगणैर्महाभागैर्महात्मभिः ।
श्रद्धादमपुरस्कारैर्वृतश्चंद्र इव ग्रहैः ॥१४॥

તે ઉત્તમ બ્રાહ્મણો આ પ્રમાણે હતાઃ–વેદવેત્તા મહર્ષિ વ્યાસ, દેવર્ષિ નારદ, દેવરાત, વાત્સ્ય, સુમંતુ, જૈમિનિ, મહાત્મા પૈલ, શાંડિલ્ય, દેવલ, બુદ્ધિશાળી મૈત્રેય, અસિત, વસિષ્ઠ, મહાત્મા કૌશિક, હારિત, રોમશ, બુદ્ધિશાળી આત્રેય, બૃહસ્પતિ, શુક, મહામુનિ ચ્યવન, સનત્કુમાર, કપિલ, વાલ્મીકિ, તુંબુરુ, કુરુ, મૌદ્ગલ્ય, ભાર્ગવ પરશુરામ, મહામુનિ તૃણબિંદુ, પિપ્પલાદ, વાયુ, સંવર્ત, પુલહ, કચ, કશ્યપ, પુલસ્ત્ય, ક્રતુ, દક્ષ, પરાશર, મરીચિ, અંગિરા, કણ્વ, ગૌતમ, મુનિ ગાલવ, ધૌમ્ય, વિભાંડ, માંડવ્ય, ધૌમ્ર, કૃષ્ણમુનિ, અનુભૌતિક, ઉલુક, પરમવિપ્ર મહામુનિ માર્કંડેય, ભાસ્કર, પૂરણ, ભગવાન શ્રીકૃષ્ણ, પરમધાર્મિક સૂત, રાજા શૈબ્ય, મુનિ યાજ્ઞવલ્કય, શંખ અને લિખિત; આ સર્વ મહાભાગ્યશાળી ઋષિમુનિઓ તથા બીજા શ્રદ્ધા અને શમદમયુકત મહાત્માઓના સમૂહવડે વિંટાયલા ભીષ્મ પિતામહ, ગ્રહોવડે વિંટાયલો ચંદ્ર શોભે તેમ શોભતા હતા.

भीष्मस्तु पुरुषव्याघ्र कर्मणा मनसा गिरा ।
शरतल्पगतः कृष्णं प्रदध्यौ प्रांजलिः शुचिः ॥१५॥

પુરુષમાં વ્યાઘ્રરૂપ હે જનમેજય! બાણશય્યામાં સુતેલા પવિત્ર ભીષ્મ પિતામહે હાથ જોડીને મન, કર્મ અને વાણીવડે શ્રીભગવાનનું ધ્યાન ધર્યું.૧૫

स्वरेण हृष्टपुष्टेन तुष्टाव मधुसूदनम् ।
योगेश्वरं पद्मनाभं विष्णुं जिष्णुं जगत्प्रभुम् ॥१६॥
कृतांजलिः शुचिर्भूत्वा वाग्विदांप्रवरः प्रभुः ।
भीष्मः परमधर्मात्मा वासुदेवमथास्तुवत् ॥१७॥

પછી શાસ્ત્રવેત્તાઓમાં અતિ શ્રેષ્ઠ, સમર્થ અને પરમ ધર્માત્મા એવા ભીષ્મે પવિત્ર થઇ બે હાથ જોડીને હૃષ્ટપુષ્ટ સ્વરવડે મધુસૂદન યોગેશ્વર, પદ્મનાભ, વ્યાપક, વિજયી અને જગત્પતિ એવા ભગવાન શ્રીકૃષ્ણને સંતોષવામાટે તેમની સ્તુતિ કરવા લાગ્યા. ૧૬,૧૭

भीष्म उवाच। ભીષ્મ બોલ્યા:—

आरिराधयिषुः कृष्णं वाचं जिगदिषाम्यहम् ।
तया व्याससमासिन्या प्रीयतां पुरुषोत्तमः ॥१८॥

શ્રીકૃષ્ણનું આરાધન કરવાની ઇચ્છાવાળો હું મારી એવી વાણીવડે તેમની સ્તુતિ કરવા ઇચ્છું છું, કે જે સંક્ષેપમાં કહેનારી છતાં વિસ્તૃત ભાવાર્થવાળી વાણીથી પુરુષોત્તમ શ્રીકૃષ્ણ મારા ઉપર પ્રસન્ન થાઓ. ૧૮

शुचिं शुचिपदं हंसं तत्पदं परमेष्ठिनम् ।
युक्त्वा सर्वात्मनात्मानं तं प्रपद्ये प्रजापतिम् ॥१९॥

જે પરમાત્મા સર્વ પ્રકારે નિર્દોષ છે; જે પવિત્ર માર્ગ-દ્વારા પ્રાપ્ત થાય એવા છે; સર્વ કરતાં શ્રેષ્ઠ છે; तत्त्वमसि મહાવાક્યમાંના तत् પદના અર્થરૂપ છે; હિરણ્યગર્ભ રૂપ છે અને સર્વના આત્મારૂપ છે; તે પ્રજાપતિ પરમેશ્વરને હું ત્રણે શરીરનો ત્યાગ કરીને સર્વાત્મભાવથી શરણે જાઉં છું.

अनाद्यं तत्परं ब्रह्म न देवा नर्षयो विदुः ।
एकोऽयं भगवान् देवो धाता नारायणो हरिः ॥

આદિઅંતથી રહિત તે પરબ્રહ્મ કે જેને દેવો અને ઋષિઓ પણ સંપૂર્ણપણે જાણી શકતા નથી; તે આ એક ભગવાન નારાયણજ સર્વના દેવ, ધાતા અને હરિ કહેવાય છે. ૨૦

नारायणादृषिगणास्तथा सिद्धमहोरगाः ।
देवा देवर्षयश्चैव तं विदुः परमव्ययम् ॥२१॥

તે નારાયણથી જે જે ઋષિગણો, સિદ્ધો, મોટા સર્પો, દેવતાઓ અને દેવર્ષિઓ ઉત્પન્ન થયા છે; તેઓ પણ તેમને સર્વથી શ્રેષ્ઠ તથા અવિનાશી જાણે છે. ૨૧

देवदानवगंधर्वा यक्षराक्षसपन्नगाः ।
यं न जानंति को ह्येषः कुतो वा भगवानिति ॥२२

હું તે પરમાત્માને શરણે જાઉં છું કે જેને દેવો, દાનવો, ગંધર્વો, યક્ષો, રાક્ષસો અને સર્પો પણ જાણતા નથી કે આ ભગવાન કોણ છે, કેવા છે, કયાંથી છે અને શાથી છે? ૨૨

यस्मिन्विश्वानि भूतानि तिष्ठंति च विशंति च ।
गुणभूतानि भूतेशे सूत्रे मणिगणा इव ॥२३॥

સૂત્રમાં જેમ મણિના સમૂહ પરોવાઈને રહે છે; તેમ જે ભૂતોના ઈશ્વરમાં સર્વ ગુણો, ભૂતો અને પ્રાણીઓ આદિ રહેલાં છે તથા પ્રવેશ કરે છે; તેને હું શરણે જાઉં છું.

यस्मिन्नित्ये तते तंतौ दृढे स्रगिव तिष्ठति ।
सदसद्ग्रथितं विश्वं विश्वांगे विश्वकर्मणि ॥२४॥

જેમ વિસ્તારવાળા દૃઢ તાંતણાને આધારે પુષ્પની માળા રહે છે; તેમ જે નિત્ય, સર્વવ્યાપક, દૃઢ અને વિશ્વના અંગભૂત એવા જગતકર્તામાં આ સત્ અને અસત્ વસ્તુથી ગુંથાયલું સમગ્ર વિશ્વ રહેલું છે; તે પરમાત્માને હું શરણે જાઉં છું. ૨૪

हरिं सहस्रशिरसं सहस्रचरणेक्षणम् ।
सहस्रबाहुमुकुटं सहस्रवदनोज्ज्वलम् ॥२५॥

હજારો મસ્તકવાળા, હજારો ચરણ અને નેત્રવાળા, હજારો બાહુ અને મુકુટવાળા, હજારો ઉજ્જવળ મુખોવાળા તથા સર્વ પાપોને હરનારા એવા શ્રીહરિને હું શરણે જાઉં છું. ૨૫

प्राहुर्नारायणं देवं यं विश्वस्य परायणम् ।
अणीयसामणीयांसं स्थविष्ठं च स्थवीयसाम् ॥२६॥
गरीयसां गरिष्ठं च श्रेष्ठं च श्रेयसामपि ।
यं वाकेष्वनुवाकेषु निषत्सूपनिषत्सु च ॥२७॥
गृणंति सर्वकर्माणं सत्यं सत्येषु सामसु ।
चतुर्भिश्चतुरात्मानं सत्त्वस्थं सात्वतां पतिम् ॥२८॥

જે નારાયણદેવને વિશ્વનું પરમ નિવાસસ્થાન કહે છે; જે સૂક્ષ્મથી પણ સૂક્ષ્મ અને સ્થૂલથી પણ સ્થૂલ છે; જે મહાનથી પણ મહાન અને શ્રેષ્ઠથી પણ શ્રેષ્ઠ છે; જેમને કર્મને પ્રકાશ કરનારા મંત્રોમાં, મંત્રોના અર્થભૂત બ્રાહ્મણગ્રંથોનાં કર્માંગ દેવો ઇત્યાદિની ઓળખ કરાવનારાં વાકયોમાં, તથા ઉપનિષદોમાં જેમને સર્વ કર્મ કરનારા કહે છે; સામવેદોમાં જેમને સત્યોના સત્યરૂપ કહે છે; જે વાસુદેવ, સંકર્ષણ, પ્રદ્યુમ્ન અને અનિરુદ્ધ એમ ચારરૂપે–અર્થાત્ બ્રહ્મ, જીવ, મન અને અહંકારરૂપે–રહેલા છે; જે સત્ત્વગુણમાં વ્યક્તરૂપે રહેલા છે; અને જેને ભક્તજનોના સ્વામી કહે છે; તેમને શરણે હું જાઉં છું. ૨૬–૨૮

यं दिव्यैर्देवमर्चंति गुह्यैः परमनामभिः ।
यस्मिन्नित्यं तपस्तप्तं यदंगेष्वनुतिष्ठति ।
सर्वात्मा सर्ववित्सर्वः सर्वगः सर्वभावनः ॥२९॥

દિવ્ય, ગુહ્ય અને ઉત્તમ નામોવડે જે દેવનું સ્તવનપૂજન કરાય છે; જેમને પ્રસન્ન કરવા માટે નિત્યપ્રિત કરાતું સાત્ત્વિક તપ જે દેવના અંગમાં સ્થિતિ કરી રહે છે; જે સર્વના આત્મા છે; જે સર્વ કોઇને સર્વ તરફથી જાણનારા છે; જે સર્વરૂપ છે; તથા જે સર્વત્ર ગતિ કરનારા અને સર્વને ઉત્પન્ન કરનારા છે; તે દેવને હું શરણે જાઉં છું.

**यं देवं देवकी देवी वसुदेवादजीजनत् ।**
**भूमेश्च ब्रह्मणो गुप्त्यै दीप्तमग्निमिवारणिः ॥३०॥**

અરણી જેમ પ્રકાશિત અગ્નિને ઉત્પન્ન કરે છે; તેમ દેવી દેવકીએ પૃથ્વી અને બ્રાહ્મણની રક્ષા માટે જે વાસુદેવને ઉત્પન્ન કર્યા છે; તેમને હું શરણે જાઉં છું. ૩૦

**यमनन्यो व्यपेताशीरात्मानं वीतकल्मषम् ।**
**दृष्ट्वाऽऽनंत्याय गोविंदं पश्यत्यात्मानमात्मनि ॥३१॥**

અનન્ય ભક્ત બીજી સર્વ આશાઓને તથા રાજસ-તામસ આહારો અને વિચારોને તજનારો તથા માત્ર અનંત મોક્ષનીજ ઇચ્છા અને પ્રયત્નવાળો થઇને નિર્દોષ એવા જે ગોવિંદને પોતાના આત્મામાં અને પોતાને તેમના આત્મામાં રહેલા જુએ છે; તે શ્રીગોવિંદ હરિને હું શરણે જાઉં છું. ૩૧

**अतिवाय्विंद्रकर्माणमतिसूर्याग्नितेजसम् ।**
**अतिबुद्धींद्रियात्मानं तं प्रपद्ये प्रजापतिम् ॥३२॥**

જે દેવ વાયુ તથા ઇંદ્ર કરતાં પણ વધારે કર્મ કરે છે; જે સૂર્ય અને અગ્નિથી અત્યંત તેજસ્વી છે; અને જે બુદ્ધિ તથા ઇંદ્રિયોવડે જાણી શકાતા નથી; તે પ્રજાપતિને હું શરણે જાઉં છું. ૩૨

**पुराणे पुरुषं प्रोक्तं ब्रह्म प्रोक्तं युगादिषु ।**
**क्षये संकर्षणं प्रोक्तं तमुपास्यमुपास्महे ॥३३॥**

ભૂતકાળના કલ્પોને અંતે સર્વ પદાર્થો પોતામાં રાખવાથી જેને પુરુષ કહ્યા છે; યુગના આદિકાળમાં સર્વના સૃજનાર હોવાથી જેને બ્રહ્મા કહ્યા છે; અને જગતના સંહારકાર્યને લીધે જેમને સંકર્ષણ કહેલા છે; તે ઉપાસ્ય (ઉપાસના કરવા યોગ્ય) પરમાત્મદેવની અમે (સર્વ ઉપાસકો) ઉપાસના કરીએ છીએ. ૩૩

यमेकं बहुधात्मानं प्रादुर्भूतमधोक्षजम् ।
नान्यं भक्ताः क्रियावंतो यजंते सर्वकामदम् ॥३४॥

જે પોતે એક છતાં પોતાને અનેકરૂપે પ્રકટ કરે છે; જે અધોક્ષજ (અતીંદ્રિય) છતાં જગતના કલ્યાણ માટે અવતરે છે અને જે ભકતોની સર્વ કામના પૂરવાના સ્વભાવવાળા છે; એવા જે મહાન દેવને છોડીને તેના (સકામ કે નિષ્કામભાવે કર્મ કરનારા) જ્ઞાની ભકતો બીજાનું યજનપૂજન કરતા નથી; તે પરમાત્માની અમે ઉપાસના કરીએ છીએ. ૩૪

यं प्राहुर्जगतः कोशं यस्मिन्सन्निहिताः प्रजाः ।
यस्मिन् लोकाः स्फुरंतीमे जले शकुनयो यथा ॥३५

જેમને જગતના નિવાસસ્થાન કહે છે; જેમનાવિષે સર્વ પ્રજા રહેલી છે; અને જલાશયમાંથી જળપક્ષીઓ —જળકુકડીઓ બહાર નીકળી આવે તેમ જેની અવ્યક્ત પ્રકૃતિમાંથી આ સર્વ લોકો બહાર આવે છે; તે પરમાત્માની અમે ઉપાસના કરીએ છીએ. ૩૫

ऋतमेकाक्षरं ब्रह्म यत्तत्सदसतः परम् ।
अनादिमध्यपर्यंतं न देवा नर्षयो विदुः ॥३६॥

જે સત્યરૂપ છે; જે એકાક્ષર ૐકારના લક્ષ્યાર્થ એવા પરબ્રહ્મરૂપ છે; જે तत्, सत् અને असत् એટલે કારણ તથા કાર્યથી પર છે; જે આદિ, મધ્ય અને અંતરહિત છે; તથા જે દેવને દેવો અને ઋષિઓ પણ સર્વાંશે ઓળખી શકતા નથી; તે પરમાત્માને અમે ઉપાસીએ છીએ. ૩૬

यं सुरासुरगंधर्वाः ससिद्धार्षिमहोरगाः ।
प्रयता नित्यमर्चंति परमं दुःखभेषजम् ।
अनादिनिधनं देवमात्मयोनिं सनातनम् ॥३७॥

આદિ અંતથી રહિત, સ્વયંભૂ, સનાતન અને સર્વ

દુઃખનો નાશ કરનારા એવા જે પરમાત્મદેવને દેવતાઓ, દૈત્યો, ગંધર્વો, સિદ્ધો, ઋષિઓ અને મહાસર્પો નિત્યપ્રતિ સાવધાન થઇને પૂજે છે; તેને અમે આરાધીએ છીએ. ૩૭

अवितर्क्यमविज्ञेयं हरिं नारायणं प्रभुम् ।
यं वै विश्वस्य कर्तारं जगतस्तस्थुषां पतिम् ।
वदंति जगतोऽध्यक्षमक्षरं परमं पदम् ॥३८॥

તર્કવિતર્કથી જાણી શકાય નહિ એવા; જે પરમાત્માને હરિ, નારાયણ, સમર્થ, વિશ્વકર્તા, સ્થાવરજંગમના પતિ, જગતના અધ્યક્ષ, અવિનાશી અને પરમપદરૂપ કહે છે; તે પરમાત્માને અમે આરાધીએ છીએ. ૩૮

हिरण्यवर्णो यो गर्भो दितेर्दैत्यानिषूदनः ।
एकोद्वादशधा जज्ञे तस्मै सूर्यात्मने नमः ॥३९॥

જે મહાન સૂર્યરૂપ નારાયણદેવ હિરણ્યવર્ણવાળા, અદિતિના પુત્ર દૈત્યનો નાશ કરનારા, અને એક છતાં બાર આદિત્યરૂપે જન્મેલા છે; તે સૂર્યોના સૂર્યરૂપ પરમાત્માને નમસ્કાર કરૂં છું. ૩૯

शुक्ले देवान् पितॄन् कृष्णे तर्पयत्यमृतेन यः ।
यश्च राजा द्विजातीनां तस्मै सोमात्मने नमः॥४०॥

સોમ(ચંદ્રમા)રૂપે જે પરમાત્મા શુકલપક્ષમાં દેવતાઓને અને કૃષ્ણપક્ષમાં પિતૃઓને અમૃતવડે તૃપ્ત કરે છે, અને જે બ્રાહ્મણાદિ દ્વિજાતિઓના રાજા છે; તે સોમાત્માને નમસ્કાર કરૂં છું. ૪૦

महतस्तमसः पारे पुरुषं ह्यतितेजसम् ।
यं ज्ञात्वा मृत्युमत्येति तस्मै ज्ञेयात्मने नमः ॥४१॥

મનુષ્ય જેમને મહામાયાથી તથા અજ્ઞાન અંધકારથી પર, અને અત્યંત તેજસ્વરૂપ પરમપુરુષ જાણવાને લીધે મનવાણીકર્મવડે પવિત્ર આચારવિચારવાળો થઇને

જન્મમૃત્યુને તરી જાય છે; એવા અત્યંત જાણુવા યોગ્ય પરમાત્માને નમસ્કાર કરૂં છું.૪૧

ऋग्यजुः सामाथर्वाणं दशार्धं हविरात्मकम् ।
यं सप्ततंतुं तन्वंति तस्मै यज्ञात्मने नमः॥४२॥

જે પરમાત્મા ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ અને અથર્વવેદરૂપ છે; જે પાંચ હવિષરૂપ છે અને સપ્તતંતુરૂપ જે યજ્ઞનો યજ્ઞવેત્તાઓ વિસ્તાર કરે છે; તે યજ્ઞસ્વરૂપ પરમાત્માને નમસ્કાર કરૂં છું.૪૨

यं बृहंतं बृहत्युक्थे यमग्नौ यं महाध्वरे ।
यं विप्रसंघा गायंति तस्मै वेदात्मने नमः॥४३॥

ઉકથ્ય નામના મોટા યજ્ઞમાં ઋગ્વેદ ભણનારાં વિપ્રમંડળો જેમની બ્રહ્મરૂપે કીર્તિ ગાય છે અને અગ્નિચયન નામના મોટા યજ્ઞમાં અધ્વર્યુ બ્રાહ્મણો અગ્નિરૂપે જેની પવિત્ર કીર્તિ ગાય છે તે વેદાત્માને હું નમસ્કાર કરૂં છું.

चतुर्भिश्च चतुर्भिश्च द्वाभ्यां पंचभिरेव च ।
हूयते च पुनर्द्वाभ्यां तस्मै होमात्मने नमः॥४४॥

आश्रावय, अस्तु, श्रौषट् એમ બે વાર ચાર ચાર અક્ષરોવડે, यज् એમ બે અક્ષરોવડે, ये यजामहे એવા પાંચ અક્ષરોવડે, અને ફરીને वषट् એવા બે અક્ષરોવડે, એટલે કુલ સત્તર અક્ષરોવડે જેમને બલિદાન આપવામાં આવે છે; તે હોમરૂપી પરમાત્માને હું નમસ્કાર કરૂં છું.૪૪

यः सुपर्णो यजुर्नाम छंदोगात्रस्त्रिवृच्छिराः ।
रथंतरं बृहत्साम तस्मै स्तोत्रात्मने नमः ॥४५॥

યજુષ્ નામની જેમની સુંદર પાંખો છે; ગાયત્રી આદિ છંદ જેમનાં અંગ છે; જેમનું મસ્તક ઋક્, યજુષ્ અને સામવેદરૂપી ત્રણ રેખાવાળું છે અને રથંતર નામનું બૃહત્સામ જેમનું પ્રીતિવાક્ય છે; તે સ્તોત્રાત્મારૂપ નારા-

યણુદેવને હું નમસ્કાર કરૂં છું.૪૫

यः सहस्रसमे सत्रे यज्ञे विश्वसृजामृषिः ।
हिरण्यपक्षः शकुनिस्तस्मै ताक्ष्यात्मने नमः॥४६॥

બ્રહ્મા આદિક પ્રજાપતિઓના હજાર વર્ષની અવાધવાળા મહાયજ્ઞમાં જે ઋષિ પ્રકટ થયા છે અને જે સુવર્ણની પાંખોવાળા પક્ષીરૂપ છે, તે ગરુડરૂપી તાક્ષ્યાત્માને હું નમસ્કાર કરૂં છું.૪૬

पदांगसंधिपर्वाणं स्वरव्यंजनभूषणम् ।
यमाहुश्चाक्षरं नित्यं तस्मै वागात्मने नमः ॥४७॥

શબ્દના સમૂહો જેનાં હાથ, પગ વગેરે અંગો છે; સંધિઓ જેની આંગળીઓનાં પર્વ છે; સ્વર તથા વ્યંજન જેનાં આભૂષણો છે અને જેને નિત્ય અક્ષર કહે છે; તે વાણીરૂપ દેવને હું નમસ્કાર કરૂં છું.૪૭

यज्ञांगो यो वराहो वै भूत्वा गामुज्जहार ह ।
लोकत्रयहितार्थाय तस्मै वीर्यात्मने नमः॥४८॥

જેમણે ત્રણ લોકના હિત અર્થે યજ્ઞાંગ એવા વરાહનું રૂપ ધારણ કરીને પાણીમાંથી પૃથ્વીનો ઉદ્ધાર કર્યો; તે પરાક્રમની મૂર્તિરૂપ પરમાત્માને નમસ્કાર કરૂં છું.૪૮

यः शेते योगमास्थाय पर्यंके नागभूषिते ।
फणासहस्ररचिते तस्मै निद्रात्मने नमः ॥४९॥

યોગનિદ્રા ધારણ કરીને હજાર ફણાઓવાળા શેષનાગરૂપી શય્યાપર જે પોઢે છે; તે યોગનિદ્રારૂપ પરમાત્માને નમસ્કાર કરૂં છું.૪૯

यश्चिनोति सतां सेतुमृतेनामृतयोनिना ।
धर्मार्थं व्यवहारार्थं तस्मै सत्यात्मने नमः ॥५०॥

સત્પુરુષોના ધર્મ માટે તથા વ્યવહાર માટે જેમણે અસાર સંસારસાગરને તરવાના અને સારભૂત અમૃતને

પામવાના સેતુરૂપે સત્યરૂપી દ્વાર યોજીને શમદમાદિ અંગોરૂપે વિસ્તાર્યું છે; તે સત્યરૂપ પરમાત્માને નમસ્કાર કરૂં છું. ૫૦

यं पुनर्धर्मचरणाः पृथग्धर्मफलैषिणः ।
पृथग्धर्मैः समर्चंति तस्मै धर्मात्मने नमः ॥५१॥

જુદા જુદા ફળની ઇચ્છાથી જુદા જુદા ધર્મનું આચરણ કરનારા મનુષ્યો તે તે જુદા જુદા ધર્મોવડે જેમની રૂડે પ્રકારે છે પૂજા કરે છે તે સર્વ ધર્મોના આત્મારૂપ એવા પરમાત્માને નમસ્કાર કરૂં છું. ૫૧

यतः सर्वे प्रसूयंते ह्यनंगाच्चैव देहिनः ।
उन्मादः सर्वभूतानां तस्मै कामात्मने नमः ॥५२॥

જે કામદેવરૂપ પરમાત્માથી સર્વ પ્રાણીઓ ઉત્પન્ન થાય છે તથા જે સર્વ પ્રાણીઓના ઉન્માદરૂપ છે; તે તે કામાત્માને નમસ્કાર કરૂં છું. ૫૨

यत्तद्व्यक्तस्थमव्यक्तं विचिन्वंति महर्षयः ।
क्षेत्रे क्षेत्रज्ञमासीनं तस्मै क्षेत्रात्मने नमः ॥५३॥

જુદાં જુદાં નામો અને રૂપોવડે વ્યક્ત થયેલા જણાતા જે પરમાત્માને મહર્ષિઓ તેમના વાસ્તવિક અવ્યક્ત સ્વરૂપે શોધે છે; તે સર્વ દેહરૂપી ક્ષેત્રોમાં ક્ષેત્રજ્ઞરૂપે રહેલા એવા ક્ષેત્રાત્માને નમસ્કાર કરૂં છું. ૫૩

यं त्रिधात्मानमात्मस्थं वृतं षोडशभिर्गुणैः ।
प्राहुः सप्तदशं सांख्यास्तस्मै सांख्यात्मने नमः ॥५४॥

જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ, એ ત્રણે અવસ્થાઓમાં ત્રિવિધ આત્માની પેઠે રહેલા જણાતા જે પરમાત્માને સાંખ્યશાસ્ત્રવેત્તાઓ પાંચ જ્ઞાનેંદ્રિય, પાંચ કર્મેન્દ્રિય, અગિયારમું મન તથા પાંચ ભૂતો, એવા સોળ વિકારોથી વિંટાયલા સત્તરમા વિશુદ્ધાત્મા કહે છે; તે સાંખ્યાત્માને

નમસ્કાર કરૂં છું. ૫૪

यं विनिद्राजितश्वासाः शांता दांता जितेंद्रियाः।
ज्योतिः पश्यंति युंजानास्तस्मै योगात्मने नमः ५५

નિદ્રા અને પ્રાણને જીતનારા, તથા શાંત, દાંત, જિતેંદ્રિય અને યોગાભ્યાસદ્વારા પરમાત્મામાં મનને જોડનારા યોગીઓ જે પરમાત્માની જ્યોતિને જુએ છે તે યોગાત્માને નમસ્કાર કરૂં છું. ૫૫

अपुण्यपुण्यो परमे यं पुनर्भवनिर्भयाः।
शांताः संन्यासिनो यांति तस्मै मोक्षात्मने नमः॥

પાપ અને પુણ્યથી પર–એટલે કે નિર્લેપ થઇને પુનર્જન્મના ભયથી રહિત થયેલા એવા શાંત અંતઃ-કરણવાળા સંન્યાસીઓ જે પરમાત્મદેવને પામે છે; તે મોક્ષાત્માને નમસ્કાર કરૂં છું. ૫૬

योऽसौ युगसहस्रांते प्रदीप्तार्चिर्विभावसुः।
संक्षोभयति भूतानि तस्मै घोरात्मने नमः॥५७॥

હજાર યુગને અંતે પ્રલયસમયે જે પરમાત્મા પ્રજ્વ-લિત કિરણોવાળા સૂર્યરૂપે સર્વ ભૂતોને બહુજ ખળ-ભળાવે છે; તે ઘોરાત્માને નમસ્કાર કરૂં છું. ૫૭

संभक्ष्य सर्वभूतानि कृत्वा चैकार्णवं जगत्।
बालः स्वपिति यश्चैकस्तस्मै मायात्मने नमः॥५८॥

જે પરમાત્મા સર્વ ભૂતોનું ભક્ષણકરીને તથા મહા-સાગર ફેલાવી તેમાં સમગ્ર જગતને ડુબાવી દઇને પછી એક બાળકનું સ્વરૂપ ધારણ કરીને સૂવે છે; તે યોગમાયા-ના આત્મારૂપ શ્રીવિષ્ણુ પરમાત્માને નમસ્કાર કરૂં છું.

अजस्य नाभ्यां संभूतं यस्मिन्विश्वं प्रतिष्ठितम्।
पुष्करं पुष्कराक्षस्य तस्मै पद्मात्मने नमः॥५९॥

કમળસરખાં નેત્રવાળા અને જન્મમરણરહિત

વિષ્ણુભગવાનની નાભિમાંથી જે કમળ ઉત્પન્ન થયું છે અને જે કમળની અંદર આ સમગ્ર જગત રહેલું છે; તે પદ્માત્માને નમસ્કાર કરૂં છું. ૫૯

सहस्रशिरसे चैव पुरुषायामितात्मने ।
चतुःसमुद्रपर्यंके योगनिद्रात्मने नमः ॥६०॥

હજારો મસ્તકવાળા અને અપાર આત્માવાળા જે પરમપુરુષ ચાર સમુદ્રરૂપી શય્યામાં પોઢીને યોગનિદ્રા કરે છે; તે યોગનિદ્રાત્માને નમસ્કાર કરૂં છું. ૬૦

यस्य केशेषु जीमूता नद्यः सर्वांगसंधिषु ।
कुक्षौ समुद्राश्चत्वारस्तस्मै तोयात्मने नमः ॥६१॥

જેમના કેશોમાં મેઘો રહ્યા છે; જેનાં સર્વ અંગોનીસંધિ-ઓમાં નદીઓ રહેલી છે અને જેના ઉદરમાં સર્વ સમુદ્રો રહેલા છે; એવા જળમય તોયાત્માને નમસ્કાર કરૂં છું.

यस्मात्सर्वाः प्रसूयंते सर्वप्रलयविक्रियाः ।
यस्मिंश्चैव प्रलीयंते तस्मै हेत्वात्मने नमः ॥६२॥

જે હેતુથી અને જેમનાથી સર્વ જગતની ઉત્પત્તિ-થી માંડીને પ્રલય સુધીની સર્વ વિક્રિયાઓ ઉત્પન્ન થાય છે; તથા જે હેતુથી જેમનામાં એ બધું લય પામે છે; તે હેતુના આત્મારૂપ એવા શ્રીવિષ્ણુ પરમાત્માને નમસ્કાર કરૂં છું. ૬૨

यो निषण्णो भवेद्रात्रौ दिवा भवति धिष्ठितः ।
इष्टानिष्टस्य च द्रष्टा तस्मै द्रष्ट्रात्मने नमः ॥६३॥

જે દેવ રાત્રે નિદ્રાવસ્થામાં પણ સાક્ષીરૂપે જાગ્રત રહે છે; તથા દિવસે પણ સાક્ષીરૂપે સર્વની સમીપ રહેતા થકા ઇષ્ટ અને અનિષ્ટના દ્રષ્ટા—એટલે કે જોવા-વાળા છે; તે સર્વના દ્રષ્ટારૂપ શ્રીવિષ્ણુ પરમાત્માને નમસ્કાર કરૂં છું. ૬૩

अकुंठं सर्वकार्येषु धर्मकार्यार्थमुद्यतम् ।
वैकुंठस्य हि तद्रूपं तस्मै कार्यात्मने नमः ॥६४॥

જે સર્વ કાર્યોમાં કશાથી અટકયા વિના પ્રવેશ કરે છે; જે ધર્મકાર્ય માટે તત્પર રહે છે અને જે વૈકુંઠસ્વરૂપ છે; તે કાર્યની સાક્ષાત્ મૂર્તિરૂપ એવા કાર્યાત્માને-પરમાત્માને નમસ્કાર કરું છું. ૬૪

विभज्य पंचधात्मानं वायुभूतः शरीरगः ।
यश्चेष्टयति भूतानि तस्मै वाय्वात्मने नमः ॥६५॥

જે પોતાના એક અંશવડે પાંચ મહાભૂતોરૂપે વિભાગ કરીને તથા તેમાંના એક વાયુમાંથી પાંચ પ્રાણરૂપે થઇને સર્વના શરીરમાં રહે છે, તથા સર્વ ભૂતપદાર્થોને ચેષ્ટા કરાવે છે; તે વાયુના આત્મારૂપ પરમાત્માને નમસ્કાર કરું છું. ૬૫

ब्रह्मवक्त्रं भुजा क्षत्रं कृत्स्नमूरूदरं विशः ।
पादौ यस्याश्रिताः शूद्रास्तस्मै वर्णात्मने नमः ॥६६॥

બ્રાહ્મણો (બ્રહ્મવેત્તાઓ) જે વિરાટ ઈશ્વરના મુખરૂપ છે; ક્ષત્રિયો જેમના હાથરૂપ છે; વૈશ્યો જેમની સાથળો અને ઉદરરૂપ છે તથા શૂદ્રો જેના ચરણરૂપ છે તે સર્વ વર્ણોના આત્મારૂપ પરમાત્માને હું નમસ્કાર કરું છું. ૬૬

युगेष्वावर्तमानेषु मासत्वयनहायनैः ।
सर्गप्रलययोः कर्ता तस्मै कालात्मने नमः ॥६७॥

અનુક્રમે બદલાતા સત્ય આદિ યુગોમાં માસ, ઋતુ, અયન અને વર્ષો, એવા વિભાગવડે જે ઉત્પત્તિ અન પ્રલય કરે છે; તે સર્વના કર્તા તથા કાળરૂપ એવા પરમાત્માને નમસ્કાર કરું છું. ૬૭

यस्याग्निरास्यं द्यौर्मूर्धा खं नाभिश्चरणौ क्षितिः ।
सूर्यश्चक्षुर्दिशः श्रोत्रे तस्मै लोकात्मने नमः ॥६८॥

અગ્નિ જેમનું મુખ છે; સ્વર્ગ જેમનું મસ્તક છે; આકાશ જેમની નાભિ છે; પૃથ્વી જેમનાં ચરણો છે; સૂર્યચંદ્ર જેમની આંખો છે; દિશાઓ જેમના કાન છે; એવા ત્રણે લોકના આત્મારૂપ પરમાત્માને નમસ્કાર કરૂં છું. ૬૮

परः कालात् परो यज्ञात्परात्परतरो हि यः ।
अनादिरादिर्विश्वस्य तस्मै विश्वात्मने नमः ॥६९॥

જે ત્રણે કાળથી પર છે; યજ્ઞથી પર છે; અને સર્વથી પર એવા હિરણ્યગર્ભથી પણ જે પર, ઉત્પત્તિરહિત અને વિશ્વના આદિરૂપ છે તે વિશ્વાત્માને નમસ્કાર કરૂં છું.

विषये वर्तमानो यस्तं वैशेषिकनिर्गुणैः ।
प्राहुर्विषयगोप्तारं तस्मै गोप्त्रात्मने नमः ॥७०॥

જે શબ્દ આદિ સર્વ વિષયોમાં સમાનરૂપે રહેલા હોવાથી તેના પ્રત્યે રાગદ્વેષાદિ વિશેષ ગુણોથી રહિત છે; અને તે છતાં જેમને વિષયોના ગોપ્તા (રક્ષક) પણ કહ્યા છે; તે સર્વના રક્ષકાત્મા એવા પરમાત્માને નમસ્કાર કરૂં છું.

अन्नपानेंधनमयो रसप्राणविवर्धनः ।
यो धारयति भूतानि तस्मै प्राणात्मने नमः ॥७१॥

જે અન્ન, પાન અને કાષ્ઠમય છે; જે રસ તથા પ્રાણની વૃદ્ધિ કરનારા છે અને જે સર્વ ભૂતોને ધારણ કરનારા છે; તે પ્રાણાત્માને નમસ્કાર કરૂં છું. ૭૧

पिंगेक्षणसटं यस्य रूपं दंष्ट्रानखायुधम् ।
दानवेंद्रांतकरणं तस्मै दृप्तात्मने नमः ॥७२॥

જેમનું સ્વરૂપ પિંગળી આંખોવાળું, કેશવાળીવાળું, દાઢ અને નખરૂપી આયુધવાળું અને દાનવના રાજા હિરણ્યકશિપુનો નાશ કરનારૂં હતું; તે ગર્વમૂર્તિ શ્રીનરસિંહ ભગવાનને નમસ્કાર કરૂં છું. ૭૨

रसातलगतः श्रीमाननंतो भगवान्विभुः ।
जगद्धारयते कृत्स्नं तस्मै वीर्यात्मने नमः ॥७३॥

રસાતળમાં રહેલા, શ્રીમાન્, દિશા અને કાળાદિકથી અંતરહિત અને સર્વ દેશકાળાદિકમાં વ્યાપક એવા જે શેષ ભગવાન સર્વ જગતને ધારણ કરે છે; તે વીર્યની સાક્ષાત્ મૂર્તિસ્વરૂપ પરમાત્માને નમસ્કાર કરૂં છું.૭૩

यो मोहयति भूतानि स्नेहपाशानुबंधनैः ।
सर्गस्य रक्षणार्थाय तस्मै मोहात्मने नमः ॥७४॥

સૃષ્ટિની રક્ષા કરવા માટે જે પરમાત્મદેવ સ્નેહરૂપ પાશનાં બંધનોથી પ્રાણીઓને મોહિત કરે છે; તે મોહાત્માને નમસ્કાર કરૂં છું.૭૪

भूतलातलमध्यस्थो हत्वा तु मधुकैटभौ ।
उद्धृता येन वै वेदास्तस्मै मत्स्यात्मने नमः॥७५॥

જે પરમાત્માએ ભૂતળ અને અતળની મધ્યમાં રહી મધુ અને કૈટભ નામના દૈત્યોનો નાશ કરીને વેદોનો ઉદ્ધાર કર્યો હતો; તે મત્સ્યરૂપ પરમાત્માને નમસ્કાર કરૂં છું.

ससागरवनां बिभ्रत्सप्तद्वीपां वसुंधराम् ।
यो धारयति पृष्ठेन तस्मै कूर्मात्मने नमः ॥७६॥

જે પોતાની પીઠ ઉપર સમુદ્રો અને વનોસહિત સાત દ્વીપવાળી પૃથ્વીને ધારણ કરે છે; તે કૂર્મરૂપ (કાચબારૂપ) પરમાત્માને નમસ્કાર કરૂં છું. ૭૬

एकार्णवे हि मग्नां गां वाराहं रूपमास्थितः ।
उद्दधार महीं योऽसौ तस्मै क्रोडात्मने नमः ॥७७॥

જેમણે વરાહરૂપે થઇને એકાકાર થયેલા મહાસાગરમાં ડૂબી ગયેલી પૃથ્વીને બહાર કાઢી હતી તે વરાહરૂપ પરમાત્માને નમસ્કાર કરૂં છું. ૭૭

नारसिंहं वपुः कृत्वा यस्त्रैलोक्यभयंकरम् ।
हिरण्यकशिपुं जघ्ने तस्मै सिंहात्मने नमः ॥७८॥

જેમણે ત્રણે લોકને ભય આપનારું એવું નરસિંહ સ્વરૂપ ધારણ કરીને હિરણ્યકશિપુને નાશ કર્યો હતો; તે નરસિંહસ્વરૂપને નમસ્કાર કરું છું. ૭૮

वामनं रूपमास्थाय बलिं संयम्य मायया ।
इमे क्रांतास्त्रयो लोकास्तस्मै क्रांतात्मने नमः॥७९॥

જેમણે વામનનું રૂપ ધારણ કરી માયાવડે બલિ-રાજાને વશ કરીને ત્રણે લોકને ત્રણ પગલાંથી ભરી લીધા હતા; તે ત્રણ ચરણથી ત્રણ લોકને ભરનારા ક્રાંતાત્માને નમસ્કાર કરું છું. ૭૯

जमदग्निसुतो भूत्वा रामः परशुभृग्विभुः ।
सहस्रार्जुनहंतैव तस्मै उग्रात्मने नमः ॥८०॥

જે પરમાત્માએ જમદગ્નિના પુત્ર પરશુરામરૂપે થઇ હાથમાં ફરશી ધારણ કરીને સહસ્રાર્જુન રાજાનો નાશ કર્યો હતો; તે ઉગ્ર મૂર્તિરૂપ પરમાત્માને નમસ્કાર કરું છું.

रामो दाशरथिर्भूत्वा पौलस्त्यकुलनंदनम् ।
जघान रावणं संख्ये तस्मै क्षत्रात्मने नमः ॥८१॥

જેમણે દશરથના પુત્ર શ્રીરામચંદ્રરૂપે થઇને પુલસ્ત્ય-કુળમાં જન્મેલા રાવણને યુદ્ધમાં કુળસહિત નાશ કર્યો હતો; તે ક્ષત્રિયરૂપ પરમાત્માને નમસ્કાર કરું છું. ૮૧

वसुदेवसुतः श्रीमान्वासुदेवो जगत्पतिः ।
जहार वसुधाभारं तस्मै कृष्णात्मने नमः ॥८२॥

જગતપતિ એવા શ્રીમાન વાસુદેવે વસુદેવના પુત્ર થઇ પૃથ્વીનો ભાર ઉતાર્યો હતો; તે શ્રીકૃષ્ણરૂપ થનારા પરમાત્માને નમસ્કાર કરું છું.૮૨

बुद्धरूपं समास्थाय सर्वरूपपरायणः ।
मोहयन्सर्वभूतानि तस्मै मोहात्मने नमः ॥८३॥

સર્વ રૂપપરાયણ એવા જે પરમાત્માએ બુદ્ધનું રૂપ ધારણ કરીને સર્વ પ્રાણીઓને મોહિત કર્યાં હતાં તે મોહાત્મા બુદ્ધ ભગવાનને નમસ્કાર કરૂં છું.૮૩

हानिष्यति कलेरंते म्लेच्छांस्तुरगवाहनः ।
धर्मसंस्थापनार्थाय तस्मै कल्क्यात्मने नमः ॥८४॥

ધર્મની સ્થાપના માટે કલિયુગને અંતે ઘોડા ઉપર ચઢીને જે અધર્મીઓનો નાશ કરશે તે કલ્કિરૂપ ભગવાનને નમસ્કાર કરૂં છું.૮૪

आत्मज्ञानमिदं ज्ञानं ज्ञात्वा पंचस्ववस्थितम् ।
यं ज्ञानेनाधिगच्छंति तस्मै ज्ञानात्मने नमः ॥८५॥

આ પંચભૂતમય શરીરમાં રહેલો જીવ આ આત્મજ્ઞાનને જાણીને જે પરમાત્મદેવને એ જ્ઞાનના અધિષ્ઠાતા જાણે છે; તે જ્ઞાનાત્માને નમસ્કાર કરૂં છું.૮૫

अप्रमेयशरीराय सर्वतो बुद्धिचक्षुषे ।
अपारपरिमेयाय तस्मै दिव्यात्मने नमः ॥८६॥

જેમનું શરીર માપરહિત છે; જેમની બુદ્ધિ તથા નેત્ર સર્વ તરફ છે તથા જે અપાર અને અવિનાશી છે તે દિવ્ય પરમાત્માને નમસ્કાર કરૂં છું.૮૬

जटिने दंडिने नित्यं लंबोदरशरीरिणे ।
कमंडलुनिषंगाय तस्मै ब्रह्मात्मने नमः ॥८७॥

જે જટાધારી, દંડધારી, નિત્ય, લંબોદર શરીરવાળા તથા કમંડલુરૂપી ભાથાવાળા (અથવા હથિયારવાળા) છે—અર્થાત્ કમંડલુમાંના પાણીવડે જેમણે અસુરોનો નાશ કર્યો હતો; તે બ્રહ્મમૂર્તિને નમસ્કાર કરૂં છું.૮૭

शूलिने त्रिदशेशाय त्र्यंबकाय महात्मने ।
भस्मदिग्धोर्ध्वलिंगाय तस्मै रुद्रात्मने नमः ॥८८॥

ત્રિશૂલને ધારણ કરનારા, દેવતાઓના ઈશ્વર, ત્રણ નેત્રવાળા, ભસ્મ ચોળેલા શરીરવાળા અને ઊર્ધ્વ ચિહ્નવાળા એવા મહાન રુદ્રસ્વરૂપ પરમાત્માને નમસ્કાર કરું છું.૮૮

चंद्रार्धकृतशीर्षाय व्यालयज्ञोपवीतिने ।
पिनाकशूलहस्ताय तस्मै उग्रात्मने नमः ॥८९॥

લલાટમાં અર્ધચંદ્રને ધારણ કરનારા, સર્પરૂપ જનોઈવાળા તથા પિનાક નામના ધનુષને અને ત્રિશૂળને હાથમાં રાખનારા એવા ઉગ્રાત્મા ભગવાન સદાશિવને નમસ્કાર કરું છું.૮૯

सर्वभूतात्मभूताय भूतादिनिधनाय च ।
अक्रोधद्रोहमोहाय तस्मै शांतात्मने नमः ॥९०॥

સર્વ ભુતોના આત્મારૂપ, પ્રાણીઓની ઉત્પત્તિ અને નાશરૂપ, તથા ક્રોધ દ્રોહ અને મોહથી રહિત, એવા તે શાંતાત્માને નમસ્કાર કરું છું.૯૦

यस्मिन् सर्वे यतः सर्वे यः सर्वे सर्वतश्च यः ।
यश्च सर्वमयो देवस्तस्मै सर्वात्मने नमः ॥९१॥

જેને વિષે સર્વ જગત છે; જેનાથી સર્વ જગત ઉત્પન્ન થાય છે; જે સર્વરૂપ છે અને જે દેવ સર્વત્ર વ્યાપક છે તથા સર્વ જગતરૂપ છે; તે સર્વના આત્મારૂપ સર્વાત્માને નમસ્કાર કરું છું.૯૧

विश्वकर्मन्नमस्तेऽस्तु विश्वात्मा विश्वसंभवः ।
अपवर्गस्थभूतानां पंचानां परतः स्थितः ॥९२॥

આપ વિશ્વના આત્મા છો; વિશ્વના કારણ અને અધિષ્ઠાન છો તથા હે નિત્યમુક્ત! આપ આ પંચમહા-

ભૂતોની અંદર પણ રહેલા છો; અને તેનાથી પર મોક્ષધામરૂપે પણ રહેલા છો; એવા હે મહાન વિશ્વકર્મા! આપને નમસ્કાર હો.૯૨

नमस्ते त्रिषु लोकेषु नमस्ते परतस्त्रिषु ।
नमस्ते त्रिषु सर्वेषु त्वं हि सर्वमयो निधिः ॥९३॥

આપને ત્રણે લોકમાં રહેલા ત્રિલોકાત્માને નમસ્કાર હો. આપ ત્રણે લોકથી પર એવા પરમાત્માને નમસ્કાર હો. સર્વ કાળમાં, સર્વ દેશમાં અને સર્વ કારણમાં રહેલા એવા આપ સર્વાત્માને નમસ્કાર હો; અને સર્વરૂપે થવા છતાં સર્વથી પર એવા અનંત અપાર મોક્ષસ્વરૂપે પણ રહ્યા છો; માટે આપ સર્વમય અને સર્વના ભંડારરૂપ પરમાત્માને નમસ્કાર હો.૯૩

नमस्ते भगवन्विष्णो लोकानां प्रभवाप्यय ।
त्वं हि कर्ता हृषीकेश संहर्ता चापराजितः ॥९४॥

હે ભગવન્! હે વિષ્ણો! હે લોકોની ઉત્પત્તિ તથા નાશ કરનારા! આપને નમસ્કાર હો. હે હૃષીકેશ! આપ કશાથી પરાજય ન પામો એવા આ જગતના સર્વશક્તિમાન અને સર્વજ્ઞ કર્તા તથા સંહાર કરનારા છો.૯૪

तेन पश्यामि भगवन् दिव्येषु त्रिषु वर्त्मसु ।
तच्च पश्यामि तत्त्वेन यत्ते रूपं सनातनम् ॥९५॥

હે ભગવાન્! ત્રણે કાળના અને ત્રણે લોકના દિવ્ય માર્ગોમાં આપના એ અનંત અપાર સનાતન સ્વરૂપને હું તત્ત્વથી રહેલું જોઉં છું. ૯૫

दिवं ते शिरसा व्याप्तं पद्भ्यां देवी वसुंधरा ।
विक्रमेण त्रयो लोकाः पुरुषोऽसि सनातनः ॥९६॥

આપના મસ્તકવડે આકાશ છવાઈ રહેલું છે; આપના પવિત્ર ચરણોવડે પૃથ્વીદેવી વ્યાપી રહેલી છે અને

આપના પરાક્રમવડે આ ત્રણે લોકો વ્યાપી રહેલા છે; માટે આપ (અપાર મહિમાવાળા) સનાતન પુરુષ છો. ૯૬

दिशो भुजा रविश्चक्षुर्वीर्यं शुक्रः प्रजापतिः ।
सप्त मार्गा निरुद्धास्ते वायोरमिततेजसः॥९७॥

અપાર તેજવાળા અને વાયુરૂપ એવા જે આપ તેની ભુજારૂપે દિશાઓ છે; નેત્રરૂપે સૂર્ય છે; વીર્યરૂપે શુક્ર અને પ્રજાપતિ છે અને ઉપરનાંસાત છિદ્રો (બે આંખ, બે કાન, નાકનાં બે દ્વારા અને મુખ) આપથી રૂંધાયલાં છે.

अतसीपुष्पसंकाशं पीतकौशेयवाससम् ।
ये नमस्यंति गोविंदं न तेषां विद्यते भयम् ॥९८॥

અતસીના પુષ્પ જેવા ઘનશ્યામ અને રેશમી પીતાંબર ધારણ કરનારા એવા આપ ગોવિંદને જેઓ નમસ્કાર કરે છે; તેઓને કશો ભય નથી. ૯૮

नमो नरकसंत्रासरक्षामंडलकारिणे ।
संसारनिम्नगावर्ततरिकाष्ठाय विष्णवे ॥९९॥

નરકના મહાત્રાસથી બચાવવા માટે ઋષિમુનિઓનું રક્ષામંડળ કરનારા, તથા સંસારરૂપી નદીની ધુમરીઓમાં ફસાઇ રહેલા કોટયવધિ માનવોમાંથી જે કોઇ બચાવા ઇચ્છે તેને માટે સદાકાળ હોડીરૂપે હાજર રહેનારા, એવા આપ ભગવાન વિષ્ણુને નમસ્કાર કરૂં છું.

नमो ब्रह्मण्यदेवाय गोब्राह्मणहिताय च ।
जगद्धिताय कृष्णाय गोविंदाय नमो नमः ॥१००

બ્રહ્મવેત્તાઓના દેવસ્વરૂપ, ગાય અને બ્રાહ્મણનું હિત કરનારા, સમગ્ર જગતનું હિત કરનારા અને પૃથ્વીના રક્ષક એવા ગોવિંદ શ્રીકૃષ્ણને વારંવાર નમસ્કાર કરૂં છું. ૧૦૦

प्राणकांतारपाथेयं संसारोच्छेदभेषजम् ।
दुःखशोकपरित्राणं हरिरित्यक्षरद्वयम् ॥१०१॥

'હરિ' એવા બે અક્ષર, સંસારરૂપી વિશાળ વનમાં પ્રાણીમાટે ભાથારૂપ છે; સંસારનો નાશ કરવામાં ઔષધરૂપ છે; અને દુઃખ તથા શોકમાંથી પરિત્રાણ કરનારા છે.

यथा विष्णुमयं सत्यं यथा विष्णुमयं जगत् ।
यथा विष्णुमयं सर्वं पापं नाशयते तथा ॥१०२॥

સત્ય જેમ વિષ્ણુમય છે; જગત જેમ વિષ્ણુમય છે અને સર્વ કાંઈ જેમ વિષ્ણુમય છે; તેમ એ ભગવાન વિષ્ણુ સર્વ પાપનો નાશ કરનાર પણ અવશ્ય છે. ૧૦૨

त्वां प्रपन्नाय भक्ताय गतिमिष्टां जिगीषवे ।
यच्छ्रेयः पुंडरीकाक्ष तद्ध्यायस्व सुरेश्वर ॥१०३॥

હે કમલનેત્ર! આપને શરણે આવેલા અને ઇષ્ટગતિની ઇચ્છાવાળા એવા મુજ આપના ભક્તનું જેમાં શ્રેય હોય તે હે સુરેશ્વર! ધ્યાનમાં લેજો. ૧૦૩

इति विद्यातपोयोनिरयोनिर्विष्णुरीडितः ।
वाग्यज्ञेनार्चितो देवः प्रीयतां मे जनार्दनः ॥१०४

આ પ્રમાણે વિદ્યા તથા તપના કારણભૂત, સ્વયંભૂ અને સર્વવ્યાપક એવા જે વિષ્ણુદેવની સ્તુતિ કરીને મેં વાણીરૂપી યજ્ઞથી તેમની પૂજા કરી; તે જનાર્દન (સાધુજનોના શત્રુઓનો–પાપીજનોનો નાશ કરનારા) એવા વિષ્ણુભગવાન મારા ઉપર પ્રસન્ન થાઓ. ૧૦૪

नारायण परं ब्रह्म नारायण परं तपः ।
नारायण परं चेदं सर्वं नारायणात्मकम् ॥१०५॥

આપ નારાયણજ પરબ્રહ્મરૂપ છો; આપ નારાયણજ તપરૂપ છો; આપ નારાયણજ આ જગતરૂપ છો; અને હે નારાયણ! આ સર્વ જે કાંઇ છે તે પણ નારાયણાત્મક

એવું આપ નારાયણનું રૂપ છે. ૧૦૫

वैशंपयान उवाच । વૈશંપાયન કહે છેઃ—

एतावदुक्त्वा वचनं भीष्मस्त्वादृतमानसः ।
नम इत्येव कृष्णाय प्रणाममकरोत्तदा ॥१०६॥

શ્રીનારાયણદેવ પ્રત્યે ઉપર જણાવ્યું એવું અત્યંત આદરવાળું જેમનું મન છે; એવા મહાન ભક્તરાજ ભીષ્મપિતામહે એ પ્રમાણે પરમાત્માની સ્તુતિ કરીને પછી તેજ સમયે શ્રીકૃષ્ણાય નમઃ "શ્રીકૃષ્ણ પરમાત્માને નમસ્કાર કરૂં છું" એમ કહીને પ્રણામ કર્યા. ૧૦૬

अभिगम्य तु योगेन भक्तिं भीष्मस्य माधवः ।
त्रैलोक्यदर्शने ज्ञानं दिव्यं दत्वा ययौ हरिः ॥१०७

શ્રીમાધવ હરિ ભગવાન, યોગદ્વારા ભીષ્મની ભક્તિને જાણીને તેમની પાસે પધાર્યા; અને તેમને ત્રણે લોકનું દર્શન કરાવનારૂં એવું દિવ્ય જ્ઞાન આપીને પાછા પોતાની યોગશય્યામાં પધાર્યા. ૧૦૭

तस्मिन्नुपरते शब्दे ततस्ते ब्रह्मवादिनः ।
भीष्मं वाग्भिर्बाष्पकंठास्तमानर्चुर्महामतिम् ॥१०८

ઉપર પ્રમાણે મહાભક્ત એવા શ્રી ભીષ્મપિતામહ શ્રીકૃષ્ણ પરમાત્માનું સ્તવન, ધ્યાન અને પ્રણામ કર્યા પછી બોલતા બંધ થયા; ત્યારે તેમની પાસે બેઠેલા બ્રહ્મ-વાદીઓ ગળગળા કંઠવાળી ગદ્દગદ્દ વાણીવડે મહા-બુદ્ધિમાન એવા ભીષ્મપિતામહની સ્તુતિ કરવા મંડ્યા.

ते स्तुवंतश्च विप्राग्र्याः केशवं पुरुषोत्तमम् ।
भीष्मं च सनकैः सर्वे प्रशशंसुः पुनः पुनः ॥१०९॥

વળી કેશવ એવા શ્રીપુરુષોત્તમની સ્તુતિ કરનારા તે સર્વશ્રેષ્ઠ બ્રાહ્મણો ધીમા શબ્દે ભીષ્મની વારંવાર પ્રશંસા કરવા લાગ્યા. ૧૦૯

यं योगिनः प्राणवियोगकाले यत्नेन चित्ते विनिवेशयंन्ति । साक्षात्पुरस्ताद्धरिमीक्षमाणः प्राणाञ्जहौ प्राप्तकालो हि भीष्मः ॥११०॥

યોગીઓ પણ પ્રાણ છૂટતી વેળાએ જેને યત્નથી પોતાના ચિત્તમાં ધારણ કરે છે તે શ્રીહરિનાં સાક્ષાત્ દર્શન કરતાં કરતાં દેહાંતકાળે ભીષ્મપિતામહે પ્રાણ છોડયા.

शुक्लपक्षे दिवा भूमौ गंगायां चोत्तरायणे ।
धन्यास्तात मरिष्यंति हृदयस्थे जनार्दने ॥१११॥

હે તાત! શુકલપક્ષમાં, દિવસે, ગંગાની પવિત્ર ભૂમિમાં ને ઉત્તરાયણના સૂર્યમાં જે જનાર્દનને હૃદયમાં ધારણ કરીને મરે છે, તેમને ધન્ય છે. ૧૧૧

विदित्वा भक्तियोगं तु भीष्मस्य पुरुषोत्तमः ।
सहसोत्थाय संतुष्टो यानमेवाभ्यपद्यत ॥११२॥

પછી પુરુષોત્તમ શ્રીકૃષ્ણ યોગબળવડે ભીષ્મનો ભક્તિયોગ જાણતાંજ પ્રસન્ન થયા અને એકાએક ઉભા થઇ રથમાં બેસીને તેમના તરફ ગયા. ૧૧૨

केशवः सात्यकिश्चैव रथेनैकेन जग्मतुः ।
अपरेण महात्मानौ युधिष्ठिरधनंजयौ ॥११३॥

શ્રી કેશવ તથા સાત્યકી એક રથમાં બેસીને ગયા; તથા મહાત્મા યુધિષ્ઠિર અને અર્જુન બીજા રથમાં બેસીને ગયા. ૧૧૩

भीमसेनो यमौ चोभौ रथमेकं समास्थिताः ।
कृपो युयुत्सुः सूतश्च संजयश्चापरं रथम् ॥११४॥

ભીમસેન, સહદેવ અને નકુલ બીજા એક રથમાં બેઠા; તથા કૃપાચાર્ય, યુયુત્સુ, સૂત અને સંજય બીજા એક રથમાં બેઠા. ૧૧૪

ते रथैर्नगराकारैः प्रयताः पुरुषर्षभाः ।
नेमिघोषेण महता कंपयंतो वसुंधराम् ॥११५॥

આ રીતે તે વીરપુરુષો નગરના આકારના મોટા રથોમાં બેસીને પૈડાંના મોટા ગડગડાટથી પૃથ્વીને કંપાવતા થકા ત્યાંથી વિદાય થયા.૧૧૫

ततो गिरः पुरुषवरस्तवान्विता । द्विजेरिताः पथि सुमनाः स शुश्रुवे कृतांजलिं । प्रणतमथापरं जनं स केशिहा मुदितमनाभ्यनंदत ॥११६॥

તે પછી પ્રસન્ન મનવાળા અને કેશીદૈત્યનો નાશ કરનારા શ્રીકૃષ્ણ, માર્ગમાં દ્વિજોએ ગાયેલી પુરુષોત્તમની સ્તુતિ સાંભળીને તથા બીજા મનુષ્યો બે હાથ જોડીને પોતાને નમસ્કાર કરતા ઉભા હતા તેમને જોઇને મનમાં પ્રસન્ન થયા અને તેમને સામું માન આપ્યું.૧૧૬

अनादिनिधनं विष्णुं सर्वलोकमहेश्वरम् ।
धर्माध्यक्षं स्तुवन्नित्यं सर्वपापैः प्रमुच्यते ॥११७॥

આદિ અને અંતથી રહિત, સર્વ લોકમાં વ્યાપક, સર્વ લોકના મહેશ્વર અને ધર્મના અધ્યક્ષ એવા શ્રીવિષ્ણુદેવની જે મનુષ્ય નિત્ય સ્તુતિ કરે છે, તે સર્વ પાપથી મુકાય છે.૧૧૭

इमं स्तवं यः पठति शार्ङ्गधन्वनः शृणोति वा भक्तिसमन्वितो जनः । चक्रधृक्प्रातिहतसर्वकल्मषो जनार्दनं प्रविशति देहसंक्षये ॥११८॥

શાર્ઙ્ગ ધનુષ્ય ધરનારા શ્રીકૃષ્ણ ભગવાનનું આ સ્તોત્ર જે મનુષ્ય ભક્તિભાવસહિત ભણે અથવા સાંભળે તેનાં સર્વ પાતકો ચક્રધારી પરમેશ્વર નાશ કરે છે; અને દેહ પડ્યા પછી તે જનાર્દન શ્રીકૃષ્ણમાં પ્રવેશ કરે છે.૧૧૮

**आशानिशितसुधारं यस्य चक्रं सुचारु मणि[illegible]-**
**विचित्रे कुंडले यस्य कर्णे । भ्रमरशतसहस्रैः सेविता**
**यस्य माला असुरकुलनिहंता प्रीयतां वासुदेवः ११९**

જેમનું ચક્ર વજ્રના જેવી તીક્ષ્ણ ધારવાળું અને બહુ સુંદર છે; જેમના કાનમાં મણિ અને સુવર્ણનાં વિચિત્ર કુંડળો છે અને જેમની વનમાળા હજારો ભ્રમરોએ સેવેલી છે તે અસુરકુળને હણનારા શ્રીવાસુદેવ પ્રસન્ન થાઓ. ૧૧૯

**स्तवराजः समाप्तोऽयं विष्णोरद्भुतकर्मणः ।**
**गांगेयेन पुरा गीतो महापातकनाशनः ॥१२०॥**

અદ્ભુત કર્મવાળા શ્રીવિષ્ણુ ભગવાનનો ગંગાના પુત્ર ભીષ્મે પૂર્વે ગાયેલો મહાપાતક નાશ કરનારો આ ભીષ્મસ્તવરાજ સમાપ્ત થયો. ૧૨૦

श्रीभगवानुवाच । શ્રીભગવાન કહે છેઃ—

**यः संपठेदिदं स्तोत्रं मम जन्मानुकीर्तनम् ।**
**देवलोकमतिक्रम्य तस्य लोको यथा मम ॥१२१॥**

મારા જન્મચરિત્રના કીર્તનવાળા આ સ્તોત્રનો જે પાઠ કરે છે; તે દેવલોકને ઓળંગી જઇને મારા વૈકુંઠલોકને પામે છે. ૧૨૧

इति श्रीमन्महा० शतसाहस्र्यां संहितायां वैयासिक्यां शांतिपर्वणि भीष्मयुधिष्ठिरसंवादे भीष्मस्तवराजः समाप्तः ॥

ઇતિ શ્રી વ્યાસજીના શ્રીમહા૦ શાંતિપર્વમાં ભીષ્મ અને યુધિષ્ઠિરસંવાદમાં શ્રીભીષ્મસ્તવરાજ સરલાર્થ સમાપ્ત.



# ॥ श्री अनुस्मृति ॥

श्री गणेशाय नमः । श्री गोपालकृष्णाय नमः ।

शतानीक उवाच ॥ શતાનીક કહે છે:–

महामते महाप्राज्ञ सर्वशास्त्रविशारद ।
अक्षीणकर्मबंधस्तु पुरुषो द्विजसत्तम ॥१॥
सततं किं जपेज्जाप्यं विबुधः किमनुस्मरन् ।
मरणे यज्जपेज्जाप्यं यं च भावमनुस्मरन् ॥२॥
यं च ध्यात्वा द्विजश्रेष्ठ पुरुषो मृत्युमागतः ।
परं पदमवाप्नोति तन्मे वद महामुने ॥३॥

હે મહાબુદ્ધિમાન! હે મહાજ્ઞાની, હે સર્વ શાસ્ત્રોમાં પ્રવીણ, હે દ્વિજોમાં ઉત્તમ! જેનાં કર્મબંધન ક્ષીણ થયાં નથી એવો પુરુષ નિત્ય કયા મંત્રનો જપ કરે? બુદ્ધિમાન વારંવાર કોનું સ્મરણ કરે? વળી હે દ્વિજશ્રેષ્ઠ! હે મહામુને! મરણને કાંઠે પહોંચેલો મનુષ્ય જે મંત્રનો જપ કરવાથી, જે સ્વરૂપનું સ્મરણ કરવાથી, જે ભાવના કરવાથી, જેનું ધ્યાન કરવાથી પરમ પદ પામે છે; તે મને કહો. ૧–૩

शौनक उवाच । શૌનક કહે છે:–

इदमेव महाप्राज्ञ पृष्टवांश्च पितामहः ।
भीष्मं धर्मभृतां श्रेष्ठं धर्मपुत्रो युधिष्ठिरः ॥४॥

હે મહાબુદ્ધિમાન! ધર્મપુત્ર યુધિષ્ઠિરે ધર્મવાનોમાં

શ્રેષ્ઠ એવા ભીષ્મપિતામહને આવોજ પ્રશ્ન પૂછયો હતો કેઃ

युधिष्ठिर उवाच । યુધિષ્ઠિર પૂછે છેઃ—

पितामह महाप्राज्ञ सर्वशास्त्रविशारद ।
प्रयाणकाले किं चिंत्यं मुमुक्षोस्तत्त्वचिंतकैः ॥५॥

હે સર્વશાસ્ત્રકુશળ અને મહાબુદ્ધિમાન પિતામહ! તત્ત્વનું ચિંતન કરનારા મુમુક્ષુઓએ મરણસમયે ચિંતન કરવાયોગ્ય શું છે? ૫

किं नु स्मरन् कुरुश्रेष्ठ मरणे पर्युपस्थिते ।
प्राप्नुयां परमां सिद्धिं श्रोतुमिच्छामि तत्त्वतः ॥६॥

હે કુરુઓમાં શ્રેષ્ઠ! મરણને સમય આવતાં કોનું સ્મરણ કરવાથી હું પરમ સિદ્ધિને પામું? તે હું તત્ત્વથી યથાવત્ સાંભળવા ઇચ્છું છું. ૬

भीष्म उवाच । ભીષ્મ કહે છેઃ—

तद्युक्तं स्वहितं सूक्ष्मं प्रश्नमुक्तं त्वयाऽनघ ।
शृणुष्वावहितो राजन्नारदेन पुरा श्रुतम् ॥७॥

હે નિષ્પાપ યુધિષ્ઠિર! તેં જે પ્રશ્ન પૂછયો છે તે યોગ્ય છે, સૂક્ષ્મ છે અને તારૂં પરમહિત કરનારો છે. હે રાજા! પૂર્વે નારદે એ વિષે જે કથા સાંભળી હતી તે તું સાવધાન થઇને સાંભળ. ૭

श्रीवत्सांकं जगद्बिजमनंतं लोकसाक्षिणम् ।
पुरा नारायणं देवं नारदः परिपृष्टवान् ॥८॥

શ્રીવત્સના ચિહ્નવાળા, જગતના કારણરૂપ, અનંત અને સર્વ લોકના સાક્ષી નારાયણ ભગવાનને પૂર્વે નારદમુનિએ આ પ્રશ્ન પૂછયો હતો. ૮

नारद उवाच । નારદ કહે છેઃ—

त्वमक्षरं परं ब्रह्म निर्गुणं तमसः परम् ।
आहुर्वेद्यं परं धाम ब्रह्माणं कमलोद्भवम् ॥९॥

આપ અવિનાશી છો; પરબ્રહ્મ છો; ત્રણે ગુણથી રહિત છો; માયાથી પર છો; જાણવા યોગ્ય છો; પરમધામ છો અને કમળમાં ઉત્પન્ન થયેલા બ્રહ્મરૂપ છો; એમ ઋષિઓ કહે છે. ૯

भगवन् भूतभव्येश श्रद्दधानैर्जितेंद्रियैः ।
कथं भक्तैर्विचिंत्योऽसि योगिभिर्मोक्षकांक्षिभिः ॥१०

હે ભગવન્! હે ભૂતકાળ અને ભવિષ્યકાળના સ્વામી! શ્રદ્ધાળુ તથા જિતેંદ્રિય ભક્તોએ તથા મોક્ષની ઇચ્છાવાળા યોગીઓએ આપનું ધ્યાન કેવી રીતે કરવું? ૧૦

किं नु जाप्यं जपेन्नित्यं कल्यमुत्थाय मानवः ।
कथं जपेत्सदा ध्यायेद् ब्रूहि तत्त्वं सनातनम् ॥११॥

વળી મનુષ્યે નિત્ય પ્રભાતમાં ઉઠીને કયા મંત્રનો જપ કરવો? તે જપ કેવી રીતે કરવો? તથા સર્વદા ધ્યાન કેવી રીતે કરવું? તે સનાતન તત્ત્વ મને કહો. ૧૧

भीष्म उवाच । ભીષ્મ કહે છેઃ—

श्रुत्वा च तस्य देवर्षेर्वाक्यं वाक्यविशारदः ।
प्रोवाच भगवान्विष्णुर्नारदाय च धीमते ॥१२॥

વાણીવિશારદ એવા ભગવાન વિષ્ણુએ દેવર્ષિ નારદજીનું વચન સાંભળીને બુદ્ધિમાન એવા નારદને આ પ્રમાણે કહ્યું. ૧૨

श्रीभगवानुवाच । શ્રીભગવાન કહે છેઃ—

हंत ते कथयिष्यामि इमां दिव्यामनुस्मृतिम् ।
मरणे मामनुस्मृत्य प्राप्नोति परमां गतिम् ॥१३॥

હે નારદ! હું તમને આ દિવ્ય અનુસ્મૃતિ કહીશ, કે જેથી મરણસમયે મારું સ્મરણ કરીને મનુષ્ય પરમ ગતિને પામે છે. ૧૩

यामधीत्य प्रयाणे तु मद्भावायोपपद्यते ।
ॐकारमग्रतः कृत्वा मां नमस्कृत्य नारद ॥१४॥
एकाग्रः प्रयतो भूत्वा इमं मंत्रमुदीरयेत् ।
ॐ नमो भगवते वासुदेवाय इत्ययम् ॥१५॥

હે નારદ! મરણવેળા જે મનુષ્ય આ અનુસ્મૃતિનો પાઠ કરે છે, તે મારા સ્વરૂપને પામે છે. ૐકારને આગળ કરી મને નમસ્કાર કરીને, પછી એકાગ્ર તથા સાવધાન થઇને "ॐ नमो भगवते वासुदेवाय" (ૐ ભગવાન વાસુદેવને મારા નમસ્કાર છે) આ મંત્રનો ઉચ્ચાર કરે. ૧૪,૧૫

अवशेनापि यन्नाम्नि कीर्तिते सर्वपातकैः ।
पुमान् विमुच्यते सद्यः सिंहत्रस्तैर्मृगैरिव ॥१६॥

પરવશપણામાં પણ જે મનુષ્ય આ મંત્રનું કીર્તન કરે, તો સિંહોથી ત્રાસેલાં હરણોની પેઠે સર્વ પાપોથી તે તરતજ મુક્ત થાય છે. ૧૬

क्षराक्षरविसृष्टस्तु प्रोच्यते पुरुषोत्तमः ।
अव्यक्तं शाश्वतं देवं प्रभवं पुरुषोत्तमम् ॥१७॥
प्रपद्ये पुंडरीकाक्षं देवं नारायणं हरिम् ।
लोकनाथं सहस्राक्षमक्षरं परमं पदम् ॥१८॥

ક્ષર(જીવ ઇત્યાદિ સર્વ નાશવંત પદાર્થ)ના તથા અક્ષરના (ઇશ્વરના) જે સૃજનાર છે; જે પુરુષોત્તમ કહેવાય છે; જે ઇંદ્રિયાદિકથી અગોચર, શાશ્વત, પ્રકાશરૂપ, જગતના કારણરૂપ, પુરુષોત્તમ, કમળ જેવાં નેત્રવાળા, સર્વ લોકોના નાથ, હજારો આંખવાળા, અવિનાશી અને પરમપદરૂપ કહેવાય છે; તે કમળ જેવાં નેત્રવાળા એવા દેવ નારાયણ હરિને હું શરણે જાઉં છું. ૧૭,૧૮

भगवंतं प्रपन्नोऽस्मि भूतभव्यभवत्प्रभुम् ।
स्रष्टारं सर्वलोकानामनंतं विश्वतोमुखम् ॥१९॥

ભૂત ભવિષ્ય અને વર્તમાનના સ્વામી, સર્વ લોકોના સૃજનાર અને સર્વ તરફ મુખવાળા એવા અવિનાશી નારાયણને હું શરણે જાઉં છું. ૧૯

**पद्मनाभं हृषीकेशं प्रपद्ये सत्यमच्युतम् ।**
**हिरण्यगर्भममृतं भूगर्भं तमसः परम् ॥२०॥**

નાભિમાં કમળવાળા, ઇંદ્રિયોના અધિપતિ, સત્યરૂપ, અચ્યુત, હિરણ્યગર્ભરૂપ, અમૃતરૂપ, આ પૃથ્વીને અને અનંત કોટી બ્રહ્માંડોને પોતાના ઉદરમાં માત્ર અણુ જેટલી જગ્યામાં ધારણ કરનારા અને માયા તથા અજ્ઞાન અંધકારથી પર એવા શ્રીનારાયણદેવને હું શરણે જાઉં છું. ૨૦

**प्रभोः प्रभुमनाद्यं च प्रपद्ये तं रविप्रभम् ।**
**सहस्रशीर्षकं देवं महर्षेः सत्त्वभावनम् ॥२१॥**

જે પ્રભુના પણ પ્રભુ છે; જેનું કોઈ આદિ નથી; જે અનંત સૂર્યો જેવી કાન્તિવાળા, હજારો મસ્તકવાળા, સ્વયંપ્રકાશરૂપ, મહર્ષિઓમાં સત્ત્વબળ ઉપજાવનારા (અથવા કપિલ, પતંજલિ, વ્યાસ આદિ મહર્ષિઓરૂપે સાંખ્ય અને યોગાદિક સાત્ત્વિક શાસ્ત્રો રચીને પ્રવર્તાવનારા) એવા પરમાત્મદેવને હું શરણે જાઉં છું. ૨૧

**प्रपद्ये सूक्ष्ममचलं वरेण्यमनघं शुचिम् ।**
**नारायणं पुराणेशं योगावासं सनातनम् ॥२२॥**

સૂક્ષ્મ, અચળ, વરેણ્ય (વરવા યોગ્ય–અત્યંત શ્રેષ્ઠ પરમપુરુષ), પાપરહિત, પરમ પવિત્ર, નારાયણ, પુરાણેશ (સર્વથી પુરાતન પ્રભુ), યોગના નિવાસસ્થાન અને સનાતન એવા શ્રીહરિ પરમાત્માને હું શરણે જાઉં છું.

**संयोगं सर्वभूतानां प्रपद्ये ध्रुवमीश्वरम् ।**
**यः पुरा प्रलये प्राप्ते नष्टे स्थावरजंगमे ॥२३॥**

ब्रह्मादि प्रलीने नष्टे लोके चराचरे ।
एकस्तिष्ठति विश्वात्मा स मे विष्णुः प्रसीदतु ॥२४॥

સર્વ ભૂતોનો સુયોગ કરાવનારા અને અવિનાશી એવા તે ઇશ્વરને હું શરણે જાઉં છું કે જે પૂર્વે મહાપ્રલય થતાં સ્થાવર અને જંગમ જગતનો નાશ થયો ત્યારે; બ્રહ્માદિ દેવો પ્રલીન થયા ત્યારે, અને ચરાચર પ્રાણીઓ નાશ પામ્યાં ત્યારે વિશ્વાત્મા એવા માત્ર એક પોતેજ અવશેષ રહ્યા હતા; તે વિષ્ણુ ભગવાન મને પ્રસન્ન થાઓ.

यः प्रभुः सर्वलोकानां येन सर्वमिदं ततम् ।
चराचरगुरुर्देवः स मे विष्णुः प्रसीदतु ॥२५॥

જે સર્વ લોકોના સ્વામી છે; જેમનાવડે આ સર્વ જગત વ્યાપ્ત છે; અને જે ચરાચર જગતના ગુરુદેવ છે; તે વિષ્ણુ ભગવાન મને પ્રસન્ન થાઓ. ૨૫

आभूतसंप्लवे चैव प्रलीने प्रकृतौ महान् ।
योऽवतिष्ठति विश्वात्मा स मे विष्णुः प्रसीदतु ॥२६

જ્યારે સર્વ પ્રાણીપદાર્થોનો પ્રલય થાય છે અને જ્યારે મહાન પ્રકૃતિનો પણ પ્રલય થાય છે, ત્યારે જે મહાન્ વિશ્વાત્મારૂપે એકલા રહે છે; તે ભગવાન વિષ્ણુ મને પ્રસન્ન થાઓ. ૨૬

येन क्रांतास्त्रयो लोका दानवाश्च वशीकृताः ।
शरण्यः सर्वलोकानां स मे विष्णुः प्रसीदतु ॥२७

જેમણે ત્રણે લોકને આક્રમણ કર્યા છે; દાનવોને વશ કર્યા છે; અને સૌએ જેમને શરણે જવું યોગ્ય છે; તે શ્રીવિષ્ણુ મને પ્રસન્ન થાઓ. ૨૭

यस्य हस्ते गदा चक्रं गरुडो यस्य वाहनः ।
शंखः करतले यस्य स मे विष्णुः प्रसीदतु ॥२८॥

જેમના હાથમાં ગદા અને ચક્ર છે; જેમનું વાહન

ગરુડ છે; અને જેમના કરતલમાં શંખ છે; તે શ્રીવિષ્ણુ ભગવાન મને પ્રસન્ન થાઓ. ૨૮

कार्यं क्रिया च करणं कर्ता हेतुः प्रयोजनम् ।
अक्रियाकरणे कार्ये स मे विष्णुः प्रसीदतु ॥२९॥

જે કાર્યરૂપ, ચલનવલનાદિક ક્રિયારૂપ, કરણરૂપ, કર્તારૂપ, હેતુરૂપ અને ફળરૂપ છે; તથા જે ક્રિયા અને કરણ (સાધન) રહિત એવા આદિકાર્યમાં (સૃષ્ટિકાર્યમાં) અને તેની પણ પૂર્વે સદાકાળ રહેલા છે એવા શ્રી વિષ્ણુ મને પ્રસન્ન થાઓ. ૨૯

चतुर्भिश्च चतुर्भिश्च द्वाभ्यां पंचभिरेव च ।
हूयते च पुनर्द्वाभ्यां स मे विष्णुः प्रसीदतु ॥३०॥

आश्रावय એ ચાર અક્ષરવડે, अस्तु श्रौषट् એ ચાર અક્ષર વડે, यज् એ બે અક્ષરવડે, ये यजामहे એ પાંચ અક્ષરવડે તથા वौषट् એ બે અક્ષરવડે જેમને ઉદ્દેશીને હોમ કરાય છે, તે શ્રી વિષ્ણુ ભગવાન મને પ્રસન્ન થાઓ.

शमीगर्भस्य यो गर्भस्तस्य गर्भस्य यो रिपुः ।
रिपुगर्भस्य यो गर्भः स मे विष्णुः प्रसीदतु ॥३१॥

શમીગર્ભ—એટલે ખીજડામાં ઉગેલો પીપળો—અને તેનો ગર્ભ એટલે તે પીપળાનું મંથન કરવાથી નીકળતો અગ્નિ, અને તે અગ્નિરૂપી ગર્ભનો શત્રુ એટલે પાણી, અને તે પાણીનો ગર્ભ એટલે સમુદ્ર, અને તે સમુદ્રમાં રહેલા જે વિષ્ણુ, તે વિષ્ણુ ભગવાન મારા ઉપર પ્રસન્ન થાઓ. ૩૧

अग्निसोमार्कताराणां ब्रह्मरुद्रेंद्रयोगिनाम् ।
यस्तजयति तेजांसि स मे विष्णुः प्रसीदतु ॥३२॥

અગ્નિ, ચંદ્ર, સૂર્ય, તારા, બ્રહ્મા, શિવ, ઇંદ્ર અને યોગીજનો, એ સર્વનાં તેજોને જે પોતાના અલૌકિક તેજ-

થી તેજવાળાં કરે છે; તે વિષ્ણુ મને પ્રસન્ન થાઓ. ૩૨

पर्जन्यः पृथिवी सस्यं कालो धर्मः क्रियाफलम् ।
गुणाकरः स मे बभ्रुर्वासुदेवः प्रसीदतु ॥३३॥

જે દેવ મેઘરૂપ, પૃથ્વીરૂપ, ધાન્યરૂપ, કાળરૂપ, ધર્મ-રૂપ, ત્રણે ગુણરૂપ, ક્રિયારૂપ, કર્મના ફળરૂપ તથા કર્મ-ફળના દાતારૂપ છે; તે વાસુદેવ મને પ્રસન્ન થાઓ. ૩૩

योगावास नमस्तुभ्यं सर्वावास वरप्रद ।
हिरण्यगर्भ यज्ञांग पंचगर्भ नमोऽस्तु ते ॥३४॥

હે યોગના નિવાસરૂપ, હે સર્વના નિવાસરૂપ અને હે વરદાન આપનારા! આપને નમસ્કાર હો. હે હિરણ્ય-ગર્ભ, હે યજ્ઞોના અંગરૂપ અને હે પંચમહાભૂતોને પોતાની પ્રકૃતિરૂપ પેટના એક અલ્પમાત્ર ભાગમાં ધારણ કરનાર! આપને નમસ્કાર હો. ૩૪

चतुर्भूत परं धाम लक्ष्म्यावास सदाच्युत ।
शब्दादिवास नान्योऽसि वासुदेव प्रधानकृत्॥३५॥

હે ચતુર્વ્યૂહમૂર્તિ, હે પરમધામરૂપ, હે લક્ષ્મીના નિવાસરૂપ, હે સદા અચળ સ્વભાવવાળા, હે શબ્દાદિકના નિવાસસ્થાન અને હે વાસુદેવ! પ્રધાન પ્રકૃતિને ઉત્પન્ન કરનાર આપ વિના બીજો કોઇ નથી. ૩૫

अजः संगमनः पार्थो ह्यमूर्तिर्विश्वमूर्तिधृक् ।
श्रीः कीर्तिः पंचकालज्ञो नमस्ते ज्ञानसागर ॥३६॥

આપ જન્મમરણરહિત છો, સર્વત્ર ગતિવાળા છો; અર્જુનરૂપ છો; મૂર્તિરહિત છતાં વિશ્વરૂપને ધારણ કર-નારા છો; લક્ષ્મીરૂપ છો; કીર્તિરૂપ છો તથા પાંચ કાળને જાણનારા છો, માટે હે જ્ઞાનના સાગર! આપને નમસ્કાર કરું છું. ૩૬

अव्यक्ताद्व्यक्तमुत्पन्नमव्यक्ताद्यः परात्परः ।
यस्मात् परतरं नास्ति तमस्मि शरणं गतः॥३७॥

જે અવ્યક્ત પ્રકૃતિથી આ વ્યક્ત ચરાચર જગત ઉત્પન્ન થયું છે; તે અવ્યક્તના આદિરૂપ છતાં જે તેનાથી પર પણ છે અને પરથી પણ પર (શ્રેષ્ઠથી પણ શ્રેષ્ઠ) છે; તથા જેનાથી વધારે શ્રેષ્ઠ કશુંજ નથી; તે પરમાત્માને હું શરણાગત થયેલો છું. ૩૭

चिंतयंतो ह्यजं नित्यं ब्रह्मशानादयः सुराः ।
निश्चयं नाधिगच्छंति तमस्मि शरणं गतः॥३८॥

અજન્મા અને અવિનાશી પરમાત્માનું ચિંતન કરનારા એવા જે બ્રહ્મા અને શંકર આદિ દેવો, તે પણ જેના સ્વરૂપનો (તે આટલુંજ છે) એવો નિશ્ચય કરી શકતા નથી; તે પરમાત્માને હું શરણે ગયેલો છું. ૩૮

जितेंद्रियाः जितात्मानो ज्ञानध्यानपरायणाः ।
यं प्राप्य न निवर्तंते तमस्मि शरणं गतः ॥३९॥

ઇંદ્રિયોને જીતનારા, મનને જીતનારા અને જ્ઞાન તથા ધ્યાનપરાયણ રહેનારા એવા મુનિજનો જેને પામીને પછી જન્મમરણમાં પડતા નથી; તે અજન્મા પરમાત્માને હું શરણે ગયેલો છું. ૩૯

एकांशेन जगत्कृत्स्नमवष्टभ्य स्थितः प्रभुः ।
अग्राह्यो निर्गुणो नित्यस्तमस्मि शरणं गतः॥४०॥

જે પરમાત્મા પોતાના એકજ અંશવડે સમગ્ર જગતને ધારણ કરીને રહેલા છે અને જે ગુણાતીત હોવાથી મનવાણી વડે અગ્રાહ્ય છે; તે નિત્ય સનાતન પરમાત્માને હું શરણે ગયેલો છું. ૪૦

सोमार्काग्निमयं तेजो या च तारामयी द्युतिः ।
दिवि संजायते तेजः स महात्मा प्रसीदतु ॥४१॥

જેનું તેજ ચંદ્ર, સૂર્ય અને અગ્નિરૂપે પ્રતીત થાય છે; જેની કાંતિ તારારૂપે પ્રતીત થાય છે; અને જેનું તેજ સ્વર્ગમાં પણ પ્રકાશ આપે છે; તે મહાન પરમાત્મદેવ મને પ્રસન્ન થાઓ. ૪૧

गुणात्मा निर्गुणश्चान्यो रश्मिवांश्चेतनो ह्यजः ।
सूक्ष्मः सर्वगतोऽदेहः स महात्मा प्रसीदतु ॥४२॥

જે નિર્ગુણ છતાં ગુણોના આત્મારૂપ છે; જે ચેતના-રૂપી કિરણોવાળા બીજા અલૌકિક સૂર્યરૂપ છે; જે અ-જન્મા છે તથા જે સૂક્ષ્મ, સર્વમાં વ્યાપક અને દેહરહિત (નિરાકાર) છે; તે મહાન પરમાત્મા મને પ્રસન્ન થાઓ. ૪૨

अव्यक्तं सदधिष्ठानमचिंत्यं तमसः परम् ।
प्रकृतिः प्रकृतिं भुंक्ते स महात्मा प्रसीदतु ॥४३॥

જે અવ્યક્ત (ઇંદ્રિયાદિથી જણાય નહિ એવા) છે; જે સદધિષ્ઠાન ( સર્વના સાચા અધિષ્ઠાન ) રૂપ છે; અને જે એકી વખતે વિચારમાં આવે નહિ એવા અચિંત્ય, માયા-રૂપી અંધકારથી પર, પ્રકૃતિરૂપ તથા પ્રકૃતિનો ઉપભોગ કરનારા છે, તે મહાન પરમાત્મા મને પ્રસન્ન થાઓ. ૪૩

क्षेत्रज्ञः पंचधा भुंक्ते प्रकृतिं पंचभिर्मुखैः ।
महागुणांश्च यो भुंक्ते स महात्मा प्रसीदतु ॥४४॥

જે પરમાત્મા ક્ષેત્રજ્ઞરૂપે પ્રકૃતિજન્ય પંચમહાભૂતો-ના શબ્દાદિ પાંચ ગુણોનો જ્ઞાનેંદ્રિયોરૂપી પાંચ મુખો-વડે પાંચ પ્રકારે ઉપભોગ કરે છે; તે મહાત્મા મને પ્રસન્ન થાઓ. ૪૪

सांख्ययोगाश्च ये चान्ये सिद्धाश्च परमर्षयः ।
यं विदित्वा विमुच्यंते स महात्मा प्रसीदतु ॥४५॥

બીજા જે સાંખ્યયોગવાળાઓ, તથા સિદ્ધો અને મહર્ષિઓ જેને જાણીને સંસારમાંથી વિમુક્ત થાય છે;

તે મહાત્મા મને પ્રસન્ન થાઓ. ૪૫

अतींद्रिय नमस्तुभ्यं लिंगैर्व्यक्तैर्न मीयसे।
ये च त्वां नाभिजानंति तमस्मि शरणं गतः॥४६॥

હે ઇંદ્રયાદિકથી જણાઓ નહિ એવા પરમાત્મા! આપને નમસ્કાર કરૂં છું. જે સ્પષ્ટ ચિહ્નો કે અનુમાનોથી માપી શકતા નથી તેથી જેને સાધારણ જનો જરા પણ જાણી શકતા નથી એવા આપને હું શરણે આવેલો છું. ૪૬

कामक्रोधविनिर्मुक्ता रागद्वेषविवर्जिताः ।
अन्यभक्ता न जानंति न पुनर्नारकी जनः॥४७॥

કામક્રોધથી વિમુક્ત, તથા રાગદ્વેષથી રહિત હોવા છતાં પણ જેઓ આપ સિવાયના બીજા (અસાર, અનિત્ય, લૌકિક) પદાર્થોનેજ ભજે છે તેઓ પણ આપને જાણી શકતા નથી; તો ધર્મનીતિના પાલનરહિત નરકના અધિકારી પામરો તો આપને કયાંથીજ જાણી શકે? ૪૭

एकांतिनो हि निर्द्वंद्वा निराशाः कर्मकारिणः ।
ज्ञानाग्निदग्धकर्माणस्त्वां विशंति मनास्विनः॥४८॥

નિરંતર ભક્તિ કરનારા, સુખદુઃખાદિ દ્વંદ્વરહિત, લૌકિક સર્વ આશાઓ તજી ચૂકેલા, પ્રભુપ્રીત્યર્થે નિષ્કામ કર્મ કરનારા, અને જ્ઞાનરૂપી અગ્નિના સેવનપાલનથી કર્મોને બાળી શકેલા એવા સિદ્ધ જ્ઞાનીઓજ આપ નિર્વિકાર સચ્ચિદાનંદ પરમાત્મામાં પ્રવેશી શકેછે.

अशरीरं शरीरस्थं समं सर्वेषु देहिषु ।
पापपुण्यविनिर्मुक्ता भक्तास्त्वां पर्युपासते॥४९॥

શરીરરહિત છતાં સર્વ પ્રાણીઓના દેહમાં સમાનપણે રહેલા એવા આપને (ઉપર જણાવ્યા જેવા જ્ઞાનશક્તિને અનુસરીને નિષ્કામ કર્મોદ્વારા) પાપપુણ્યથી

જેઓ વિશેષ મુક્ત થયા હોય તેવાજ ભક્તો વિશેષ-રૂપે ઉપાસી શકે છે. ૪૯

अव्यक्तं बुद्‌ध्यहंकारमनोभूतेंद्रियाणि च ।
त्वयि तानि न तेषु त्वं तेषु तानि न ते त्वयि ॥५०॥

માયા, બુદ્ધિ, અહંકાર, મન, પંચમહાભૂતો અને દશ ઇંદ્રિયો, એ બધાં સર્વાંશે આપના એકજ અંશમાં સમાઇ રહેલાં છે; પણ આપ તેઓમાં સર્વાંશે સમાઇ રહેલા નથી—અર્થાત્ તેઓમાં આપ સર્વત્ર વ્યાપી રહ્યા છો, પણ તેઓ આપમાં સર્વત્ર રહેલાં નથી. ૫૦

एकत्वाय च नानन्यं ये विदुर्यांति ते परम् ।
समत्वमिह कांक्षेयं भक्त्या वै नान्यचेतसा ॥५१॥

આ સંસારમાં જે મુનિજનો આપ પરમાત્મા વિના બીજા કશામાં એકતા—તદ્રૂપતા પામવા ઇચ્છતા નથી; તેજ અનન્ય ચિત્તથી આપની પરાભક્તિ કરી શકીને આપના પરમપદને પામે છે. ૫૧

चराचरमिदं सर्वं भूतग्रामं चतुर्विधम् ।
त्वयि तंतौ च तत्प्रोतं सूत्रे मणिगणा इव ॥५२॥

દોરામાં જેમ મણિઓ પરોવાઇને રહે છે; તેમ આ ચારે પ્રકારના (સ્વેદજ, અંડજ, ઉદ્ભિજ્જ અને જરાયુજ) સર્વ ચરાચર પ્રાણીઓ આપ પરમાત્મારૂપી દોરાવિષે પરોવાઇને રહેલાં છે. ૫૨

स्रष्टा भोक्तासि कूटस्थो ह्यचिंत्यः सर्वसंज्ञितः ।
अकर्ता हेतुरहितः पृथगात्मा व्यवस्थितः ॥५३॥

જગતના સૃજનારરૂપે અને તેમાં પ્રવેશ કરનારા ભોક્તારૂપે પણ આપજ છો; છતાં આપ કૂટસ્થ (એરણની પેઠે ક્રિયા અને વિકારરહિત) અને અચિંત્ય છો. વળી સર્વ નામો અને રૂપોવાળા પણ આપજ થયા છો

છતાં અકર્તા, હેતુરહિત અને સર્વથી પોતાને પૃથક્ રાખી પોતાના સચ્ચિદાનંદઘન પરમાત્મસ્વરૂપમાં વ્યવસ્થિત રહ્યા છો; એવા આપ અકળ કળાવાળા અને અપાર મહિમાવાળા છો. ૫૩

न मे भूतेषु संयोगः पुनर्भवतु जन्मनि ।
अहंकारेण बुद्ध्या वा न मे योगस्त्रिभिर्गुणैः॥५४॥

હે પરમાત્મા ! હવે પછી મારો પુનર્જન્મ તેમજ ભૂતપદાર્થો સાથે સંયોગ થાઓ નહિ; અને સત્ત્વાદિ ગુણો સાથે મારો યોગ થાય તોપણ તે સકામ બુદ્ધિથી અને અહંકારપૂર્વક થાઓ નહિ એમ યાચું છું. ૫૪

न मे धर्मो ह्यधर्मो वा नारंभो जन्म वा पुनः ।
जरामरणमोक्षार्थं त्वां प्रपन्नोऽस्मि सर्वगम् ॥५५॥

હવે મારે કશો પણ ધર્મ અથવા કાર્યોનો આરંભ જોઇતો નથી, તેમ ફરીને જન્મ પણ જોઇતો નથી. કારણ કે હું તો જરા અને મરણથી છૂટવા માટેજ (સર્વ ઋષિ-મુનિઓની ગતિરૂપ એવા) આપ સર્વગત પરમાત્માને શરણે આવ્યો છું. ૫૫

विषयैरिंद्रियैश्चापि न मे भूयः समागमः ।
ईश्वरोऽसि जगन्नाथ किमतः परमुच्यते ॥५६॥

ટૂંકમાં એજ કે, હવે મારે વિષયોની સાથે તથા ઇંદ્રિ-યોના સાથે ફરી પાછો સમાગમ થાય નહિ તેમ કરો. હે જગન્નાથ! આપ સર્વના સર્વજ્ઞ અને કૃપાળુ ઇશ્વર છો; એટલે આપનો આશ્રિત એવો હું બીજું વિશેષ કહી પણ શું શકું ? ૫૬

भक्तानां यद्धितं देव तत्ते हि त्रिदशेश्वर ।
पृथिवीं यातु मे घ्राणं यातु मे रसनं जलम् ॥५७॥

આ સંસારમાં ભક્તોનું જે કાંઇ હિત થાય છે; તે

આપથીજ થાય છે. કારણ કે આપ ત્રિદશેશ્વર છો. (અર્થાત્ આપ બ્રહ્મા, વિષ્ણુ અને મહાદેવ એ ત્રણે સ્વરૂપોના સ્વામી, સ્થૂલ સૂક્ષ્મ અને કારણ, એ ત્રણે શરીરોના અધિષ્ઠાતા, ત્રણે લોકના ઇશ્વર, ત્રણે કાળના સ્વામી છો.) તેથી હે દેવ! આપની એવી કૃપા થાઓ કે જેથી મારી નાસિકાઇંદ્રિય પૃથ્વીમાં લય પામો, મારી જીહ્વાઇંદ્રિય જળમાં લય પામો; ૫૭

रूपं हुताशने यातु स्पर्शो मे यातु मारुते ।
श्रोत्रमाकाशमभ्येतु मनो वैकारिकं पुनः ॥५८॥

મારૂં આ બાહ્યરૂપ અગ્નિમાં લય પામો; મારી સ્પર્શઇંદ્રિય પવનમાં લય પામો; મારી શ્રોત્ર ઇંદ્રિય આકાશમાં લય પામો; અને અહંકારમાંથી ઉપજેલું મન અહંકારમાં લય પામો. ૫૮

इंद्रियाणि गुणान्यांतु स्वेषु स्वेषु च योनिषु ।
पृथिवी यातु सलिलमापोऽग्निमनलोऽनिलम् ॥५९॥
वायुराकाशमभ्येतु मनश्चाकाशमेव च ।
अहंकारं मनो यातु मोहनं सर्वदेहिनाम् ॥६०॥

ઇંદ્રિયો એમ પોતપોતાનાં કારણોમાં-ઉત્પત્તિનાં સ્થાનકોમાં-લય પામો અને તે તે ગુણો પણ પોતપોતાના કારણમાં લય પામો. પૃથ્વી જળમાં લય પામો; જળ અગ્નિમાં લય પામો; અગ્નિ પવનમાં લય પામો; પવન આકાશમાં લય પામો; આકાશ મનમાં લય પામો અને સર્વ પ્રાણીઓને મોહિત કરનારૂં મન પોતાના કારણરૂપ અહંકારમાં લય પામો. ૫૯, ૬૦

अहंकारस्तथा बुद्धिः बुद्धिरव्यक्तमेव च ।
प्रधानं प्रकृतिं यातु गुणसाम्ये व्यवस्थिते ॥६१॥

એ અહંકારનો બુદ્ધિમાં લય થાઓ; બુદ્ધિનો અવ્ય-

ક્ત પ્રકૃતિમાં લય થાઓ અને એ અવ્યક્ત પ્રકૃતિનો ત્રણે ગુણોની સામ્યાવસ્થારૂપ પ્રધાન પ્રકૃતિમાં લય થાઓ. ૬૧

विसर्गः सर्वकरणैर्गुणभूतैश्च मे भवेत् ।
सत्त्वं रजस्तमश्चैव प्रकृतिं प्रविशंतु मे ॥६२॥

આ પ્રમાણે ગુણોથી ઉપજેલાં સર્વ કરણોથી (ઇંદ્રિયાદિક સર્વ સાધનોથી) મારો વિસર્ગ (એટલે કે ત્યાગ અથવા છૂટકો) થાઓ; અને મારા સત્ત્વ, રજ અને તમ, એ ત્રણે ગુણોનો પ્રકૃતિમાં લય થાઓ. ૬૨

नैष्कैवल्यपदं देव कांक्षेऽहं ते परंतप ।
एकीभावस्त्वया मेऽस्तु न मे जन्म भवेत् पुनः ६३

હે દેવ! હે શત્રુને તપાવનારા! હું આપમાં નૈષ્કૈવલ્ય મોક્ષપદને ઇચ્છું છું. માટે આપની સાથે મારી એવી એકતા થાઓ કે ફરીથી મારો જન્મ થાય નહિ. ૬૩

नमो भगवते तस्मै विष्णवे प्रभविष्णवे ।
त्वद्बुद्धिस्त्वद्गतप्राणस्त्वद्भक्तस्त्वत्परायणः ॥६४॥

હે મહાસમર્થ ભગવાન વિષ્ણુ! આપને નમસ્કાર હો. હે ભગવાન! આપ વિષે બુદ્ધિવાળો, આપ વિષે પ્રાણવાળો, એવો હું આપનો ભક્ત હવે સર્વ પ્રકારે અને સર્વ ભાવથી આપને પરાયણ છું. ૬૪

त्वामेवाहं स्मरिष्यामि मरणे पर्यवस्थिते ।
पूर्वदेहे कृता ये मे व्याधयः प्रविशंतु माम् ॥६५॥

મરણસમયે હું બીજું કશું નહિ સંભારતાં આપ પરમકૃપાળુ પરમાત્મદેવનેજ સંભારી શકું; તે માટે મેં પૂર્વદેહથી જે કંઇ પાપો કર્યાં હોય તે સર્વ વ્યાધિઓરૂપે મારા આ શરીરમાં પ્રવેશ કરો. ૬૫

अर्दयंतु च मां दुःखान्यृणं मे प्रतिमुच्यताम् ।
अनुध्येयोऽसि मे देव न मे जन्म भवेत्पुनः ॥६६॥

એ દુઃખો મને ભલે પીડો, પણ દેહ પડવા પહેલાંજ કર્મરૂપી ઋણથી મને વિમુક્ત કરો. કેમકે હે દેવા આપજ મારા અનુકૂળ ધ્યેય હોવાથી ફરીને મારો જન્મ થાય નહિ એવું માગું છું. ૬૬

अस्मा ब्रवीमि कर्माणि ऋणं मे न भवेदिति ।
उपातेष्ठं मा सर्वे व्याधयः पूर्वसंचिताः ॥६७॥

કશું ઋણુ રહે નહિ એટલા સારૂ મારાં કર્મોને પણ કહું છું કે, તે સર્વ પૂર્વસંચિત કર્મો મને વ્યાધિઓરૂપે પ્રાપ્ત થાઓ. ૬૭

अनृणो गंतुमिच्छामि तद्विष्णोः परमं पदम् ।
अहं भगवतस्तस्य मम वासः सनातनः ॥६८॥

ભગવાનના પરમપદમાં હું એટલા માટે ઋણરહિત થઇનેજવા ઇચ્છું છું કે જેથી તે પરમપદમાં મારો સદાને માટે સનાતન વાસ થાય. ૬૮

तस्याहं न प्रणश्यामि स च मे न प्रणश्यति ।
कर्मेंद्रियाणि संयम्य पंचभूतेंद्रियाणि च ॥६९॥
दशेंद्रियाणि मनसि अहंकारं तथा मनः ।
अहंकारं तथा बुद्धौ बुद्धिमात्मनि योजयेत् ॥७०॥

વાસ્તવમાં હું તેમનો છું તે કોઈ કાળે મટવાનો નથી અને તે મારા છે તે કોઈ કાળે મટવાના નથી; એવો વિચાર કરીને સુયોગ્ય મુમુક્ષુજને જ્ઞાનેંદ્રિયો તથા કર્મેંદ્રિયોને વશ કરીને દશે ઇંદ્રિયોને મનમાં જોડવી; મનને બુદ્ધિમાં જોડવું; બુદ્ધિને અહંકારમાં જોડવી અને અહંકારને પરમાત્મામાં જોડવો. ૬૯,૭૦

आत्मबुद्धींद्रियं पश्येद्बुद्ध्या बुद्धेः परात्परम् ।
एवं बुद्धेः परं बुद्ध्वा संस्तभ्यात्मानमात्माना ॥७१

એ પ્રમાણે મનવડે મનન કરીને ઇંદ્રિયોને તથા

બુદ્ધિને જાણવી; બુદ્ધિવડે ચિંતન-નિદિધ્યાસન કરીને બુદ્ધિથી પર એવા પરમાત્માને જાણવા; અને પરમાત્માને જાણ્યા પછી વિજ્ઞાન માટે-અનુભવસિદ્ધ જ્ઞાન-માટે-પરમાત્મસાક્ષાત્કાર માટે-પોતાના મનને (બીજી-ત્રીજી બાબતોમાં નહિ જવા દેતાં) તે પરમાત્મામાંજ સ્થિર કરવું. ૭૧

ततो बुद्धेः परं बुद्ध्वा लभते न पुनर्भवम् ।
ममायमिति तस्याहं येन सर्वमिदं ततम् ॥७२॥
आत्मन्यात्मनि संयोज्य परात्मानमनुस्मरेत् ।

એવી રીતે પરમાત્માને બુદ્ધિથી પર જાણીને મનને પરમાત્મામાં સ્થિર કરનારા મનુષ્યને પુનર્જન્મ થતો નથી. કેમકે એવો જ્ઞાની યોગી અનુભવથી પણ જાણી ચૂકયો હોય છે કે, જેનાથી આ સર્વ જગત વ્યાપ્ત છે તે પરમાત્મા ત્રણે કાળમાં મારો છે અને હું તેનો છું. ૭૨

જ્ઞાનીજનોએ આવી રીતે પરમાત્માને બુદ્ધિથી પર જાણીને તથા મનને તેમાં જોડીને તે પરમાત્માનુંજ સ્મરણચિંતન કરતા રહેવું; તથા નીચે પ્રમાણે મનોમય નમસ્કાર કરવા.

नमो भगवते तस्मै देहिनां परमात्मने ॥७३॥
नारायणाय भक्ताय एकनिष्ठाय शाश्वते ।
हृदिस्थाय च भूतानां सर्वेषां च महात्मने ॥७४॥

સર્વ દેહધારીઓના પરમ આત્મારૂપ એવા ભગવાનને નમસ્કાર કરૂં છું. એકનિષ્ઠ ભક્તના તથા સર્વ ભૂતપ્રાણીઓના હૃદયમાં મહાન આત્મારૂપે રહેલા એવા તે સનાતન નારાયણને હું નમસ્કાર કરૂં છું. ૭૩,૭૪

इमामनुस्मृतिं दिव्यां वैष्णवीं पापनाशिनीम् ।
स्वपन्विबुद्धश्च पठेद्यत्नेन च समभ्यसेत् ॥७५॥

પાપનો નાશ કરનારી આ વિષ્ણુની દિવ્ય અનુસ્મૃતિનો મનુષ્યે સૂતી વેળાએ તથા જાગતી વેળાએ પ્રયત્નથી પાઠ તથા અભ્યાસ કરવો. ૭૫

मरणे समनुप्राप्ते यदेकं मामनुस्मरेत् ।
अपि पापसमाचारः स याति परमां गतिम् ॥७६॥

જે મનુષ્ય મરણસમયે એક મારું જ સ્મરણ કરે છે; તે પાપી આચરણવાળો હોવા છતાં પરમગતિને પામે છે.

अभ्यर्चयन् पितॄन् देवान् पठन् जुह्वन् बलिं ददन् ।
ज्वलन्मां स्मरेद्यो मां लभते परमां गतिम् ॥७७॥

પિતૃઓનું અને દેવોનું પૂજન કરતાં, સ્વાધ્યાય કરતાં, ભણતાં, હોમ કરતાં અને જ્વલંત અગ્નિમાં બલિ આપતાં જે મનુષ્ય મારું સ્મરણ કરે છે; તે પણ પરમગતિને લાભે છે. ૭૭

यज्ञो दानं तपश्चैव पावनानि मनीषिणाम् ।
यज्ञदानतपस्तस्मात्कुर्याद्रागविवर्जितः ॥७८॥

યજ્ઞ, દાન અને તપ, આ કર્મો મનીષિઓને (પંડિતોને) પણ પાવન કરનારાં છે; માટે રાગદ્વેષ તજીને યજ્ઞ, દાન તથા તપ સદાય કરવાં. ૭૮

यद्यहंकारमाश्रित्य यज्ञदानतपःक्रियाः ।
कुर्वन् फलमवाप्नोति पुनरावर्तनं च तत ॥७९॥

એ યજ્ઞ, દાન અને તપશ્ચર્યાદિ ક્રિયાઓ જે અહંકારનો આશ્રય કરીને કરે છે તેને પણ ફળ તો મળે છે; પણ તેની સાથે પુનર્જન્મ પણ મળે છે. ૭૯

पौर्णमास्याममावास्यां द्वादश्यां च तथैव च ।
श्रावयच्छ्रद्दधानश्च मद्भक्तश्च विशेषतः ॥८०॥

મારા શ્રદ્ધાવાન ભક્તે તો પૂર્ણિમાએ, અમાવાસ્યાએ અને દ્વાદશીએ આ અનુસ્મૃતિ વિશેષતાપૂર્વક ( વિશેષ

કાળજીપૂર્વક-વિશેષ સમય ગાળીને) સાંભળવી તથા સંભળાવવી. ૮૦

नम इत्येव यो ब्रूयान्मद्भक्तः श्रद्धयान्वितः ।
तस्याक्षयो भवेल्लोकः श्वपाकस्यापि नारद ॥८१॥
किं पुनर्ये भजंते मां साधका विधिपूर्वकम् ।
श्र[illegible]वंतो यतात्मानस्ते यांति परमां गतिम् ॥८२॥

હે નારદ ! જે મારો ભક્ત શ્રદ્ધાવાન થઈને મને "નમઃ" એવું કહે, તે ચંડાળ હોય તોપણ તેને અક્ષય લોક પ્રાપ્ત થાય છે; તો પછી જે શ્રદ્ધાવાળા અને મનને વશ રાખનારા સાધકો વિધિપૂર્વક મને ભજે; તેઓ તો પરમગતિને પામે એમાં કહેવું જ શું ? ૮૧,૮૨

कर्माण्याद्यंतवंतीह मद्भक्तोऽनंतमश्नुते ।
मामेव तस्माद्देवर्षे ध्याहि नित्यमतंद्रितः ॥८३॥

આ જગતમાં બધાંજ કર્મો અને ફળો આદિ તથા અંતવાળાં છે; એમ જાણીને મારો ભક્ત તેની કામના નહિ રાખતાં મને અનાદિ અનંત પરમાત્માનેજ ભજે છે અને પરમ પદને પામે છે. માટે હે દેવર્ષિ ! તમે પણ આળસરહિત થઇને સદા મારૂંજ ધ્યાનચિંતન કરો. ૮૩

अज्ञानां चैव यो ज्ञानं दद्याद्धर्मोपदेशतः ।
कृत्स्नां वा पृथिवीं दद्यात्तेन तुल्यं न तत् फलम् ॥

જે મનુષ્ય ધર્મનો ઉપદેશ કરીને અજ્ઞાનીઓને જ્ઞાન આપે છે તે આખી પૃથ્વીનું દાન કરવા જેટલું ફળ પામે છે. ૮૪

तस्मात्प्रदेयं साधुभ्यो जपं बंधभयापहम् ।
अवाप्स्यति ततः सिद्धिं प्राप्स्यसे च पदं मम ॥८५

માટે સર્વ ભય અને બંધન ટાળનાર એવો મારા જપનો ઉપદેશ સદાચારીજનો પ્રત્યે આપવો કે જેથી તે

નૈષ્કર્મ્ય સિદ્ધિ અને મારૂં પરમપદ પામે. ૮૫

अश्वमेघसहस्रैश्च वाजपेयशतैरपि ।
नासौ पदमवाप्नोति मद्भक्तैर्यदवाप्यते ॥८६॥

એ પ્રકારે મારા ભકતો જે પદ મેળવે છે તે પદ હજારો અશ્વમેધ યજ્ઞોથી અને સેંકડો વાજપેય યજ્ઞોથી પણ મેળવી શકાતું નથી. ૮૬

भीष्म उवाच। ભીષ્મ બોલ્યાઃ—

हरेः पृष्टं पुरा तेन नारदेन सुरर्षिणा ।
यदुवाच ततः शंभुस्तदुक्तं समनुव्रतः ॥८७॥

હે સમ્યક્ વ્રત કરનારા યુધિષ્ઠિર! પૂર્વે તે દેવર્ષિ નારદે શ્રીહરિને એ વિષે પૂછયું હતું; ત્યારે કલ્યાણકારી વિષ્ણુએ તેમને જે કહ્યું હતું, તે તેમનું કહેલું મેં તમને કહ્યું છે. ૮૭

श्रुत्वैनं नारदो वाक्यं दिव्यं नारायणोदितम् ।
अत्यंतं भक्तिमान् देवमेकांतित्वमुपेयिवान् ॥८८॥

નારાયણદેવે કહેલું એ દિવ્ય વાકય સાંભળીને દેવર્ષિ નારદ પરમાત્મામાં અત્યંત એકાંતિક ભક્તિભાવને પ્રાપ્ત થયા. ૮૮

त्वमप्येकमना भूत्वा ध्याहि ध्येयं गुणाधिकम् ।
भजस्व सर्वभावेन परमात्मानमव्ययम् ॥८९॥

માટે તમે પણ એવા એકાગ્ર મનવાળા થઇને અનેકાનેક ગુણોના સ્મરણચિંતન વડે અધિકાધિક ધ્યાનભજન કરવાયોગ્ય એવા અવિનાશી પરમાત્માનું ધ્યાનકીર્તન કરતા થકા સર્વભાવથી તેનેજ ભજો.૮૯

नारायणमृषिं देवं दशवर्षाण्यनन्यभाक् ।
इमं जपित्वा चाप्नोति तद्विष्णोः परमं पदम् ॥९०॥

જે કોઇ અનન્ય ભક્તિવાળો થઇને દશ વર્ષ સુધી

ઋષિ નારાયણદેવનો આ ( નીચે કહેવાશે તે ) મંત્રનો જપ કરે છે તે વિષ્ણુના પરમ પદને પામે છે. ૯૦

किं तस्य बहुभिर्मंत्रैः किं तस्य बहुभिर्व्रतैः ।
नमो नारायणायेति मंत्रः सर्वार्थसाधकः ॥९१॥

તે અનન્ય ભક્તને ઘણા મંત્રોથી શું પ્રયોજન છે? કેમકે "ॐ नमो नारायणाय । ॐ નારાયણને નમસ્કાર કરૂં છું" એજ મંત્ર સર્વ અર્થને સિદ્ધ કરનારો છે. ૯૧

किं तस्य दानैः किं तीर्थैः किं तपोभिः किमध्वरैः ।
यो नित्यं ध्यायते देवं नारायणमनन्यधीः ॥९२॥

જે એકાગ્ર બુદ્ધિવાળો મનુષ્ય નિત્ય પ્રતિ નારાયણદેવનું ધ્યાન કરે છે; તેને દાનોથી, તીર્થોથી, તપથી અને યજ્ઞોથી પણ શું પ્રયોજન હોય? ૯૨

ये नृशंसा दुरात्मानः पापाचाररतास्तथा ।
तेऽपि यांति परं स्थानं नारायणपरायणाः ॥९३॥

જે મનુષ્યો ક્રૂર, દુરાત્મા તથા પાપાચાર કરનારા હોય, તેઓ પણ નારાયણપરાયણ થાય તો પરમ પદને પામે છે. ૯૩

अनन्या मंदबुद्ध्या प्रतिभाति दुरात्मनाम् ।
कुतर्काज्ञानदृष्टीनां बिभ्रांतेंद्रियवर्त्मनाम् ॥९४॥

કુતર્ક અને અજ્ઞાનદૃષ્ટિવાળા તથા ઇંદ્રિયોના વિષયોમાં અનન્યભાવે વર્તનારા એવા મંદ બુદ્ધિવાળા દુરાત્માઓને પરમાત્મા (જેવા છે તે કરતાં) સદા ઉલટા અને પ્રતિકૂળજ જણાય છે. ૯૪

नमो नारायणायेति ये विदुर्ब्रह्म शाश्वतम् ।
अंतकाले जपाद्यांति तद्विष्णोः परमं पदम् ॥९५॥

જેઓ જીવનકાળમાં સનાતન બ્રહ્મને જાણે છે તેઓજ અંતકાળે "ॐ नमो नारायणाय–ॐ નારાયણને નમસ્કાર

કરૂં છું” એવો જપ કરતા થકા વિષ્ણુના પરમપદને પ્રાપ્ત થાય છે. ૯૫

आचारहीनोऽपि मुनिप्रवीर भक्त्या विहीनो-
ऽपि विनिंदितोऽपि। किं तस्य नारायणशब्दमात्र-
तो विमुक्तपापो विशतेऽच्युतां गतिम् ॥९६॥

હે મહામુનિ! મનુષ્ય આચારહીન, ભક્તિરહિત અને નિંદાયલો હોય, તોપણ જો તે શ્રદ્ધાભક્તિપૂર્વક ‘નારાયણ’ એવો શબ્દ (અર્થની ભાવના સહિત) ઉચ્ચારે છે, તો તે શબ્દમાત્રથી પણ પાપરહિત થઇને અવિનાશિની ગતિને પામે છે. ૯૬

कांतारवनदुर्गेषु कृच्छ्रेष्वापत्सु संयुगे।
दस्युभिः सन्निरुद्धश्च नामामिमाँ प्रकीर्तयेत्॥९७॥

ભયંકર અરણ્યમાં, વનમાં, કિલ્લાઓમાં, દુઃખદાયક પ્રદેશમાં, આપત્તિમાં, રણસંગ્રામમાં તથા દુશ્મનો ફરી વળ્યા હોય ત્યારે પણ મનુષ્ય જો શ્રદ્ધાભકિતપૂર્વક મારાં નામોનું કીર્તન કરે છે; તો તેથી તેના દુ:ખનો વિનાશ થાય છે. ૯૭

जन्मांतरसहस्रेषु तपोध्यानसमाधिभिः।
नराणां क्षीणपापानां कृष्णे भक्तिः प्रजायते॥९८॥

હજારો જન્મોમાં તપ, ધ્યાન અને સમાધિવડે જ્યારે જે મનુષ્યોનાં પાપ ક્ષીણ થયાં હોય છે; ત્યારેજ તેમને શ્રીકૃષ્ણમાં ભકિત ઉપજે છે. ૯૮

नाम्नोऽस्ति यावती शक्तिः पापनिर्हरणे हरेः।
श्वपचोऽपि नरः कर्तुं क्षमस्तावन्न किल्बिषम्॥९९॥

શ્રીહરિના નામમાં પાપને હરણ કરવાની જેટલી શકિત છે; તેટલું પાપ ચંડાળ મનુષ્ય પણ કરી શકતો નથી.૯૯

न तावत्पापमस्तीह यावन्नामाहृतं हरेः।
अतिरेकभयादा्ः प्रायश्चित्तांतरं वृथा ॥१००॥

જ્યાંસુધી શ્રી હરિનું નામ લેવામાં આવે છે ત્યાંસુધી તો અહીં પાપ રહી શકતું નથી, છતાં પાપના અધિક ભયથી બીજાં પ્રાયશ્ચિત્ત કરવાનું કહે છે તે વૃથા છે. ૧૦૦

गत्वा गत्वा निवर्तंते चंद्रसूर्यादयो ग्रहाः।
अद्यापि न निवर्तंते द्वादशाक्षरचिंतकाः ॥१०१॥

ચંદ્ર અને સૂર્યાદિ ગ્રહો જઈજઈને પાછા આવે છે; તેની પેઠે ॐ નમો ભગવતે વાસુદેવાય આ બાર અક્ષરના મંત્રનું ભાવભક્તિપૂર્વક ચિંતન કરનારા મનુષ્યો હજી-સુધી પાછા આવતા નથી. ૧૦૧

न वासुदेवात्परमस्ति मंगलं न वासुदेवात्परमस्ति पावनम्। न वासुदेवात्परमस्ति दैवतं तं वासुदेवं प्रणमन्न सीदति ॥१०२॥

ભગવાન વાસુદેવથી કોઇ વસ્તુ શ્રેષ્ઠ અને મંગળ નથી; વાસુદેવથી વિશેષ પાવન કોઇ વસ્તુ નથી અને વાસુદેવ કરતાં શ્રેષ્ઠ દૈવત પણ બીજું નથી. આથીજ એ વાસુદેવ પરમાત્માને પ્રણામ કરનારો મનુષ્ય દુઃખી થતો નથી. ૧૦૨

इमां रहस्यां परमामनुस्मृतिं योऽधीत्यबुद्धिं लभते च नैष्ठिकीम्। विहाय पापं विनिर्मुच्य संकटात् स वीतरागो विचरेन्महीमिमाम् ॥१०३॥

જે મનુષ્ય આ પરમ રહસ્યવાળી અનુસ્મૃતિનું ધ્યાનપૂર્વક અધ્યયન કરે છે તેનીજ બુદ્ધિ પરમાત્મામાં અનન્ય નિષ્ઠાવાળી થાય છે; તેજ મનુષ્ય પાપથી તથા

સંકટમાંથી વિમુક્ત થાય છે અને તેજ મનુષ્ય રાગદ્વેષ વિનાનો થઇને આ પૃથ્વીમાં વિચરે છે. ૧૦૩

इति श्रीमन्महाभारते शतसाहस्त्र्यां संहितायां वैयासिक्यामानुशासनिके पर्वणि दानधर्मे श्रीविष्णोर्दिव्यमनुस्मृतिस्तोत्रं संपूर्णम् । शुभं भवतु ॥

ઇતિ શ્રી વ્યાસમુનિકૃત લાખ સંહિતાવાળા મહાભારતના આનુશાસનિક પર્વમાં દાનધર્મમાં શ્રીવિષ્ણુનું દિવ્ય અનુસ્મૃતિ સ્તોત્ર સંપૂર્ણ.*

---

इति श्री अनुस्मृति समाप्त

---

* વર્તમાન મહાભારતના આનુશાસનિક પર્વમાં આ સ્તોત્ર મળી આવતું નથી.



# ॥ श्री गजेन्द्रमोक्ष ॥

**श्री गणेशाय नमः ॥ श्री गोपालकृष्णाय नमः ॥**

**शतानीक उवाच ॥** શતાનીક કહે છે:—

मया हि देवदेवस्य विष्णोरमिततेजसः ।
श्रुताः संभूतयः सर्वा गदतस्तव सुव्रत ॥१॥

હે સારાં વ્રતવાળા શૌનક! દેવોના દેવ અને અપાર તેજવાળા ભગવાન વિષ્ણુનાં સર્વ ઐશ્વર્યો તથા પરાક્રમો મેં આપથી સાંભળ્યાં. ૧

यदि प्रसन्नो भगवाननुग्राह्योऽस्मि वा यदि ।
तदहं श्रोतुमिच्छामि नृणां दुःस्वप्ननाशनम् ॥२॥

હે ભગવાન શૌનક! જો આપ મારાપર પ્રસન્ન હો અને જો હું આપનો અનુગ્રહપાત્ર હોઉં તો મનુષ્યનાં દુષ્ટ સ્વપ્નોની નાશક કોઇ કથા હું સાંભળવા ઇચ્છું છું. ૨

स्वप्नादिषु महाभाग दृश्यंते ये शुभाशुभाः ।
फलानि च प्रयच्छंति तद्गुणान्येव भार्गव ॥३॥
तादृक् पुण्यं पवित्रं च नृणामतिशुभप्रदम् ।
दुष्टस्वप्नोपशमनं तन्मे विस्तरतो वद ॥४॥

હે મહાભાગ્યશાળી ભાર્ગવ! સ્વપ્ન ઇત્યાદિમાં જે શુભાશુભ જણાય છે, તે તેના ગુણ પ્રમાણે ફળો આપે છે; તેની પેઠે મનુષ્યોને અતિ શુભ ફળ આપે તથા દુષ્ટ સ્વપ્નોનો નાશ કરે એવી કોઈ પુણ્યદાયક અને પવિત્ર કરનારી કથા મને વિસ્તારથી કહો. ૩,૪

शौनक उवाच। શૌનક કહે છેઃ—

इदमेव महाभाग पृष्टवान् स्वपितामहम्।
भीष्मं धर्मभृतां श्रेष्ठं धर्मपुत्रो युधिष्ठिरः॥५॥

હે મહાભાગ્યશાળી! પૂર્વે ધર્મના પુત્ર યુધિષ્ઠિરે ધર્મ-વંતોમાં શ્રેષ્ઠ એવા પોતાના પિતામહ ભીષ્મને એજ પ્રશ્ન પૂછયો હતો. ૫

भीष्म उवाच। ભીષ્મ કહે છેઃ—

जितं ते पुंडरीकाक्ष नमस्ते विश्वभावन।
नमस्तेऽस्तु हृषीकेश महापुरुष पूर्वज॥६॥

હે પુંડરીકાક્ષ! આપને નમસ્કાર કરૂં છું; હે વિશ્વ-કર્તા! આપને નમસ્કાર કરૂં છું; હે હૃષીકેશ! આપને નમસ્કાર કરૂં છું અને અમો સર્વના સનાતન પૂર્વજરૂપ હે મહાપુરુષ! આપને નમસ્કાર કરૂં છું. ૬

आद्यं पुरुषमीशानं पुरुहूतं पुरातनम्।
ऋतमेकाक्षरं ब्रह्म व्यक्ताव्यक्तं सनातनम्॥७॥

તે પરમાત્મા કે જે સર્વના આદિરૂપ, ઇશ્વરરૂપ, બહુ યજ્ઞોથી ભજાયલા અને પૂજાયલા, પુરાતન, સત્યમૂર્તિ, એકાક્ષર ૐકારરૂપ, બ્રહ્મરૂપ, સાકારરૂપ, નિરાકારરૂપ તથા સનાતન પુરુષ છે; ૭

असच्च सच्च यद्विश्वं नित्यं सदसतः परम्।
परं पराणां स्रष्टारं पुराणं परमव्ययम्॥८॥
मांगल्यं मंगलं विष्णुं वरेण्यमनघं शुचिम्।
नमस्कृत्य हृषीकेशं चराचरगुरुं हरिम्॥९॥
प्रवक्ष्यामि महापुण्यं कृष्णद्वैपायनस्य च।
येनोक्तेन श्रुतेनापि नश्यते सर्वपातकम्॥१०॥

જે કાર્યરૂપ, કારણરૂપ, વિશ્વરૂપ, નિત્ય, કાર્યકારણથી પર, પરથી પણ પર, બ્રહ્માદિક સર્વના કર્તા, પુરાણપુરુષ અને પરમ અવિનાશી છે; (૮) જે મંગલમૂર્તિ, મંગળ કરનારા, સર્વવ્યાપક વિષ્ણુ, વરેણ્ય (સર્વશ્રેષ્ઠ), પાપ-રહિત, પવિત્ર, ચરાચર સર્વના ગુરુ અને સર્વ ઇંદ્રિયોના સ્વામી છે; એવા શ્રીહરિને નમસ્કાર કરીને (૯) કૃષ્ણ-દ્વૈપાયન વેદવ્યાસનો જે પવિત્ર મત છે. તે તમને કહીશ, કે જે કહેવા તથા સાંભળવાથી સર્વ પાપો નાશ પામે છે.

नारायणसमो देवो न भूतो न भविष्यति ।
एतेन सत्यवाक्येन सर्वार्थान् साधयाम्यहम् ॥११॥

શ્રી વેદવ્યાસનો પવિત્ર મત એ છે કે “ નારાયણ-સમાન દેવતા કોઇ થયા પણ નથી અને થનાર પણ નથી.” આ સત્ય વાક્યથીજ હું ધર્મ, અર્થ કામ અને મોક્ષાદિ સર્વ અર્થો સાધું છું. ૧૧

किं तस्य बहुभिर्मंत्रैः किं तस्य बहुभिर्व्रतैः ।
नमो नारायणायेति मंत्रः सर्वार्थसाधकः ॥१२॥

વળી જેણે સર્વ અર્થને આપનાર ॐ नमो नारायणाय એ મંત્રને સિદ્ધ કર્યો. તેને ઘણા મંત્રોનું પ્રયોજન પણ શું છે? વળી ઘણાં વ્રતોનું પણ તેને શું પ્રયોજન છે?૧૨

जज्ञे बहुज्ञं परमत्युदारं यं द्वीपमध्ये सुतमात्म-वंतम् । पराशराद्गंधवती महर्षेस्तस्मै नमोऽज्ञान-तमोनुदाय ॥१३॥

મહર્ષિ પરાશરથી ગંધવતી દેવીએ જે બહુ વિધ જ્ઞાનવાળા, અતિઉદાર બુદ્ધિવાળા અને આત્મજ્ઞાની પુત્રને દ્વીપમાં જન્મ આપ્યો હતો; તે અજ્ઞાનનાંધકારનો નાશ કરનારા એવા શ્રીવેદવ્યાસને નમસ્કાર હો.

नमो भगवते तस्मै व्यासायामिततेजसे ।

यस्य प्रसादाद्वक्ष्यामि नारायणकथामिमाम् ॥१४॥

જેમના પ્રસાદથી હું નારાયણની આ કથા કહેવાને શક્તિમાન થયો છું; તે અપાર તેજવાળા ભગવાન વ્યાસને નમસ્કાર કરું છું. ૧૪

वैशंपायनमासीनं पुराणोक्तिविचक्षणम् ।
इममर्थं स राजर्षिः पृष्टवान् जनमेजयः ॥१५॥

પુરાણની કથામાં મહાનિપુણ એવા વૈશંપાયન મુનિ બેઠા હતા; તેમને એક વાર રાજર્ષિ જનમેજયે આ પ્રશ્ન પૂછયો હતો કેઃ- ૧૫

जनमेजय उवाच । જનમેજય કહે છેઃ-

किं जपन्मुच्यते पापात् किं जपन्सुखमश्नुते ।
दुःस्वप्ननाशनं पुण्यं श्रोतुमिच्छामि मानद ॥१६॥

હે માન આપનારા મુનિરાજ ! મનુષ્ય કયો જપ કરવાથી પાપમાંથી છૂટે છે ? કયા જપથી સુખ ભોગવે છે ? વળી દુષ્ટ સ્વપ્નનો નાશ કરે એવી પવિત્ર કથા પણ સાંભળવા ઇચ્છું છું. ૧૬

वैशंपायन उवाच । વૈશંપાયન કહે છેઃ-

देवव्रतं महाप्राज्ञं सर्वशास्त्रविशारदम् ।
विनयेनोपसंगम्य पर्यपृच्छद्युधिष्ठिरः ॥१७॥

પૂર્વે યુધિષ્ઠિરે પણ એજ પ્રશ્ન દેવવ્રત પાળનારા, મહાબુદ્ધિશાળી અને સર્વ શાસ્ત્રમાં કુશળ એવા ભીષ્મપિતામહ પાસે વિનયપૂર્વક જઇને પૂછયો હતો. ૧૭

युधिष्ठिर उवाच । યુધિષ્ઠિર પૂછે છેઃ-

दुःस्वप्नदर्शनं घोरमवेक्ष्य भरतर्षभ ।
प्रयतः किं जपेज्जाप्यं विबुद्धः किमनुस्मरेत् ॥१८॥

હે ભરતવંશમાં શ્રેષ્ઠ પિતામહ ! ઘોર દુષ્ટ સ્વપ્ન

જોનારો મનુષ્ય સાવધ થઈને કયા મંત્રનો જપ કરે? અને કોનું સ્મરણ કરે? ૧૮

कस्य कुर्यान्नमस्कारं प्रातरुत्थाय मानवः।
किं ध्यायेत सततं किं पूज्यं वा भवेत्सदा ॥१९॥

વળી મનુષ્યે નિત્ય સવારમાં ઉઠીને કયા દેવને નમસ્કાર કરવા? નિત્ય કોનું ધ્યાન કરવું અને સદા પૂજવા યોગ્ય કોણ છે? ૧૯

पितामह प्रसादेन बुद्धिभेदो भवेन्न मे।
तदहं श्रोतुमिच्छामि ब्रूहि नो वदतां वर ॥२०॥

હે વકતાઓમાં શ્રેષ્ઠ પિતામહ! જેમની કૃપાથી મારી બુદ્ધિમાં ફેર પડે નહિ તે પરમાત્માની કથા હું સાંભળવા ઇચ્છું, માટે મને કહો. ૨૦

भीष्म उवाच। ભીષ્મ કહે છેઃ—

शृणु राजन्महाबाहो कथयिष्येह शांतिकम्।
दुःस्वप्नदर्शने जाप्यं यद्वै नित्यं समाहितैः ॥२१॥

હે મહાબાહો રાજન્! દુષ્ટ સ્વપ્ન દેખાય તેણે જે શાંતિદાયક જપ નિત્ય સાવધાન થઇને જપવા યોગ્ય છે તે તમે સાંભળો. ૨૧

अत्राप्युदाहरंतीममितिहासं पुरातनम्।
गजेंद्रमोक्षणं पुण्यं कृष्णस्याद्भुतकर्मणः ॥२२॥

આ વિષયમાં અદ્ભુત કર્મ વાળા શ્રીકૃષ્ણે ગજેંદ્રનો મોક્ષ કર્યો હતો તે પુરાતન પવિત્ર ઇતિહાસ ઉદાહરણ-રૂપે કહેવામાં આવે છે. ૨૨

सर्वरत्नमयः श्रीमांस्त्रिकूटो नाम पर्वतः।
सुतः पर्वतराजस्य सुमेरोर्भास्करद्युतेः ॥२३॥

સૂર્ય જેવી કાંતિવાળા પર્વતરાજ સુમેરુનો પુત્ર એક ત્રિકૂટ નામનો સર્વ રત્નોથી ભરેલો સુશોભિત પર્વત છે.

क्षीरोदजलवीच्युग्रैर्धौतामलशिलातलः ।
उत्थितः सागरं भित्त्वा देवर्षिगणसेवितः ॥२४॥

ક્ષીરસાગરના જળના ઉગ્ર તરંગોવડે તે પર્વતનાં શિલાતલો ધોવાઇને નિર્મળ રહે છે અને તે જાણે સમુદ્રને ભેદીને બહાર નીકળ્યો હોય તેવો જણાય છે. વળી દેવો અને ઋષિઓના સમૂહોથી એ પર્વત સેવાયલો (વસેલો) છે. ૨૪

अप्सरोभिः परिवृतः श्रीमान् प्रस्रवणाकुलः ।
गंधर्वैः किन्नरैर्यक्षैः सिद्धचारणपन्नगैः ॥२५॥
मृगैः शाखामृगैः सिंहैर्मातंगैश्च सदामदैः ।
वृकद्वीपिवराहाद्यैर्वृतगात्रो विराजते ॥२६॥

અપ્સરાઓથી ચારે તરફ વિંટાયલો, સુશોભિત ઝરણાંઓથી ભરપૂર; ગંધર્વો, કિન્નરો, યક્ષો, ચારણો, સર્પો, મૃગો, વાનરો, સિંહો, મદમસ્ત હાથીઓ, વરૂઓ, વાઘ, વરાહ વગેરેથી ભરપૂર એવું એ પર્વતનું શરીર શોભે છે. ૨૫,૨૬

पुन्नागैः कर्णिकारैश्च सुबिल्वैर्दिव्यपाटलैः ।
चूतनिंबकदंबैश्च चंदनागुरुचंपकैः ॥२७॥
शालैस्तालैस्तमालैश्च तरुभिश्चार्जुनैस्तथा ।
बकुलैः कुंदपुष्पैश्च सरलैर्देवदारुभिः ॥२८॥
मंदारकुसुमैश्चान्यैः पारिजातैश्च सर्वतः ।
एवं बहुविधैर्वृक्षैः सर्वतः समलंकृतः ॥२९॥
नानाधात्वंकितैः शृंगैः प्रस्रवद्भिः समंततः ।
मृगैर्वराहैः सिंहैश्च गजेन्द्रैश्च सदामदैः ॥३०॥
शोभितो रुचिरप्रख्यैस्त्रिभिर्विस्तीर्णसानुभिः ॥

વળી ત્યાં પુન્નાગ, કર્ણિકાર, સુંદર બીલીનાં ઝાડ, દિવ્ય પાટલા વૃક્ષો, આંબાઓ, લીમડાઓ, કદંબો, ચંદન, અગરુ, ચંપાઓ, શાલ, તાલ, તમાલ અને અર્જુનવૃક્ષ (આંજણિયાનાં વૃક્ષો), પુષ્પવાળાં બકુલ અને કુંદનાં વૃક્ષો, સરલનાં વૃક્ષો, દેવદારુનાં વૃક્ષો, પુષ્પવાળાં મંદારનાં અને બીજાં પારિજાતકનાં વૃક્ષો, આ પ્રમાણે સર્વ તરફ બહુ પ્રકારનાં પુષ્પિત તથા બીજાં વૃક્ષોથી એ પર્વત અલંકૃત અને સુશોભિત દેખાય છે. વળી અનેક જાતની ધાતુઓથી અલંકૃત થયેલાં તથા ચોતરફથી પાણીનાં ઝરણાંવાળાં, અને મૃગો, વરાહો, સિંહો અને સદા મદ ઝરતા હાથીઓવાળાં, સુંદર કાંતિવાળાં ત્રણ વિશાળ શિખરોવડે ત્રિકૂટ પર્વત શોભી રહ્યો હતો.

जीवंजीवकसंघुष्टं चकोरशिखिनादितम् ।
तस्यैकं कांचनं शृंगं सेवते यद्दिवाकरः ॥३१॥

જીવંજીવક પક્ષીઓના શબ્દોથી ગુંજી રહેલું અને ચકોર તથા મયૂરોના મધુર શબ્દોથી ગાજી રહેલું તે પર્વતનું એક શિખર સુવર્ણનું છે; તેને સૂર્યનારાયણ સેવે છે. ૩૧

नानापुष्पैः समाकीर्णं नानागंधैः समाकुलम् ।
द्वितीयं राजतं शृंगं सेवते यन्निशाकरः ॥३२॥

અનેક પ્રકારનાં પુષ્પોથી ભરેલું અને અનેક પ્રકારની સુગંધીથી યુક્ત એવું તેનું બીજું શિખર ચાંદીનું છે તેને ચંદ્ર સેવે છે. ૩૨

पांडुरांबुदसंकाशं तुषाराचलसन्निभम् ।
वज्रेंद्रनीलवैडूर्यतेजोभिर्भासयन्नभः ॥३३॥

તે શિખર સફેદ હિમના ઢગલા જેવું અને શ્વેત વાદળના જેવી કાન્તિવાળું દેખાય છે; અને હીરા, ઈંદ્રનીલ તથા વૈડૂર્યની કાંતિથી આકાશને પ્રકાશિત કરે છે.

तृतीयं ब्रह्मसदनं प्रकृष्टं शृंगमुत्तमम् ।
पद्मरागसमप्रख्यं ज्वालापुंजमिवोत्थितम् ॥३४॥

ત્રીજું બ્રહ્મસદન નામે ઉત્તમ શિખર પોખરાજના જેવી કાંતિવાળું તથા જ્વાળાના પુંજની પેઠે ઉભેલું જણાય છે. ૩૪

नैतत्कृतघ्नाः पश्यंति न नृशंसा न नास्तिकाः ।
नातप्ततपसो लोके ये च पापकृतो नराः ॥३५॥
नानाराधितगोविंदाः शैलं पश्यंति ते नराः ।
तस्य सानुमतः पृष्ठे सरः कांचनपंकजम् ॥३६॥

કૃતઘ્ન મનુષ્યો, ક્રૂર મનુષ્યો, નાસ્તિકો, તપશ્ચર્યા નહિ કરનારાઓ તથા પાપ કરનારા મનુષ્યો આ જગતમાં એ પર્વતને જોવા પામતા નથી. પણ નાના પ્રકારથી શ્રીગોવિંદની આરાધના કરનારા મનુષ્યો તે પર્વતને જુએ છે. એ પર્વતની પાછળ કાંચન જેવાં કમળોવાળું એક સરોવર છે. ૩૫,૩૬

कारंडवसमाकीर्णं राजहंसोपशोभितम् ।
मत्तभ्रमरसंघुष्टं चकोरशिखिनादितम् ॥३७॥

તે સરોવર કારંડવોથી ભરપૂર છે; રાજહંસોથી શોભીતું છે; મત્ત ભ્રમરોના ગુંજારવાળું છે તથા ચકોરો અને મયૂરોના ટૌકાઓથી ગાજી રહે છે. ૩૭

कमलोत्पलकह्लारपुंडरीकोपशोभितम् ।
कुमुदैः शतपत्रैश्च कांचनैः समलंकृतम् ॥३८॥

વળી કમળ, ઉત્પલ, કલ્હાર અને પુંડરીકથી તે સરોવર શોભી રહ્યું છે તથા સૂર્યવિકાસી અને ચંદ્ર-વિકાસી કમળોથી અલંકૃત છે. ૩૮

पद्मैर्मरकतप्रख्यैः पुष्पैः कांचनसन्निभैः ।
गुल्मैः कीचकवेणूनां समंतात्परिवारितम् ॥३९॥

વળી મરકતમણિના જેવી કાંતિવાળાં કમળોવડે, સુવર્ણના જેવાં પુષ્પોવડે અને કીચક કરતા વાંસોના સમૂહવડે તે સરોવર ચોતરફથી વિંટાયલું રહે છે. ૩૯

अत्यद्‌भुतं महास्थानं विचित्रशिखराकुलम् ।
शतयोजनविस्तीर्णं दशयोजनमायतम् ॥४०॥

તે વિશાળ સ્થાન અતિ અદ્‌ભુત, વિચિત્ર શિખરોથી ભરપૂર, સો યોજન લાંબુ અને દશ યોજન પહોળું છે. ૪૦

पंचयोजनमूर्द्धानं सर एतत्प्रमाणतः ।
हिमखंडोदकं राजन् सुस्वादममृतोपमम् ॥४१॥

હે રાજન્! એ સરોવરની ઉંડાઇનું પ્રમાણ પાંચ યોજનનું છે. એમાં હિમના કટકા જેવું શીતળ, ઘણું સ્વાદિષ્ટ અને અમૃતના જેવું મીઠું જળ છે. ૪૧

त्रैलोक्येऽदृष्टपूर्वं च यत्तत्सरमनुत्तमम् ।
सुप्रसन्नं सरो दिव्यं देवानामपि दुर्लभम् ॥४२॥

પૂર્વે ત્રણે લોકમાં જોયેલું નહિ એવું આ જે સર્વોત્તમ સરોવર છે; તે દેવોને પણ દુર્લભ એવું દિવ્ય અને અત્યંત પ્રસન્નતા ઉપજાવનારૂં છે. ૪૨

खातेन द्विगुणं प्रोक्तं शरद्द्यौरिव निर्मलम् ।
उपहाराय देवानां सिद्धाद्यर्चितपंकजम् ॥४३॥

તે સરોવરને ઉંડાઇમાં બમણું કહ્યું છે; શરદૃઋતુના આકાશ જેવું નિર્મળ છે અને દેવોને ભેટ કરવા માટે તેનાં કમળો સિદ્ધાદિકોએ વખાણ્યાં છે. ૪૩

तस्मिन्सरसि दुष्टात्मा विरूपोंतर्जलाशयः ।
आसीद्ग्राहो गजेंद्राणां दुराधर्षो महाबलः ॥४४॥

એ સરોવરના જળમાં એક દુષ્ટાત્મા, વિચિત્ર આકારવાળો અને મોટા હાથીઓથી પણ મહાકષ્ટે હરાવી શકાય એવો એક મહાબળવાન ઝૂડ રહેતો હતો.

अथ दंतोज्ज्वलमुखः कदाचिद्गजयूथपः ।
आजगाम तृषाक्रांतः करेणुपरिवारितः ॥४५॥

કોઇ સમયે દંતૂશળથી ઉજળા મુખવાળો અને તરસથી પીડાયલો એવો એક હાથીનાં ટોળાંનો અધિપતિ હાથણીઓથી વિંટાઇને ત્યાં આવ્યો. ૪૫

मदस्रावी जलाकांक्षी पादचारीव पर्वतः ।
वासयन्मदगंधेन महानैरावतोपमः ॥४६॥

જેના ગંડસ્થળમાંથી મદ ઝરતો હતો એવો તે પાણીની આકાંક્ષાવાળો ગજેન્દ્ર મદની ગંધ ફેલાવનારા મોટા ઐરાવત હાથી જેવો અને પગે ચાલતા પર્વત જેવો વિશાળ દેખાતો હતો. ૪૬

गजो ह्यंजनसंकाशो मदाच्चलितलोचनः ।
तृषितः पातुकामोऽसाववतीर्णो महाह्रदे ॥४७॥

મેશના પર્વત જેવો કાળો, મદને લીધે ચલાયમાન આંખોવાળો, અને પાણીની કામનાવાળો એ તૃષાતુર હાથી આ મહાસરોવરમાં ઉતર્યો. ૪૭

पिबतस्तस्य तत्तोयं ग्राहश्च समपद्यत ।
सुलीनः पंकजवने यूथमध्यगतः करी ॥४८॥

ટોળા વચ્ચે રહેલો અને કમળના વનમાં ઢંકાઈ ગયેલો તે હાથી સરોવરનું પાણી પીતો હતો એવામાં તેની પાસે એક ઝૂડ આવ્યો. ૪૮

गृहीतस्तेन रौद्रेण ग्राहेणाव्यक्तमूर्तिना ।
पश्यंतीनां करेणूनां क्रोशंतीनां च दारुणम् ॥४९॥

જળમાં છુપાયલા શરીરવાળા તે ભયંકર ઝૂડે દારુણ સ્વરે પોકારતા તે હાથીનો પગ, હાથણીઓના દેખતાં પકડયો. ૪૯

नीयते पंकजवने ग्राहेणातिबलीयसा ।
गजश्चाकर्षते तीरं ग्राहश्चाकर्षते जलम् ॥५०॥

પછી અતિ બળવાન ગ્રાહે (ઝૂડે) એ હાથીને જળમાં કમળનાં વન ભણી ખેંચવા માંડયો; ઝૂડને હાથી કિનારા ભણી ખેંચવા લાગ્યો અને ઝૂડ હાથીને પાણી ભણી ખેંચવા લાગ્યો. ૫૦

तयोरासीन्महद्युद्धं दिव्यवर्षसहस्रकम् ।
दारुणैः संयतः पाशैर्निष्प्रयत्नगतिः कृतः ॥५१॥

તે બન્ને વચ્ચે દેવોનાં હજાર વર્ષ સુધી ભારે યુદ્ધ ચાલ્યું. ઝૂડે દારુણ પાશોથી પકડી ઉંડા જળમાં ખેંચી જઈને તે હાથીને પ્રયત્ન અને ગતિવિનાનો કરી નાખ્યો.

वेष्ट्यमानः स घोरैस्तु पाशैर्नागो दृढैस्तथा ।
विस्फूर्य च यथाशक्त्या विक्रोशंस्तु महारवान् ॥५२

આ પ્રમાણે ભયંકર અને દૃઢ પાશો(દાઢો)માં બંધાયલો તે હાથી છેવટે ધ્રૂજી ગયો અને મોટી રાડો પાડીને બહુ આક્રંદ કરવા લાગ્યો. ૫૨

व्यथितः स निरुत्साहो गृहीतो घोरकर्मणा ।
परमापदमापन्नो मनसाऽचिंतयद्धरिम् ॥५३॥

ઘોર કર્મવાળા ઝૂડે પકડેલો એવો તે પરમ આપત્તિમાં આવી પડેલો, પીડા પામતો અને ઉત્સાહરહિત થયેલો તે હાથી હવે મનમાં શ્રીહરિનું સ્મરણ કરવા લાગ્યો.

स तु नागवरः श्रीमान्नारायणपरायणः ।
तमेव शरणं देवं गतः सर्वात्मना तदा ॥५४॥

તે સુંદર ઉત્તમ હાથી તે સમયે સર્વાત્મભાવથી તે પરમાત્મદેવને શરણે જઈને શ્રીનારાયણપરાયણ થયો.

एकाग्रो निगृहीतात्मा विशुद्धेनांतरात्मना ।

जन्मजन्मंतराभ्यासाद्भक्तिमान् गरुडध्वजे ॥५५

જન્મજન્માંતરના અભ્યાસને લીધે તે ગજેન્દ્રે હવે બીજી બધી વૃત્તિઓ રોકી ચિત્તને એકાગ્ર કરીને, તથા ગરુડધ્વજ શ્રીવિષ્ણુ ભગવાનમાં ભક્તિમાન થઇને વિશુદ્ધ અંતરાત્માવડે મનને ઇશ્વરમાં જોડયું. ૫૫

नान्यं देवं महादेवात् पूजयामास केशवात् ।
दिग्बाहुं स्वर्गमूर्धानं भूः पादं गगनोदरम् ॥५६॥
आदित्यचंद्रनयनमनंतं विश्वतोमुखम् ।
भूतात्मानं च मेघाभं शंखचक्रगदाधरम् ॥५७॥
सहस्रशुभनामानमादिदेवमजं विभुम् ।
प्रगृह्य पुष्कराग्रेण कांचनं कमलोत्तमम् ॥५८॥
निवेद्यं मनसा ध्यात्वा पूजां कृत्वा जनार्दने ।
आपद्विमोक्षमन्विच्छन् गजः स्तोत्रमुदीरयत् ॥

મહાન દેવ શ્રીકેશવ વિના બીજા દેવની પૂજા તે કરતો નહિ; તેથી આ પ્રસંગે પણ તે એજ દેવને પૂજવા લાગ્યો કે જે દેવના બાહુ દિશાઓ છે; સ્વર્ગ જેમનું મસ્તક છે; પૃથ્વી જેમના ચરણ છે; ગગન જેમનું ઉદર છે; સૂર્ય અને ચંદ્ર જેમનાં નેત્રો છે; જે અંતરહિત છે; વિશ્વમાં સર્વ તરફ જેમનાં મુખ છે; જે સર્વ ભૂતોના આત્મા છે; જે મેઘ જેવા શ્યામ વર્ણના છે; જે શંખ, ચક્ર, ગદા અને પદ્મને ધારણ કરનારા છે તથા જે હજાર શુભ નામવાળા, આદિદેવ, અજન્મા અને સર્વત્ર વ્યાપક છે; આવા શ્રીજનાર્દન ભગવાનનું એ ગજેંદ્રે મનવડે ધ્યાન કર્યું; તથા શૂંઢના અગ્રભાગવડે સુવર્ણ જેવું એક ઉત્તમ કમળ લઇ તેમને અર્પણ કરીને જનાર્દન શ્રીહરિની પૂજા કરી; અને પછી આપત્તિમાંથી છૂટવાને ઇચ્છતો એ હાથી આ સ્તોત્ર બોલવા લાગ્યો.

गजेंद्र उवाच ॥ ગજેંદ્ર બોલ્યોઃ—

ॐ नमो मूलप्रकृतये अजिताय महात्मने।
अनाश्रयाय देवाय निःस्पृहाय नमो नमः ॥६०॥

સર્વની મૂળ પ્રકૃતિરૂપ અને અજિત પરમાત્માને નમન કરું છું. કોઇના આશ્રયરહિત અને સ્પૃહારહિત દેવને વારંવાર નમન કરું છું. ૬૦

नम आद्याय बीजाय आर्षेयाय महात्मने।
अनंताय च नैकाय अव्यक्ताय नमो नमः ॥६१॥

સર્વના આદિબીજરૂપ અને ઋષિઓએ આર્ષ ગ્રંથો રચીને જેમના સ્વરૂપનું જ્ઞાન અને મહત્ત્વ પ્રવર્તાવેલું, એવા પરમાત્માને નમસ્કાર કરું છું. અંતવિનાના, અનેકરૂપ અને મનઇંદ્રિયોથી જણાય નહિ એવા પરમાત્માને વારંવાર નમસ્કાર કરું છું. ૬૧

नमो गुह्याय गूढाय गुणाय गुणधर्मिणे।
अतर्क्यायाप्रमेयाय अतुलाय नमो नमः॥६२॥

અત્યંત ગુહ્ય અને ગૂઢ સ્વરૂપવાળા તથા ગુણરૂપ અને ગુણધર્મવાળા થયેલા પરમેશ્વરને નમસ્કાર કરું છું. તર્કમાં આવે નહિ એવા, પ્રમાણમાં આવે નહિ એવા અને અતુલ્ય એવા મહાન પરમાત્માને વારંવાર નમસ્કાર કરું છું. ૬૨

नमः शिवाय शांताय निश्चिंताय यशस्विने।
सनातनाय पूर्वाय पुराणाय नमो नमः ॥६३॥

શિવ (કલ્યાણ) સ્વરૂપ, શાંતમૂર્તિ, ચિંતારહિત અને યશસ્વી દેવને નમન કરું છું. સનાતન, સર્વના પૂર્વપુરુષ અને પુરાણરૂપ દેવને વારંવાર નમસ્કાર કરું છું.

नमो जगत्प्रतिष्ठाय गोविंदाय नमो नमः।
नमो देवाधिदेवाय स्वभावाय नमो नमः॥६४॥

જગતના સ્થાપનકર્તાને નમસ્કાર કરૂં છું; ગોવિંદને વારંવાર નમસ્કાર કરૂં છું; દેવોના અધિષ્ઠાતા દેવને નમસ્કાર કરૂં છું તથા સ્વભાવસ્વરૂપ દેવને વારંવાર નમસ્કાર કરૂં છું. ૬૪

नमोऽस्तु पद्मनाभाय सांख्ययोगोद्भवाय च ।
विश्वेश्वराय देवाय शिवाय हरये नमः ॥६५॥

જેમની નાભિમાં કમળ છે તથા જેમણે સાંખ્ય અને યોગમાર્ગની ઉત્પત્તિ કરી છે એવા દેવને નમન કરૂં છું. વિશ્વના ઈશ્વર, સ્વયંપ્રકાશ અને શિવસ્વરૂપ એવા શ્રીહરિને નમન કરૂં છું. ૬૫

नमोऽस्तु तस्मै देवाय निर्गुणाय गुणात्मने ।
नारायणाय विश्वाय देवानां परमात्मने ॥६६॥

ગુણાતીત છતાં ગુણના આત્મારૂપ એવા દેવને નમન કરૂં છું. વિશ્વરૂપ અને દેવોના પરમાત્મા એવા શ્રીનારાયણદેવને નમસ્કાર કરૂં છું. ૬૬

नमो नमः कारणवामनाय नारायणायामितविक्रमाय । श्रीशार्ङ्गचक्रासिगदाधराय नमोऽस्तु तस्मै पुरुषोत्तमाय ॥६७॥

કારણ માટે વામનરૂપ થયેલા તથા અપાર પરાક્રમવાળા એવા શ્રી નારાયણને વારંવાર નમસ્કાર કરૂં છું. લક્ષ્મી, શાર્ઙ્ગ ધનુષ, ચક્ર, તલવાર અને ગદાને ધારણ કરનારા એવા તે શ્રી પુરુષોત્તમને નમસ્કાર કરૂં છું. ૬૭

गुह्याय वेदनिलयाय महोदराय सिंहाय दैत्यनिधनाय चतुर्भुजाय । ब्रह्मेंद्ररुद्रमुनिचारणसंस्तुताय देवोत्तमाय वरदाय नमोऽच्युताय ॥६८॥

સહજમાં જણાય નહિ એવા, વેદોના સ્થાનરૂપ, અનંત બ્રહ્માંડને ધારણ કરનારા, મહાન પેટવાળા, નૃ-

સિંહરૂપે દૈત્યનો નાશ કરનારા, ચાર ભુજાવાળા, બ્રહ્મા ઇંદ્ર રુદ્ર મુનિ અને ચારણોથી ઉત્તમ સ્તુતિ કરાયલા, તથા અન્ય સર્વ દેવો કરતાં ઉત્તમ વરદાન આપનારા એવા અવિનાશી પ્રભુને નમસ્કાર કરૂં છું. ૬૮

नागेंद्रदेहशयनासनसुप्रियाय गोक्षीरहेमशुकनीलघनोपमाय। पीतांबराय मधुकैटभनाशनाय विश्वाय चारुमुकुटाय नमोऽक्षराय ॥६९॥

નાગોના ઇંદ્ર શેષનાગની દેહરૂપી શય્યા ઉપર આસન કરવામાં પ્રીતિવાળા, અવતારભેદથી ગાયનું દૂધ, સુવર્ણ, પોપટ અને કાળા મેઘની ઘટા જેવા વર્ણની ઉપમાવાળા, પીળાં વસ્ત્ર ધારણ કરનારા, મધુ અને કૈટભનો નાશ કરનારા, વિશ્વમૂર્તિ, અને સુંદર મુકુટવાળા એવા અવિનાશી દેવને નમસ્કાર કરૂં છું. ૬૯

नाभिप्रजातकमलस्थचतुर्मुखाय क्षीरोदकार्णवनिकेतनशोभनाय। नानाविचित्रमुकुटांगदभूषणाय योगीश्वराय विरजाय नमो वराय ॥७०॥

જેમની નાભિથી ઉપજેલા કમળરૂપી આસન ઉપર બેઠેલા ચતુર્મુખ બ્રહ્મા જેમની સ્તુતિ કરે છે એવા, ક્ષીરોદકસાગરને પોતાના નિવાસથી શોભાવનારા, નાના પ્રકારના વિચિત્ર મુકુટ તથા બાજુબંધ ઇત્યાદિ આભૂષણવાળા, યોગીઓના ઇશ્વર, અને રજોગુણથી રહિત એવા પરમ શ્રેષ્ઠ પરમાત્મદેવને નમસ્કાર કરૂં છું. ૭૦

भक्तिप्रियाय वरदीप्तिसुदर्शनाय फुल्लारविंदविपुलायतलोचनाय। देवेंद्रविघ्नशमनोद्यतपौरुषाय नारायणाय वरदाय नमोऽच्युताय ॥७१॥

જેમને ભક્તિ પ્રિય છે એવા, ઉત્તમ કાન્તિવાળા, સુદર્શન ચક્રવાળા, ખીલેલા કમળ જેવાં વિશાળ નેત્ર-

વાળા, દેવ, ઇંદ્ર તથા શરણાગતનાં વિઘ્ન શમાવવાના પુરુષાર્થમાં સદા તત્પર વરદાન આપનારા અને અચ્યુત એવા શ્રીનારાયણદેવને નમસ્કાર કરૂં છું. ૭૧

नारायणाय नरलोकपरायणाय कालायकालकमलायतलोचनाय । रामाय रावणविनाशकृतोद्यमाय धीराय धीरतिलकाय महोदराय ॥७२॥

નારાયણ, નરલોકના અને સર્વ લોકના આશ્રયરૂપ, કાળરૂપ, શ્યામ કમળ જેવાં વિશાળ નેત્રવાળા, રાવણના વિનાશમાટે ઉદ્યમ કરનારા રામસ્વરૂપ, ધીર, ધીર પુરુષોના તિલકરૂપ, અને મહાન ઉદરવાળા દેવને નમસ્કાર કરૂં છું. ૭૨

पद्मासनाय मणिकुंडलभूषणाय कंसांतकाय शिशुपालविनाशनाय । गोवर्धनाय सुरशत्रुनिकृंतनाय दामोदराय विरजाय नमो वराय ॥७३॥

પદ્માસનવાળા, મણિના કુંડળરૂપી આભૂષણવાળા, કંસ અને શિશુપાળને મારનારા, ગોવર્ધનરૂપ, દેવોના શત્રુ દૈત્યોનો સંહાર કરનારા, વરદાન આપનારા અને સર્વશ્રેષ્ઠ એવા શ્રીદામોદરને નમસ્કાર કરૂં છું. ૭૩

ब्रह्मायनाय त्रिदशाधिपाय लोकायनायात्मभवोद्भवाय । नारायणायार्तिविनाशनाय महावराहाय नमस्करोमि ॥७४॥

બ્રહ્માના નિવાસસ્થાન, દેવોના અધિપતિ, ત્રણે લોકના નિવાસ્થાન, પોતાથી પોતે ઉત્પન્ન થનારા, પીડાને ટાળનારા અને મહાવરાહરૂપ એવા શ્રીનારાયણને નમસ્કાર કરૂં છું. ૭૪

कूटस्थमव्यक्तमचिंत्यरूपं नारायणं कारणमा-

दिदेवम् । युगांतशेषं पुरुषं पुराणं तं वासुदेवं शरणं प्रपद्ये ॥७५॥

અવિકારી અદૃશ્ય અને અચિંત્ય સ્વરૂપવાળા, જગતના કારણરૂપ આદિદેવ, યુગને અંતે બાકી રહેનારા અને પુરાણપુરુષ એવા શ્રીવાસુદેવને હું શરણે જાઉં છું.

अदृश्यमच्छेद्यमनंतमव्ययं महर्षयो ब्रह्ममयं सनातनम् । विंदन्ति यं वै पुरुषं पुराणं तं वासुदेवं शरणं प्रपद्ये ॥७६॥

મહર્ષિઓ જેમને અદૃશ્ય, અછેદ્ય, અપાર, અવિનાશી, બ્રહ્મસ્વરૂપ, સનાતન અને પુરાણપુરુષ કહે છે; તે વાસુદેવને હું શરણે જાઉં છું. ૭૬

उत्तिष्ठतस्तस्य जलोरुकुक्षेर्महावराहस्य महीं विदार्य। विधुन्वतो वेदमयं शरीरं लोकांतरस्थं मुनयो गृणन्ति॥

જે મહાન વરાહ જળમાંથી પૃથ્વીને બહાર કાઢીને પોતાનું વેદમય શરીર ધ્રુજાવતા ઉભા હતા, તેમને મુનિઓ લોકોના અંતરમાં રહેલા કહે છે.૭૭

योगेश्वरं चारुविचित्रमौलिं ज्ञेयं समस्तं प्रकृतेः परस्तात् । क्षेत्रज्ञमात्मप्रभवं वरेण्यं तं वासुदेवं शरणं प्रपद्ये ॥७८॥

યોગેશ્વર, સુંદર અને વિચિત્ર મુકુટવાળા, જાણવા યોગ્ય, સર્વવ્યાપક, પ્રકૃતિથી પર, ક્ષેત્રને જાણનારા, સ્વેચ્છાથી ઉત્પન્ન થનારા અને સર્વશ્રેષ્ઠ એવા તે વાસુદેવને હું શરણે જાઉં છું. ૭૮

कार्यक्रियाकारणमप्रमेयं हिरण्यबाहुं वरपद्मनाभम् । महाबलं वेदनिधिं सुरोत्तमं व्रजामि विष्णुं शरणं जनार्दनम् ॥७९॥

કાર્ય અને ક્રિયાના કારણરૂપ, માપમાં આવે નહિ એવા, સોનેરી રંગના બાહુવાળા, સુંદર કમળ જેવી નાભિવાળા, મહાન બળવાળા, વેદના ભંડારરૂપ અને દેવતાઓમાં ઉત્તમ એવા શ્રીજનાર્દન વાસુદેવને હું શરણે જાઉં છું. ૭૯

किरीटकेयूरमहार्हनिष्कैर्मण्युत्तमालंकृतसर्वगात्रम्।
पीतांबरं कांचनभक्तिचित्रमालाधरं केशवमभ्युपैमि

મુકુટ, બાજુબંધ, મોટા મૂલ્યના હારો તથા ઉત્તમ મણિઓથી જેમનાં સર્વ અંગ શોભે છે; તથા જે પીળાં વસ્ત્ર પહેરનારા અને ભક્તિરૂપી સુવર્ણની મનોહર વિચિત્ર માળાને ધારણ કરનારા છે; એવા શ્રીકેશવને હું શરણે જાઉં છું. ૮૦

भवोद्भवं वेदविदां वरिष्ठमादित्यचंद्राग्निवसुप्रभावम्। योगात्मकं सांख्यविदां वरिष्ठं प्रभुं प्रपद्येऽच्युतमात्मवंतम् ॥८१॥

જગતને ઉત્પન્ન કરનારા, વેદવેત્તાઓમાં શ્રેષ્ઠ, સૂર્ય ચંદ્ર અગ્નિ અને વસુના જેવા પ્રભાવવાળા, યોગમૂર્તિ, સાંખ્યવેત્તાઓમાં શ્રેષ્ઠ, આત્મજ્ઞાની અને અચ્યુત એવા પ્રભુને હું શરણે જાઉં છું. ૮૧

यदक्षरं ब्रह्मवदन्ति सर्वगं निशाम्य यन्मृत्युमुखात्प्रमुच्यते। तमीश्वरं युक्तमनुत्तमैर्गुणैः सनातनं लोकगुरुं नमामि ॥८२॥

મુનિઓ જેમને સર્વવ્યાપક અને અક્ષર બ્રહ્મ કહે છે; જેમના સ્વરૂપ તથા માહાત્મ્યને સાંભળીને મનુષ્ય મૃત્યુના મુખથી છૂટે છે; તે ઉત્તમોત્તમ ગુણવાળા, નાતન અને સર્વ લોકોના ગુરુ એવા પરમેશ્વરને હું નમસ્કાર કરું છું. ૮૨

श्रीवत्सांकं महादेवं वंदे गुह्यमनुत्तमम् ।
प्रपद्ये सूक्ष्ममचलं वरेण्यमभयप्रदम् ॥८३॥

શ્રીવત્સના ચિહ્નવાળા, ગુહ્ય અને ઉપમારહિત એવા મહાન દેવને હું વંદન કરું છું. સૂક્ષ્મ, અચળ અને અભયદાન આપનારા એવા સર્વશ્રેષ્ઠ પરમાત્માને હું શરણે જાઉં છું. ૮૩

नमस्तस्मै वराहाय लीलयोद्धरते महीम् ।
खुरमध्यगतो यस्य मेरुः खुरखुरायते ॥८४॥

લીલામાત્રમાં પૃથ્વીનો ઉદ્ધાર કરનારા અને જેમની ખરી વચ્ચે રહેલો મેરુપર્વત ખુરખુર શબ્દ કરે છે એવા તે મહાન વરાહને નમસ્કાર કરું છું. ૮૪

प्रभवं सर्वभूतानां निर्गुणं परमेश्वरम् ।
प्रपद्ये मुक्तसंगानां यतीनां परमां गतिम् ॥८५॥

સર્વ ભૂતોને ઉત્પન્ન કરનારા, પ્રકૃતિના ત્રણે ગુણથી રહિત, તથા સંગરહિત યતિઓની પરમ ગતિરૂપ એવા પરમેશ્વરને હું શરણે જાઉં છું. ૮૫

भगवन्तं गुणाध्यक्षमक्षरं परमं पदम् ।
शरण्यं शरणार्तानां प्रपद्ये भक्तवत्सलम् ॥८६॥

ગુણોના અધ્યક્ષ, અવિનાશી, પરમપદરૂપ, શરણુ થવાને આતુર જનોને શરણુ આપનારા અને ભક્તવત્સલ એવા ભગવાનને હું શરણે જાઉં છું. ૮૬

त्रिविक्रमं त्रिलोकेशं सर्वेषां प्रपितामहम् ।
योगात्मानं महात्मानं प्रपद्येऽहं जनार्दनम् ॥८७॥

ત્રણ ડગથી પૃથ્વીને ભરનારા, ત્રણ લોકના સ્વામી, સર્વના પ્રપિતામહ, યોગના આત્મારૂપ અને મહાત્મારૂપ એવા જનાર્દનને હું શરણે જાઉં છું. ૮૭

आदिदेवमजं विष्णुं व्यक्ताव्यक्तं सनातनम् ।
नारायणमणीयांसं प्रपद्ये ब्राह्मणप्रियम् ॥८८॥

આદિદેવ, અજન્મા, સર્વવ્યાપી, સ્થૂલ અને સૂક્ષ્મ-રૂપ, સનાતન, અણુથી પણ અણુ અને બ્રહ્મવેત્તાઓ જેમને પ્રિય છે એવા શ્રીનારાયણને હું શરણે જાઉં છું.

अकूपाराय देवाय नमः सर्वमहात्मने ।
प्रपद्ये देवदेवेशमणीयांसमणोः सदा ॥८९॥

અપાર પ્રકાશવાળા અને સર્વ મહાત્મારૂપ દેવને નમસ્કાર કરૂં છું; તથા અણુથી અણુ એવા દેવેશ દેવને હું સદા માટે શરણે જાઉં છું. ૮૯

एकाय लोकनाथाय परतः परमात्मने ।
नमः सहस्रशिरसे अनंताय नमो नमः ॥९०॥

ત્રિલોકરૂપે રહેલા અને પરથી પણ પર એવા એક અખંડ પરમાત્માને નમસ્કાર કરૂં છું. હજારો મસ્તક-વાળા તથા અનંત સ્વરૂપવાળા એવા પરમાત્માને હું વારંવાર નમસ્કાર કરૂં છું. ૯૦

तमेव परमं देवमृषयो वेदपारगाः ।
कीर्तयन्ति च यं सर्वे ब्रह्मादीनां परायणम् ॥९१॥

વેદનો પાર પામેલા એવા સર્વ ઋષિઓ, બ્રહ્માદિક-ની પણ પરમગતિરૂપ માનીને જેમનું કીર્તન કરે છે; તે પરમાત્મદેવને હું શરણે જાઉં છું. ૯૧

नमस्ते पुंडरीकाक्ष भक्तानामभयंकर ।
सुब्रह्मण्य नमस्तेऽस्तु त्राहि मां शरणागतम् ॥९२

હે કમળ જેવાં નેત્રવાળા ! હે ભક્તોને નિર્ભય કર-નારા ! આપને નમસ્કાર કરૂં છું. હે બ્રહ્મવેત્તાઓનું સારી રીતે હિત કરનારા બ્રહ્મણ્યદેવ ! આપને નમસ્કાર કરૂં છું. મારૂં આપને શરણે આવેલાનું રક્ષણ કરો. ૯૨

तावद्भवति मे दुःखं चिन्तासंसारसागरे ।
यावत्कमलपत्राक्षं न स्मरामि जनार्दनम् ॥९३॥

હું જ્યાંસુધી આપ કમળપત્ર જેવાં નેત્રવાળા શ્રી-જનાર્દનનું સ્મરણ કરતો નથી, ત્યાંસુધીજ ચિંતાથી ભરેલા આ સંસારસાગરમાં મને દુઃખ થયા કરે છે. ૯૩

भीष्म उवाच । ભીષ્મ કહે છેઃ–

भक्तिं तस्य तु संचिंत्य नागस्यामोघसंस्तवात् ।
प्रीतिमानभवद्राजन् श्रुत्वा चक्रगदाधरः ॥९४॥

હે રાજન્ ! ચક્ર તથા ગદાને ધારણ કરનારા શ્રીહરિ તે ગજેન્દ્રની એવી અમોઘ સ્તુતિ સાંભળીને તથા તેની ભક્તિનો વિચાર કરીને તેના ઉપર પ્રસન્ન થયા. ૯૪

आरुह्य गरुडं विष्णुराजगाम सुरोत्तमः ।
सान्निध्यं कल्पयामास तस्मिन्सरसि लोकधृक् ॥
ग्राहग्रस्तं गजेंद्रं च तं ग्राहं च जलाशयात् ।
उज्जहाराप्रमेयात्मा तरसा मधुसूदनः ॥९६॥

અને દેવતાઓમાં ઉત્તમ તથા સર્વ લોકને ધારણ કરનારા વિષ્ણુ ભગવાન ગરુડ ઉપર ચઢીને તે સરોવરમાં રહેલા ગજેંદ્ર પાસે પધાર્યા, તથા અમાપ સ્વરૂપવાળા અને મધુદૈત્યને મારનારા એ ભગવાને ઝૂડે પકડેલા તે ગજેંદ્રનો અને તે ઝૂડનો તે જળાશયમાંથી તુરત ઉદ્ધાર કર્યો. ૯૫,૯૬

जलस्थं दारयामास ग्राहं चक्रेण माधवः ।
मोचयामास नागेन्द्रं पाशेभ्यः शरणागतम् ॥९७॥

પાણીમાં રહેલા તે ઝૂડને લક્ષ્મીપતિ માધવે ચક્રવડે કાપી નાખ્યો અને શરણાગત ગજેન્દ્રને પાશમુક્ત કર્યો.

स हि देवलशापेन हूहूर्गन्धर्वसत्तमः ।
ग्राहत्वमगमत्शापाद्देवलस्य महात्मनः ॥९८॥

कृष्णाद्वधं प्राप्य दिवं गतो गंधर्वसत्तमः ।
इदमप्यपरं गुह्यं राजन् पुण्यतमं शृणु ॥९९॥

હે રાજન્! તે ઉત્તમ ગંધર્વ શ્રીકૃષ્ણથી વધ પામીને સ્વર્ગમાં ગયો. તે ઝૂડ પૂર્વે હૂહૂ નામનો ઉત્તમ ગંધર્વ હતો અને દેવલ ઋષિના શાપથી ઝૂડપણાને પામ્યો હતો. હવે એ મહાપવિત્ર બીજું ગુહ્ય આખ્યાન પણ તું સાંભળ. ૯૮, ૯૯

युधिष्ठिर उवाच । યુધિષ્ઠિર પૂછે છેઃ—

कथं शापोद्भवं नाम गंधर्वस्य महात्मनः ।
एतदिच्छाम्यहं श्रोतुं विस्तरेण पितामह ॥१००॥

હે પિતામહ! તે મહાત્મા ગંધર્વને શામાટે શાપ થયો હતો? તે હું વિસ્તારથી સાંભળવા ઇચ્છું છું. ૧૦૦

भीष्म उवाच । ભીષ્મ બોલ્યાઃ—

यथा तौ शापितौ तेन देवलेन महात्मना ।
हाहाहूहूरिति ख्यातौ गीतवाद्यविशारदौ ॥१०१॥

ગીત અને વાદિત્રમાં ઘણા કુશળ એવા હાહા અને હૂહૂ નામના તે બે પ્રખ્યાત ગંધર્વોને તે મહાત્મા દેવલ મુનિએ જે કારણે શાપ આપ્યો હતો તે હું તને કહું છું. ૧૦૧

उर्वशीमेनकारंभा तथा चान्येऽप्सरोगणाः ।
शक्रस्य पुरतो राजन्नृत्यन्ते ताः सुमध्यमाः॥१०२

હે રાજન્! એક વખતે સુંદર કટિવાળી ઉર્વશી, મેનકા, રંભા તથા બીજી અપ્સરાઓનું મંડળ ઇંદ્રની આગળ નૃત્ય કરતું હતું. ૧૦૨

ततस्तौ गायमानौ तु गन्धर्वौ राजसद्मनि ।
अन्योऽन्यं चक्रतुः स्पर्धां शक्रस्य पुरतस्तदा ॥

आवयोरुभयोर्मध्ये कः श्रेष्ठो गीतवाद्ययोः ।
तं वदस्व सुरश्रेष्ठ ज्ञात्वा गीतस्य लक्षणम् ॥१०४॥

તે વેળાએ તે બંને ગંધર્વો રાજમહેલમાં શક્રની આગળ ગાવા લાગ્યા અને પરસ્પર સ્પર્ધા કરવા લાગ્યા કે, હે દેવોમાં શ્રેષ્ઠ ઇંદ્ર! તમે ગીતનાં લક્ષણો જાણીને અમો બેમાં ગીત ગાવામાં તથા વાદિત્ર વગાડવામાં શ્રેષ્ઠ કોણ છે? તે કહો. ૧૦૩,૧૦૪

गन्धर्वयोर्वचः श्रुत्वा प्रत्युवाच शतक्रतुः ।
युवयोर्गीतवाद्येषु विशेषो नोपलक्ष्यते ॥१०५॥
एक एव मुनिश्रेष्ठो देवलो नाम नामतः ।
युवयोः संशयच्छेत्ता भविष्यति न संशयः ॥१०६॥

તે ગંધર્વોનાં વચન સાંભળીને શતક્રતુ ઇંદ્રે પ્રત્યુત્તર આપ્યો કે, ગીત અને વાદિત્રમાં તમો બન્નેમાં કોઇ અધિક મને જણાતો નથી; પરંતુ દેવલ નામના એક શ્રેષ્ઠ મુનિ છે તે તમો બન્નેનો સંશય દૂર કરશે એમાં સંશય નથી. ૧૦૫,૧૦૬

ततस्तु तौ शक्रवचो निशम्य प्रणम्य राजन् शिरसा सुरेश्वरम् । गतौ सुहृष्टौ जयकांक्षिणौ तौ यत्राश्रमे तिष्ठति स द्विजाग्र्यः ॥१०७॥

હે રાજા યુધિષ્ટિર! ઇંદ્રનું કહેવું સાંભળીને પ્રસન્ન થયેલા તથા વિજયની ઇચ્છાવાળા તે બન્ને ગંધર્વોએ મસ્તકવડે દેવોના ઇશ્વર ઇંદ્રને પ્રણામ કર્યા અને પછી તેઓ જે આશ્રમમાં દ્વિજશ્રેષ્ઠ દેવલમુનિ રહેતા હતા ત્યાં ગયા. ૧૦૭

ततो दृष्ट्वा मुनिश्रेष्ठं देवलं शंसितव्रतम् ।
अभिवाद्य महात्मनं प्रोचतुः पार्श्वसंस्थितौ ॥१०८॥

પછી તેઓ ઉત્તમ વ્રતવાળા મુનિશ્રેષ્ઠ દેવલનાં દર્શન કરીને તથા તે મહાત્માને પ્રણામ કરીને તેમની પડખે ઉભા રહીને બોલ્યા. ૧૦૮

शक्रेण प्रेषितौ देव त्वत्समीपे द्विजोत्तम ।
एकस्य च जयं देहि यत्ते मनसि रोचते ॥१०९॥

હે દ્વિજોમાં ઉત્તમ! હે દેવ! અમને આપની પાસે ઈંદ્રે મોકલ્યા છે. માટે આપના મનથી જે ઉત્તમ જણાય તે એકને વિજય આપો. ૧૦૯

पृथक् चरंतौ गायंतौ रुचिरं मधुरस्वरम् ।
न किंचिद्वदते वाक्यं मुनिर्मौनस्य धारणात् ॥११०

પછી તે બન્ને મધુર સ્વરવાળું સુંદર ગાયન જુદું જુદું ગાવા લાગ્યા; પરંતુ મુનિએ મૌનવ્રત ધારણ કર્યું હતું તેથી તે એક પણ વાક્ય બોલ્યા નહિ. ૧૧૦

शृण्वन्नपि पदं तेषां न किंचिद्वदते मुनिः ।
तदा तौ कुपितौ तस्य देवलस्य महात्मनः ॥१११॥

દેવલમુનિ તેઓનાં પદો સાંભળવા છતાં કંઈ પણ બોલ્યા નહિ; ત્યારે તે બન્ને ગંધર્વો તે મહાત્મા દેવલ ઉપર કોપાયમાન થયા. ૧૧૧

उचतुस्तौ रुषा वाक्यं गंधर्वौ कालचोदितौ ।
मूढोऽयं नाभिजानाति निश्चयं वाद्यगीतयोः॥११२

તે બન્ને ગંધર્વો કાળથી પ્રેરાઈને રોષથી આ વાકય બોલ્યા કે નિશ્ચય આ મૂર્ખ છે. ગીત અને વાદિત્ર સંબંધી તે કશું જાણતો નથી. ૧૧૨

निशम्यैतद्वचस्तेषां गंधर्वाणां मदान्वितम् ।
क्रोधादुत्थाय विप्रेंद्र इदं वचनमब्रवीत् ॥११३॥

તે ગંધર્વોનું એવું મદભરેલું વચન સાંભળીને તે

વિપ્રશ્રેષ્ઠ દેવલે, ક્રોધથી ઉભા થઇને આ વચન કહ્યું. ૧૧૩

एष हूहूर्दुरात्मा तु ग्राहत्वं यातु मूढधीः।
त्वमेव गजराजस्तु भवस्व गिरिगह्वरे ॥११४॥

આ દુરાત્મા અને મૂઢ બુદ્ધિવાળો હૂહૂ ગ્રાહપણાને પામો, અને તું હાહા પર્વતની ખીણોમાં ગજેંદ્ર થા. ૧૧૪

[एवं शापं ददौ क्रुद्धो देवलः सुमहातपाः।]
ततस्तौ शापितौ तेन देवलेन महात्मना।
प्रणम्य शिरसा विप्रं गंधर्वाविदमूचतुः ॥११५॥

આ પ્રમાણે ક્રોધ પામેલા મહાતપસ્વી દેવલે તે બન્નેને શાપ આપ્યો ત્યારે મહાત્મા દેવલનો શાપ પામેલા તે બન્ને ગંધર્વો મસ્તકવડે મુનિને પ્રણામ કરીને આ પ્રમાણે બોલ્યાઃ–૧૧૫

भूमंडलगतौ ह्यावां प्रसादं कुरु सुव्रत।
निश्चयं वद विप्रेंद्र येन शापाद्विमुच्यते ॥११६॥

હે સુંદર વ્રત કરનારા ! ભૂમિ ઉપર પડેલા અમો બન્ને ઉપર કૃપા કરો અને હે વિપ્રોમાં ઇંદ્રસમાન ! અમો જેથી કરીને શાપમાંથી મુક્ત થઇએ તેવો ઉપાય નિશ્ચયપૂર્વક કહો. ૧૧૬

ततस्तौ पुरुषौ दृष्ट्वा उभौ शापभयार्दितौ।
प्रत्युवाच मुनिश्रेष्ठो गंधर्वौ तौ भयान्वितौ ॥११७

ત્યાર પછી મુનિશ્રેષ્ઠ દેવલે તે બન્ને ગંધર્વોને શાપના ભયથી પીડાયેલા ભયભીત જોઇને કહ્યું:– ૧૧૭

मेरुपृष्ठे सरो रम्यं बहुवृक्षसमाकुलम्।
नानापक्षिनिनादाढ्यं द्वितीय इव सागरः ॥११८॥

મેરુપર્વત ઉપર બહુ વૃક્ષોથી ભરપૂર એક રમ્ય સરોવર છે. તે અનેક જાતનાં પક્ષીઓના કલવરથી ગાજી

રહેલા બીજા સમુદ્ર જેવું છે. ૧૧૮

तास्मिन्सरोवरे रम्ये नित्यं ग्राहो भविष्यसि।
तृषार्तस्तत्र मातंगो गमिष्यति न संशयः ॥११९॥

તે રમ્ય સરોવરમાં તું ઝૂડ થઇને નિત્ય રહીશ અને ત્યાં તૃષાથી પીડાતો એક મોટો હાથી આવશે એમાં શંકા નથી. ૧૧૯

तयोर्मध्ये महद्युद्धं भविष्याति सुदारुणम्।
ग्राहेणाकृष्यमाणस्तु गजः स्तोत्रं करिष्याति॥१२०॥

પછી તે બન્ને વચ્ચે બહુ મોટું દારુણ યુદ્ધ થશે; અને ઝૂડથી જળમાં ખેંચી જવાતો ગજેંદ્ર સ્તુતિ કરશે. ૧૨૦

तदैव देवदेवेशस्तुष्यते नात्र संशयः।
ततो नारायणः प्रीतः शापीत्त्वां मोचयिष्यति॥

આથી તે દેવોના ઈશ્વર શ્રીનારાયણદેવ તરતજ પ્રસન્ન થશે અને તમને શાપ પામેલાઓને મુક્ત કરશે, એમાં સંશય નથી. ૧૨૧

भीष्म उवाच। ભીષ્મ બોલ્યા:—

इत्युक्त्वा ऋषिणा तेन वरेणैतौ प्रमोदितौ।
एवं परावार्त्तभृतौ श्रुत्वागीद्भगवानिह ॥१२२॥

એવું કહીને તે ઋષિએ તે બન્નેને વરદાનથી આનંદિત કર્યા હતા; અને આગળ કહ્યા પ્રમાણે એ બન્ને ભાઇઓને પરસ્પર દુઃખી થતા સાંભળીને શ્રીવિષ્ણુ ભગવાન આ લોકમાં આવ્યા હતા. ૧૨૨

क्रोधोऽपि वरतुल्योऽयमापदं तं प्रयच्छतु।
आपद्विमुक्तौ युगपद्गजेन्द्रो ग्राह एव च ॥१२३॥

આ રીતે ઋષિશ્રેષ્ઠનો ક્રોધ આપદા લાવે તોપણ છેવટે તે વરદાન જેવોજ થયો—અર્થાત્ હાથી અને ઝૂડ બન્ને એકસાથે આપત્તિમાંથી છૂટીને બંને પાછા ગંધર્વ થયા.

गजोऽपि मुक्ततां यातः श्रीकृष्णेन विमोक्षितः।
तस्माच्छापाद्विनिर्मुक्तः प्रागिवाविकृतोऽभवत् १२४

શ્રીકૃષ્ણને હાથે ઝૂડના મુખમાંથી છૂટેલો તે હાથી શાપમાંથી પણ મુક્તિને પામ્યો અને પૂર્વની પેઠે દુઃખ-રહિત થયો. ૧૨૪

तौ च स्वं स्वं वपुः प्राप्य प्रणिपत्य जनार्दनम्।
गजो गंधर्वराजश्च परां निर्वृतिमागतौ ॥१२५॥

આ પ્રમાણે ગજ અને ગંધર્વરાજ બન્ને પોત-પોતાનાં પૂર્વશરીર પ્રાપ્ત કરી શ્રીજનાર્દનને પ્રણામ કરીને પરમ નિવૃત્તિને પામ્યા. ૧૨૫

प्रीतिमान्पुंडरीकाक्षः शरणागतवत्सलः।
अभवत्तत्र देवेशस्ताभ्यां चैव प्रपूजितः ॥१२६॥

શરણાગતવત્સલ, દેવોના ઈશ અને કમળદલ જેવાં નેત્રવાળા શ્રીહરિ તે બન્નેની પૂજાથી તેમના ઉપર પ્રસન્ન થયા. ૧૨૬

इदं चैव महाबाहो देवस्य च प्रभाषितम्।
भजन्तं गजराजानमवदन्मधुसूदनः ॥१२७॥

પછી હે મહાબાહો! મધુદૈત્યને મારનાર ભગવાને પોતાની સ્તુતિ કરતા ગજેંદ્રને જે કહ્યું તે દેવનું વચન આ પ્રમાણે છે. ૧૨૭

श्रीभगवानुवाच। શ્રીભગવાન કહે છેઃ—

ये मां त्वां च सरश्चैव ग्राहस्य च विदारणम्।
गुल्मकीचकवेणूनां तं च शैलवरं तथा ॥१२८॥
अश्वत्थं भास्करं गंगां नैमिषारण्यपुष्करम्।
प्रयागं ब्रह्मतीर्थं च दण्डकारण्यमेव च ॥१२९॥

पुराणं रामचरितं भारताख्यानमुत्तमम् ।
विभूतिं विश्वरूपं च स्तवराजमनुस्मृतिम् ॥१३०॥
प्रणवं च कुरुक्षेत्रं गरुडं मेरुपर्वतम् ।
रूपं कांचनगुल्मानां रूपं मेरोः सुतस्य च ॥१३१॥
ये स्मरिष्यंति मनुजाः प्रयताः स्थिरबुद्धयः ।
दुःस्वप्नो नश्यते तेषां सुस्वप्नश्च भविष्यति ॥१३२॥

હે ગજેન્દ્ર ! જે કોઇ સાવધાન થઇ બુદ્ધિને સ્થિર કરીને મને, તને, આ સરોવરને, ઝૂડના વિનાશને, વાયુવડે અવાજ કરતા વાંસોને, શ્રેષ્ઠ ત્રિકૂટ પર્વતને, અશ્વત્થ (પીપલ) ને, સૂર્યને, ગંગાને, નૈમિષારણ્યને, પુષ્કરને, પ્રયાગને, બ્રહ્મતીર્થને તથા દંડકારણ્યને સંભારશે; અથવા જે કોઇ પુરાણને, રામચરિતને, મહાભારતમાં કહેલાં ઉત્તમ આખ્યાનોને, વિભૂતિને, વિશ્વરૂપને, ભીષ્મસ્તવરાજને, અનુસ્મૃતિને, ૐકારમંત્રને, કુરુક્ષેત્રને, ગરુડને, સુમેરુ પર્વતને, સુવર્ણના ગુચ્છોના રૂપને અને સુમેરુના પુત્ર ત્રિકૂટ પર્વતના રૂપને સ્મરણ કરશે; તેમનાં દુષ્ટ સ્વપ્નો નાશ પામશે અને સારાં સ્વપ્નફળ થશે. ૧૨૮–૧૩૨

अनिरुद्धं गजं ग्राहं वासुदेवं महाद्युतिम् ।
संकर्षणं महात्मानं प्रद्युम्नं च तथैव च ॥१३३॥
मत्स्यं कूर्मं वराहं च वामनं तार्क्ष्यमेव च ।
नारसिंहं च नागेंद्रं सृष्टिप्रलयकारकम् ॥१३४॥
विश्वरूपं हृशीकेशं गोविंदं मधुसूदनम् ।
सहस्राक्षं चतुर्बाहुं मुरारिं गरुडध्वजम् ॥१३५॥
त्रिदशांत्वादितिं देवं दृढभक्तिमनूपमम् ।
वैकुण्ठं दुष्टदमनं मुक्तिदं मधुसूदनम् ॥१३६॥

एतानि प्रातरुत्थाय संस्मरिष्यंति ये नराः ।
सर्वपापैः प्रमुच्यन्ते स्वर्गलोकमवाप्नुयुः ॥१३७॥

વળી અનિરુદ્ધ, ગજ, ઝૂડ, મહાકાંતિવાળા વાસુદેવ, મહાત્મા સંકર્ષણ, પ્રદ્યુમ્ન, મત્સ્ય, કૂર્મ, વરાહ, વામન, ગરુડ, નૃસિંહ, શેષનાગ, સૃષ્ટિનો સંહાર કરનારા કાળરૂપ, વિશ્વરૂપ, ઇંદ્રિયોના અધિપતિ ગોવિંદ, મધુસૂદન, હજાર નેત્રવાળા, ચાર બાહુવાળા, ધ્વજામાં ગરુડના ચિહ્નવાળા, મુરારી, અદિતિપુત્ર, દૃઢ ભક્તિવાળા, અનુપમ દેવતા, વૈકુંઠ, દુષ્ટોનું દમન કરનારા, ભક્તોને મુક્તિ આપનારા તથા મધુદૈત્યનો નાશ કરનારા, આ નામોનું જે મનુષ્યો પ્રભાતમાં ઉઠીને સ્મરણ-કીર્તન કરશે; તે સર્વ પાપથી છૂટશે અને સ્વર્ગલોકને પામશે.

भीष्म उवाच । ભીષ્મ બોલ્યા:—

एवमुक्त्वा महाराज गजेंद्रं मधुसूदनः ।
स्पर्शयामास हस्तेन गजं गंधर्वमेव च ॥१३८॥

હે મહારાજ યુધિષ્ઠિર ! મધુસૂદન વિષ્ણુએ ગજેંદ્રને એવું કહીને પછી પોતાના હાથથી ગજેંદ્રને અને ઝૂડને સ્પર્શ કર્યો. ૧૩૮

तौ च स्पृष्टौ ततः सद्यो माल्यांबरधरावुभौ ।
तमेव मनसा प्राप्य जग्मतुस्त्रिदशालयम् ॥१३९॥

તેમના સ્પર્શથી બન્ને જણા તરતજ દિવ્ય માળા તથા વસ્ત્રધારી ગંધર્વ થયા અને મનવડે તે નારાયણનું શરણ મેળવીને સ્વર્ગમાં ગયા. ૧૩૯

ततो दिव्यवपुर्भूत्वा हस्तिराट् परमं पदम् ।
गच्छाति स्म महाबाहो नारायणपरायणः ॥१४०॥

હે મહાબાહુવાળા યુધિષ્ઠિર ! પછી દિવ્ય શરીરવાળો અને નારાયણપરાયણ થયેલો તે ગજેંદ્ર પરમપદને

પામ્યો હતો. ૧૪૦

ततो नारायणः श्रीमान्मोक्षयित्वा गजोत्तमम् ।
ऋषिभिः स्तूयमानोऽग्र्यैर्वेदगुह्यपदाक्षरैः ॥१४१॥
ततस्तु भगवान्विष्णुर्दुर्विज्ञेयगतिः प्रभुः ।
शंखचक्रगदापाणिरंतर्धानं युधिष्ठिर ॥१४२॥

હે યુધિષ્ઠિર ! શ્રીમાન્ નારાયણ એ પ્રમાણે ઉત્તમ હાથીને ઝૂડના પાશમાંથી મુક્ત કરીને પછી શ્રેષ્ઠ ઋષિઓના મુખેથી વેદોના ગુહ્ય અર્થવાળા શબ્દો અને અક્ષરોવડે સ્તુતિ કરાતા થકા તે દુર્વિજ્ઞેય ગતિવાળા અને શંખ, ચક્ર, ગદા તથા પદ્મને હાથમાં ધારણ કરનારા પ્રભુ વિષ્ણુ ભગવાન અંતર્ધાન થયા. ૧૪૧,૧૪૨

वैशंपायन उवाच । વૈશંપાયન કહે છેઃ—

एतच्छ्रुत्वा महाबाहुर्भारतानां पितामहात् ।
गजेंद्रमोक्षणं राजा कुंतीपुत्रो युधिष्ठिरः ॥१४३॥
भ्रातृभिः सहितः सम्यग्ब्राह्मणैर्वेदपारगैः ।
पूजयामास देवेशं पार्श्वस्थं मधुसूदनम् ॥१४४॥

મહાબાહુ કુંતીપુત્ર યુધિષ્ઠિરે ભરતવંશીઓના પિતામહ ભીષ્મ પાસેથી એ પ્રમાણે ગજેંદ્રના મોક્ષને સાંભળીને ભાઇઓ તથા વેદપારંગત બ્રાહ્મણોની સાથે રહીને સમીપમાં રહેલા દેવોના દેવ મધુસૂદન શ્રીકૃષ્ણની પૂજા કરી. ૧૪૩,૧૪૪

विस्मयोत्फुल्लनयनाः श्रुत्वा नागस्य मोक्षणम् ।
ऋषयस्तु महाभागाः सर्वे प्रांजलयस्तदा ॥१४५॥

ગજેન્દ્રનો મોક્ષ સાંભળીને આશ્ચર્યથી પ્રફુલ્લિત થયેલાં નેત્રવાળા યુધિષ્ઠિર તથા સર્વે મહાભાગ્યશાળી ઋષિઓ બે હાથ જોડીને શ્રીનારાયણ સન્મુખ ઉભા રહ્યા.

अजं वरेण्यं वरपद्मनाभं महाबलं वेदनिधिं सुरोत्तमम् । तं वेदगुह्यं पुरुषं पुराणं ववंदिरे वेदविदां वरिष्ठम् ॥१४६॥

પછી અજન્મા, શ્રેષ્ઠ, સુંદર કમળ જેવી નાભિવાળા, મહાબળવાન, વેદના ભંડારરૂપ, દેવતાઓમાં ઉત્તમ, વેદમાં ગુહ્યાર્થરૂપે રહેલા અને વેદવેત્તાઓમાં શ્રેષ્ઠ એવા તે પુરાણપુરુષને તેઓ પ્રણામ કરવા લાગ્યા. ૧૪૬

एतत्पुण्यं महाबाहो जनानां पुण्यकर्मणाम् ।
दुःस्वप्नदर्शने घोरे श्रुत्वा पापात्प्रमुच्यते ॥१४७॥

હે મહાબાહુ! ઘોર દુષ્ટ સ્વપ્નનું દર્શન થાય ત્યારે પવિત્ર કર્મવાળા ભક્તજનોનું આ પવિત્ર ચરિત્ર સાંભળીને મનુષ્ય પાપોથી મુક્ત થાય છે. ૧૪૭

तस्मात्त्वं हि महाराज प्रपद्य शरणं हरिम् ।
विमुक्तः सर्वपापेभ्यः प्राप्स्यसे परमं पदम् ॥१४८॥

માટે હે મહારાજ યુધિષ્ઠિર! તમે પણ શ્રીહરિને શરણે જવાથી સર્વ પાપથી મુક્ત થઇને પરમપદને પામશો.

परं पराणां परमं पवित्रं परेशमीशं सुरलोकनाथम् ।
सुरासुरैरर्चितपादपद्मं सनातनं लोकगुरुं नमामि ॥

પરથી પણ પર, પરમ પવિત્ર, ઇશ્વરના ઈશ્વર, દેવલોકના નાથ અને સુર તથા અસુરો જેનાં ચરણકમળ પૂજે છે એવા સનાતન અને લોકોના ગુરુરૂપ પરમાત્માને હું નમસ્કાર કરું છું. ૧૪૯

वरगजशरणाद्विमुक्तिहेतुं पुरुषवरं स्तुतिदिव्यदेहगीतम् । सततमपि पठन्ति ये तु तेषामभिहितमरणान्तकिल्बिषापहं स्यात् ॥१५०॥

ગજેન્દ્રે શરણે જવાથી તેના મોક્ષના હેતુરૂપ થયેલા

તથા મહાપુરુષોની સ્તુતિથી દિવ્ય દેહવાળા વિષ્ણુરૂપે ગાન કરાયલા, એવા ભગવાનના આ આખ્યાન અથવા સ્તોત્રનો જે કોઇ સતતપણે નિત્યપ્રતિ પાઠ કરે છે; તેઓનું ઇચ્છેલું હિત થાય છે, તથા સર્વ પાપો અને મરણુસમયનાં સર્વ દુઃખો નાશ પામે છે. ૧૫૦

**धर्मदृढब द्धमूलो वेदस्कंधः पुराणशाखाढ्यः ।**
**ऋतुकुसुमो मोक्षफलो मधुसूदनपादपो जयति ॥**

તે ભગવાન મધુસૂદનરૂપી વૃક્ષનો ( અને તેને સેવનારનો ) વિજય થાય છે; કે જે વૃક્ષને ધર્મરૂપી દૃઢ મૂળ બંધાયલું છે; વેદરૂપી જેની મોટી શાખાઓ છે; જે પુરાણરૂપી ડાળીઓથી ભરપૂર છે; જેને યજ્ઞરૂપી પુષ્પ આવેલાં છે અને જે મોક્ષરૂપી ફળવાળું છે. ૧૫૧

**नमो ब्रह्मण्यदेवाय गोब्राह्मणहिताय च ।**
**जगद्धिताय कृष्णाय गोविंदाय नमोनमः ॥१५२॥**

બ્રહ્મવેત્તાનું રક્ષણ કરનારા દેવને, ગૌબ્રાહ્મણનું હિત કરનારા ગોવિંદને નમસ્કાર કરૂં છું. જગતનું હિત કરનારા શ્રીકૃષ્ણને હું વારંવાર નમસ્કાર કરૂં છું. ૧૫૨

**यदा महाग्राहगृहीतकातरं सुपुष्पिते पद्मवने महाद्विपम् । विमोक्षयामास गजं जनार्दनः दुःस्वप्ननाशं च सुखोदयं सदा ॥१५३॥**

જનાર્દને સુંદર પુષ્પવાળા કમળવનમાં મોટા ઝૂડે પકડવાથી ભયભીત થયેલા ગજેન્દ્રને જ્યારથી તે ઝૂડના મુખમાંથી છોડાવ્યો; ત્યારથી આ આખ્યાન સદાય દુષ્ટ સ્વપ્નનો નાશ કરનારૂં તથા સુખનો ઉદય કરનારૂં થઇ રહ્યું છે. ૧૫૩

**वेदे रामायणे चैव पुराणे भारते तथा ।**
**आदौ मध्ये तथा चान्ते हरिः सर्वत्र गीयते ॥१५४**

વેદોમાં, રામાયણમાં, પુરાણમાં તથા ભારતમાં આદિ, મધ્ય અને અંતમાં સર્વત્ર શ્રીહરિનાજ ગુણ ગવાય છે.

सर्वरत्नमयो मेरुः सर्वाश्चर्यमयं नभः ।
सर्वतीर्थमयी गंगा सर्वदेवमयो हरिः ॥१५५॥

મેરુ જેમ સર્વ પ્રકારનાં રત્નોથી ભરપૂર છે; આકાશ જેમ સર્વ આશ્ચર્યોથી ભરપૂર છે અને ગંગા જેમ સર્વ તીર્થોથી ભરપૂર છે; તેમ શ્રીહરિ સર્વ દેવમય અર્થાત્ સર્વ દેવોથી ભરપૂર છે. ૧૫૫

आकाशात्पतितं तोयं यथा गच्छति सागरम् ।
सर्वदेवनमस्कारः केशवं प्रति गच्छति ॥१५६॥

જેમ આકાશમાંથી પડેલું પાણી સમુદ્રમાં જાય છે, તેમ સર્વ દેવને કરેલા નમસ્કાર પરમાત્મા કેશવ-પ્રતિ જાય છે. ૧૫૬

गीता सहस्रनामानि स्तवराजो ह्यनुस्मृतिः ।
गजेंद्रमोक्षणं चैव पंच रत्नानि भारते ॥१५७॥

શ્રીમદ્ ભગવદ્ગીતા, શ્રીવિષ્ણુસહસ્રનામ, શ્રીભીષ્મ સ્તવરાજ, શ્રી અનુસ્મૃતિ તથા શ્રીગજેંદ્રમોક્ષ, આ પાંચ રત્નો મહાભારતમાં છે. ૧૫૭

इति श्रीमन्महाभारते शतसाहस्र्यां संहितायां वैयासिक्यां शांतिपर्वणि भीष्मयुधिष्ठिरसंवादे गजेंद्रमोक्षः समाप्तः ॥

ઇતિ શ્રીવ્યાસે ગાયેલા લાખ સંહિતાવાળા *શ્રીમહાભારત-ના શાંતિપર્વમાં શ્રીભીષ્મ અને યુધિષ્ઠિરના સંવાદમાં શ્રીગજેન્દ્રમોક્ષ સંપૂર્ણ.

## श्री पंचरत्नगीता समाप्त

* મહાભારતની હાલની પ્રતોમાં ગજેંદ્રમોક્ષ જણાતું નથી.

# महात्मा श्रीधर स्वामी

શ્રીમદ્દભગવદ્દગીતા અને શ્રીમદ્દ ભાગવત જેવા અસામાન્ય ગ્રંથો ઉપર વિસ્તારથી ટીકા લખનાર શ્રીધરસ્વામીનું નામ સંસ્કૃત તેમજ પ્રાકૃત ગુજરાતી વાચકોથી અજાણ્યું નથી. જેમ સંસ્કૃત ગ્રંથોના ટીકાકાર-તરીકે મલ્લીનાથની ખ્યાતિ છે, તેમ ગીતા અને ભાગવત ઉપર ટીકા લખનારતરીકે શ્રીધર સ્વામી વિખ્યાત છે. એમની ટીકા એટલી તો હૃદયંગમ અને ઉત્કૃષ્ટ છે કે જ્યાંસુધી સંસ્કૃત વાઙ્મય ચિરંજીવ છે, અને ગીતાનો પાઠ આર્ય સંતાનોમાં થાય છે, ત્યાંસુધી શ્રીધરી ટીકાઓ ચિરંજીવ રહેશે. પરંતુ આવી ઉત્તમ પ્રકારની સર્વમાન્ય ટીકા લખ-નારનું જીવનચરિત્ર કેવા પ્રકારનું હતું ? તેમની ગૃહસ્થિતિ કેવી હતી ? તેમણે અધ્યયન-વિદ્યાભ્યાસ ક્યાં અને કોની પાસે કર્યો હતો ? સહૃદય વાચકોના હૃદયને પ્રફુલ્લિત કરનારો ભક્તિરસ તેમણે પોતાના હૃદય-મંદિરમાં કયાંથી લાવી એકઠો કર્યો હતો અને તેનો લાભ ભક્તજનોને આપવા કેવી રીતે પ્રેરાયા હતા ? તે સર્વ વિષે કશી પણ માહિતી મળતી નથી. ગુજરાતમાંજ નહિ પણ હિંદુસ્થાનમાં જ્યાં જ્યાં ધર્મ-સંસ્થાપકો, ધર્મસંજીવકો અને આધિ, વ્યાધિ કે ઉપાધિથી ત્રાસ પામેલા જીવોને અખંડ શાંતિ આપનારા મોટા સત્પુરુષો વગેરે થઈ ગયા છે, તે સર્વના જીવનની કથા આવી દુર્મિલજ છે. આવી મોટી વિભૂતિઓનાં જીવનચરિત્રની વિશ્વાસપાત્ર માહિતી પ્રાપ્ત થતી નહિ હોવાથી ઘણી દંતકથાઓ તેઓના નામે ચઢી ગઈ છે, અને કેટલીક વાર તો તેઓમાં એકસરખાપણું એટલું લાગે છે કે ચિકિત્સા કરનારા બુદ્ધિમાન માણસને પણ તે ન સમજાય એમાં આશ્ચર્ય નથી; પણ જેમ દંતકથાના પણ મૂળમાં કંઇ સત્યાંશ નહિ હોય તો તે પરંપરાએ ચાલતી નથી, તેમ ચરિત્રસંશોધન માટે બીજી કોઇ માહિતી ઉપલબ્ધ ન હોવાથી તેના ઉપર આધાર મૂકીને લેઇ ચલાવ્યા વગર છૂટકો નથી. શ્રીધર સ્વામીના સંબંધમાં પણ ભક્તજનોને મુખે જે વાત સાંભ-ળેલી તે અત્રે લખી છે.

શ્રીધર સ્વામી કયારે થઇ ગયા તેનું ચોક્કસ પ્રમાણ મળતું નથી; પરંતુ વિદ્વાન સંશોધકોએ અને ચિકિત્સકોએ એટલો નિર્ણય કર્યો છે કે, શ્રીધર સ્વામી બોપદેવ પહેલાં એટલે ઇ. સ. ૧૦૦૦ થી ૧૧૦૦ સુધીમાં થઇ ગયેલા છે. તેમનો જન્મ દક્ષિણહિંદુસ્તાનમાં થયો હતો, એમ કહેવાય છે. તેઓ ઉત્તમ પંડિત હતા. સંસ્કૃત વાઙમય તેમને હાથમાં રાખેલા આમળા જેવું અવગત હતું. તેમની વિદ્વત્તા જોઇને એક રાજાએ તેમને આશ્રય આપ્યો હતો. આથી સંસારના ભારવહનની ચિંતા તેઓને નહોતી; છતાં પણ તેમના ચિત્તને કંઇ

શાંતિ મળતી નહોતી. તેમના ઉપર રાજાની કૃપા હતી અને સુખ-પૂર્વક દિવસો નિર્ગમન કરતા હતા, તોપણ તેઓનું મન ઉપરતિના માર્ગે વળેલું હતું. જગતને જેણે ધર્મોપદેશ કરવો સૃજાયો હોય તેના જીવનક્રમમાં કંઇ અવનવો પ્રસંગ બન્યા વગર રહેતો નથી, એવું ધર્મપ્રવર્તકો અને મોટા પુરુષોનાં ચરિત્રોમાં જણાય છે. તાત્પર્ય કે, સુખમાં આળોટવા છતાં અકસ્માત્ સુખ તરફથી પીઠ ફેરવીને પરમેશ્વર તરફ જનારા માર્ગ તરફ મોઢું ફેરવવાનો પ્રસંગ આવે, તે માટે–ઈશ્વર-પ્રાપ્તિ માટે શ્રીધર સ્વામીના મનમાં જે તીવ્ર આકાંક્ષા ઉપજી, તેને માટે તેમના મર્મસ્થાનને વિંધનારો કોઇ વિલક્ષણ આઘાત થયો હોવો જોઇએ એટલું તો સહજ સમજાય તેવું છે. તેઓ પરણેલા હતા; તેમને અપત્યનું સુખ પણ મળેલું હતું; રાજકૃપા હોવાથી તેમનો યોગક્ષેમ પણ સારી રીતે ચાલ્યા કરતો હતો; પત્ની પણ પ્રેમાળ અને પતિપરાયણા હતી; છતાં પણ તેમનું અંતઃકરણ યુવાન વયમાં પરમેશ્વર તરફ વળ્યું, તે શું કંઇ ખાસ કારણવગર બન્યું હશે ? સર્વસ્વ ત્યાગ કરીને ઈશ્વરચિંતન તરફ પોતાનું મન લગાડવા તેમને વૃત્તિ થઇ આવતી હતી; પણ પ્રિય પત્ની અને બાળકનો ત્યાગ અને તેમના ભરણપોષણની ચિંતાને લીધે તેઓ સંન્યાસ લેવામાં અચકાતા હતા. પણ કેમ જાણે તેમની આ શુભ ઇચ્છા પૂર્ણ કરવા માટે ન હોય તેમ દૈવે તેમની પ્રિય પત્ની તેમની પાસેથી અકસ્માત્ ખેંચી લીધી ! તે વખતે તેમને એક નાનું બાળક હતું અને તેની સંભાળ લેનાર ઘરમાં બીજું કોઇ નહોતું. અત્યારસુધી તો તેમની પત્ની ઘરસંસારનો સર્વ ભાર વહન કરતી હતી અને સ્વામીજી મહારાજ તો ભાગવત, વિષ્ણુપુરાણ અને ગીતાના અધ્યયનમાં નિમગ્ન રહેતા; એટલે સંસારવ્યવહારની કશી પણ ખટપટ-સંબંધી વિચાર કરવાનો તેમને પ્રસંગજ આવ્યો નહોતો. પણ ગૃહની મુખ્ય અધિષ્ઠાત્રી લોપ થયા પછી સંસાર અને લોકવ્યવહારનો કડવો અનુભવ શ્રીધર સ્વામીને થવા લાગ્યો, અને તેમાં પણ માતા વિનાનું નાની વયનું બાળક ઉછેરવાનું કામ કેટલું કઠિન છે તે પણ તેમને સમજાવા લાગ્યું. પોતાના પ્રિય પુત્રની સંભાળ તેઓ અંતઃકરણપૂર્વક કરતા હતા, પણ તે સાથે "ન જોઈએ આ સંસાર અને ન જોઇએ ગૃહસ્થાશ્રમ" એવી વૈરાગ્યભાવનાનો વિચાર તેમના મનમાં રાતદિવસ ઘોળાયા કરતો હતો. હવે આ ગૃહપાશ તોડી માયાના બંધનમાંથી મુક્ત થઈ ઈશ્વરારાધનમાં કાળ વીતાવવો, એવી તૃષ્ણા તેમના ચિત્તમાં વધારે ને વધારે થવા લાગી. ઘર છોડી ચાલ્યા જવાનો વિચાર તેમના મનમાં રાતદિવસ ચાલ્યા કરતો હતો; પણ મા વગરના બાળકનો રુદનસ્વર કાનમાં પડતાં આ વિચાર દંકાઇ જતો અને 'હું ઘર છોડીને ચાલ્યો જઇશ તો બાળકનું શું થશે ? અને રાજ્યાશ્રય મૂકી દઈશ તો મારો નિર્વાહ કેમ ચાલશે ?' એવી ચિંતાથી તેઓ પાછળ હઠતા હતા. આવી

રીતનો ઝગડો તેમના મનમાં નિત્ય ચાલ્યા કરતો હતો. એવે સમયે એક વખતે તેઓ ગીતાનો પાઠ કરતા નવમા અધ્યાયના બાવીસમા શ્લોક ઉપર આવીને અટક્યા. એ શ્લોક આ પ્રમાણે છેઃ-

**अनन्याश्चिंतयंतो मां ये जनाः पर्युपासते ।**
**तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम् ॥**

અર્થઃ-મારા જે ભક્તો અનન્યભાવે મારૂં ચિંતન કરતા મને ઉપાસે છે તેવા સદાકાળ મારામાં ચિત્ત જોડનારાઓનો યોગક્ષેમ હું પોતે વહન કરૂં છું.

આ શ્લોકાર્થ વિચારતાં સ્વામીજીને એમ થયું કે, શું હું અનન્ય ભક્ત નથી? મને યોગક્ષેમ માટે આટલી બધી ચિંતા શામાટે થાય છે? ભગવાન તો કહે છે કે, મારા ભક્તોનો યોગક્ષેમ હું જાતેજ વહન કરૂં છું. શ્લોકનું તાત્પર્ય કંઇ સમજાતું નથી. આ શ્લોક કદાચ ભક્તિ કરવા પ્રેરવાને ખાલી ફલશ્રુતિ જેવો હશે કે શું? એવી શંકા થઇ; પણ તેનું સમાધાન થઈ શક્યું નહિ. એટલે આખરે પોથી બાંધી ઘેર આવ્યા.

એક દિવસે પોતાનો પુત્ર કોઇને સોંપીને તથા તેના વિદ્યાભ્યાસની અને રક્ષણની કંઇ ગોઠવણ કરી વનમાં ચાલ્યા જવાનો અને ગીતાના ઉપલા શ્લોકનો વિચાર કરતા બેઠા હતા; તેવામાં એકાએક એક ચમત્કાર નજરે પડયો. તેઓ પોતાના મકાનના ઓટલા ઉપર વિચાર કરતા બેઠા હતા, તેવામાં શુમારે એક વાર છેટે તેમના ઘરના છાપરામાંથી એક મોટી ગરોળીનું ઇંડું નીચે પડયું અને ફૂટયું; અને તે ફૂટેલા ઇંડામાંથી થોડા પ્રવાહી પદાર્થમાં એક નાનું સરખું ગરોળીનું બચ્ચું હાલતું ચાલતું જણાયું. શ્રીધર સ્વામી ત્યાંથી ઉઠયા અને કુતૂહલપૂર્ણ મનથી તે ઇંડા પાસે જઇને તુરતના જન્મેલા ગરોળીના બચ્ચાની હીલચાલ લક્ષપૂર્વક જોવા લાગ્યા. તે બચ્ચું પોતાનું મોઢું એકસરખું ઉઘાડ-બંધ કર્યા કરતું હતું. તે જોઇને તેને ભૂખ લાગી હશે એવું શ્રીધર સ્વામીએ અનુમાન કર્યું; પરંતુ તેમને એમ લાગ્યું કે, તુરતના જન્મેલા આ બચ્ચાને ઇંડામાંથી બહાર આવવાની શક્તિ હજી આવી નથી, તો તેને ખાવાનું તે ક્યાંથી મળશે? અને એને કંઈ ખાવાનું નહિ મળતાં તે થોડી વારમાં ભૂખે મરી જશે. એને જો હું અન્નના દાણા આપીશ તો કાચું ખાઇ પણ કેમ શકશે? હવે શ્રીહરિ તેના યોગક્ષેમની શી વ્યવસ્થા કરે છે, તે તો જોઉં.

આવા પ્રકારના વિચારો તેમના મનમાં આવ્યા, અને તુરત જન્મેલા તે જીવ તરફ તેઓ એકાગ્ર દૃષ્ટિથી જોતા બેઠા હતા; એટલામાં એક ચમત્કાર થયો. એક માખી ગણુગણુતી તે ઇંડાના પાતળા પ્રવાહી પદાર્થ તરફ આવી અને તે રસ પીવા માટે તેના ઉપર બેઠી એટલે તેની પાંખો તેમાં ચોંટી ગઇ. તરફડવા છતાં પણ તે ઉડી શકી નહિ, એટલે તે ગરોળીના બચ્ચાએ આયતો ચાલીને આવેલો અથવા ઈશ્વરે

મોકલેલો ભક્ષ્ય તત્કાળ ગડપ કર્યો. ગરોળીનું બચ્ચું પોષણ મળવાથી ટટાર થયું, સૂર્યનાં કિરણોમાં વધારે હાલવા ચાલવા લાગ્યું અને ધીમે ધીમે ચાલતાં ચાલતાં થાંભલાની કોરમાં ભરાયું અને સાંજ પડતાં છાપરાના એક ખૂણામાં લપાયું.

આ બનાવ જોઇને શ્રીધર સ્વામીના હૃદયમાં એકદમ પ્રકાશ પડ્યો અને ભગવાનની ચિંતા માટે ધન્ય ધન્યના ઉદ્‌ગાર તેમના મુખમાંથી નીકળી પડ્યા. એક અત્યંત ક્ષુદ્ર જીવ માટે આ વિલક્ષણ યોગાયોગ બન્યો અને તેના યોગક્ષેમની ગોઠવણ જો જગચ્ચાલક વિશ્વંભર કરે છે તો તેની અચિંત્ય અદ્‌ભુત શક્તિ આખા જગતનું આવી રીતે સંરક્ષણ નહિ કરે શું ? પ્રભુનેજ જીવાડવા હશે તો અન્ય શું કરી શકનાર છે ? આ ગરોળીનું બચ્ચું માબાપવિનાનું હતું અને અર્ધ ક્ષણમાં મૃત્યુના મુખમાં પડે એવી તેની દશા હતી; છતાં તેના રક્ષણ માટે શ્રીહરિ જો અચાનક મદદ મોકલે છે, તો મારે 'મારા પુત્રનું શું થશે ?' એમ એક-સરખી ચિંતા રાખીને બેસી રહેવું એ શું ડહાપણભર્યું છે ? હું આટલો મોટો પંડિત કહેવાઉં; ઇશ્વરના જ્ઞાન સંબંધમાં આટલો મોટો ઘમંડ રાખું; છતાં સત્ય નારાયણને તો ઓળખતો નથી ! ખરેખર એવીજ સ્થિતિ શું મારી નથી ? પરમેશ્વરનો મહિમા હું ગાઉં છું, પણ તેનાં કર્તૃત્વની મહત્તા નહિ સમજતાં મારા પોતાના કર્તૃત્વની કિંમત વધારે આંકું છું. એથી શું પરમેશ્વર ઉપર મને વિશ્વાસ નથી એવું નથી જણાતું ? ગીતાના શ્લોકનો બીજાને ઉપદેશ કરૂં છું ખરો, પણ મને પોતાને તેના ઉપર કેટલો વિશ્વાસ છે ? મારા બાળકની સંભાળ રાખવાનો બોજો મારા ઉપર છે, એવું મને લાગ્યા કરે છે; પરંતુ અનાથના નાથ દીનબંધુ તરીકે જે જગદાત્માની આપણે પ્રાર્થના કરીએ છીએ, તેને શું મારા કરતાં વધારે ચિંતા નથી થતી કે ? ગરોળીનું બચ્ચું મરે નહિ તે માટે તેના સંરક્ષણની ગોઠવણ જેણે કરી રાખી; દરેક બાળક માટે જે પરમાત્મા માતાના સ્તનમાં દૂધની ગોઠવણ પ્રથમથી કરી રાખે છે; તેને સર્વભાવે હું શરણે જાઉં તો તે મારા આ અનાથ બાળકનું સંરક્ષણ પણ કરશેજ કરશે. મારે શામાટે નકામી કોઈની ચિંતા રાખવી ? આવા ગરોળીના બચ્ચા જેવાનું યોગક્ષેમ તે પરમાત્મા કરે છે, તો ભક્તજનનું યોગક્ષેમ તે શામાટે ન વહન કરે ? ધન્ય છે પ્રભુની લીલા ! મારા હૃદયની હવે સર્વ ગાંઠો છૂટી ગઇ છે અને મારા સર્વ સંશયો નષ્ટ થયા છે. હું હવે બીજા સર્વ ધર્મોને ત્યજી તેને એકનેજ શરણે જાઉં છું, તેજ મારો મોક્ષ કરશે અને સર્વ પાપમાંથી મુક્ત કરશે.

શ્રીધર સ્વામીના મનમાં આવા પ્રકારના વિચારો આવ્યા અને તેમની સંશયવૃત્તિ નાશ પામી. તેમના મનનું સમાધાન થઈ ગયું અને શ્રીકૃષ્ણ-નું સ્મરણ કરી તેમણે ગૃહત્યાગ કર્યો. પછી તેઓ કાશી ગયા તથા ત્યાં ભાગવત, ગીતા વગેરે ગ્રંથો ઉપર ટીકાઓ રચી; જે આજસુધી

પ્રખ્યાત છે. તેમણે સંન્યાસ લીધા પછી તેમના આશ્રયદાતા રાજાએ તેમના પુત્રને રાજદરબારમાં લાવી તેના લાલનપાલન અને શિક્ષણની યોગ્ય વ્યવસ્થા કરી.

આ બચ્ચાના બનાવે શ્રીધર સ્વામીના મન ઉપર વિલક્ષણ પરિણામ કર્યું, અને તેમના ગ્રંથોમાંથી પરમેશ્વર ઉપર અટલ શ્રદ્ધા–ભક્તિ રાખવાના જે અનેક ઉદ્ગારો મળી આવે છે તે એના પૂરાવારૂપ છે.

જેણે પરમેશ્વર ઉપર વિશ્વાસ રાખ્યો છે, જેનું અંતઃકરણ પરમેશ્વરની અંદર પરોવાઇ ગયું છે, તેનો યોગક્ષેમ ગીતા પ્રમાણે શ્રીહરિજ ચલાવે છે–અરે પોતે જાતે વહન કરે છે, એમાં જરાએ શક નથી. આ શ્લોક ઉપરની એક કથા સ્વ. ઇચ્છારામ સૂ. દેશાઇએ સ્વરચિત "ચંદ્રકાન્ત" નામના વેદાંતના ગ્રંથમાં આપી છે, તે જિજ્ઞાસુએ અવશ્ય વાંચવી અને તેવા અનેક દાખલાઓ તેમાંથી આપણને મળી શકે તેમ છે. પરમેશ્વર આ યોગક્ષેમ શી રીતે ચલાવે છે, તે કયાંથી અને કયા રૂપે સહાય મોકલી આપે છે; તેની કલ્પના આપણને અગાઉથી આવી શકેજ નહિ. ઘણી વખતે એવો ચમત્કારજ બને છે. પ્રસંગ મોટો કઠિન અને અણીનો હોય છે ત્યારે ભક્તને ઈશ્વર તરફથી અચાનક સહાય મળવાથી તે દુઃખ દૂર થાય છે અને કટ્ટર નાસ્તિક પણ આસ્તિક બની જાય છે. આ તો સાધારણ બનાવો વર્ણવ્યા; પણ જે જ્ઞાની ભક્તના અંતઃકરણમાં જ્ઞાનદીપ પ્રજ્વલિત હોય છે, જેનું ચિત્ત વિશ્વમય થયેલું હોય છે, જે પરમેશ્વરના આપણે બાળક છીએ તેનાં પ્રાણીમાત્ર પણ બાળકો છે, એવી સર્વવાસુદેવમય ભાવના જેની થાય છે અને તે પ્રમાણે સર્વ વર્તન કરે છે, તેના ઉપર સંકટ આવે ત્યારે પરમેશ્વર સુદર્શન આપી રક્ષણ કરે છે. આ પ્રમાણે શ્રીભાગવતના ટીકાકાર શ્રીધર સ્વામીની બોધપ્રદ જીવનકથા છે, અને તે અમારા વાંચનારાઓને શ્રીકૃષ્ણ પરમાત્મામાં અધિકાધિક ભક્તિમાન કરવા પ્રેરો એવી પ્રાર્થના છે.

("ગુજરાતી" પ્રેસના ભાગવત–ભાષાંતરની ચોથી આવૃત્તિમાંથી સંક્ષેપ અને શોધનપૂર્વક સાભાર ઉદ્ધૃત)



# ગીતાજીનાં ગુણગાન

અગ્નિને તણખે બળે, મોટાં જંગલ જેમ;
ગીતાજ્ઞાન થકી બળે, પાપ તાપ સૌ તેમ.
સમજી ઔષધ સેવતાં, ટાળે રોગ તમામ;
ભગવદ્‌વાક્ય ભજ્યે ટળે, જન્મમરણ દુઃખધામ.

## ગીતા અને ભાઇ પરમાનંદજી

### 'ગીતા' એ ઉપનિષદો અને શાસ્ત્રોનું સત્ત્વ છે.

"ગીતાનું સારી રીતે અધ્યયન કરીને તેની શાસ્ત્રો સાથે સરખામણી કરવાથી સ્પષ્ટ જણાઇ આવે છે કે, ગીતાના લેખકે શ્લોકોની રચનામાં લગભગ સમસ્ત આર્ય શાસ્ત્રોની મદદ લીધી છે. કેમકે વેદાંત, સાંખ્યયોગાદિ દર્શનો તથા મનુસ્મૃતિ અને વેદોની છટા એ શ્લોકોમાં સ્પષ્ટ રીતે જણાય છે. ઉપનિષદોના કેટલાયે શબ્દો અને વાક્યો એમાં ઉતારેલાં છે. તે ઉપરથી પણ તેના રચનારે આર્ય સાહિત્ય અને તત્ત્વજ્ઞાનનો સાર અતિસંક્ષેપથી એમાં એકત્ર કર્યો છે, એવી ખાત્રી થાય છે. પુરાણમાં પણ આ સુપ્રસિદ્ધ શ્લોક મળી આવે છે કે:-

**"सर्वोपनिषदो गावो दोग्धा गोपालनंदनः ।**
**पार्थो वत्सः सुधीर्भोक्ता दुग्धं गीतामृतं महत् ॥"**

× × × ×

"જો આર્ય સભ્યતાના મહાસાગરને (ધર્મ, સાહિત્ય અને તત્ત્વજ્ઞાનને) એકાદ ગાગરમાં સમાયલો જોવો હોય તો તે ગીતામાં જોઇ શકાય છે. જો બીજાં બધાંયે શાસ્ત્રો નાશ પામ્યાં હોત અને માત્ર ગીતાજ રહી હોત, તોપણ આર્યજાતિના ગૌરવની સ્મૃતિ સંસારમાં ચાલુ રહેત. કેમકે અત્યારે પણ આર્ય સભ્યતા (આર્યોનું જ્ઞાન અને ચારિત્ર અથવા ધર્મ અને નીતિ) એમાં એટલી બધી સુરક્ષિત છે કે **ગીતાનો પ્રચાર થવો અથવા નાશ થવો એ આર્ય ધર્મની વૃદ્ધિ અથવા નાશ થવા બરાબર છે.** કોઇએ સાચુંજ કહ્યું છે કે **"ગીતા એ તો વૈદિક ધર્મરૂપી કલ્પવૃક્ષનું પાકેલું જ્ઞાનામૃતરૂપી ફળ છે."**

× × × ×

### 'ગીતા' એ ધર્મપ્રચારનું ઉત્તમ સાધન છે.

"જો વિદેશોમાં વૈદિક ધર્મનો પ્રચાર કરવાનો વિચાર હોય તો ત્યાંના લોકોને પણ વાંચવા માટે એક ધર્મપુસ્તક આપવાની જરૂર છે. આપણે જ્યારે આપણા દેશમાંજ વેદોના ભણનારા આટલા બધા ઓછા જોઇએ છીએ, તો બીજા દેશોમાં તેને સમજનારાઓની આશા રાખવી

એ તો વ્યર્થજ છે. આર્યસમાજીઓ કેટલીક વાર આને માટે 'સત્યાર્થ-પ્રકાશ' રજુ કરે છે; પરંતુ તેઓ ભૂલી જાય છે કે, સત્યાર્થ પ્રકાશનો ઘણોખરો ભાગ માત્ર આર્યાવર્તનેજ માટે છે અને તે બીજાઓને રુચિકર થાય તેમ નથી."

"બીજી તરફ ગીતાને જુઓ, એમાં એક પ્રકારની ખાસ સુંદરતા અને આકર્ષણશક્તિ દેખાઇ આવે છે. વિદેશોમાં પણ એવાં ઘણાં સ્રીપુરુષ મળી આવે છે કે જેમને આખી ગીતા કંઠસ્થ હોય છે. માટે ગીતાજ એક એવું ધર્મપુસ્તક છે, કે જે આર્ય ધર્મના પ્રચારમાં ખાસ ઉપયોગી થઇ શકે. કેમકે એક આખી હિંદુ જાતિ તેને પોતાના ધર્મ-પુસ્તકતરીકે માને છે; અને ઋષિમુનિઓ તથા દાર્શનિકો માને છે તેમ તેમાંજ **વૈદિક જ્ઞાનનો અર્ક** મોજુદ છે. આથી એને **આર્ય ધર્મનું પ્રમાણભૂત પુસ્તક** કહેવું એ સર્વથા ઉચિત છે."

## ગીતાનું મૂળ ઝરણ કયાં છે ?

"કેટલાક પાશ્ચાત્ય વિદ્વાનો માને છે કે, ગીતાનું શિક્ષણ બહુ પવિત્ર છે અને અંજીલના શિક્ષણને મળતું છે; તેથી ગીતા જરૂર અંજીલ ઉપર-થી રચાઇ હશે. પણ આ યુક્તિ તો કૂવામાંના દેડકાને સમુદ્રના તોફાનથી કૂવામાં આવી પડેલી માછલી સાથે થયેલી વાતના જેવી છે. એ દેડકાએ તે માછલીને પૂછયું કે, સમુદ્ર કેવડોક મોટો હોય છે? માછલીએ કહ્યું:-એ તો ખૂબ મોટો હોય છે. પછી દેડકો પાછો હઠતો જાય ને વારંવાર પૂછતો જાય કે આવડો ? આવડો ? એમ કરતો કરતો તે કૂવાની બીજી ભીંત સુધી જઇ પહોંચ્યો, તોપણ માછલીએ એમજ કહ્યું કે એથી પણ બહુ મોટો. આ સાંભળીને તે આશ્ચર્યપૂર્વક કહેવા લાગ્યો કે એ તો અસંભવિત છે. કેમકે સંસારમાં આથી મોટું કશું હોય નહિ."

"ગીતાજી જેવું અદ્વિતીય પુસ્તક કાંઇ અકસ્માત્ પેદા થતું નથી. એના પહેલાં તો ઘણા કાળની જ્ઞાનોન્નતિ આવશ્યક છે. જ્યાં ઉપનિષદો અને દર્શનશાસ્ત્રોનું તત્ત્વજ્ઞાન હયાત ન હોય ત્યાં 'ગીતા' જેવો ગ્રંથ રચી શકાયજ નહિ. **માત્ર એક મહાભારતમાંજ ગીતાને વિસ્તારથી સમજાવનારાં દૃષ્ટાંત મળી શકે છે,** નહિ કે બીજા બીજા કિસ્સા-કહાણીઓમાં. ગીતાનું શિક્ષણ તો કેવળ ગંગાતટેજ સંભવે, બીજે નહિ."

"મહાભારતની કથામાં 'ગીતા' એ એક ઝગમગતા હીરા સમાન છે. મહાભારતના રચનાર મહર્ષિ વ્યાસ સાચેજ થઈ ગયા છે. ગીતા-જ્ઞાન એ તેમની માનસિક શકિતનું પરિણામ હોય કે શ્રીકૃષ્ણચંદ્રે અર્જુનને આ જ્ઞાનનો પ્રત્યક્ષ ઉપદેશ કર્યો હોય, એ વિષે તર્કવિતર્ક કરવા નકામા છે. કેમકે એથી ગીતાની પવિત્રતામાં કોઈ પ્રકારનો ફેર પડતો નથી, કે જે પવિત્રતા કેવળ ગીતામાંજ જણાય છે. ૧૮ મા અધ્યાયના શ્લોક ૭૫-૭૬ માં સંજય કહે છે કે 'આ પ્રમાણે મહર્ષિ વ્યાસજીની કૃપાથી શ્રીકૃષ્ણ ભગવાનના મુખથી કહેવાતો આ

